થી એમ લાગે છે. હવે આપણે ૧૮૭૦
ના ડીડ ઉપર આવીશું. હું એવું બતા
વવા માગું છું કે ૧૮૭૧ નું ડીડ કાંઇ
એક સ્વતંત્ર ડીડ નથી પણ તેને
૧૮૫૧ ના ડીડ સાથે નીસબત છે, તેના
સંબંધમાં કોમની કોઇ રીતે સલાહ લેવા
માં નથી આવી. બલ્કેસ પંચાયતના વખ
તો વખતના જે મેમબરો ટ્રસ્ટીઓ હો
ય તેઓને કરવામાં આવતી હતી. ફંડો
ના ડીસાઓના મથાળાંમાં "કુલ જરથોસ
તીઓ" શબ્દો વાપરવામાં આવેલ છે જે બતા
વે છે કે દરેક જરથોસતી માટે એ ફંડો છે એ
શબ્દો ઘણા બદલાયેલા છે. પણ હવે એવું
કહેવામાં આવે છે કે જે જરથોસતીઓ
પારસીઓ નથી તેઓને ફંડોનો લાભ
આપવામાં આવશે નહી પણ ફક્ત પાર
સી જરથોસતીઓનેજ ફંડનો લાભ આ
પવામાં આવશે. પારસી શબ્દની અમા
રી વ્યાખ્યા મુજબનો પારસી જે કોઇ
જરથોસતી હશે નહી તેને અમો ફંડનો
લાભ આપીશું નહી એવું જાહેર ઢંઢેરા
મારફતે બાપોકાર જાહેર કરવામાં આવ
યું છે. ૧૮૮૪ ના ટ્રસ્ટ ડીડોમાં ફંડો
૧૨ વરસ કરતાં વધુ મુદત થયાં ટ્રસ્ટી
ઓના કબજામાં હોવાનો દાવો કરીને
અંગત હક મેળવવાની કોશેશ કરવામાં
આવી છે. પણ હું પુરવાર કરી આપીશ
કે તેઓને તેવો કશો પણ હક નથી
અને ફંડોની મીલકતના સંબંધમાં
પોતાની મરજીમાં આવે તેમ
કામ લેવાની તેઓને સતા નથી. તે
ઓ અરસપરસની ગોઠવણથી પોતાની
મેલે ટ્રસ્ટીઓ બનેલા છે. ૧૮૮૪ ના
ડીડની રૂએ જેઓ નેમાયલા છે તેઓ
પંચાયતના ડેલીગેટો છે. કોમની કોઇપ
ણ રીતે સલાહ લેવામાં આવી નથી એ
વું મારૂં કહેવું છે, ૧૮૮૪ માં ડીડ ત
યાર કરવામાં સેક્રેટરીએ સોલીસીટરો
ને ફરમાશ કીધી તયારે પણ તેઓએ પો
તાને "પારસી પંચાયતના ટ્રસ્ટીઓ"
તરીકે ઓળખાવયા છે જે શબ્દો ઘણા
અરથસુચક છે.

## પંચાયતના મેમબરોનું કામ.

પંચાયતના મેમબરો કોમના ડેલીગે
ટો હતા અને અસલ તેઓનું કામ સં
સારી કજીઆઓ ચુકવવાનું હતું. ત
મો નામદારનું હું ધયાન ખેંચું છું કે
કે દોખમાં કોઇ માલેક પોતાની માલી
કીની જમીન ઉપર બાંધીને સવાધીન
કીધાં નથી પણ એક સીવાય દરેક દ
ખમાંમાં પંચાયતની જમીન ઉપર દો
ખમા બાંધવામાં આવેલાં હતા. કોઇ
બીજાની જમીન ઉપર દોખમા બાંધવા
માં આવેલાં છે, તેથી ઢગા ફટકાનો
કાયદો અત્રે લાગુ પડતો નથી અને એ
કાયદા સાથે એ બાબતમાં કાંઇપણ
નીસબત નથી. ડીડમાં "પારસી
કોમ" શબ્દો લખેલા છે તેનો અરથ
"જરથોસતી ધરમના સઘળા મેમબરો"
એવો થાય છે એમ અમો કહેવા માંગી
એ છીએ. તમો નામદાર જોશો છો કે
તકરારી બાબદ એ છે કે દોખમાંઓ કો
ણના વપરાશ માટે અરપણ કરવામાં
આવેલાં છે. એક માણસ પારસી ધરમ
પાળે છે કે નહી તેના સંબંધમાં જો શ
ક પડે તો તેની વાત ચરચાવવા માટે
ખાસ ચોતરો અલાહેદો રાખવામાં આ
વેલો છે એમ ડીડ ઉપરથી માલમ પડે
છે જે ઘણું અરથસુચક છે. તમો સનમુ
ખ ૧૮૫૧, ૧૮૭૧ અને ૧૮૮૪ ના
ડીડો મેં રજુ કીધા છે. તે મુજબ કેટ
લોક વખત સુધી સમાધાનીથી ચાલયું.

## કોમમાં જાગેલી ખટપટ.

૧૯૦૩ માં કોમમાં કમનસીબે ખટપટ
જાગી. અમો કહીએ છીએ કે અનજુમ
નની સતા ખુંચવી લેવામાં આવી છે
અને ટ્રસ્ટીઓએ એક તરફ વધણુ
અખતયાર કીધી છે. મારા મીત્રો એવો
મુદ્દો ઉભો કીધો છે કે એક જ જવાન
પારસી ગ્રહસથ એક ફ્રેનચ બાનુ સાથ
પરણયા તે ઉપરથી આ મુકદમો ઉભો
થયો છે કે નહી ? એ મુદ્દો બંધબેસતો
નથી, હું તે વીશે હવે પછી બોલીશ,
એક પારસી ગ્રહસથ પેરીસમાં એક ફ્રેન
ચ બાનુ સાથ પરણયા હતા. તેવણને
મુંબઇમાં લાવવામાં આવયા હતા. તેવ
ણે પોતાના ધણીનો પારસી ધરમ અખ
તયાર કીધો હતો, તેવણને જરથોસતી
ધરમમાં ફરમાન મુજબ સુદરેહ કસતી
પહેરાવવામાં આવયો હતો. તેવણને જા

હેર રીતે જરથોસતી ધરમમાં વતલાવ
વામાં આવયો હતો. મુંબઇના એક આ
તશબેહરામના વડા દસતુરે નવજોતની
ક્રીયા કરી હતી. એ બાબતમાં બે સબ
બોસર ખટપટ જનમ પામી હતી. એક સબ
બ એવો હતો કે વટલેલને ધરમમાં લેવામાં
આવે તે રવા નથી અને બીજું સંસારી
નજરે તે ઇચછવા જોગ નથી. તે પછી
તા૦ ૨ જી આગસટ ૧૯૦૩ ના દીવસે
એક સભા બોલાવવામાં આવી અને
૧૯૫ માણસોની એક કમીટી નેમવામાં
આવી. જુદ્દીનોને ધરમમાં લેવાના સ
વાલ વીશે જુસતેજો કરવા એક કમીટી
નેમવાનું ત્રસટીઓને રેકવીઝીશન કરવા
માં આવયું હતું. ધરમ સબંધી અને
સંસારી નજરે જોતાં જુદ્દીનોને જરથો
સતી ધરમમાં દાખલ કરવાનું ઇચછવા
જોગ છે કે નહી તે વીશે જુસતેજો કર
વા માટે એ માંગણી કરવામા આવી હ
તી. તેને ૧૯૫ મેમબરોની કમીટી નેમી
હતી. એ કમીટીએ અનુભવીઓની
એક કમીટી નેમી હતી. સબ
કમીટીની ૧૪ બેઠકો સર જમશે
દજી જીજીભાઇ ઇનસટીટયુટમાં મ
ળી હતી. તેણે ધરમ સંબંધી બાબતોના
અનુભવીઓની એક બીજી નાની સબ
કમીટી નેમી હતી. એ નાની સબ કમીટી
એ એવો રીપોરટ કીધો હતો કે જુદ્દી
નોને જરથોસતી ધરમમાં દાખલ કરવા
માં આવે તે નારવા નથી. પણ ધરમે
જુદ્દીનોને વટલાવવાની સામી ખાસ તા
કીદ ફરમાવેલી છે. એ રીપોરટ મળવા
પછી મોટી સબ કમીટીએ સંસારી સવા
લ હાથ ધરયો. તેના સંબંધમાં કમીટી
નીવેડા ઉપર આવી શકી નહી. તે પછી
એ બાબત એક મોટી કમીટી સનમુખ
પાછી ગઇ. તે પછી એ બાબત અન
જુમન સનમુખ લઇ જવાની વાત ચાલી.
આ ઉપરથી કોમના ઘણા આગેવાન મે
મબરોએ ત્રસટીઓને અરજ કરી જણા
વયું કે અનજુમનની સભા બોલાવવી ન
હી અને અનજુમન સનમુખ એ સવાલ
રજુ કરવો નહી.

મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખા
ને મી૦ લાઉંડસની અરજ ઉપરથી મા
જકુર રેકવીઝીશન એ પછી કોરટ સ
નમુખ વાંચી સંભળાવયું હતું.

## વધુ જુદદીનો જરથોસતી ધરમમાં.

તે બાદ મી૦ લાઉંડસે પોતાનું
ભાષણ આગળ ચલાવતાં જણાવયું કે
તે પછી એક વધુ જુદદીન રજપુત સ્ત્રી
ને તથા તેણીના બાળકોને જરથોસતી
ધરમમાં વતલાવવામાં આવયા હતા.

આ૦ મી૦ જસટીસ દાવર—તે સ્ત્રી હ
મણા જીવતી છે?

મી૦ લાઉનડસ—તેણીના સારાં નસીબે
તે જીવતી છે. તેણીના છોકરાંઓ તેણી
ના મરણ બાદ તેણીની લાશ જરથોસ
તી ધરમના ફરમાન મુજબ ઠેકાણે પાડ
વામાં આવે એવી ખાહેશ ધરાવતા હતા
તેથી તેણીની ખાહેશથી તેણીને વટ
લાવવામાં આવી હતી. કેટલાકો તેવણના
બાળકોને તેઓના મરણ બાદ જરથોસ
તી ધરમ મુજબ ઠેકાણે પાડવા તઇયારી
બતાવે છે પણ તેણીને તેણીના મરણ બા
દ જરથોસતી ધરમના એ ફરમાનોનો
લાભ આપવા ના પાડે છે. મી૦ લાઉંડ
સે એ પછી પોતાને હસતકની મીલકતો
તથા ફંડોનો લાભ કોણને આપવ માં
આવશે તેના સંબંધમાં ત્રસટીઓએ બ
હાર પાડેલું જાહેરનામું વાંચી સંભળા
વીને જણાવયું કે એ જાહેરનામું બહાર
પાડવામાં ત્રસટીઓએ વાજબી પગલું ભ
રયું નથી. ત્રસટીઓએ ધારાના હીમાય
તીઓના મતો લીધાં હતાં. પણ તેઓ
વચે મતભેદ પડયો હતો. ત્રસટીઓએ
આવી રીતે તદન ગેરવાજબી વલણ અ
ખતયાર કરી હતી. તેઓ જાણે પોતેજ
દુનયાના માલેક અને ખલીફા હોય તેમ
તેઓએ પોતાનું ફરમાન બહાર પાડયું
છે. તા૦ ૩ જી મારચ ૧૯૦૫ ના દીવ
સે સેક્રેટરી એરવદ જીવણજી જમશેદજી
મોદીએ મજકુર જાહેરનામાના સંબંધમાં
કેટલીક ગેરસમજુતી ઉભી થયલી જણાવી
તે વીશે વધુ ખુલાસો આપયો છે.

એ પછી કોરટ ટીફીન માટે ઉઠી
હતી.

## બપોર પછીની બેઠક.

ટીફીન પછી કોરટ પાછી બેસતાં
મી૦ લાઉનડસે આગળ ચાલતાં જણાવ

યું કે તા૦ ૧૯ મી એપ્રીલે અંજુમનની સભા બોલાવવામાં આવી હતી, જોકે તેમ નહીં કરવાને પ્રતીવાદીઓને એક તરફથી અરજ કરવામાં આવી હતી. એ અરજનો જવાબ શમશુલઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી જેવણ પારસી પંચાયતના ત્રસટી છે અને જેવણ આગેવાન એકતરફી ભાગ લેતા હતા તેવણે આપયો હતો. આ જવાબમાં એવું જણાવવામાં આવયું હતું કે તા૦ ૨ જી આગસટ ૧૯૦૩ ના દીવસે નેમાયલી કમીટીએ જે રીપોરટ કરયો છે તે રીપોરટ અંજુમન સનમુખ રજુ કરયા વગર ચાલે એમ નથી માટે જણાવવાને ઘણી દલગીરી ઉપજે છે કે અરજ કરવા પ્રમાણે વરતવાને અમો પણ તદન અશકત છીયે. આ સભા "પારસી જરથોસતીઓ"ની બોલાવવામાં આવી હતી પણ સેક્રેટરીએ હાજર રહેલાઓની વંશાવલી તપાસવાની યા પુછપરછ ચલાવવાની જરાએ તજવીજ કરી હતી નહીં, કે તેઓ કયા વંશમાંથી ઉતરી આવેલા છે. (હસાહસ). એ સભામાં ઠરાવો પસાર કરવામાં આવયા હતા.

### ધારાશાસ્ત્રીઓએ શું મત આપયું હતું ?

મી૦ લાઉંડસે અત્રે આ ઠરાવો વાંચી સંભળાવયા હતા અને તેપર દલીલ કરતી વેળાએ તેવણે જણાવયું કે આ ઠરાવો ધરમ સંબંધી મોટી ઉથલપાથલ કરનારા છે. આ ઠરાવોમાં મોબેદ વરગને ફરમાવવામાં આવયું હતું કે તેઓએ જુદદીન બાળકોને સુદરે કસતી પહેરાવવી નહીં.

મી૦ જસટીસ દાવર—એ ઠરાવો શું એકમતે થયા હતા કે?

મી૦ એંગમેન-હા, નામદાર.

મી૦ લાઉંડસે આગળ ચાલતાં જણાવયું કે વટએલને પ્રતીવાદીઓ હસતકના ધરમના ખાતાઓનો લાભ મળવો જોઇએ કે નહીં તેના સંબંધમાં ધારાશાસ્ત્રીઓના મતો લેવામાં આવયાં હતાં, તેમાં બે ધારાશાસ્ત્રીઓએ એક તરફ અને એકે બીજી તરફ મત આપયું હતું. આટલું છતાં પ્રતીવાદીઓએ મત છાપાદવારે પ્રગટ કરાવયાં હતાં, અને તેમનું આ કામ જોઇએ તેવું પ્રમાણીક હતું નહી. વળી કાઉનસીલો સનમુખ પણ જે બીના રજુ કરવામાં આવી હતી તે પણ ઘણી અધુરી હતી. જાહેર સભાએ કરેલા ઠરાવોમાં 'પારસી' અને 'જરથોસતી' શબદો આવે છે તેનો અરથ નકી કરવા બાબે પણ ધારાશાસ્ત્રીઓએ વીરૂધ મત આપયું હતું.

### ત્રસટીઓને ધરમના સવાલોમાં વચે પડવાનો હક નથી.

મી૦ લાઉનડસે અત્રે એ અભીપ્રાયો વાંચી સંભળાવતાં જણાવયું કે ધરમ સંબંધી સવાલોમાં ત્રસટીઓ કાંઇ કરી શકે કે ! તેના સંબંધમાં ધારાશાસ્ત્રીઓ ખુલ્લે ખુલ્લું મત આપયું હતું કે ત્રસટીઓએ તેવા સવાલોમાં વચે પડવું જોઇએ નહી અને જોકે આ અભીપ્રાય ત્રસટના નાણાંમાંથી ખરચ કરીને માંગવામાં આવયો હતો છતાં જાહેર કોમની જાણ માટે તેઓએ આ બીના પ્રગટ કરી હતી નહી. ત્રસટીઓને તેઓના સેક્રેટરીએ આવી રીતે એક મેંઢાનાં ટોળાં માફક દોરવયા હતા.

મી૦ જસટીસ દાવર—શું તમો એમ કહેવા માંગો છો કે ત્રસટીઓએ કોમને લગતા જાહેર સવાલોમાં બીલકુલ ભાગ લેવો નહી પણ પોતાના હસતકનાં ફંડની જ વયવસથા કરવી !

મી૦ લાઉનડસે ઉપલા સવાલના જવાબમાં ત્રસટ દીડમાંનો એક ફકરો વાંચી સંભળાવતાં જણાવયું કે ફુલ્લે જરથોસતીઓ માટેના ફંડનો તેઓને વહીવટ કરવાનો છે.

મી૦ લાઉનડસે આગળ ચાલતાં જણાવયું કે આ જાહેર સભાએ મજકુર ઠરાવો પસાર કરયા પછી મારાં કુલે તા૦ ૧૦ મી મેને દીને પ્રતીવાદીઓ ઉપર એક લંબાણ પત્ર લખયો હતો, અને તેનો જવાબ છેક એક આખો મહીનો ઉપર રહીને યા તા૦ ૧૯ મી જુનને દીને ઘણોજ ટુંકી રીતે વાળવામાં આવયો હતો. અમોએ અમારા કાગળમાં દાવો નહીં માંડવાની મકસદથી પ્રતીવાદીઓ પાસથી ખુલાસો માંગયો હતે

અને અગર જો અમોને જોઇતો ખોલાસા મળતે તો દાવો માંડવાની અમોને ફરજ પડતે નહીં.

### ટ્રસ્ટ ડીડો રજુ કરવાની હઠત.

ટ્રસટી પંચાયત તરફથી નેમાતા હતા અને પાછળથી તેઓ પોતે પોતાને પંચાયત લેખવા લાગ્યા. આગલા વખતમાં એક વરતમાનપત્રે તેમજ મી૦ મંચેરજી કાવસજી લંગરાનાએ ટ્રસટ ડીડો રજુ કરવાની જરૂર લીધી હતી પણ તે આજ સુધી સહેલાઇથી દેખાડવામાં આવયાં હતાં નહીં. ટ્રસટીઓ પોતાને કોમના એજંટો તરીકે લેખવા માંગે છે અને તે અનજુમનની સભામાં સર જમશેદજીએ જણાવેલા વીચારોથી પુરવાર થાય છે.

સર જમશેદજી તયાં એવું બોલેલા જાહેર કરવામાં આવયા છે કે ટ્રસટીઓને તમામ આખી પારસી કોમનો ટેકો છે અને તેઓ કોમના આડતયાઓ છે.

મી૦ લાઉનડસે જણાવયું કે મારા ફુલે લખેલો કાગળ જરા પણ ગુસ્સો ઉતપન કરનારો છે કે તે તમો નામદારોએ જોવાનું છે.

### ટ્રસટીઓને સતા કોણે આપી ?

મી૦ લાઉનડસે આગળ ચાલતાં જણાવયું કે મેં જુનો ઇતીહાસ કહી સંભળાવયો છે તે બતાવી આપે છે કે આગળા વખતમાં પંચાયત કેવો દરજજો ભોગવતી હતી. પંચાયતની શરૂઆત કેમ થઇ, તે કેમ ખીલવા માંડી અને ટ્રસટીઓએ તે પોતાની કેવી રીતે કરી લીધી અને તે પછી ધરમ સંબંધી તકરારમાં તેણે કેવી રીતે ભાગ લીધો તે મે ઉપલા પત્રવહેવાર ઉપરથી બતાવી આપયુ છે. તેઓએ જે સતા અખતયાર કરી છે તે પોતે પોતાની મેળે હાથ કરી લીધી છે અને તેવી સતાનો ઉપયોગ તેઓએ પક્ષાપક્ષીની જુસ્સામાં કરયો છે.

હવે તેઓ કેવી જાતની મીલકતના સંબંધમાં વહીવટ ચલાવે છે તે માલકતોના ટ્રસટ સંબંધી હું બોલીશ. સથાવર મીલકતના પાંચ હીસ્સા ત્રણ સગડી [illegible] નસાઆતા અને કોટ મનો મોહાલ્લો અગયારી છે. એ અગયારી મામડયાની અગયારીને નામે પણ ઓળખાય છે. એ સથાવર મીલકત ઉપરાંત ટ્રસટીઓના હાથમાં ફુલે જરથોસતીઓનુ ફંડ છે. એ મીલકતો જુદા જુદા વરગનાં વહેંચાઇ ગયલી છે. કેટલીક માલકતોના સંબંધમાં કશા અસલ દસતાવેજો નથી. તેને લગતી જે ખબર મલી છે તે થોડેક ભાગે તેના વપરાસથી અને થોડે ભાગે તેના સથાપકના હેતુની પરપુછથી મલી છે. એ મીલકતોનો બીજો એક વરગ એવો છે કે જેના સંબંધમાં દસતાવેજી પુરાવાઓ છે અને તે અસલ દસતાવેજો નથી પણ તેની નકલ છે. એ વહેવારૂ દસતાવેજો પ્રતીવાદીઓના કબજામાં છે અને તે એક ચોપડીના આકારમાં રાખવામાં આવયા છે. તેના પુઠા ઉપર 'અસલ દસતાવેજ નહી પણ નકલ' છે એવું મથાળુ કરવામાં આવયું છે, અને અસલ દસતાવેજ વાડયાજી પાસે છે એવી નોંધ કરવામાં આવી છે. પ્રતીવાદીઓ હવે કહે છે કે અસલ દસતાવેજો મળતા નથી.

મી૦ જસટીસ દાવર—કયા વાડયાજીના હસતકમાં તેઓ જણાવે છે ?

મી૦ લાઉનડસ—તે તેઓ કહેતા નથી

મી૦ ઇનવેરારીટી—મી૦ નસરવાનજી વાડયા.

મી૦ જસટીસ દાવર—મી૦ સોરાબજી વાડયાના બાવા કે ?

મી૦ ઇનવેરારીટી હા.

### ટ્રસટ ડીડો તપાસવાની જીકર.

મી૦ લાઉનડસે આગલ ચાલતાં જણાવયું કે એ દસતાવેજોના સંબંધમાં પ્રતીવાદીઓ હવે એવી જીકર લઇ તપાસવા દેવાની ના પાડે છે કે તે "સટેટયુટ ઓફ ફ્રોડ" ના કાયદાની રૂએ તપાસવા અપાય નહીં કારણકે તેમના સામે દગો પુરવાર થવો નથી.

મી૦ ઇનવેરારીટીએ જણાવયું કે જો તેના પુરાવા તરીકે ઉપયોગ કરવામાં નહીં આવે તો તે રજુ કરવાને હું તઇયાર છું.

મી૦ લાઉનડસ—હું એવું દેખાડવા માંગું છું કે "સટેટયુટ ઓફ ફ્રોડ" તેને લાગુ પડે નહી.

એ પછી મી૰ લાઉન્ડસે આગળ ચાલતાં જણાવ્યું કે મોદી હીરજી વાચ્છાએ ઇ૰ સ૰ ૧૬૭૦ ના સાલમાં પહેલીજ વખત મુંબઇમાં ચોપાટી ઉપર એક દોખમું સગડી અને મોદીખાના ઉપર દરેહમેહેર બંધાવ્યાં હતાં. અને તે જરથોસતીઓ માટે વાપરવા ખુલ્લાં મુકવામાં આવ્યાં હતાં. આ બીના ઘણી અગતયની એવી રીતે છે કે તે એક તો તારીખ દરશાવે છે અને બીજું તો સથાપકની ધરમની તીક્ષણ લાગણી દેખાડે છે. દરેહમેહેરનું મકાન જરથોસતીના વપરાશ માટે બાંધયું હતું.

મી૰ જસટીસ દાવર—આ શું પહેલવહેલુંજ દોખમું હતું?

મી૰ લાઉનડસ—ઇતીહાસ પ્રમાણે તે પહેલુંજ હતું.

મી૰ લાઉનડસે આગળ ચાલતાં જણાવયું કે બીજું દોખમું માણેકજી શેઠનાવાલુ છે.

મી૰ જસટીસ દાવર—પહેલાં દોખમાના સંબંધમાં "પારસી પ્રકાશ"માં કાંઇ વધુ અજવાળુ નાખવામાં આવયું છે કે?

મી૰ લાઉનડસ—નહી. પણ હાલના ટ્રસટીઓના કબજામાં જે દસતાવેજો છે તે ખરેખરી નકલ છે એમ તેનાપર નોંધ લેવામા આવી છે.

મી૰ જસટીસ દાવર-મારા ધારવા પ્રમાણે અસલ દસતાવેજો કુટુંબો પાસે રહેતા હતા અને તેની નકલો "પારસી પ્રકાશ"માં લેવામાં આવી છે. કેટલાક દાખલાઓમાં ખુલ્લું નોંધી બતાવ્યું છે કે અસલ દસતાવેજ કોણની પાસે છે અને કોણની પાસે તેની નકલ લેવામાં આવી હતી.

## "પારસી-પ્રકાશ" ની અગતયતા.

મી૰ લાઉનડસે જણાવયું કે "પારસી-પ્રકાશ" ઇતીહાસીક બીનાઓ માટે એક ઘણું કીમતી પુસતક છે. મી૰ બહમનજી પટેલ સામા પક્ષના એક સાક્ષી છે અને તેઓ પોતે એ દસતાવેજોના સંબંધમાં વધુ અજવાળું પાડશે એમાં કાંઇ સંદેહ નથી.

માણેકજી શેઠનાના દોખમાને લગતા દસતાવેજ ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે કે જરથોસતી વસતીનો હક શું હતો. જે લોકો જરથોસતી ધરમ પાળતા હોય તેમનો હક તેમાં ખુલ્લો જણાવવામાં આવે છે.

મી૰ જસટીસ દાવર-"પારસી-પ્રકાશ" માં એને લગતી કાંઇ નોંધ છે કે?

મી૰ તાલયારખાન-હા નામદાર. સને ૧૭૪૮ ના વીલમાં એ વીશે ઇસારો કરવાની નોંધ છે. દખમું સને ૧૭૫૬ માં બંધાયું હતું.

મી૰ લાઉનડસે આગળ ચાલતાં જણાવયું કે ત્રીજું દોખમું અનજુમનનું છે અને તે સને ૧૭૭૮ માં બંધાયું હતું. એ ત્રણ દોખમાને લગતા દસતાવેજો ઘણા જુજ છે. ચોથું દોખમું ફરામજી કાવસજી બનાજીવાલુ છે અને તેને લગતા દસતાવેજો આ અજવાળુ પાડનારા છે.

## ટ્રસટીઓની દોખમા ઉપર સતા.

મી૰ ફરામજી પંચાયતના એક અધીકારી હતા. તેવણે ૧૮૩૧ મી૰ બાઇ બચુબાઇ ઉપર એક કાગળ લખી દખમા માટે જમીન લેવાની માંગણી કરી હતી. એ દસતાવેજની નકલ ઉપર લખવામાં આવયું છે કે અસલ દસતાવેજ ઉપરથી તેની નકલ કરવામાં આવી હતી અને તે સરખાવવામાં આવી હતી. એ દસતાવેજમાં "જરથોસતી કોમની લોક માટે" એવા ખુલ્લા શબદો દરશાવયા છે. એની અસલ નકલ પણ વાડયાજી પાસે છે એમ તેપર નોંધ લેવામાં આવી છે. એ કાગળનો જવાબ બાઇ બચુબાઇએ એવો આપયો હતો કે અનજુમનના કામ માટે એ જમીન આપવામાં આવે છે કે જે ઉપર તમો દોખમું બાંધવા માંગો છો. એ જવાબમાં પણ એવું ખુલ્લું જણાવયું છે કે મજદીયસના ધરમ પાળનારાઓનાજ વપરાસ માટે એ જગયા આપવામાં આવી છે. એ જવાબ મળવા પછી મી૰ બનાજીએ પોતાની બેટી દીનબાઇના ઉઠમણામાં બીજો પત્ર વાંચયો હતો જે અનજુમનને લખવામાં આવયો હતો અને તેમાં જણાવયું હતું કે મા જદયસની ધરમ પાળનારાઓ માટે એ જગા ઉપર દોખમું બાંધવામાં આવેછ,

એ પત્ર દેખાડી આપે છે કે સખાવત કરનારની નેમ દેખમાનો કબજો ત્રસટી ઓને આપવાનો નહીં પણ અનજુમન ને આપવાનો છે ત્રસટીઓ તો માત્ર તેના રખેવાલો છે. એપરથી પુરવાર થાય છે કે ધરમખાતાંઓ ઉપર આખી અનજુમનનો હક પુગે છે અને હાલના ત્રસટીઓ એવું કરવા માંગે છે કે અનજુમન તેવો હક ધરાતી નથી.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

## પારસી પંચાયતવાલો મુકદ્દમો.

### ગઇ કાલની તપાસનો હેવાલ.

### મી૦ લાઉનડસનું ફરયાદ પક્ષ તરફનું ભાષણ.

### અસલ દસતાવેજો રજુ કરવાના ફરજ સંબંધી દલીલ.

### દોખમાઓને લગતાં ઓચરયાંઓ રજુ કરવાના મારગમાં અડચણો.

### દોખમાઓનો ઉપયોગ કરવાના હક સંબંધી તકરાર.

### પારસી સખાવત જાહેર કરવાનો રાખેતાનો રીવાજ.

(અખબારે સોદાગર, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ મી૦ હોરમસજી બેહરામજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે મંડાયેલો દાવોની વધુ સુનાવણી ગઇ કાલે હાઇકારટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજી દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર હારમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન મી૦ બાહશાહ અને મી૦ એફ. સી. તાલીયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સેલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મા૦ બહેરામજી, મી૦ રેકસ, સ્ટ્રેનમન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### મી૦ લાઉનડસનું ભાશણ.

મી૦ લાઉનડસે પોતાનું ભાશણ આગળ ચાલતાં જણાવ્યું કે દગા ફટકાને લગતો કાયદો જે સ્ટેટયુટ એફ ફ્રોડને નામે ઓળખાય છે તે કયદા સાથેની સખત ધરાવતી મારી તકરાર હું લગાર લાંબાણથી તથા વાકતવાર રજુ કરવાના ખાહેશ રાખું છું એક સખાવત કરનારના તે સખાવતને લગતા અસલ દસતાવેજોનો નાશ કરવામાં આવે અથવા તે ગુમ થઇ જાય એ બનવાજોગ છે. દસતાવેજોની નકલો રજુ કરી શકાય નહી અને અસલ દસતાવેજોજ રજુ કરવા જોઇએ એવી દલીલ જાવેદાનના સખાવતને કદી પણ લાગુ પડી શકે નહીં મારા વીદ્વાન મીત્ર જયાં સુધી હું જાણું છું તયાં સુધી એવી દલીલ રજુ કરે છે કે દસતાવેજોની નકલો રજુ કરી શકાય નહી. આ કારણના સબબે હું આ બાબદમાં લગાર વાગતવાર તકરારમાં ઉતરવાની ઇચ્છા રાખું છું.

મી૦ સ્ટ્રેનમેનના સાહેબની નકલો રજુ કરી શકાય નહી એવી બનાવટી દલીલ છે.

મી૦ લાઉનડસે એ બાદ કેટલીક વધુ સાબદતો ટાંકી બતાવીને પુરવાર કરી આપવા માંગયું હતું કે કાયદામાં એવું કાંઇ પણ જાહેર કરવામાં આવયું નથી કે એક ત્રસટ કાંઇ લખાણ મારફતે જાહેર થવું જોઇએ. પણ જયારે તે ત્રસટ પુરવાર કરવું હોય તયારે તે કાંઇ લખાણથી પુરવાર થવું જોઇએ. ઇંગ્રેજી અદાલતોએ અસલ દસતાવેજો વગર પુરવાર કરી આપવામાં આવેલ ત્રસટો બહાલ રાખેલા હોવાના ઘણા દાખલાઓ નોંધાયલા જોવામાં આવે છે.

## ઓચરચાંઓ રજુ કરવાની ફરજ.

મી૦ લાઉનડસે એ બાદ પોતાની દલીલના ટેકામાં કાયદાની કેટલીક વધુ સાબદતો ટાંકી બતાવીને ઓચરયાઓ રજુ કરવાની ફરજ પાડનારા કાયદાની ૭ મી કલમ ઉપર ઘણું લંબાણથી વિગતવાર વિવેચન કર્યુ હતું. એ બાદ આગળ ચાલતાં મી૦ લાઉનડસે જણાવયું કે જુબાનીને લગતા કાયદાની ૯૨ મી કલમ ધયાનમાં લેતાં મોઢેની જુબાની રજુ કરી શકાય. આ સંબંધી કેટલુંક વીવેચન કરી આગળ ચાલતાં મી૦ લાઉનડસે ઓચરયાઓને લગતી આડકતરી જુબાની કોરટ કયારે સવીકારી શકે તેને લગતા શાબદતો લંબાણથી ટાંકી બતલાવી હતી. તે બાદ તેમણે જણાવયું કે અસલ ઓચરયાઓ ગુમ થઇ ગયા હોય તયારે મુકદમાને ટેકો આપનારાં બીજાં જે કાંઇ આડકતરાં ઓચરમાં હસતી ધરાવતા હોય તે સાબદત તરીકે રજુ કરી શકાય.

ઓ૦ મી૦ જસટીસ દાવરે અત્રે જણાવયું કે મી૦ લાઉનડસ વધુ સાબદતો ટાંકે તે આગમચ પ્રતીવાદીઓ તરફથી હું જાણવા માગું છું કે તેઓ પાચે દોખમાઓને લગતા ઓચરયાંઓ રજુ કરવાના સબંધમાં વાંધો લે છે કે કેમ? કારણ કે જો એવું પુરવાર થાય કે બધા દોખમાંઓના માલકી ધરાવવાનો ત્રસટીઓને હક નથી અને એક પણ દોખમું વાપરવાનો જુદદીનોને હક હો હોય તો પછી બાકી ચાર દોખમાંઓ તેઓ સામે બંધ કરવામાં આવે કે નહી તે બધું એકસરખું છે.

મી૦ એંગમેન—અમો કહીએ છીએ કે સને ૧૮૮૪ માં કરવામાં આવેલા ત્રસટ ડીડ ઉપર અમો આધાર રાખયે છીએ તથા બધા દોખમા અમારા સવાધીનમાં છે એવું અમો જણાવીએ છીએ.

મી૦ જસટીસ દાવર—પણ સને ૧૮૮૪ નું ત્રસટ ડીડ કાંઇ અસલ નથી. તેની આગમચ સખાવત કરનારાઓએ ત્રસટ ડીડો કીધાં હતાં. સખાવત કરનારાઓની શું ઇચછા હતી તે આપણને જોવાનું છે કારણકે દોખમાના સથાપકો કાંઇ હાલના ત્રસટીઓ નથી.

મી૦ એંગમેન—અમો જણાવીએ છીએ કે અમો સને ૧૮૮૪ નું ત્રસટ ડીડ ધરાવયે છીએ, અને તે ઉપર આધાર રાખયે છીએ. તે આગમચ કાંઇ ત્રસટ કરવામાં આવયાં હોય તે પુરવાર કરવાનું કામ સામી પક્ષનું છે.

મી૦ જસટીસ દાવર—અસલ સથાપના કરવામાં આવયા પછી ઘણે લાંબે વખતે તમોએ ત્રસટ ઉભું કીધુ છે અને હવે તમો સામી પક્ષને જોતાં ઓચરયાંઓ મેળવતા નકામા અટકાવો છો.

મી૦ એંગમેનને અમો એટલુંજ કહીયે છીએ કે ત્રસટના સંબંધમાં અસલ સીવાય બીજી જુબાની કાયદો સવીકારતી નથી અને તેવી જુબાની સામી પક્ષ તરફથી રજુ કરવામાં આવે તો તે સામે અમો વાંધો લઇએ છીએ.

મી૦ જસટીસ દાવર—તમોએ જે પોઝીશન લીધું છે તે કાંઇ મને ઠીક લાગતું નથી. કરવામાં આવેલી સખાવતને લગતાં અસલ ઓચરયાઓ મેળવવાના સામી પક્ષના મારગમાં તમો હરકત નાંખો છો તથા પાંચેના ફકત એકજ દોખમાના સંબંધમાં સામી પક્ષવાળા પોતનો મુકદમો પુરવાર કરે તો પછી બાકીના દોખમાઓ જુદદીનો સામે બંધ કરવામાં આવે કે નહી, તે જુદદીનો તે દોખમાઓનો ઉપયોગ કરી શકે તે જોતાં નજીવી વાત છે. આથી મને લાગે છે કે ઓચરયાઓ મેળવવાના સામા પક્ષના મારગમાં નકામી હરકતો નાંખી તમો કોરટમાં નકામો વખત ગુમાવો છો. અ

બખતે તમોએ અમે તે રીતે મુકદમો ચ લાવવાને મુખતયાર છો પણ એ ચરચાંઓ મેળવવામાં સામી પક્ષને હરકત ન ખવા જેવા તમારાં કુળને સબાદ આ પવામાં તમોએ ઠીક કરયું હોય એમ મ ને લાગતું નથી.

મી૦ એંગમેન—જે જુબાની આ મુક દમામાં રજુ કરી નહી શકાય તે રજુ કરતાં ફકત અમો તેઓને અટકાવીએ છીએ.

મી૦ જસટીસ હાવર—પણ તમો તેઓ ને ફાઇલો જોવા દેતા નથી તથા તેઓના મારગમાં વગર જરૂરે હરકત નાંખો છો.

## દોખમાઓનો ઉપયોગ કરવાનો હક.

મી૦ લાઉનડસે જણાવયું કે મુંબઇ ના બીસનીના દોખમાને ઇજવાદ ક્રીયા કરવા આગમચ તે જોવા આવવા તથા જશનમાં ભાગ લેવાને જે આમંત્ર ણ કરવામાં આવયું હતું તેમાં ખુલ્લેખુ લ્લું જણાવવામાં આવયું હતું કે હીંદુ સતાનના બધા શહેરના જરથોસતીઓને તેમાં ભાગ લેવાની છુટ છે, તથા દોખ માનો ઉપયોગ માજદાયસના ધરમ પા ળનારા બધાઓ માટે રાખવામાં આવે શે જાહેર કરવામાં આવયો હતો જયારે ગરુટીઓએ હાલમાં બહાર પાડલાં જાહે રનામામાં દોખમાનો ઉપયોગ કરવાનો હક ફકત અસલ ઇરાનીઓથી ઉતરી આવેલાઓનેજ આપવામાં આવયો છે.

સને ૧૮૪૩ માં પહેલા સર જમશેદ જીએ બહાર પાડેલા પુસતકમાં ૧૮૪૦ માં દોખમું બીસની તરફથી આખી જર થોસતી કોમ માટે બાંધવાની અનજુમન પાસે પરવાનગી માંગવામાં આવી હતી.

મી૦ બનજીએ દોખમું બંધાવયું તેમાં પંચ ભરાવવા લાયોન તેમાં નહી સુતકા વગેરના સંબંધમાં વાંધો લાધા હતો. માણકજી શેઠના દોખમામાંજ જે ઓની લાશોને જુદ્દીનો અડકયાં હોય તેઓને નાંખવાનું ઠરાવવામાં આવયું હતું.

હવે સગદીના સંબંધમાં હું બોલીશ. પહેલા લાહેરની સગડી છે. તેના સંબંધ માં ૧૮૩૦ નું એક અનજુમન પત્ર જો વામાં આવે છે. પારસીઓમાં ચોરીથી દી લેર કરવાનો રામેતાનો રીવાજ અનજુ મન પત્ર છે, ઉડવાડાના આતશબહેરામ નુ પણ અનજુમન પત્ર છે. આ પત્રો ઉપર કોઇની સહી હોતી નથી. ઉપલાં અનજુમન પત્રમાં જણાવવામાં આવયું હતું કે માઝદીયસનાન ધરમના લોકોને વંશપરમપરા આપયે છીએ.

બાદ ખાણાં માટે તપાસ મુલતવી રા ખી હતી.

મી૦ લાઉનડસે બપોર પછી પોતાનું ભાષણ અગાળ ચલાવતાં સર દીનશાહ માણેકજી પીટીટે પોતના પીતના પુન માટે જે સગડી બધાવી હતી તેને લગ તો દસતાવેજ વાંચી સંભળાવી જણાવયું કે તે ઉપરથી એટલુંજ જણાય છે કે જ રથોસતીઓના ઉપયોગ માટે કોમને તે આપવામાં આવી હતી. ઉપલા સગડીના દસતાવેજોના જુદા જુદા ભાગો વાંચી સંભળાવી તે સઘળામા સઘળી જરથો સતી કોમના ઉપયોગ માટે આપવામાં આવી છે એમ જણાવવામાં આવયું છે, ત્રીજી સગડી માઝી શરાફને નામની છે. તે ૧૭૮૫ માં બંધાવવામાં આવી હતી. રતન જી ફરામજી વાચ્છા "મુંબઇની બહાર" માંથી માઝી શરાફની સગડી સંબંધ માં જે લખાણ હતું તે વાંચી સંભળા વી મી૦ લાઉનડસે જણાવયું કે તેમાં પણ જરથોસતીઓના વપરાશ માટે તે આપવામાં આવયું છે એમ જણાવવામાં આવયું છે. હવે બે નશાખાનાની બાબ કતમાં એક નશાખાનું કોટનું છે. અને તે ૧૭૫૦ મા બાંધવામાં આવયું હતું. તે માણેકજી નવરોજી શેઠે કાવશજી પટે લ ઓટમાં બંધાવયું હતું. ૧૮૪૭ માં તે બીસમાર હાલતમાં આવી ગયું હતું એને તેથી તે પાછું બંધાવવામાં આવ યું હતું તે પારસી પંચાયતે બંધાવયું હતું અને તેના ખરચ ત્રસટીઓએ ન હીં પણ પારસી પંચાયતે આપયા હતા. હાલ ત્રસટીઓ કહે છે તેમ પારસી જર થોસતીઓ માટે નહોતું પણ કુલ જર થોસતી કોમના ઉપયોગ માટે અસલ બંધાવવામાં આવયું હતું. બીજું નસા ખાનું બહારકોટનું છે. તે નસાખાનું પ ણ જરથોસતી કોમના ઉપયોગ માટે બં

ધાવવામાં આવ્યું હતું. સખાવ જાના મકાનને લગતા કાંઇ દસ્તાવેજ નથી પણ તે પારસી પંચાયતના ટ્રસટીઓને સવાધીન કરવામાં આવ્યું તેને લગતો દસતાવેજ કરવામાં આવ્યો હતો તેમાં જે સોલીસીટરોને ફરમાસ કરવામાં આવી હતી તેટલુંજ લખાણ મોજુદ છે. ૧૮૩૩ માં તેની મરામત કરવામાં આવી હતી અને તયાર પછી તેને લગતો ખરચ પારસી પંચાયતે કરયો હતો. તેને લગતા સઘળા દસતાવેજો ઉપરથી એટલું જણાય છે કે જરથોસતી કોમના ઉપયોગ માટે તે બાંધવામાં આવી હતી અને તે દસતાવેજો ઉપરથી પારસીઓ અને જરથોસતી એ બોલ વચ્ચે કાંઇ ફરક નહોતો. ૧૮૬૦ માં ગોહાવરા અગીયારી બંધાવવામાં આવી હતી તેના દસતાવેજ ઉપરથી પણ જોવામાં આવે છે કે તે જરથોસતીઓના ઉપયોગ માટે બંધાવવામાં આવી હતી. પણ તે દસતાવેજમાં પારસીઓના માટે તે બાંધવામાં આવી હતી એવું કાંઇ કહેવામાં આવ્યું નથી વળી અગીયારી પાછી બાંધવામાં આવી તે આગમજની તખતીમાં પણ જણાવવામાં આવ્યું છે કે જરથોસતીઓએ ઉઘરાણું કરી પાને પંચાયતના ફંડમાંથી તે બાંધવામાં આવી હતી.

મી૦ તાલેયારખાને અત્રે તે તખતી ઉપરનો ગુજરાતી લેખ વાંચી સંભળાવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે તે "કુલ જરથોસતી આલમ" ના વપરાશ માટે બાંધવામાં આવી છે.

ઉપલા સઘળી ટ્રસટીઓના હસતકની મીલકતના ટ્રસટની કલમો વાંચી મી૦ લાઉંડસે જણાવ્યું કે તેમાં પારસી એટલે કુલ જરથોસતી અરથ થાય છે અને પારસી અને જરથોસતી શબદોમાં કાંઇ ફરક નથી. પણ તે બંનેનો અરથ એકજ થાય છે, એક ઠેકાણે જુદી જુદી કલમોમાં પારસીઓ માટે અને તેની પાસની બીજી કલમમાં "કુલ જરથોસતીઓ" માટે એવા શબદો છે. અને તે ખુલ્લું દેખાડે છે કે તે શબદો વચ્ચે હાલ ટ્રસટીઓ જ જુવે છે તે માટે કાંઇ ફરક નથી પણ બંનેના અરથ એકજ છે હું એ દલીલ રજુ કરવા માંગું છું કે છેલ્લું ટ્રસટ ડીડ કરવામાં આવ્યું છે તે અને તેમાં મી૦ ઓવનને તે બનાવતાં જરથોસતી અને માજદીઆનને પારસીના એક નામે વરણાવ્યા છે, પારસી અને જરથોસતીએ બંનેનો ૧૮૮૪ આગમચ જે અરથ થતો હતો તેમાં ફેરફાર કરવાને મી૦ ઓવનને કાંઇ કહેવામાં આવ્યું નહેતું અને નવા ટ્રસટ ડીડમાં તેવો કાંઇ પણ ફેરફાર કરવાની તેમને ફરમાસ કરવામાં આવી ન હોવાથી મી૦ ઓવને ટ્રસટ ડીડ બનાવતાં જરથોસતી અને માજદાયસની વચ્ચે કાંઇ તફાવત નહી જોઇ તેમણે "પારસી" શબદ ઉપયોગમાં લીધો છે. હવે ૧૯૦૩ માં પારસી પંચાયતના ટ્રસટીઓ ટ્રસટનાં ઉપલા શબદની ભુલનો લાભ લેઇ એવું કહેવા માંગે છે કે ૧૮૮૪ ના ટ્રસટીથી તેમને જે કબજો મલ્યો તેની રૂએ તેઓએ પાછળથી જે ઠરાવ કરયો છે તે મુજબ તેઓ જે પારસી માબાપને પેટના નહી હશે પણ પારસીમાં ખપતા હશે તેમને તેમને હસતકના ફંડમાં વીગેરેના લાભ તેઓ આપવા દેશે નહી. હું કહું છું કે તેઓ જે પગલું ભરવા માંગે છે તે નીતીના કાનુનની રીતે નહી પણ કાયદા પ્રમાણે તો તેઓની તેમ કરવા જોગ છે, પારસી પંચાયતના ટ્રસટીઓને ધરમ કરનારાઓના ઇરાદા પ્રમાણે જે ધરમાદા સથાપવામાં આવવા હતા તેના ટ્રસટીઓ બનાવવામાં આવ્યા છે અને ૧૯૦૩ પછી જયારે પારસીઓમાં બે તડ થયાં તે વખતે જયારે ટ્રસટીઓને બંને તડ વચ્ચે સરખી રીતના થી કામ કરવું જોઇએ ત્યારે આ ટ્રસટીઓએ પોતાના મત પ્રમાણેના ટેળાને ટેકો આપી ઉપલા ટ્રસટ ડીડની ભુલનો લાભ લેવાની તજવીજ હાલ કરી છે અને પોતાની પક્ષને એ રીતે ટેકો આપવા બહાર પડ્યા છે મી૦ લાઉંડસે જણાવ્યું કે ટ્રસટ ડીડ બનાવ્યું તયારે ટ્રસટીઓને તેમાં કાંઇપણ ફેરફાર કરવાની સતા ન હોતી હવે જો નામદાર કોરટ એવું ઠરાવે કે અસલ પ્રમાણે જે ધરમાદાઓ સથાપવામાં આવ્યાં હતાં

તેમાં જરથોસતીઓને લાભ આપવાની મતલબ હતી અને પારસી અને જરથોસતી શબદો વચ્ચે તે ધારાના કરનારાઓ તે વખતે કાંઇ ફરક ગણતા નહતા તો વાદીઓની હાલની એવી દાદ છે કે તે ત્રસટ ડીડની કલમનો નામદાર કોરટે અરથ ઉઠાવવો.

નામદાર મી૦ જસટીશ દાવર—જયારે તમારી દલીલ એવી છે કે ત્રસટીઓને જે ડીડથી ત્રસટીઓ નેમવામાં આવયા છે તે ડીડ તો બરાબર છે પણ તેમાં "પારસી" શબદ લખવામાં આવયો છે તેની અને જરથોસતી અને માજદીયશ્નીની શબદો વચ્ચે કાંઇ ફેર નથી.

મી૦ લાઉનડસ— મારૂં કહેવું એવું છે કે ત્રસટમાં પારસી શબદ છે તે અને અસલ દસતાવેજોમાં જરથોસતી શબદ છે તે બે વચ્ચે કાંઇ ફરક નથી અને તેનો અરથ એટલેજ થાય છે કે જરથોસતી ધરમ પાલનાર.

નામદાર મી૦ જસટીશ દાવર—જો કોરટ એમ ઠરાવે કે તે બંને શબદોમાં કાંઇ ફરક નથી તો તે વતરાએ ત્રસટ ડીડ બીજી બધી બાબદમાં બરાબર છે એમ તમે કબુલ રાખો છો.

મી૦ લાઉનડસ—ત્રસટીઓની જગયા પુરવા સંબંધમાં ત્રસટમાં જે ગોઠવણ રાખવામાં આવી છે તે શીવાય ત્રસટ ડીડ બીજી બધી બાબદમાં બરાબર છે એમ મારૂં કુળ ગણે છે.

નામદાર મી૦ જસટીસ દાવર—તમારો બીજો વાંધો ત્રસટીઓ પછીના થનાર ત્રસટીઓની કલમ સંબંધીનો છે.

મી૦ લાઉનડસ—અને તેટલા માટેજ અમે એવી દાદ ચાહી છે કે ત્રસટ ડીડમાં પારસી જે શબદ લખવામાં આવયો છે, તેનો અરથ શું થાય છે તે કોરટે મુકરર કરવો.

નામદાર મી૦ જસટીસ દાવર—તમારી દલીલનો સાર એવો આવે છે કે પ્રતીવાદીઓ ત્રસટ ડીડમા મી૦ આરને કરેલા જુતનો લાભ લેવા માંગે છે, અને તે ડીડ બનાવવામાં આવયું તે આગમજ એટલે ૧૮૮૪ ના આગમજ પારસી અને જરથોસતી વચ્ચે કાંઇ ફરક ગણવામાં આવતો નહોતો અને તે બંને શબદો એક સરખી રીતે વપરાતા હતા.

મી૦ લાઉનડસ—હા, મારી દલીલ એવી જ છે. ત્રસટ ડીડ મી૦ આરને કર્યું છે. તેમાં તેમણે મારા વીચાર પ્રમાણે કાંઇ ભુલ કરી હોય તો તે સવભાવીક છે કારણ કે મી૦ વેબસતરે પારસીનો જે અરથ કરયો છે તે ઉપરથી તેમને પારસી શબદ ડીડમાં વાપરેલો લાગે છે. અત્રે મી૦ લાઉનડસે વેબસતરના શબદ કોશમાંથી પારસી શબદનો અરથ વાંચી સંભળાવયો હતો.

મી૦ જસટીસ દાવર—પણ દાખલાઓ છે જેમાં કેટલાકો પોતાને પારસી કહે છે, પણ જુદોજ ધરમ પાળે છે.

મી૦ લાઉનડસે જણાવયું કે આપ નામદાર કહો છો તે ખરૂં છે. થોડા વખત ઉપર નામદાર મી૦ જસટીસ બેટી આગળ એવો એક મુકદમો આવયો હતો જેમાં તે નામદારે ચુકાદો આપયો છે. તેમાં એક શખસે જુબાની આપી હતી અને તેને પુછતાં જણવયું હતું કે તે મુસલમાન છે, તેનો ચેહરો જોતાં મને લગાર નવાઇ ઉપજી હતી કારણ કે તેના ચેહરાનો ઘાટ પારસી હતો. મે તેની ઉલટપાલટ તપાસ ચલાવી હતી અને આખરે તને કબુલ કરવું પડયું હતું કે અસલ તે પારસી હતો પણ મુસલમાન ધરમમાં તે પાછળથી વટલી ગયા હતા. આ ઠેકાણે કોરટને એટલુંજ જાણવાનું છે કે ૧૮૮૪ આગમજ પારસી શબદ કોણને લગાડવામાં આવતો હતો અને ત્રસટ બનાવનાર ધણીઓએ પારસી અને જરથોસતી શબદોનો અરથ શું થાય છે.

મી૦ જસટીસ દાવર——પારસીઓ વટલી જઇ જુદા ધરમ પાળે છે પણ પોતાને તો પણ પારસી કહેવડાવે છે અને તેમના છોકરાં પણ પોતાને પારસી કહેવડાવે છે. રેવરંડ ધનજીભાઇ અને રેવરંડ રતનજીના નામો જાણીતાં છે. વળી મીસ કોરનલયા સોરાબજી પોતાને હજી પારસી કહેવડાવે છે.

મીસ લાઉનડસ—પણ ધરમાદ કરનારાઓએ તે વખતે શબદ વાપરયા હતો તેનો અરથ તે વખતે શું થવો હતો અને તેણે ધરમાદા કોણ

ના લાભ માટે કરયાં હતાં તે કોરટ
ને જોવાનું છે, કોઇ પણ જજ તકા
રી સઘળાં ધરમાદાના અસલ દસતાવે
જો જે ઉપરથી હાલનું ટ્રસ્ટ ડીડ કર
વામાં આવયું છે તે વાંચશે તો તેનો
જુદો અરથ કરી શકશે નહીં.

મી૦ લાઉનડસે આગલ ચાલતાં જ
ણાવયું કે ધારો કે ૧૮૮૪ માં ટ્રસ્ટ
ડીડ કરતાં પારસી શબદ વાપરવામાં
મી૦ બોવને ભુલ કરી હતી પણ તેથી
તે શબદનો પ્રતીવાદીઓ હાલ જેવો
અરથ કરાવવા માંગે છે તેવો અરથ થ
તો નથી કારણ કે વીલસન ગલોસરીમાં
તેમજ વેબસતર શબદકોશમાં પારસી
નો અરથ આપવામાં આવયો છે અને
તે ઉપરથી ખુલ્લુ જણાય છે કે પાર
સી એટલે જરથોસતી ધરમ પાલનાર
એ પછી મી૦ લાઉનડસે આગલાં ટ્રસ્ટ
ડીડો જેવાં કે ૧૮૪૯ ના સર જમશે
દજી જીજીભાઇ પારસી બેનાવોલંટ ઇ
નસ્ટીટયુશન, ૧૮૫૦ નું નસરવાનજી
કામાનું ધરમખાતું અને કોલાબાની પાં
ડે સેનેટોરીઅમ જેને લગતું ટ્રસ્ટ ડીડ
૧૮૭૧ માં થયું હતું તે વાંચી સંભ
ળાવી જણાવયું કે, એ સઘળા ટ્રસ્ટ
ડીડોમાં પારસી શબદનો અરથ જરથો
સતી ધરમ પાળનાર એવો કરવામાં આ
વયો છે.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

---

## પારસી પંચાયતવાળો મુકદમો.

---

### મી૦ લાઉનડસે ખતમ કરેલું ભાશણ.

---

### જરથોસતી ધરમમાં જુદદીનોને લેવાની તવારીખ.

---

### મી૦ પેસતનજી ફરામજી ભાવનગરીનાં અગતયની જુબાની.

---

### દુકાળ વખતે પારસી કુટુંબે વેચાતાં લીધેલાં બાળકો.

---

### જુદદીન બાળકો જરથોસતી ધરમ પાળી અગયારીમાં દાખલ થવાના પુરાવા.

---

### જુદદીનના પારસી બાઇ સાથ થયલાં લગન.

---

### જરથોસતી ધરમમાં વટલેલો સુરતના પારસી ગ્રહસથનો સીધી નોકર.

---

### જરથોસતી ધરમમાં વટલી ગયલા સુરતના દુબળાઓ.

(અખબારે સોદાગર, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારો
નેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર,
મી૦ રૂસતમજી નનાભાઇ, બેહરામજી જી
જીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા,

મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઈ તાતા અને ડા૦ નાનાભાઈ નવરોજી કાત્રક મુંબઈની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આસબરનેર, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી મઈ કાલે હાઈ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઈ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉનડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ એફ. પી. તાલીયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાનથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, સેગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### મી૦ લાઉનડસનું ભાષણ.

મી૦ લાઉનડસે પોતાનું ગઈ કાલનું અધુરું રહેલું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે હું મારી તકરાર આગળ ચલાઉં તો આગમચ મેં છોડી દીધેલી બે બાબતો ઉપર વીવેચન કરવાની હું ઇચ્છા ધરાવું છું. સને ૧૮૮૪ ના ટ્રસટડીડ ઉપર વીવેચન કરવાનું હું ગઈ કાલે ચુકી ગયો હતો માટે આજે પહેલાં તે બાબત હું હાથ ધરીશ. આ ટ્રસટડીડ સયાવર મીલકતને લગતું છે. આ ટ્રસટડીડમાં દોખમાને લગતાં ટ્રસટના સંબંધમાં જણાવવામાં આવે છે કે ચોપાટી ઉપરનું દોખમું પારસી કોમ માટે વપરાશે તથા તે દોખમાનો કોઈપણ પારકા ધરમનો શખસ ઉપયોગ કરી શકશે નહીં. મારા લોરડ, હું તમારું ધ્યાન ખેંચવા માંગું છું કે આ ટ્રસટડીડમાં એમ નથી જણાવવામાં આવ્યું કે જે શખસ પારસી નહીં હોય તે એ વાપરી શકશે નહી પણ તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે પારકા ધરમના લોકોને નહીં આપવું.

મી૦ જસટીસ દાવર—કાયમ માટે નહીં, એ શબદનો અરથ એવોજ હોવો જોઇયે કે જુદદીનોને ત્યાં રહેવા દેવામાં નહી આવે.

### ટ્રસટ ડીડોમાં "પારસી" શબદની ગેરહાજરી.

મી૦ લાઉનડસે પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે બીજા ફકરામાં પણ એવીજ મતલબનું જણાવવામાં આવ્યું છે.

ત્રીજા ફકરામાં જણાવવામાં આવે છે કે તે વખતની જરથોસ્તી કોમના જે સભાસદોની પંચાયત બનેલી હોય તેણે આ અને તે મુજબ કામ કરવું.

સને ૧૮૫૧ ના ડીડમાં જણાવવામાં આવ્યું છે કે મરહુમ મી૦ પારેખનું આંધળાં પાંગળાંઓનું ફંડ જે જરથોસ્તીઓના મઠમાં હેઠ રાખવામાં આવ્યું છે તેમાં પારસી શબદ વાપરવામાં આવ્યો નથી. બાકીનના ફંડમાં પણ જરથોસ્તીજ શબદ વાપરવામાં આવેલો જોવામાં આવે છે. હાલના ટ્રસટીઓ એવું જણાવે છે કે તેઓને હસતકના ફંડનો લાભ લેનારાઓ પારસીઓજ હોવા જોઇયે પણ આ હીસાબે તેઓ પારસી બોલ વાપરે છે. જ્યારે બીજે ઠેકાણે નવસારીના પારસીઓ માટેનું ફંડ એવા બોલો પણ વાપરવામાં આવ્યા છે.

વળી મોફ્યુસીલમાં આંધળા પાંગળાનું સુરત માટેનું ફંડ એવા શબદો વપરાયલા જોવામાં આવે છે. બીજા એક સર જમશેદજી જીજીભાઈના ફંડમાં જરથોસ્તીઓ માટેનું ફંડ એવા શબદો વાપરવામાં આવ્યા છે.

તમો નામદારોએ આગળ કહ્યું હતું કે ટ્રસટીઓને પોતાનું ડીસક્રેશન વાપરવાની સતા ફકત નાણાં આપવા કરવાના સંબંધમાં આપવામાં આવી છે. લાશ લઈ જવાનાં ફંડમાં ડીસક્રેશન વાપરવાની સતા આપવામાં આવી છે કે નહી તે હું ચોકસપણે જણાવી શકતો નથી. હવે જ્યારે મેં ઉપર જણાવેલાં ફંડોમાં ટ્રસટીઓએ પોતે પોતાના ડીસક્રેશનનો ઉપયોગ જરથોસ્તીઓ માટે કીધો છે.

## સખાવત કરનારાઓની મુળ નેમ શું હતી?

હવે સખાવત કરનારાઓના મુલ હેતુ સંબંધી વીવેચન કરીશ. પ્રતીવાદીઓ જણાવે છે કે જરથોસતી માજદીયસનાન જરથોસતી અનજુમન વગેરે શબદો જયા જયાં વાપરવામાં આવયા છે તયાં આ સખાવત કરનારાઓની નેમ જરથોસતી ધરમ પાલવા પારસીઓ માટે અને નહી કે જરથોસતી ધરમમાં વટળેલાઓની હતી કારણકે તેઓના ધયાનમાં એવા વટલેલા શખશો હતા નહી.

હવે દોખમાઓ વગેરે જે મીલકતોના ત્રસટીડીડો આપણને મળતાં નથી તયાં આસપાસના સંજોગો તપાસી તે વખતે કોમ કેવા વીચારો ધરાવતી હતી તેને લગતી જબાની ઉપર આપણે જઇશું. આ સખાવતના સથાપકો ધરમમાં વટલાવવાનું કામ એક ધારગીક કામ તરીકે ગણતા હતા અને હાલમાં ત્રસટીઓ આપણને એવું જણાવવાને બહાર આવયા છે કે સંસારી સબમોસર હાલના વખતમાં વટલાવવાનું ધારમીક કામ છોડી દેવું. એ ઉપરાંત ત્રસટીઓએ ખુલ્લે ખુલ્લું જાહેર કરયું છે કે તેઓ એ મુજબ ચાલશે અને એ રીતે સથાપકોની મુળ નેમનું તેઓ ઉલંઘન કરશે.

## પ્રતીવાદીઓને માથે પુરવાર કરવાની જોખમદારી.

જરથોસતી ધરમની અસલના વખતની એક એવી માનયતા છે કે જરથોસતી ધરમમાં વટલાવવાનું કામ ઘણું અગતયનું છે. ઇતીહાસ ઉપરથી હું ચોકસ વખત સુધી એવું પુરવાર કરી આપવાને શકતીવાન છું કે જરથોસતી ધરમમાં વટલાવવાનું કામ ઘણું ધારમીક ગણાતું હતું. આ તો પ્રતીવાદીઓને પુરવાર કરવાનું રહેલું છે કે આ રેવાજ હાલમાં ધરમમાંથી નીકળી ગયો છે તથા તેનો હવે ઉપયોગ થતો નથી.

હવે પ્રતીવાદીઓએ ધારાના હીમાયતીઓનું મત મેળવવા માટે પોતાનો મુકદમો કેવી રીતે જાહેર કરયો હતો તે સંબંધી હું વીવેચન કરીશ. પહેલવહેલાં તેઓ બે ધારાના હીમાયતીઓ પાસે ગયા હતા અને તે પછી ત્રીજાનું મત લેતી વેળાએ જણાવયું હતું કે જરથોસતી ધરમમાં વટલાવવાનું કામ સેંકડો વરસ થયાં બીલકુલ ચાલતું નથી.

મી॰ જસટીસ દાવર—કઇ ઉમરે?

મી॰ લાઉનડસ—હું તે કાંઇ જાણતો નથી.

હવે ૧૨૦ વરસની વાત ઉપર ઇરાનથી મત મંગાવવામાં આવયું હતું. તે વેળા રેવાયત ચોપડીમાં જણાવવામાં આવયું હતું કે અત્રે એવો રેવાજ ચાલે છે.

## જરથોસતી ધરમમાં વટલાવવાના દાખલા.

પંચાયતના એક આગેવાન સભાસદ મી॰ ફરામજી બનાજી જણાવે છે કે જાબ નામના એક મુસલમાને સુદરેહ કસતી પહેરયો હતો, તથા તેને એક પારસી સ્ત્રીએ પોતાનો છોકરો કરી લીધો હતો તથા તેને એક પારસી સ્ત્રી સાથ પરણાવયો હતો.

મી॰ ફરામજી તેના સંબંધમાં એટલો જ વાંધો દરશાવે છે કે તે માટે પ્રથમ પંચાયતની બહાલી મેલવવામાં આવી હતી નહી.

જરથોસત પેગમબર પોતે વટલાવવાનું કામ ઘણા મોટા પાયા ઉપર ચલાવતા હતા તથા તેવણે પોતાની આખી જીંદગી આ કામમાંજ ગુજારી હતી. વીસતાસપ રાજાના માનીતા ઘોડાના ચાર પગો તેના પેટમાં ચાલી ગયા હતા તે ફતેહમંદથી કહાડવા માટે જરથોસત પેગમબરે વીસતાસપ પાસે વીસતાસપ તેની રાણી તથા પાટવી કુંવર વટલવાનું તથા જરથોસતી ધરમનો ફેલાવો કરવાનું વચન લીધું હતું.

બોમબે ગેઝેટયર ઉપરથી જણાય છે કે પંદરમા સદીની શરૂઆતમાં ઇરાનથી ગુજરાતમાં આવેલા પારસીઓની સંખયામાં વધારો હીંદુઓ તેમના ધરમમાં વટલાયાથી થયો હતો. તેને લગતી નોંધમાં જણાવવામાં આવયું છે કે સને ૭૦૦ થી ૧૩૦૦ સુધીના વરસમાં પારસીઓ જયારે સંજાનમાં આબાદ હાલતમાં સુખી જીંદગી ગુજારતા હતા વધારે

તેઓએ પોતાના ધરમમાં ઘણા હીંદુઓને વટલાવયા હતા.

એ ઉપરથી તમો નામદારો જોશો કે હીંદુઓની મોટી સંખયા આગલા વખતમાં પારસી ધરમમાં વટલી હતી જે વીગત "પારસી પ્રકાશ" પત્રના અધીપતી મી૦ બહમનજી બેરામજી પટેલ તરફથી પણ જણાવવામાં આવે છે, વળી બીજી એક અસલના વખતની ચોપડી ઉપરથી આપણને માલમ પડે છે કે ઉમરે પુગેલા માણુસોને પણ પારસીઓ પોતાના ધરમમાં વટલાવવાને કદી પણ ના પાડતા હતા નહીં, સીવાય કે તેઓ ઘણી ખરાબ વરતણુક અથવા ચાલચલણુના હોય. આ ચોપડી સને ૧૮૦૮ ના સાલમાં પ્રગટ કરવામાં આવી છે. આ ચોપડીમાં છોકરાઓના સંબંધમાં જણાવવામાં આવયું છે કે પારકા મઝહબના છોકરાઓને પાવક બનાવી પારસી ધરમમાં વટલાવવાના બનાવો ઘણા આધારણુ નજરે પડે છે. અરમસતાનમાં નીવણુની નામનો એક મુસાફર પોતાની મુસાફરીની ચોપડીમાં ૧૭૬૩–૬૪ માં તેણે હીંદના લીધેલા પોતાના પ્રવાસના સંબંધમાં જણાવે છે કે એક પારસીને ખરાબ કુકરમ માટે ફાંસી દેવામાં આવયો હતો. મને જણાવવામાં આવયું હતું કે તે કાંઇ એક પારસી હતો નહી પણ એક જુદીન ગુલામ હતો જેને પારસી ધરમમાં વટલાવવામાં આવયો હતો. પારસીઓએ પારકા ધરમવાળાઓને પોતાના ધરમમાં લેવાને કદીપણુ ના પાડી નથી."

## ગબર લોકો કોણુ હતા?

વળી એલીયતની હીંદની તવારીખ જે ૧૮૭૩ ના સાલમાં પ્રગટ કરવામાં આવી છે, તેમાં જણાવવામાં આવયું છે કે હીંદ તથા સીંધના કેટલાક ભાગો ગબર લોકોના છે તથા તયાં ઘણી મુરતી પુંજનારાઓ રહે છે. સરદ–ઉદ–દીન તથા બીજા તવારીખનવેશો ગબરના સંબંધમાં લખતાં જણાવે છે કે તેઓ બધા ઇરાનથી નાશી આવેલા હતા પણ મને લાગે છે કે તે બધા નાશી આવેલા ઇરાનીઓજ નહીં પણ ખુદ હીંદના એ ધરમમાં વટલાવતનીઓ પણ હોવા જોઇએ. વળી ચોક્સ બ્રાહમણોને પણ વટલાવેલા હોવાની વીગત આ ચોપડી ઉપરથી માલમ પડે છે. ધુપતીરંગની કીયામાં આશરે ૧૫૦ વરસ ઉપર પ્રગટ કરવામાં આવેલી એક ફ્રેંચ ગ્રંથકારની ચોપડીમાં જણાવવામાં આવે છે કે એ કીયામાં વટલાવવામાં આવેલા ત્રણુ પંડીતોના નામ દેવામાં આવે છે જે પંડીતોના નામો એ ચોપડીમાં આપવામાં આવયાં છે.

## ઇરાન ખાતે ખોલાસો લેવા ગયલા પારસીઓ.

રેવાયતની ચોપડીમાં જણાવવામાં આવે છે કે ૧૩૨ વરસની અગાઉ મુલાં ફીરોઝને લઇ તેના પીતા મુલાં કાઉસ તથા બીજાઓ ઇરાન ખાતે ચોક્કસ સવાલોના જવાબો મેલવવાને ગયા હતા જયાંથી તેઓ જવાબો લઇને આવયા હતા. આ સવાલોમાંનો ૧૩ મો સવાલ એ હતો કે પારસીઓ હીંદુ છોકરા છોકરીઓને સદરો કસતી પહેરાવે છે તથા તેઓના હાથનું ખાણું ખાય છે તેઓ દરવંદના છોકરાં હોવાથી તેઓને દોખમામાં નાખવા દેવામાં આવતા નથી તે શું બરાબર છે કે?

વલી ઉપલીજ ચોપડીઓમાં જણાવવામાં આવયું છે કે જુદદીન છોકરાઓને ગોલામો તરીકે ખરીદ કરતી વેળાએ પોતાને તેઓથી કાંઇ નુકશાન નહી થાય તેની સંભાળ લઇ તેઓને અવસતા શીખવી પોતાના ધરમમાં લેવાનો રેવાજ પણ અસલના પારસીઓમાં સાધારણ માલમ પડતો હતો, પણ આવી રીતે ધરમમાં વટલાવેલા છોકરાંઓને હાથનું ખાણું વગેરે ખાધા પછી તેઓ મરણ પામે તયારે તેઓને દોખમામાં નાખવા સામે હીંદના કેટલાક પારસીઓ વાંધો લે છે તે માટે અમો દલગીર છીએ. એવો વાંધો લેવાનું તેઓનું કામ ઘણું ગુનાહભરયું છે. આપણા ધરમમાં તો વટલાવવાની આપણને માથે ફરજ નાંખવામાં આવી છે. વળી અમને જણાવવામાં આવયું છે કે કેટલાક પારસી દસતુરો તથા મોબેદો જુદદીનોને અવસતા શીખવવાના મારગ

માં હરકત નાંખે છે. આ કામ અમો જણાવીએ છીએ કે ધરમથી તદન ઉલટું છે.

આ ફતવો સને ૧૭૭૩ માં આપવામાં આવયો હતો અને તમો નામદારે જોઈ શકશો કે એ ફતવો તદન સતાવાર ગણાવો જોઈએ.

## અનુભવીઓની કમીટીનો એક આગલો અભીપ્રાય.

અનુભવીઓની કમીટી પોતાના રીપોરટમાં જણાવે છે કે બધી સતાઓ ધયાનમાં લેતાં આ સભા ઠરાવે છે કે કોઈ પણ ઠેકાણે ધારમીક પુસતકોમાં જુદદીન ધરમ પાળનારાઓને પારસી ધરમમાં વટલાવવાના સંબંધમાં કદીપણ બાધ નાંખવામાં આવયો નથી પણ ઉલટું ધરમમાં જુદદીનોને વટલાવવાની ફરજ નાંખવામાં આવી છે. આ કમીટીના સામીલએ લમા એરવદ જીવણજી જમશેદજી મોદી પોતે સેક્રેટરી હતા, જેઓ આ મુકદમામાં સરવેથી જુસાદાર પ્રતીવાદી છે.

આટલું જણાવયા પછી હું કહીશ કે પારસી ધરમમાં જુદદીનોને વટલાવવાનો રેવાજ હાલમાં બંધ પડયો છે તે પુરવાર કરવાનું કામ પ્રતીવાદીઓનું છે. હવે હું મારી જુબાનીઓ રજુ કરીશ. અલબતે આપણને એ જોવાનું નથી કે હાલમાં પારસીઓનો અભીપ્રાય શું છે, પણ દોખમા વગેરે સથાપવામાં આવયાં તે વેળા પારસીઓ કેવા ધારમીક વીચારો ધરાવતા હતા જે આપણને જોવાનું છે, તેમજ સથાપકોની નેમ એખલાં પારસીઓજ માટે હતી કે વટલેલા સુધા બધા જરથોસતીઓ માટે હતી તે આપણને જોવાનું છે.

## પ્રતીવાદીઓની વાંધાભરી દલીલો.

પ્રતીવાદીઓ તરફથી લેવામાં આવેલા એક વાંધામાં જણાવવામાં આવયું છે કે સથાપકોની નેમ ગમે તે હોય પણ હાલમાં જે રેવાજ થઈ પડયો છે તેની વચે કોરટે આવવું નહીં. પણ ઈંગલંડમાં એક ટ્રસટના સંબંધમાં વાંધો ઉઠતા કેટલીક સદીઓ સુધી ટ્રસટના સથાપકોની નેમથી જુદીજ રીતે કામ લેવાનો રેવાજ પડી ગયો હતો તે રદ કરી કોરટે અસલ સથાપકોની નેમ મુજબ કામ લેવાનો હોકમ આપયો હતો, જયારે આ મુકદમાને લગતાં ટ્રસટો તો ફકત ૩૦ થી ૪૦ વરસના મુદતની અંદરના છે.

## કોરટની સતાનો સવાલ.

અસલનો રેવાજ ટ્રસટીઓની નેમણુંકને પણ લાગુ પડે છે. જો તેઓની નેમણુંક રેવાજથી ઉલટી રીતે કરવામાં આવી હોય તો તેને ગમે એટલી મુદત પસાર થઈ હોય તે છતાં કોરટ તે નેમણુંક રદ કરી કાયદેસરના ટ્રસટીઓની નેમણુંક કરી શકે છે.

પોતાના આ બોલવાના ટેકામાં મી૦ લાઉનડસ કેટલાક દાખલાઓ ટાંકી બતાવયા હતા. તે પછી ટ્રસટ ચલાવવાને લગતી ભવીશયની યોજના ઘડવાની કોરટની સતાની તરફેણમાં મી૦ લાઉનડસે વીવેચન કરયું હતું.

મી૦ લાઉનડસે આગળ ચાલતાં જણાવયું કે ટ્રસટીઓ મુદતના બાધનો આધાર લે છે પણ ઉલટી તે તેઓના ડીસક્રેડીટમાં જાય છે. તે લોકોનું કહેવાનું એ છે કે અસલ ટ્રસટ ગમે એવું ખોટું હોય અને તે પુરવાર થાય તે છતાં તેઓ કહેવા માંગે છે કે અમો વરસો થયાં ખોટું કામ કરતા આવતા હોવાથી હવે કોરટને તે સુધારવાનું ઘણું અસુરૂં થઈ ગયું છે અને તે એમનું એમ ચાલવા દેવું જોઈએ.

## જોવા માંગવામાં આવેલું ટ્રસટ ડીડ.

આગળ ચાલતાં તેવણે જણાવયું કે હું પુરવાર કરી આપીશ કે એ ટ્રસટ ડીડો ફકત માંહોમાહેની ગોઠવણ સમાનની છે. વરતમાનપત્રોમાં એવું બતાવનારાં આરટીકલો પ્રગટ થઈ છે કે ટ્રસટીઓ કેવી રીતે વહીવટ ચલાવે છે તે કાંઈ સમજ પડતુ નથી અને ટ્રસટ ડીડોમાં શું ગોઠવણ છે તે વીશે કોમ કાંઈ પણ જાણતી નથી. ૧૮૫૪ માં ટ્રસટ ડીડ જોવા માંગવામાં આવયું હતું પણ તે બતાવવામાં આવયું હતું નહીં.

નામદાર જડજ મી૦ લાવર-કોણે જોવા માંગયું હતું?

મી૦ લાઉનડસ—જરથોસતી ધરમ અને ક્રીયા ઉપર એતેકાદ વધારનારી મંડળીએ ત્રસટ ડીડ જોવા માગયું હતું. એ પછી મી૦ લાઉનડસે એ બાબે માગણી કરનારો ત્રસટીઓ ઉપર મંડળીએ લખેલો કાગળ અને તેનો ત્રસટીઓએ વાળેલો જવાબ વાંચી સંભળાવયો હતો. મી૦ લાઉનડસ તે પછી બોલ્યા કે ત્રસટીઓના જવાબમાં ત્રસટ ડીડ બતાવવાના પાડવામાં આવી હતી. ત્રસટીઓની પોતાના કબજામાંના સઘળા દસતાવેજો તે જોવા માંગવામાં આવતા બતાવવાની ફરજ છે છતાં તેઓએ ત્રસટ ડીડ બતાવવા ના પાડી હતી. આ ઉપરથી કાયદાની નજરે જોતાં ત્રસટીઓની ગેરવરતણુંક પુરવાર થાય છે. ડીડના સંબંધમાં ગંભીર સવાલ ઉઠયો હોય, તયારે ત્રસટીઓની ફરજ છે કે તેઓએ એક પક્ષની તરફદારી નહી કરતાં કોરટ સનમુખ તકરારી સવાલ ફેડયા માટે રજુ કરવો જોઇયે. અમોને અસલ દસતાવેજો મળવા પછી અમોએ કજીયામાં ઉતરવાને બદલે કાઉનસલ સનમુખ નવો કેસ રજુ કરવા મુકદમો માંડવા આગમજ ત્રસટીઓને સુચવયું હતું. પણ ત્રસટીઓએ ના પાડી હતી. ૧૮૮૪ નાં ત્રસટ ડીડને આધારે પ્રથમ ત્રસટીઓએ કાઉનસલનું મત મેળવયું હતું. પણ તે પછી અમે દોખમાઓની સથાપનાને લગતા અસલ દસતાવેજો મેળવીને તપાસયા. તે પછી તે આધારે કાઉનસલ સનમુખ નવો ભેગો કેસ રજુ કરવા અમોએ ત્રસટીઓને સુચવયું, અને કજીયામાં ઉતરવાને બદલે તે કામમાં મદદ કરવા વટીક અમોએ સુચવયું. અમારી એ વલણ શું વાજબી નથી ? કોઇ એ કરતાં બીજી વધુ સારી વલણની અમારી પાસેથી કેવી રીતે આશા રાખી શકે ? અમોએ એવી માગણી કરનારૂં કાગજ તા૦ ૫ મી આગસટે લખયું હતું, જેનો તેઓએ તા૦ ૬ ઠી અકટોબરે જવાબ વાળીને તેમ કરવા ના પાડી હતી. મી૦ લાઉંડસે એ પછી મજકુર પત્રવહેવાર વાંચી સંભળાવયો હતો.

## બને પક્ષોએ ધારાના હીમાયતીઓનું મત લેવાની સુચના.

આ૦ મી૦ જસટીસ દાવર—કાઉનસલનું મત લેતાં તેઓએ ૨ ત્રસટ ડીડોજ તેની સનમુખ રજુ કરયા હતા, અને અસલ દસતાવેજો રજુ કરયા હતા નહી, તે ત્રસટ ડીડોને આધારે કાઉનસલે મત આપયું હતું. ને પછી તમોએ તેઓ પાસેથી અસલ દસતાવેજોની નકલો મેળવીને તપાસી હતી. તે ઉપરથી જણાયું હતું કે ધારાના હીમાયતીઓનું મત ખોટા આધારે લેવામાં આવયું હતું એમ શું તમો કહેવા માંગો છો ?

મી૦ લાઉંડસ—હા મારા લોરડ ત્રસટીઓને અમારૂં કહેવાનું એવું હતું કે ઓચરીયાંઓની અસલ નકલો તપાસયા પછી એવું ખુલ્લું જણાય છે કે તમોએ પાછળથી પારસી તથાં જરથોસતી બોલો વચે જે ફરક બતાવવા માંડયો છે તેવો કાંઇ ફરક ફંડોના અસલ સથાપકોએ રાખયો હતો નહી. આથી એ બાબદ ઉપર બંને પક્ષે સાથે મળી ધારાના હીમાયતીનું ફરી મત લેવું એવું અમોએ તેઓને સુચવયું હતું.

## મોફસીલના પારસી સાક્ષીઓ.

મી૦ લાઉંડસે તયારબાદ જણાવયું કે આ મારો મુકદમો છે. હું હવે મારા સાક્ષીઓ બોલાવવા માગું છું. કેટલાક સાક્ષીઓ મોફસીલના પારસાઓ છે તેઓને હું પ્રથમ બોલાવવા માગું છું.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

## મી૦ ભાવનગરીની જુબાની.

ટીફીન પછી કોરટ પાછી બેસતાં મી૦ પેસતનજી ફરામજી ભાવનગરીએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે હું પારસી અને જરથોસતી છું. સેકેટરીયેટમાં હું એકાઉનટંટ અને કેશીયર છું. મારા બાપ અને બપાવા સુરતમાં આવી રહયા હતા અને હું તયાં ઉછરયો હતો. પારસી ધરમના કાનુનોથી હું માહીતગાર છું અને ખાસ કરીને વટલેલ પારસીઓ સંબંધમાં મારા વીચાર પ્રમાણે પારસી નયાતમાં જુદદીનોને પોતાના ધરમમાં લેવાનો રીવાજ છે.

સ૦—તમારૂં મત શું છે?

આ સવાલ સામે મી૦ સ્ટ્રેંગમેને વાંધો લીધો હતો અને સાક્ષીને નામદાર કોરટે બહાર જવા ફરમાવયું હતું.

મી૦ બાઉનડસે જણાવયું કે કુટુંબી રીવાજ શું છે તે આ સાક્ષીથી હું પુરવાર કરવા માંગું છું. તેના કુટુંબમાં ઘણા જુદદીનોને વટલાવવામાં આવયા હતા અને તેમને સધરા જરથોસતી હકો આપી સેવટે દોખમામાં ચહાવવામાં આવયા હતા. વટલાવવામાં આવયા તેની જોકે સાક્ષીને ખબર નથી અને નજરે વટલાવવાનું કામ તેવણે જોયું નથી, તો પણ તેઓ સબંધમાં કુટુંબમાં કેમ કરવામાં આવયું હતું તેને લગતી તે જુબાની આપે તે પુરાવા તરીકે ગણાવી જોઇએ.

અત્રે સાક્ષીને પાછા બોલાવવામાં આવયા હતા અને સાક્ષીએ જણાવયું હતું કે, પારસી નયાતમા પરકોમનાઓને વટલાવવાનો રીવાજ છે.

સ૦—તમે જે મત આપો છો તે કાંઇ દાખલાઓ ઉપરથી આપો છો કે?

જ૦—હા. તેવા દાખલા છે. જીવી, રૂપલી, રૂસતમ અને ઝીણાના દાખલા હું જાણું છું. મારા કુટુંબે તેમને દુકાળ વખતે વેચાતા લીધાં હતા, તે પછી તેમને પારસી ધરમમાં વટલાવવામાં આવયા હતાં. તે વાત મને મારા માબાપે કહી હતી. મારો પોતાની જાણ પ્રમાણે તેઓ જરથોસતી ધરમ પાળતા હતાં. તેઓ અગીયારીમાં જતાં હતાં. જીવી રૂસતમ અને ઝીણાની મા થતી હતી. જીવી મરણ પામી તયારે તેણીને દોખમે ચહડાવી હતી, જીવીને સાહુકારીથી સઘળાના જાણ પ્રમાણે દોખમે ચહાવવામાં આવી હતી. રૂસતમ અને ઝીણાનો બાપ કોણ હતો તેના મને ખબર નથી. સુરતમાં પાંચ છ દોખમાં છે. જીવીને કયા દોખમામાં લેઇ જવી તે વખતે સવાલ ઉભો થયો હતો.

સાક્ષીને ફરી પુછવામાં આવતાં તેણે જવાબ દીધો કે બે કે ત્રણ દોખમાં સુરતમાં છે, કયા દોખમામાં જીવીને નાંખવામાં આવી હતી તે હું જાણતો નથી. ચોતરા ઉપર આપઘાત કરનારાઓને અને કદાચ વટલેલોને નાંખવામાં આવે છે.

રૂસતમ પેહેલાં રૂપલીને પરણયો હતો. રૂપલી પણ વટલેલ હતી. રૂસતમ બીજી વાર ધનબાઇ સાથ પરણયો હતો ધનબાઇ જરથોસતી હતી કે વટલેલી હતી તે હું જાણતો નથી, ધનબાઇના મરણ પછી તે આવાબાઇ સાથ પરણયો હતો. આવાબાઇ પારસી હતાં. રૂસતમ ધરની પારસી હતો. રૂસતમ ભણો ભણનાર ગણનાર હતો. તે પાંચે ગેહનો ભણનાર ગણનાર હતો. તે ચુસત જરથોસતી હતો રૂસતમને તેહેમુલજી નામે છોકરો હતો. તેહમુલજીને સુદરે કસતી પેહેરાવવામાં આવયો હતો તયારે હું હાજર હતો. તે પેહેરાવવાની ક્રીયા અરેસતા મુજબ કરવામાં આવી હતી. રૂસતમ મરણ પામયો હતો અને તેની લાસ દોખમે ચહાવવામાં આવી હતી. જીવી, રૂપાઇ વીગેરે સઘળા કાળાં હતાં. ઝીણા હીંદુઓની માફક લાલ પાઘડી પેહરતો હતો. ઝીણાના રોવાનને પણ અમારા કુટુંબને ખરચે દોખમે ચ્હાવવામાં આવયો હતો. તેહમુલજી ૧૮ માસ ઉપર મરણ પામયો હતો. તે ભાયંદરમાં સટેશન માસતર હતો, તે પારસી તરીકે ખપતો હતો. વળી મારાં માબાપે પારસી ધરમમાં વટલાવવાના બીજા દાખલાઓ પણ કહયા હતા. એક દાખલો સુરતમાં કેખશરૂ નસરવાનજી ખાનસાહેબના નોકરનો છે, તે અસલ સીધી હતો એમ મને કહેવામાં આવયું હતું. બીજો દાખલો ખાનબહાદુર અરદેશર કોટવાલના ઘરના નોકરનો છે. તેનું નામ જીવા છે અને તેણી હજી જીવે છે. તે સીધીને પણ પારસી ધરમમાં લેવામાં આવયો હતો અને તે પારસી તરીકે પોતાને ઓળખાવતો હતો. મેં તેને જોયો હતો અને વાતચીત કરી હતી અને તેણે મને કહયુ હતું કે તે સીધો હતો પણ તેને પારસી ધરમમાં લેવામાં આવયો હતો. આવી રીતે પારસી ધરમમાં વટલાવવાના બીજા ઘણા દાખલાઓ મેં સાંભળ્યા છે પણ તેને લગતી વીગત હું જાણતો નથી. તેવીસ વરસ

ની વયે મેં સુરત છોડયું હતું પણ હું તયાં જાઉં આવું છું.

## ઉલટપાલટ તપાસ.

સાક્ષીએ ઉલટપાલટ તપાસમાં જ ણાવયું કે, જીવી મારા ઘરમાં રહે તી હતી. તેણી મારા બપાવાની નોકર હતી. રૂસતમ અને ઝીણા પણ નોકર હતા. તેઓનો બાપ કોણ હતો તે હું કહી શકતો નથી. રૂસતમ અને ઝીણા પારસી ધરમ પાળતા હતા. હું પોતે તેમને વટલાવવાની બાબદમાં કાંઇ જાણ તો નથી. રૂપલી મારા બપાવાના ઘરમાં નોકર હતી. તે મરી ગઇ તયારે હું મું બઇ હતો. તેણીનો બાપ કોણ હતો, અથવા તે કોણ હતી અને કયાંથી આ વી હતી તે હું જાણતો નથી. તે નોક રો આગળ શું હતાં તે હું કાંઇ જાણ તો નથી. કોઇ પારસી છે કે નહી તે વીશે શક હોય તો તેવાને ચોતરામાં નાં ખવામાં આવે છે, ઝીણાને ચોતરામાં નાંખવામાં આવયો હતો કે દોખમે ચ ઢાવયો હતો તે હું જાણતો નથી. સી ધી મરણ પામયો છે તે ખાનસાહેબ ની નોકરીમાં હતો. સીધી સદરો અને કુસતી રાખતો હતો પણ પાઘડી દગલી પહેરતો નહોતો. તેણે જરથોસતી ધરમ કયારે અખતયાર કરયો હતો તેની મ ને ખબર નથી પણ સદરો કસતી રાખ તો હતો, ઝીણી જીવતી છે એમ હું ધારૂં છું. તેણીને છોકરાં નહોતાં. હું ધારૂં છું કે તેણી પરણીજ નહોતી. આ વાંબાઇ પારસણ હતાં. એક પારસી મર દ અને જુદ્દીન ઓના છોકરાંને હું પા રસી તરીકે ગણું છું તેમજ મુંબઇમાં જાયુક કે થોડો વખત રહેનાર ઘરાની ને પણ હું પારસી ગણું છું. જુદ્દીન કોઇ પારસી ધરમમાં વટલીને આવે તો હું તેને પારસી કહું. એક બાહમણને પારસી ધરમમાં વટલાવવામાં આવે તો હું તેને પણ પારસી કહું. આવબાઇ ના માબાપ હું જાણું છું તયાં સુધી પા રસી હતાં. હું ખ્રીસતી ધરમમાં વટલી જાઉં તો હું પારસી કહેવાઉં નહીં. હું તેવાને પારસી ધરમમાં વટલેલો ખ્રીસતી કહું.

મી૦ બેગમેન—ધારો કે હું જરથોસ તી ધરમમાં વટલી જાઉં તો તમે મને શું કહો? જ૦—તમને હું પારસી ધરમ માં વટલેલ પારસી કહું.

નામદાર જસટીસ દાવરે મી૦ બેગમે નને જણાવયું કે આવા સવાલોથી મારી નોંધ પુરી કહેવાય નહીં. કદાચ પ્રીવી કા ઉનસીલમાં જવું પડે અને તે મારે મા રી નોંધ સંપુરણ હોવી જોઇએ.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયુ કે પારસી એક કોમ છે. જે જરથોસતી ધરમ પાળતા હોય તેજ એ કોમના ક હેવાયા પછી તે ગમે તે કોમના હોય. આ મુકદમામાં પક્ષકારો વચ્ચે શું વાં ધો છે તે હું જાણું છું. હુ એક ચુસત જરથોસતી છું.

કોરટના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવયું કે તેમના બપાવા વયાજે ના ણા ધીરતા રહયા હતા. ૧૮૭૫ માં તે વણ મરણ પામયા હતા. તેમની વય ૬૫ વરસની હતી અને હું તે વખતે ૨૩ વરસની વયનો હતો. જીવી હું સત ર અઢાર વરસનો હતો તયારે મરણ પા મી હતી. ઝીણા જીવી આગમજ મર ણ પામયો હતો. મારાં બપાઇ ૮૨ વરસની વયે દશ વરસ ઉપર મ રણ પામયા હતા. હું પાયદસતે નહીં ગયો હતો ઓઠલે ગયા હતો, સ્વાન ને દોખમે લેઇ જવામાં આવયું હતું. પણ દોખમામાં નાખવામાં આવયું હતું કે ચોતરા ઉપર મેલવામાં આવયું હતું તે હું જાણતો નથી. ચોતરા અને દો ખમાના બંધારણમાં કાંઇ ફેર છે કે નહી તે હું જાણતો નથી, જુના દોખમાને આપઘાત કરેલાઓને માટે વાપરવામાં આવે છે. જુદ્દીનને અડકેલા સ્વાનને પણ ચોતરા ઉપર નાંખવામાં આવે છે. સુરતમાં ઘણાં દુભરા વટલેલા છે. લોકો કહે છે કે તેમના શ્વાંનોને ચોતરા ઉપર નાંખે છે. જીવીના છોકરાં મારા બપાવા ના ઘરમાં જનમયાં હતાં. રૂસતમ મારા બપાવાના ઘરમાં જનમયો હતો. રૂપલી મારા બપાવાના ઘરમાં જનમી ન હોતી, પણ તે ઓધાનથી આવી હતી, એમ કહેતાં હતાં. સુરતમાં પારસીઓ દુબરી ઓ રાખે છે એમ મેં સાંભલયું છે, પણ

તેઓ કાંઇ તેવી દુખરીને પોતાના ઘર માં રાખતા નથી.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

## પારસી પંચાયત કેસ.

### સુરતની પંચાયતે વટલેલાઓ ને તેઓની હયાતીમાં આપેલો પગાર.

### પંચાયતને ખરચે વટલેલાઓ ની દોખમે ચઢાવવામાં આવેલી લાશો.

### સુરતના એક જુઝારગ મોબેદની જુબાની.

### ગાહમબારનાં જમણમાં વટલેલોએ લીધેલો ભાગ.

### જુદદીન વટલેલો દોખમે ચઢવાના પુરાવાઓ.

### વટલાવવાની રૂઢી તરફે ધરમ ગુરૂની પસંદગી.

(અખબારે સોદાગર, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડાં૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી ભીખાજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન મી૦ બાદશાહ અને મી૦ એફ. પી. તાલીયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મીં૦ ઇનવરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### મી૦ જસટીસ દાવરે માંગેલો ખુલાસો.

આ૦ મી૦ જસટીસ દાવરે શરૂઆતમાં જણાવયું કે મી૦ લાઉનડસ, આ મુકદમામાં જુબાની આગળ લેવાનું કામ ચાલુ કરવામાં આવે તે અગાઉ હું તમારી તરફથી રજુ કરવામાં આવેલા મુકદમા મુજબ જે સવાલો ઉભા થવા પામયા છે તેના સંબંધમાં તમો તરફથી કેટલોક ખુલાસો મેળવવાની ઇચછા રાખું છું તમો એવું જણાવો છો કે સઘળાં ત્રસટો જરથોસતીઓ માટે એટલે કે જરથોસતી ધરમ પાળનારાઓ સઘળાના લાભને માટે કરવામાં આવયાં છે, પછી તેઓ પારસી બાપ તરફથી ઉતરી આવેલા હોય અથવા નહીં પણ હોય. વળી તમારૂં કહેવું એવું છે કે એક પરદેશી ધરમનો શખસ જયારે જરથોસતી ધરમમાં દાખલ થાય તયારે તેને જરથોસતી કોમને લગતાં સઘળાં ત્રસટોનો લાભ મળવો જોઇએ. વળી તમો એવું પણ જણાવો છો કે ત્રસટીઓને પોતાને નવા ત્રસટીઓ નેમવાની કશી પણ સતા નથી. આ શું સઘળું ખરૂં છે કે? ઉપરની સઘળી દલીલો ઉપરાંત તમારી શું બીજી પણ કાંઇ દલીલો છે કે? કારણ કે વધુ જુબાની લેવાનું શરૂ કરવામાં આવે તે આગમચ તમોને ઉ

એવા સવાલોના સંબંધમાં હું તમારી પાસેથી વીગતવાર ખુલાસો મેળવવાની ઇચ્છા રાખુ છું.

મી૦ લાઉનડસ—મારી એક બીજી પણ દલીલ છે. આ દલીલ એ છે કે સને ૧૮૫૧ ના સવાલના ત્રસટમાં ત્રસટીઓને મુનસફી વાપરવાની જે સતા આપવામાં આવી છે તે તેઓને મલવી જોઇએ નહીં.

આ૦ મી૦ જસટીસ દાવર—તમો શું આ મુકદમામાં આટલાજ સવાલોના સબંધમાં વાંધો ઉઠાવો છો કે?

મી૦ લાઉનડસ— ખરા સવાલો તો એજ છે.

## ત્રસટની મીલકતોનો લાભ લેવાનો હક.

આ૦ મી૦ જસટીસ દાવર—તયારે તમો જબાની શા આધારે રજુ કરો છો?

મી૦ લાઉનડસ—ત્રસટના સથાપકોના ધરમનો એતેકાદ શું હતો તે મે ઘણી હાસીક શાહાદતોથી બતાવી આપયું છે, તે એતેકાદ તે પછી બદલાયો નથી તે બતાવવા માટે મેં જબાની રજુ કરવાનું માથે લીધું છે તો જોકે તેથી ઉલટી વાત પુરવાર કરી આપવાની જોખમદારી ખરૂં જોતાં તો સામા પક્ષને માથે રહેલી છે.

આ૦ મી૦ જસટીસ દાવર—મુકદમાના ખરા સવાલો શું છે તે વીશે મી૦ સ્ટ્રેંગમેન હવે તમારો ખયાલ શું છે તે હમોને જણાવશો?

મી૦ સ્ટ્રેંગમેન—અમો ત્રસટો મુજબ ચોકકસ સથાવર તથા જંગમ મીલકતોનો કબજો ધરાવીયે છીએ તે મીલકતોના સંબંધમાં મુકદમો ઉભો થયો છે તે મીલકતો જરથોસતીઓના લાભ માટે અરપણ કરવામાં આવેલી છે. ૧૮૫૧ ના ટીડના સંબંધમાં કોરટને જે ચુકવવાનું છે તે એ છે કે નવા ત્રસટીની નેમણુકની સતા કાયદાપુરવક છે કે નહી, અને મીલકતો જરથોસતીઓના લાભ માટે અરપણ કરવામાં આવેલી છે કે નહી. ૧૮૮૪ ના ત્રસટના સંબંધમાં નવા ત્રસટીની નેમણુક કરવાની સતા સામે ચેલેંજ કરવામાં આવયો છે, અને એવું જણાવવામાં આવયું છે કે એ સતા જરથોસતી અનજુમનની છે, એ ત્રસટ કાયદાપુરવક છે કે નહી તે કારટે જોવાનું છે ત્રસટ જો ગેરકાયદેસરનું ઠરાવવામાં આવે તો ત્રસટીઓને દુર કરી નવી યોજના ઘડવાનો સવાલ વળી ઉભો થયશે. જરથોસતી માજદીયસનાન, વગેરે શબદોનો અરથ કહાવાનો છે. અમારો મુકદમો અમારાં લેખીત બચાવનામાના ૧૪ માં ફકરામાં જણાવેલો છે. અમો એવું કહીયે છીએ કે ઇરાનથી અત્રે આવતા જરથોસતી ધરમ પાળતા ઇરાનીઓને અમારા કબજામાંની મીલકતોનો લાભ મેળવવાનો હક છે. અત્રે આવતાં જરથોસતી ધરમ પાળતા ઇરાનીઓ જરથોસતી માબાપોને પેટેજ જનમેલા હોય છે એવું માની લેવામાં આવે છે.

આ૦ મી૦ જસટીસ દાવર—તમો શું એમ કહેવા માગો છો કે પારસી બાપને પેટે નહી અવતરેલા કોઇ જુદદીનને શું ૧૫૦૩ સુધી જરથોસતી ધરમમાં દાખલ કરવામા નહી આવયો હતો?

મી૦ સ્ટ્રેંગમેન—હા અમે એમ કહેવા માગયે છીએ.

આ૦ મી૦ જસટીસ દાવર—તમો કબુલ કરો છો કે જરથોસતી ધરમ જુદદીનો ધરમમાં લેવાની તાકીદ ફરમાવે છે.

મી૦ સ્ટ્રેંગમેન—હા.

આ૦ મી૦ જસટીસ દાવર—એટલે વટલેલ જુદદીનોને ઘટતી રીતે ધરમમાં લેવામાં આવયા હોય તો પણ તેઓને મીલકતોનો લાભ નહીં મળે એમ તમે કહેવા માગો છો?

મી૦ સ્ટ્રેંગમેન—હા. બે સબબો સર તેઓને અમારા કબજામાંની મીલકતોનો લાભ મેળવવાનો હક નથી. એક ધરમનો સબબ છે. બીજો જનમનો સવાલ છે. ત્રસટીઓનું કહેવાનું એવું છે કે વટલેલા જુદદીનોની લાશો ચોતરાપર નાખી નહઇયે.

એવા માણસો માટે કાંઇ જોગવાઇ કરવામાં આવી નથી. આ બીના કમનસીબ હોય એ બનવાજોગ છે પણ તેને ત્રસટડીડ સાથ કાંઇ લાગતું વલગતું નથી.

આ૦ મી૦ જસટીસ દાવર—નસેસાલારો ઉપર ટ્રસટીઓની સતા હોવાથી તેઓ નસેસાલારોને આવા જુદદીન વટલેલાઓની લાશો ઉઠાવી લઇ જવાની પરવાનગી આપી શકશે કે નહી?

મી૦ સ્ટ્રેંગમેન-તે હું કહેવાને અશકત છું. તમો મને સવાલોની ટીપ આપો અને તે વીશે હું સેક્રેટરી એરવદ જીવણજી મોદીને પુછી જોઇશ.

આ૦ મી૦ જસટીસ દાવર—નસેસાલારો એક રીતે કોમના નોકરો જેવા છે અને તેઓ ઉપર ટ્રસટીઓ સતા ધરાવે છે. એ પાંચ દોખમાઓ સીવાય મુંબઇમાં બીજાં દોખમાઓ નથી. અગયારી, આતશબેહેરામ વગેરે એવાં ધરમના ખાતાંઓનો વહીવટ એ ખાતાંઓને લગતા જુદા જુદા ટ્રસટીઓ તરફથી તેઓના ટ્રસટડીડો મુજબ ચલાવવામાં આવે છે. ટ્રસટીઓના હાથમાં તો ફકત એકજ નજીવી જેવી અગયારી છે, પણ દોખમાઓ તો સઘળા ટ્રસટીઓના જ કબજામાં છે. જયારે આવી બાબદમાં ટ્રસટીઓની તથા જુદદીનોની સથીતી શું છે તે હું જાણવા માંગું છું. લાશો ઠેકાણે પાડવાનું સઘલું કામ ટ્રસટીઓના હાથમાં છે. વલી લાશો ઉચકનારાઓ અને દોખમાઓ ટ્રસટીઓના હોકમ હેઠલ અને કબજામાં છે તે પણ ધયાનમા લેવું જોઇએ.

## પરદેશોમાં લાશો ઠેકાણે પાડવાની રૂઢી.

મી૦ સ્ટ્રેંગમને અત્રે એરવદ જીવનજી મોદી સાથ કેટલોક વખત મસલત ચલાવ્યા પછી જણાવયું કે મોફસીલમાં પારસી કબ્રસતાનો છે.

આ૦ મી૦ જસટીસ દાવર—કેટલાંએક નાના નાના શહેરોમાં દોખમાઓને બદલે પારસી કબ્રસતાનો છે તથા કેટલાક દાખમાઓમાં તો આવા કબ્રસતાનો પણ નથી. તેવે ઠેકાણે કોમ બનતીજ અનુકુળ પડતી જગામાં લાશ દાટવામાં આવેછે.

કેટલેક ઠેકાણે તો બંદગી ભણનારા અને ક્રીયાકામ કરનારા મોબેદો પણ મળી શકતા નથી. તેવે સમયે નાચારી ઘટતાં ભણતર અને ક્રીયાકામ વગરજ લાશ ઠેકાણે પાડવામાં આવે છે. હું બંને બાજુના મુકદમા સંબંધી વીચારો બરાબર જાણવા મંગતો હતો કે જેથી જબાની કેટલાક હદ સુધી બંધબેસતી છે તેનું તોલ કરી શકાય.

## મી૦ ભાવનગરીની વધુ જબાની.

એ પછી આ૦ મી૦ જસટીસ દાવર તપાસમાં મી૦ ભાવનગરીએ જણાવીયું કે હું ફકત તેમુલજીનીજ નવજોત વેળાજ હાજર હતો. બીજાઓને વટલાવવાની વાતના સંબંધમાં મેં જે કઇ સાંભળ્યું છે તે સીવાય બીજુ કાંઇ પણ હું જાણતો નથી. હું ફકત જીવીનેજ આટલે બેઠો હતો એવુ મને યાદ છે. પાયદસની બાબત હું કાઇ જાણતો નથી. તેમુલજી રૂસતમનો બેટો હતો. રૂસતમની ધણીઆણી ધનબાઇને પેટે તે જનમેલો હતો. રૂસતમ ફકત પારસી નામ છે રૂસતમને કોઇ બીજા નામથી હું પીછાણતો હતો નહી. જીવીનો ધણી જરથોસતી ધરમમાં વટલયો હતો. રૂસતમ ગાડીવાળો હતો. નવજોત, લગન અને મરણુકાયાનો ખરચ મારા કુટુંબે કરેલો હતો.

મી૦ લાઉંડસની ફરી તપાસમાં સાક્ષીએ જણાવયું કે એ વટલેલો મારા બાપયા બપાવાના ગેરકાયદેસરનાં ફરજંદો હતા એવું માનવાનું મને કારણ નથી. જીવી અને મારા કુટુંબના કાઇપણ મેમબર વચે કોઇ પ્રકારનો ગેરકાયદેસરનો સંબંધ હતો એવું માનવાનું મને બીલકુલ કાંઇપણ કારણ નથી.

અત્રે મી૦ ભાવનગરીની જુબાની પુરી થઇ હતી.

## મી૦ સોરાબજી પંથકીની જુબાની.

મી૦ સોરાબજી બમનજી પંથકીએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે મારી ઉમર ૬૮ વરસની છે. હું અંધયારૂ છું તથા એક અંધયારૂ તરીકે આજ ઘણા વરસો થયાં કામ કરૂં છું. જરથોસતી ધરમોનાં ફરમાનોથી હું પુરતો વાકેફગાર છું. અમારા ધરમમા પરકામના લોકોને જરથોસતી ધરમમાં વટલાવવાનું ફરમાન કરવામાં આવયું છે અને તે મુજબ તેઓને વટલાવવામાં આવે છે, જ

રથોસ્તી ધરમમાં વટલાવવાનો રેવાજ ઘણાં લાંબા વખતનો ચાલતો આવયો છે. એવી રીતે વટલાવવાના ઘણા દાખલાઓ બનયા છે. ઘણા હીંદુઓને વટલાવવામાં આવયા હતા. તેઓમાંના ઘણાઓ મરણ પામયા છે તથા કેટલાકો હજીપણ જીવતા છે.

આ૦ મી૦ જસટીસ દાવર—એઓ મુંબઇના છે કે ?

સાક્ષી—નહી, હું સુરતથી આવયો છું તથા સુરતનો રહેવાસી છું.

સાક્ષીએ આગળ ચાલતાં મી૦ લાઉનડસની તપાસમાં વધુ જણાવયું કે જરથોસતી ધરમમાં વટલાવાના થોડાક દાખલાઓ મેં પોતે જોયા છે તથા થોડાક સાંભળેલા છે. સુરત મધેના ભાવનગરીના કુટુંબને હું સારીકાની ઓળખું છું. તે કુટુંબ સુરતમાં સારી રીતે જાણીતું થયલું છે. તે કુટુંબમાં એવા કેટલાક દાખલાઓ બનેલા મેં પોતે જોયા છે. હું તે કુટુંબની મુલાકાતે અવારનવાર જાવઆવ કરતો હતો. હું તે કુટુંબની એક મીત્ર તરીકે નહી, પણ એક અધયારૂ તરીકે મુલાકાત લેતો હતો. ખરશેદજી પટેલ નારના એક અંધયારૂ તે કુટુંબના અંધયા તરીકે કામ કરતા હતા. તેવણ હાલમાં મરણ પામયા છે. તેવણનું મરણ મુંબઇમાં નીપજયું હતું.

### જરથોસતી ધરમમાં વટલેલા જુદદીનો.

બમનજી ભાવનગરીના વખતમાં હીંદુઓને સુદરેહ કસતી પહેરાવવામાં આવયાં હતાં. આ વાત મારા વખત અગમચ બની હતી. આ વટલેલાંઓના છોકરાંઓને મારી નજર સનમુખ સુદરેહ કસ્તી પહેરાવવામાં આવયા હતા. એક અંધયારૂ તરીકે આ વાત હું જાણવાને શકતીવાન થયો હતો. વટલેલાંઓમાં સરવથી મોટી ઉમરની જીવા હતી, જે આંધળી તથા જાડી હતી. બીજી વટલેલ આઓમાં રૂપાંબાઇ તથા એક બાજી હતી, જેનું નામ મને ધયાન નથી. હમણાં પણ મને તે નામનું કાંઇ ધયાન આવતું નથી. [illegible] વટલેલમાં રૂસતમ નામનો એક શખસ હતો. એ વટલેલો સઘળાં ભાવનગરી કુટુંબનાં હતાં. રૂપાંબાઇ બુઢી અને જાડી આને મેં જયારે જોઇ હતી તયારે તેણી ઘણી બુઢી હતી. જીવાં અને રૂસતમ તેણીનાજ હતા કે નહી તે બાએ મને કશીપણ માલ્ડતી નથી. જીવી પારસી પોશાક પહેરતી હતી તથા ડેસીબાઇની સેવા કરતી હતી. તેણીને જરથોસતી ધરમમા વટલાવીને ઘરમાં રાખવામાં આવી હતી. તેણીનો ઘરમાં દરજજો એક નોકર કરતાં ચડતો હતો નહી. પણ તેમને કાંઇપણ પગાર આપવામાં આવતો હતો નહી. તેણીજ આજ કુટુંબના ઘરમાં રહીને તયાંજ ખાતીપીતી હતી. વળી તેણી ભણતી ગણતી પણ હતી. દોસીબાઇ જામ:સજીના ધણીયાણી થતાં હતાં. જીવીને વટલાવવામાં આવી હતી એવું મને મારા બાવા એ કહયું હતું.

ઓ૦ મી૦ જસટીસ દાવર—"મારા બાપે મને ફલાણું કહયું હતું" એવી વીગત જુબાનીમાં દાખલ કરી શકાય કે નહીં તે વીશે અમો હજી શકમંદ છીએ.

મી૦ લાઉનડસ— પ્રીવી કાઉનસીલે રેવાજ નક્કી કરવાના સંબંધમાં એવી રીતની જુબાનીને કાયદેસરની ગણી છે. તે છતાં જો તમો નામદારને આવી જુબાનીમાં કાંઇપણ સંબંધ ધરાવનારી વાગત નહીં લાગે તે જો તમો નામદાર કહાડી નાખશો તો તે સામે મને કશાપણ પ્રકારનો વાંધો નથી.

મી૦ લાઉનડસે તયારબાદ સાક્ષીની ફેરી આગળ તપાસ ચલાવી હતી.

### પારસીઓમાં વટલાવવાના રેવાજના પુરાવાઓ.

સાક્ષીએ જણાવયું કે જરથોસતી ધરમમાં જુદદીનોને વટલાવવાનો રવાજ છે એવી વીગત ઘણાક પારસી કુટુંબોમાં વટલાવવાના દાખલાઓ બનેલા મેં જોયા છે, તે ઉપરથી હું જણાવી શકું છું. કેટલાકની નવજોતની ક્રીયા કરવામાં આવી હતી. તે ક્રીયા કરનારાઓમાં હું પણ સામેલ હતો, મેં વટલેલાઓના દાખલાઓ જોયા છે તેમજ સાંભળયા પણ છે. ઘ

ણાક સખશોએ મને વટલેલ સખશો બતાવી એવું જણાવયું છે કે તેઓ પહેલા મુસલમાન હતા અથવા તેઓ પ્રથમ હીંદુ હતા વગેરે તથા તેઓ હાલમાં પારસી થયા છે. વળી કેટલાક પારસી ધરમ પાળતા સખશો માટે મને કેટલાકો તરફથી એવું પણ જણાવવામાં આવયું હતું કે તેઓ પહેલાં દુબરાઓ હતા, પણ પાછળથી પારસી ધરમમાં વટલી ગયા છે. એવી રીતે મને ઘણાઓના સંબંધમાં જણાવવામાં આવ્યું હતું.

મારા બાવા ધરમગુરૂનો ધંધો કરતા હતા. તેવણે મને જણાવયું હતું કે જીવીને વટલાવવામાં આવી હતી. રૂસતમને સદરો કસતી પહેરીને ફરતાં હરતાં મેં મારી નજરે જોયો હતો. રૂસતમનો ભાઇ જીવા પણ જરથોસતી ધરમ પાળતો હતો એ હું જાણું છું.

જીવા નામ ઘણા પારસીઓના છે. પારસીઓમાં મી૦ જીવણજીને જીવા કરીને હાંક મારવામાં આવે છે. રૂપઇ જોકે વટલેલ હતી તે છતાં તે પારસી પોશાક પહેરતી હતી. જીવી મરી ગઇ તે વેળા તેણીની મરણ ક્રીયાનો સઘળો ખરચ જામાસજીએ પાતે આપયા હતો. તેણીને દખમે લઇ જવામાં આવી હતી તથા તેણીની મરણ ક્રીયા આતશબહેરામમાં કરાવવામાં આવી હતી.

પારસીઓમાં વટલાવવાનો રેવાજ હતો તે પુરવાર કરી આપવા સારૂ હું બીજા બે ત્રણ દાખલાએ આપીશ. આ દાખલાઓ કાલાભાઇના કુટુંબમાં બનયા હતા. આ વટલેલા શખશો અસલ દુબરા હતા. કાલાભાઇના બાપનું નામ મને ખબર નથી. પણ તેવણના છોકરાનું નામ નાદીરશાહ હતું.

મી૦ લાઉનડસે અત્રે જણાવયું કે કાલાભાઇવાળું કુટુંબ હાલમાં પણ સુરત ખાતે રહે છે.

## પંચાયત તરફથી વટલેલાંઓને મળેલી મદદ.

મી૦ લાઉનડસની તપાસમાં સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે તે દુબરાઓના નામો કાનજી, ધનજી તથા બેજણ હતા. વળી આ કુટુંબમાં બે વટલેલ છોકરીઓ પણ હતી. તેઓના નામ હું જાણતો નથી તે બધાઓને મેં જોયાં હતાં. તેઓ થોડાજ વખત ઉપર મરણ પામયા હતા. કાલાભાઇની પઇસાની સથીતી ખરાબ થઇ ગયલી હોવાથી તે બધાઓ રખડતાં રવડતાં થઇ ગયાં હતાં. આવા વટલેલો મરણ પામતાં તેઓની લાસો તે પંચાયત તરફથી ઠેકાણે પાડવામા આવેછે. તેઓને દાખમે ચઢાવવામાં આવયા હતાં. મરણની આગમચ સુરતની પંચાયત તે લોકોને લવાજમ આપતી હતી. આખું શહેર એ વાત જાણતું હતું. મંચેરજી શેઠનાના કુટુંબમાં બે સીધીઓને વટલાવવામાં આવયા હતા. તેઓના અસલ નામ પનજી, તથા બેલાડી શેઇ હતાં.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## તીફીન પછીની તપાસ.

બપોરના ખાણા પછી સાક્ષીએ આગલ જુબાની આપતાં જણાવયું કે રતી પંચી અને બેનાઇલાઇને મેં જોયા હતા તેઓ ઘણા ઘરડા હતા તેઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકતાં હતાં. પારસીઓ તેમને પારસી તરીકે ગણતા હતા તેઓના પોશાક સીવાય તેઓ કાંઇ પારસી જેવા દેખાતા ન હતા, પણ તેઓના વાળ ગુંચડાં ગુચવાંવાળા સીધીના જેવા હતા. તેઓ પણ કાળા હતા તેઓ પારસી ઘરે ભીખ માંગતાં હતાં અને પારસીઓ તેમને કહેતા હવા કે પારસીઓમાં ભીખ માંગવાનો રીવાજ નથી મારા બાવાએ મને કહયુ હતુ કે તેમનને સીધીઓએ આગળના વખતમાં ઘણા બહાદુરીના કામો કરયાં છે અને પારસીઓનુ તેઓએ રક્ષણ કરયુ છે, તેઓ સુરતમાં સારી રીતે જાણીતા હતા તેઓને પારસી ધરમમાં વટલાવવામાં આવયા હતા તે વાત બધાઓ જાણતા હતા તેઓને ગહમબારમાં બોલાવવામાં આવતા હતા ગહમબારના જમણમાં જે જરથોસતી નહો હોય તે જઇ શકે નહી તેઓ આતશબેહેરામ બાંક ઉપર બેસતા હતા અને ભીખ માંગત હતા. તેઓ આતશબેહરામમાં ભણવા જા

વા માંગે તો જઈ શકે પણ સુખડ
ચઢાવવા જતાં મેં જોયા નથી. કાળામા
ઈને વર્ષાંના દુબરાઓ જેઓ પારસી ધ
રમમાં વટલી ગયા હતા તેઓને આતશ
બેહેરામમાં સુખડ ચઢાવતા મેં જોયા છે
આ સીધીઓ પણ અંદર ભણવા જવા
માંગતા હોય તો તેઓને કાંઈ અટકાવ
નથી. તેઓને દોખમામાં નાખવામાં
આવશે હતા. ખશરૂભાઈ ખાનસાહેબના
કુટુંબને હું ઓળખું છું. તે કુટુંબમાં
પણ પારસી ધરમમાં વટલેલ હતા. જીવો
તે કુટુંબમાં હતો. ખાનસાહેબ તેમને
પોતાના કુટુંબમાં લાવયા હતા. બીજો
એક નવરોજજી અને ત્રીજી એક જીવી
નામની સ્ત્રી હતી. જીવાજી જીવી સાથ
પરણ્યો હતો. દુકાળના વખતમાં તેમ
ને ઘરના કામકાજ માટે વટલાવવામાં
આવયાં હતા. તે ખયાલ ગાતો હતો
અને વોહરાઓ સામે કલગીર તોરાના
ખયાલ ગાવામાં ઉતરતાં વોહરાઓ તેને
તાણા મારતા કે તું તો દુબરો છે. તયા
રે તે કહેતો કે મને તો પારસી કોમ
માં લીધેલો છે. નવરોજજી રાંધવાસીધવા
નુ અને બજારમા જવાનુ કામ કરતો હતો
તે પણ સુદરેહ કુશતી પહેરતો હતો
કખશરૂભાઈ ખાનસાહેબના પીતાએ એ
દુબરાઓને પઈસા આપી લીધા હતા તે
ઓને મેં પોતે જોયલાં જીવાજી, નવરો
જજી, અને જીવી ખશરૂભાઈના વખત
માં મરી ગયાં હતાં. તેવણે મરણ કોવા
નો ખરચ કાપેલો, અને તેઓને દોખ
મે પોહોંચાડયાં હતા. હીરજીભાઈ કાવશજી
વાહાડયાએ રતનબાઈને રાખેલી મને યા
દ છે રતનબાઈ હાલ જરથોસતી ધરમ
પાળે છે. તેણીનું પારસી નામ રાખેલું
છે રતનબાઈ પેહેલાં જરથોશતી હતી નહી.
તેણી ખારવણી હતી. તેણીના હાથપગ,
પેટ, વગેરે ભાગોપર બીલ્લામાંના ચોખા
છે. રતનબાઈ પારસી કપડાં પેહેરે છે.
હાથપર મેહોડાપર તથા પગ
પર ચોખા દેખાય છે. તેણી
અસલ એક ખારવા સાથે પરણે
લી હતી. તેણીને હીરજીભાઈને પેટના ૩
૪ છોકરાં થયાં તયાં સુધી તેણી સુદરેહ
કુસતી પેહરતી હતી નહી. ૩-૪ છોકરાં
થવા પછી તેણીએ સુદરેહ કુસતી પહે
રયો. મોબેદે તેણીને સુદરેહ કુસતી
પહેરાંવયો. તે અસપંદીયારજી આપુ ના
મનો પોરબંદરનો મોબેદ હતો. તેણી
મારા ઘરમાં સુતરમાં બે ત્રણ વરસની
વાતપર ઉતરી હતી, કારણકે બે છોક
રાના લગન હતા. લગનની કીયામાં તે
ણીએ ભાગ લીધો હતો. લગન પુરા
થવા પછી તેણી સુરતમાં આતશબેહે
રામમાં ગઈ હતી. લગન સુરતમાં થયાં
હતાં એક છોકરી સુરતની હતી અને બીજી
રાજકોટની હતી. રતનબાઈ લગનમાં પા
રસીઓમાં ભેળાતી હતી અને સેલ લઈ
ને ચાલતી હતી. હું એકલો નહી પણ
બીજા સઘલાઓ તેણી પારસી ધરમમાં
આવી હતી તે જાણતા હતા. નડીયાદ
માં ગુલબાઈને હું ઓળખું છું, તે જા
તે સોનારણ હતી. તેણીએ સદરોહ કસતો
પેહરયો હતો. તે ફરામરોઝને તયાં રહે
તી હતી પણ તેની સાથ તે પરણી હ
તી કે તે તેની રાખેલી હતી તે હું જા
ણતો નથી. સદરો કસતી પહેરયો હતો
અને તે પારસી થઈ. પારસણ થવાને
વગી મોરાણી થઈ (હસાહસ) ફરામ
રોજના છોકરા હોસંગજીએ મને કહયું
હતું કે તેણી સોનારણ હતી. તેણીને
મેં પહેલાં વડોદરે જોઈ હતી અને ફરા
મદારૂ સાથે રહેતી હતી તે વખતે તે
ણીએ સદરો કસતી પહેરેલો ન હોતો.
મેં તેણીને જોઈ એટલે મને હીંદુ લા
ગી અને તે ઉપરથી તેના સગાંને પુછ
યું અને તેને મને કહયું કે તે જાત
ની સોનારણ છે. વડોદરામાં તેણીનું
નામ શું હતુ તે મેં પુછયુ નહોતુ ઘ
ણા મુસલમાનોને પારસી ધરમમાં વટ
લાવેલા હું જાણુ છું બેગમ ના
મની સ્ત્રી દીલ્લીથી આવી હતી. ફ
રામજી બીખાજી રોસ તેણીને લાવયો
હતો. એક છોકરો અને છોકરી તેણી સુ
રત આવી તયારે લાવી હતી. છોકરી પાં
ચની અને છોકરો ત્રણ વરસનો હતો
આ બનાવને વીસથી બાવીસ વરસ થ
યાં હશે. સુરતમા આવયા પછી છોકરાં
ઓને ઉદવાડે સુદરો કુસતી પહેરાવયો
હતો. ફરામદારૂના બાપ બીખાજીએ સુર
તમાં સદરો પહેરાવવા સામે વાંધો લી
ધો હતો, તેથી તેમને ઉદવાડે

સદરોહ પેહેરાવવામાં આવયો હતો. બેગમ ઉઘ્વાડે થઇ નહોતી. ફરામજીના બાપે તેમને સુરતમાં સદરો પેહેરાવવા દીધો નહોતો કારણકે તેનો બાપ ફરામજી નહોતો પણ તે દીલ્હીના મુસલમીન શેઠના છોકરાં હતાં તેમનો બાપ મરણ પામયા પછી બેગમને તેમને સુરત લાવી હતી. ફરામજીને તયાં હું કામકાજ માટે જતો હતો અને તયાં બેગમ સાથ મને વાતચીતો થઇ હતી. છોકરાંઓને સદરો પેહેરાવવા પછી તેમને પારસી તરીકે ગણુવામાં આવતા હતાં. ફરામજીએ તે છોકરાંને સદરો પેહેરાવવા કહયું હતું પણ તેમના બાપે મને તેમ કરવા ના પાડી હતી. પેહેલાં મારી મરજી સદરો પેહેરાવવાની હતી. તે વખતે મેં તે કોણુને પેટના છોકરાં હતાં તે માટે મેં પરપુછ કરી હતી. બીજા ધસુરાવવાનીપણુ મને એ છોકરાંને સદરો પેહેરાવવા ના પાડી હતી. ફરામજીના કુટુંબીઓ સીવાય બીજા કોઇએ મને કાંઇ કહયું નહોતું. ભીખાજીએ મને સદરો પેહેરાવવાની ના કહી જણુાવયું હતું કે તે મારા દીકરાના પેટના છોકરાં નથી પણુ તેના મરણુ પછી ગમે તે કરજો અને તે ઉપરથી ભીખાજીના મરણુ પછી ઉઘ્વાડે લેઇ જઇ તે છોકરાંને સદરો પેહેરાવવામાં આવયો હતો ને ફરામજી મારેથી ગુસે થયો હતો અને તેથી મેં તેને સદરો પેહેરાવવા ના પાડી હતી, પણુ જો તે મારી પાસે પાછો આવતે અને મને આપવા લેવાની ગોઠવણુ કરતે તો ખચીત સદરો પેહેરાવતે. હું શા માટે સદરો નહીં પેહેરાવું મુંબઇમાં સદરો પેહેરાવવામાં આવે છે અને બીજે બધે ઠેકાણે પણુ પેહેરાવવામાં આવે છે. છોકરીનું નામ કંકુબાઇ હતું તે કુંવરબાઇ રાખવામાં આવયું હતું, અને છોકરાનું નામ ધનજીશાહ હતું, ધનજીશાહ હજી જીવે છે. કુંવરબાઇ ભરૂચમાં મરણુ હતી. તે પારસી સાથ પરણી હતી. ફરામજી આગળ સરકારી નોકરીમાં હતો પણુ પાછળથી જેતપોરના દીવાન થયો હતો સુરતના સઘળા લોકો જાણે છે કે ધનજીશાહને સદરો પેહેરાવવામાં આવયો હતો હજી તે જીવે છે.

સ૦—કુવરબાઇ જે મુસલમાન હતી અને પારસી ધરમમાં આવી હતી તે તમને ખબર છે,

સાક્ષી—હું તે બીના જાણું છે, પણ તે સારા કુટુંબમાં છે અને તેથી તે વીશે હું બોલવા માંગતો નથી કારણ કે તેઓ મોટાં છે અને મને મરાવી પણુ નાંખે.

અત્રે આ બાબદ માટે મી૰ લા.ઉનડસે વધારે પુછવા માગયું ન હોતુ.

નામદાર કોરટના સવાલના જવાબમ સાક્ષીએ જણાવયુ કે દુબર એોને વટલાવવામાં કાંઇ શરમ ભરેલું નથી અને જરથોસતી ધરમનું તે ફરમાન છે.

નામદાર મી૰ જસટીસ દાવરે અત્રે સાક્ષીને જણાવયુ કે તેને કુવરબાઇ સંબધમાં બધું કહેવું પડશે.

સાક્ષીએ જણાવયું કે કુવરબાઇ મુસલમાન હતી અને રૂસતમજી વકીલના કુટુંબમાં તે હતી તેણીના કાવસશાહ, એરચશાહ અને અરદેશર છોકરા હતા. ૫૦ વરસની વાત ઉપર તે વટલી આવી હતી. રૂસતમજી વકીલ સાથ કુવરબાઇ પરણી હતી. આલીબાઇનો દાખલો હું જાણુછું. તેણી સુરતમાં હતી તયારથી હુ એોળખુછુ. વકીલનુ કુટુંબ પણ સુરતમાં રહેતુ હતુ. આલીબાઇ આગલ કુવારી હતી આલીબાઇ બુચા કુબરાની છોકરી થાય છે. બુચો કાળામાઇની નોકરીમાં હતો. આલીબાઇની મા દુબરી હતી પણ તણીએ સદરો પહેરેલો હતો. બુચાએ પણ સદરો પહેરેલો હતો આલીબાઇ હજી સુરતમાં જીવે છે. બુચો નામ પારસી છે, એક બંધીયારૂ હતો તેનુ નામ પણ બુચાબાઇ હતુ. બુચાના રવાનને દોખમામાં લઇ જવામા આવયુ હતુ બુચાને નશરવાન નામનો છોકરો હતો તે મારા સગાની નોકરીમાં હતો. બીજો છોકરો નામે મનચેર હતો. નશરવાન અને મનચેરે સદરો પહેરયો હતો અને પારસી પોશાક પહેરતા હતા નશરવાનને સાંપે કરડયો હતો અને તે મરણુ પામયો તયારે

તેને પંચાયતને ખરચે દોખમામાં ચડા વવામાં આવયો હતો નઠારવાન અને ખુ ચો હીંદુઓ જેવા લાગતા હતા.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## એક સાક્ષીને કોરટની બહાર મોકલવાનો સવાલ.

---

## પારસીઓને ઓળખવાની મોબેદ સાક્ષીએ આપેલી સમજણ.

---

## સુરતના દોખમાંઓ સંબંધી વીગતવાર ખુલાસો.

---

## જુદદીન સ્ત્રી પરણવાની નામોશીના સંબંધમાં સાક્ષીએ આપેલું મત.

---

## આતશબહેરામમાં દાખલ થયલી વટલેલ સ્ત્રી.

---

(અખબારે સોદાગર તા૦ ૧૭ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ પરમ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ ચાલી હતી. વાદીઓ તરફથી મેસારસ અરદેશર હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાયશથી મી૦ લાઉનડસ, મી૦ ફરેદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસારસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાનથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### મી૦ સોરાબજી બમનજી પંથકીની જુબાની.

મી૦ સોરાબજી બમનજી પંથકીએ મી૦ લાઉનડસના વધુ તપાસમાં જણાવયું કે ચોતરો શું છે તેની મને ખબર નથી. અત્રે ચોતરાનો અરથ સાક્ષીને કહી સંભળાવતાં તેઓએ જણાવયું કે એવો કાંઇ સુરતના દોખમામાં ચોતરો નથી. ચોતરાનો અરથ પાળી વગરનું દોખમું એવો થાય છે.

મા૦ જસટીસ દાવર—ચોતરાઓ શું દોખમાઓની માફક ઇજવામાં આવે છે કે?

મી૦ સટ્રેંગમેન– જુના દોખમાઓનો ચોતરાઓ તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

### સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી૦ સટ્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે સુરતમાં ચાર દોખમાંઓ છે. આ સઘલા દોખમાઓ એકજ કમપાઉનડમાં છે. આ દોખમાઓમાંનું એક દોખમું ઘણું જુનું છે.

આ દોખમું આપઘાત કરનારાઓ અથવા જુદદીન વટલેલો માટે વાપરવામાં આવે છે કે એવી મતલબના પુછવામાં આવેલા સવાલનો જવાબ આપતાં સાક્ષીએ જણાવયું કે તે દોખમું લગભગ બીસમાર હાલતમાં હોવાથી તેમાં લાશો મેલી શકાય નહી. જો આવી રીતે લાશો તે દોખમમાં મેલવામાં આવે તો કુતરાંઓ તે ખેંચી લઇ જાય એ પણ

ખનગાએમ છે સુરતમાં અગાઉ સાત દોખમાઓ હતાં કે નહીં તે હું જણાવી શકતો નથી, પણ હાલમાં સુરતમાં આર દોખમાઓ છે તે હું જાણું છું. બધાં ૨૦ ફીટની ઉંચાઇના છે કે, નહીં તે હું કહી શકતો નથી. બાહેરના કોઇ શખસો અંદરનો દેહપાત જોઇ શકે નહીં તેટલી પુરતી ઉંચાઇએ આ દોખમાની દીવાલો છે. બધાં દોખમાંઓ એકસરખીજ ઉંચાઇના બાંધવામાં આવ્યાં છે.

ચાર દોખમાઓમાંનું એક દોખમું જુનું છે કે નહીં તે હું જાણતો નથી. હું ઘણી વેળાએ દોખમા આગળ ગયો છું.

## દોખમાઓને લગતી વીગતો.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે આ ચાર દોખમાઓમાંનું એક પણ દોખમું ખરાબ સથીતીમાં મે જોયું નથી. આ ચારમાંના બે દોખમાઓ સાધારણ પારસીઓના લાશો માટે વપરાય છે, ત્રીજું બીલકુલ વપરાતું નથી તથા ચોથામાં આપઘાત કરેલા અથવા જુરી બરાયલા શખસોની લાશોને મેલવામાં આવે છે એ વાત ખરી નથી. આ ચાર દોખમાઓમાંનું એક દોખમું નાનાભાઇ મોદીના દોખમાને નામે ઓળખાય છે તે દોખમામાં આપઘાત કરનારાઓ કે જેઓની લાશો ચીરવામાં આવે છે તેઓને નાંખવામાં આવે છે એ વાત ખરી થી.

જેઓની ખુનયાદ વીશે શક હોય એવા શખસોની લાશો મોદીના દોખમામાં નાંખવામાં આવે છે કે એવી મતલબના મી૦ સ્લેગમેને કરેલા સવાલનો જવાબ આપતાં સાક્ષીએ જણાવ્યું કે નસેસાલારો સાથે હું કાંઇ છેક દોખમા વેર જતો નથી. હું જયારે પણ પાયદસ્તે જાઉં છું તયારે મરનારનાં સગાવહાલાંઓ દોખમાની જેટલો દુર તફાવતે ઉભા રહી જાય છે તેટલેજ દુર હું પણ ઉભો રહું છું. નસેસાલારો લાશને કયા દોખમામાં નાખે છે તે અમો અમારી ઉભા રહવાની જગયાએથી જોઇ શકયે છીએ. સુરતમાં કોઇ શખસે આપઘાત કરેલો હોય એવા શખસોની પાયદસતે હું ઘણી વેળાએ ગયો છું. એવા શખસોની લાશ ઉપર જુરી પણ બરાઇ હતી. જુરી બરાબી તથા ચીરવામાં આવેલી ઘણી લાશોને દોખમે ચઢાવવાના ઘણા દાખલાઓ મારા ધ્યાનમાં છે.

## દોખમાઓના નામો.

આ દોખમાઓમાંનું એક દોખમું નારહીના દોખમાને નામે ઓળખાય છે જયારે એક બીજું દોખમું અનજુમનના દોખમાને નામે ઓળખાય છે. ત્રીજું દોખમું મંચેરજી શેઠનાના દોખમાને નામે ઓળખાય છે જયારે છેલ્લાં ચોથાં દોખમને કાંઇ નામ આપવામાં આવવું છે કે નહીં તે હું જાણતો નથી. આપઘાત કરેલાઓની લાશોને અનજુમનના તેમજ મંચેરજી શેઠનાના દોખમાઓમાં નાંખવામાં આવી હતી તે વાત હું જાણું છું.

આનો હું તમોને એક દાખલો આપીશ અને તે એ છે કે પેસતનજી જમનશાહ પરવારના એક છોકરાએ નદીમાં નખાવી દઇને આપઘાત કરયો હતો અને તેની લાશને મનચેરજી શેઠનાના દોખમામાં નાંખવામાં આવી હતી. તેની લાશને ચીરીને તપાસવામાં આવી હતી.

જુદા જુદા દોખમાઓ હું તેઓના નામથી ઓળખી શકતો નથી. તેથી અંજુમનનું દોખમું કયું, મોદીનું દોખમું કયું અથવા શેઠનાનું દોખમું કયું તે હું જણાવી શકતો નથી. એવી ઘણી લાશોના પાયદસતે હું ગયો છું કે જેઓની ખુનયાદ વીશે શક હોય. આવી લાશોને મોદીના દોખમામાં નાંખવામાં આવી હતી નહીં એવું હું કાંઇ પણ ચોકસપણે કહી શકતો નથી. મોદીનું દોખમું કયું તે પણ હું જાણતો નથી.

## એક સાક્ષીને કોરટની બહાર મોકલવાનો સવાલ.

મી૦ લાઉનડસે જરે જણાવ્યું કે એક સાક્ષી કોરટમાં બેસીને જવાનીના સંબંધમાં મી૦ સ્લેગમેન સાથ મસલહત ચલાવે છે તે ઉપર હું મારા વીલ્કલ મીત્રનું ધ્યાન ખેંચવા માંગુ છું. એક સાક્ષી

પણ એ અહસથે આખો દીવસ કોરટમાં હાજર રહી ધારાના હીમાંતી સાથે જુબાનીના સંબંધમાં મસલહત ચલાવ્યા કીધી હતી. હું અત્રે જણાવવાની જરૂર જોઉં છું કે મારા વીદ્વાન માત્રેજ સાક્ષીઓને બહાર કહાડવાનો હોકમ મેળવયો છે.

મી૦ જસટીસ દાવરે જણાવયું કે મી૦ એંગમેન સાથ મસલહત ચલાવવા સારૂ આ અહસથની ખાસ જરૂર છે.

મી૦ લાઉનડસે જણાવયું કે તયારે તેના સંબંધમાં મને કાંઇપણ ખાસ વાંધો નથી પણ મી૦ એંગમેને તે માટે મારી પહેલાં બહાલી મેળવવી જોઇતી હતી.

મી૦ એંગમેને જણાવયું કે જો મી૦ લાઉનડસ સાક્ષીને બહાર મોકલવાની હઠ લેતા હોય તો પછી તેવણુને બહાર જવાની ફરમાશ કરવા ઉ ફરજ પડશે. પણ એરવદ જીવનજી મોદી કાંઇ સુરતના વતની નથી અને તેથી મને ઇનસત્રકટ કરવા સારૂ એવણુની હાજરી ઘણી જરૂર છે.

મી૦ લાઉનડસે એ ઉપરથી પોતાનો વાંધો ખેંચી લીધો હતો.

**પારસી ધરમમાં વટલેલાં દુબરાઓ.**

પારસી ધરમમાં વટલેલી દુબરીઓના મેં ગઇ કાલે દાખલાઓ આપયા હતા. પારસીઓએ દુબરીઓ રાખેલી તરીકે રાખવાના દાખલાઓ ઘણા સાધારણ છે. આવી રીતે રાખવાનું કામ આબરૂદાર ગણાય કે નહીં તે રાખનાર પોતે જાણે. એવી રીતે એક સ્ત્રી રાખવામાં ગેરઆબરૂસમાન શું છે તે હું જોઇ શકતો નથી. એમ તો ઘણા જણાઓ રાખે છે. એક મોબેદના એક છોકરાએ એક દુબરી રાખવાનો દાખલો મેં ગઇ કાલે આપયો હતો. મોબેદે દુબરી રાખવાના દાખલાઓ હું જાણુતો નથી. એવી રીતે રાખવામાં આવેલી જુદીન ઓઓને સુદરેહકસતી પહેરાવવામાં આવે છે. તેને પેટના છોકરાઓને જરથોસતી ધરમમાં ઉછેરવામાં આવે છે. તથા તેઓને સુદરેહ કસતી પહેરાવવામાં આવે છે.

કુંવરબાઇ વટલયા અગાઉ મુસલમાન ધરમ પાળનારી હતી, જેને પારસી ધરમમાં લેવના દાખલો એ ગઇ કાલે આપયો હતો. આવી રીતની જુબાની મેં ઘણી નમરજીથી આપી હતી કારણ કે એક કુટુંબને ઘણી નામોશી લગાડનારી બીના હતી.

**મી૦ લાઉનડસનો નહીં સવીકારાયલો વધો.**

મી૦ એંગમેન—કુંવરબાઇને લગની વાતો પ્રગટ થવા નહી પામે એવી વડીલ કુટુંબની ઇચછા હતી એવું શું તમો ધારો છો?

આ સવાલ પુછવા દેવા સામે મી૦ લાઉનડસે વધો ઉઠાવયો હતો પણ કોરટે તે વાંધો નહી સવીકારતાં આ સવાલ પાછો પુછવામાં આવયો હતો.

સાક્ષીએ આ સવાલનો જવાબ આપતાં જણાવયું કે હા, હું તેમ ધારૂં છું.

**ભાવનગરી કુટુંબ સંબંધી ખુલાસો.**

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે હું ભાવનગરીના કુટુંબમાં જાવઆવ કરતો હતો. હું ભણવાગણવા જતો હતો, જયારે હું શરૂઆતમાં આ કુટુંબમાં ભણવાગણવા જતો હતો તયારે મારી ઉમર ૧૫ થી ૧૭ વરસ જેટલી હતી. જે વખતે હું ભાવનગરી કુટુંબમાં જવા માગતો તયારે જીવલી, રૂસતમ, રૂપઇ વગેરે એજ કુટુંબમાં એજ ઘરમાં રહેતાં હતાં. જે વખતે મેં તે કુટુંબમાં જવાની શરૂઆત કરી હતી તયારે જીવાની ઉમર ૧૯ વરસ કરતાં વધુ હતી.

સાક્ષીએ જીવીની ઉમર લગભગ ચોકસપણે જણાવવાની કોરટ તરફથી ફરમાશ કરવામાં આવતાં તેવણે જણાવયું કે તે આશરે ૩૦ વરસની વયની હતી. રૂસતમ માડી હકવાનો ધંધો કરતો હતો અને તેની ઉમર આશરે ૩૦ વરસની હતી. રૂપઇ એક બુઢી સ્ત્રી હતી. તેણી રૂસતમ અને જીવા કરતાં વધુ ઉમરની હતી કે નહી તેની મને હાલમાં યાદ નથી. આ બેમાંથી મોટું કોણ હતું તે હું જણાવી શકતો નથી. હું જે જાણું છું તે એજ છે કે બંને સ્ત્રીઓ

ઘણી જાડી તથા ઠીંગણી હતી. આ સખી ઘણા લાંબા વરસો અગાઉ બનેલી વાત હું અત્રે યાદ રાખી શકતો નથી. જ્યારથી હું તેઓને ઓળખવા લાગ્યો ત્યારથી તેઓ પારસીના પોશાક પહેરતાં હતાં.

એ ચાર જણાઓ જીવી, જીણા, રૂપઇ અને રૂસતમ એક એક સાથે શું સગાઇ ધરાવે છે, એવા સવાલનો જવાબ આપતાં સાક્ષીએ જણાવ્યું કે રૂસતમ અને જીણા બંને ભાઇઓ થતાં હતાં. જીવી રૂસતમની અથવા જીણાની કોઇ સગી થતી કે નહી તેની મને ખબર નથી. રૂપઇ પણ આ ચાર જણાઓ સાથે શું સગાઇ ધરાવતી હતી તે હું જાણતો નથી જીણા, જીવી, રૂસતમ અને રૂપઇને મારા વખતના પણ અગાઉ સદરો કસતી પહેરાવી હતી એવી જે વીગત મેં ગઇ કાલે જણાવી હતી તે ખરી બીના છે. હું તેઓનાં ઘરમાં જાવઆવ કરવા લાગયો તેના અગાઉ તેઓને સદરેકસતી પહેરાવવામાં આવયા હતા. આ ચારે જણાઓનો બાપ કોણ હતો તેનો મને કાંઇપણ ખયાલ નથી.

## પારસી કુટુંબમાં વટલેલાં દુબરાંઓ.

સુરતમાં પારસીઓ દુબરીઓને રાખે છે એ ઘણી સાધારણ વાત છે. અગાઉ આ વાત ઘણી સાધારણ હતી પણ હાલમાં આવા દાખલાઓ ઘણા છુટછાટી થાય છે. જ્યારે હું એક નાનો છોકરો હતો ત્યારે આવી જાતીન ઓઓને રાખવાના દાખલાઓ ઘણાજ સાધારણ હતા. જીવલીને ભાવનગરા કુટુંબમાં કોઇએ રાખી હોય એ બની શકે એવું નથી અને એ વાત હું જાણતો પણ નથી. જીણા, રૂસતમ અને રૂપઇના બાપ પારસી હોય એ બનવાજોગ નથી કારણ કે તેઓ તો ખુન માટે દુબરાજ હતા એમ મને મારા બાપાએ વાત કરી હતી અને હું ખાતરીથી માનું છું કે તેઓના બાપ પારસી હતા નહી. તેઓને સુદરેહકસતી પહેરાવવામાં આવી હતી. મારા બાપાએ કાંઇ તેઓની નાજેવ કીધા હતી નહી. આ દુબરાં છોકરાંઓનો બાપ પારસી હતોજ નહી. દુબરાં છોકરાંઓનો બાપ પારસી હોઇજ કેમ શકે? તેઓ ચહેરામાં કાળા તથા ઘણા બદસુરત હતાં, તથા તેઓના ચહેરા ઉપરથી તેઓ પારસી હોય એમ લાગતું હતું નહી.

## દાખમાઓના નામ સંબંધી ગુંચવાડો.

હું રૂસતમ અને જીણાની પાયદસતે ગયો હતો પણ બીજા બેની પાયદસતે હું ગયો હતો કે નહી તેની મને યાદ નથી. જીણો પહેલાં મરી ગયો હતો. જીણા અને રૂસતમને કયા દાખમામાં નાખવામાં આવયા હતા તે હું જણાવી શકતો નથી કારણ કે દાખમાઓ ઉપર કાંઇ નામની તખતીઓ મારેલી નથી કે જેથી હું જણાવી શકું કે તેઓને કયા દાખમામાં નાખવામાં આવયા હતા. પણ હવે મને યાદ આવે છે કે અલબત તેઓને અનજુમનનાજ દાખમામાં નાખવામાં આવયાં હતાં.

અત્રે આવી ઉલટાસુલટી વીગતો જણાવવા માટે નામદાર જડજ મી૦ દાવરે સાક્ષીને ઠપકો આપતાં તેવણને બરાબર વીચાર કરીને જવાબો આપવાની ફરમાશ કરી હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયુ કે આ દાખમાઓના નામો હું જાણું છું પણ કયાં દાખમાને કયું નામ આપવામાં આવયું છે તે હું જણાવી શકતો નથી. તેઓને અનજુમનના દાખમામાં લઇ જવામાં આવયા હતાં તે હું એટલા ઉપરથી જણાવું છું કે સઘળાં રવાનોને તયાં લઇ જવામાં આવે છે.

મી૦ જસટીસ દાવર—જીણા અને રૂસતમના રવાનોને પંચાયતના દાખમામાં લઇ જવામાં આવયાં હતાં એ વાત ખરી છે કે?

સાક્ષી—હા.

મી૦ જસટીસ દાવર—અનજુમનનું દાખમું કયું અને બીજું કોઇ દાખમું કયું તે તમો ઓળખી શકો છો કે?

સાક્ષી—નહી, હું તેમ ઓળખી શકતો નથી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે

ઓ મરણ પામયા હતા. મેં ફક્ત તેઓને માછલીપીઠમાંજ જોયા હતા. બીજે કોઇપણ ઠેકાણે તેઓને જોયા નથી. આ સીધીઆને મેં મંચેરજી શેઠનાને ઘેરે જોયલો હતો નહીં. માછલીપીઠમાં મારા ઘેર નજદીક એક ચકલો છે અને તયાં મેં આ બે સીધીઓને જોયા હતા. લોકો જયાં બેસે છે તેને ચકલો કહેવામાં આવે છે. હું સીધીબાની પાયદસતે ગયો હતો નહીં.

### માછલીપીઠમાં ધરમનું મકાન.

માછલીપીઠમાં આગલા વખતમાં એક અગીયારી હતી પણ આતશબેહરામ જેવું કાંઇ હતું નહીં. એક અગયારી હાલમાં તયાં છે અને તે વાડયા ફબયાની અગયારીને નામે ઓળખાય છે. આપણી અગયારી બળી ગઇ નહતી અને તે લાલ અગયારીને નામે ઓળખાતી હતી. હું જે અગયારીની વીગત જણાવું છું તે માછલીપીઠમાં નહીં પણ માછલીપીઠના પછવાડે આવેલી છે.

### ખાનસાહેબના કુટુંબે વટલાવેલ. જુદદીનો.

ખશરૂબાઇ ખાનસાહેબના કુટુંબમાં જીવાજી, નવરોજી અને જીવી નામનાં ત્રણ જુદદીનો વસતાં હતાં. અને ખશરૂબાઇને હું પંથઓ હતો નહીં. હું ખશરૂબાઇના ધરમાં કોઇ કોઇ વેળાએ મુલાકાતે જતો હતો. આ વેળા મારી ઉમર આશરે ૨૫ વરસની હતી હું જયારે મુલાકાત લેતો હતો તે વેળા કુટુંબમાં ફકત નવરોજી રહેતો હતો જયારે જીવાજી અને જીવી અખાગમાં રહેતાં હતાં પણ અવારનવાર ખાનસાહેબને ઘરે આવતાં જતાં હતાં. જે વખતે હું ખાનસાહેબના કુટુંબમાં શરૂઆતમાં જવા લાગયો તયારે નવરોજીની ઉમર આશરે ૨૦ વરસની હતી, અને જીવાજીની આશરે ૬૦ જેટલી હતી. જીવી કેટલાં વરસની ઉમરની હતી તેનો અટકળ હું જણાવી શકતો નથી. પણ હું ધારૂ છું કે તે આશરે ૨૫ વરસના ઉમરની હશે. તે વેળા તેઓ સઘળાઓ પારસી પોશાક પહેરતાં હતાં. તેઓ સઘળાઓ સુદરેહ અને કસતી પહેરતા હતા. જીવાજી જીવાજી દારાશાહ કરીને બોલાવવામાં આવતો હતો નહીં. તેઓના બાપ કોણ હતા તે હું જાણતો નથી. તેઓના બાપ પારસી હોય કે નહીં તે હું જણાવી શકતો નથી તેઓના ચહેરાઓ પારસી જેવા હતા નહીં.

મી૦ જસટીસ દાવર–તમો પારસી જેવો ચહેરો જણાવો છો તે શું ?

સાક્ષી–પારસી ચહેરાઓ ઉપર તેજ અને રૂવાબ હમેશાં પ્રગટી નીકલે છે.

### આતશબહેરામમાં જુદદીનનો દાખલ થવાનો એકરાર.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે હું એની પાયદસતે ગયો હતો નહીં. હીરજીભાઇ કાવસજી વહાડવાએ રતનબાઇને રાખતા હતી. તેઓના લગન થયા હતાં નહીં. રતનબાઇના છોકરાંઓના લગન થયા પછી તેવણ આતશબહેરામમા ગયાં હતાં. તેનો સબબ એ છે કે તેવણ પોતાના છોકરાંઓને પગે લગાડવા ગયાં હતાં. રતનબાઇ આતશબહેરામના મકાનની અંદર ગયા હત. તેવણે વાય દેનારને પઇસા આપયા હતા તથા મોબેદોને આશાદાદ આપી હતી.

### એક બીજાં જુદદીન લગન.

ગુલબાઇ નામની એક નારણના ફરામદાર સાથે લગન થયાં હતાં કે નહીં તે હું જાણતો નથી. વડોદરા અને નવસારીમાં મે તેણીને પંડલવડલી જોઇ હતી અને તે વેળા તેણી પારસી પોશાકમાં હતી. તેણીએ દીલમાં સાડી પહેરી હતી અને તેથી અંદર સદરો કસતી હશે એમ હું માનું છું. મેં પોતે તેણીને વડોદરામાં સદરો કસતી પહેરતાં કદી જોઇ હતી નહીં પણ ફરામજીના બાઇના છોકરાએ મને જણાવયું હતું કે તેણી ઘરમાં સદરો કસતી પહેરતી હતી.

નામદાર જડજના પુછવાથી સાક્ષીએ જણાવયું કે સાડી સાથે મે સદરો કસતી પહેરેલો જોયો હતો. આ બાનાડીલપર સદરેકસતી મેં નડયાના જોઇ હતા. પારસી માબેદોએ જુદદીન બીઓ

રાખવી જોઇએ નહીં પણ આ રેવાજ ઘણો સાધારણ છે. એક મોબેદ જો જુદ્દીન ઓને રાખે તો તે સંબંધમાં ટીકા થવા પામે.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

સાક્ષીએ બપોર પછી મી૦ સ્ત્રેંગમેન ની ઉલટપાલટ તપાસમાં જણાંવ્યું કે કાળાભાઇને તયાંના દુબરાને શેહેનશાહી તેમજ કદમી આતશબેહેરામમાં મે જોયો હતો. ધનજી, કાનજી અને બેજનને ઓટલા ઉપર બેસી ભીખ માંગતાં મેં જોયો છે. ઓટલો એટલે આતશબેહેરામની અંદર દાખલ થવાનો ઓટલો. કાળાભાઇના ઘરની દુબરીઓને ફુલાર લઇને આતશબેહેરામમાં જતાં મેં જોયા છે. તેને ૩૦ વરસ થયાં હશે. હું પણ તે વખતે આશીર્વાદ લેવા તે વખતે આતશબેહેરામમાં હતો. ઘણીવાર તે દુબરીઓને આતશબેહેરામમાં મેં જોઇ છે. બંને આતશબેહેરામમાં મેં તેમને જોઇ છે. ફરામજીએ મારી સાથ નાણાં સંબંધી ગોઠવણ કરી હોત તો હું તેના છોકરાને સદરો પહેરાવતે.

સ૦—તયારે તેમને કોઇ ભંગીને સદરો પેહેરાવવા કહે તો તમે તે કરો કે?

સાક્ષી—વલી ભંગીને કોઇ સદરો પેહેરાવતુ હશે! (હસાહસ).

કોરટે સાક્ષીને સવાલનો જવાબ આપવા ફરમાવયું હતું અને સાક્ષીએ તે ઉપરથી જણાવયું કે મને કહેવામાં આવે તો પણ હું ભંગીને સદરો પહેરાવું નહી.

મી૦ સ્ત્રેંગમેન—કોઇ ઢેડ આવીને કહે કે મને ધરમમાં લો તો તમે લેશો કે?

સાક્ષી—નહી.

મી૦ જસટીસ બીમન—પણ તમે કહો છો કે જરથોસતી ધરમમાં પરકોમનાઓને લેવા એમાં પુન છે.

સાક્ષી—હા, પણ તેવાઓને ધરમમાં લેવું એ શોભાભરેલું નથી.

મી૦ સ્ત્રેંગમેન—હવે જો આજે તમારી પાસે એકસો દુબરા આવે ને કહે કે મને ધરમમાં લો. અને તમારી સાથ તે પઇસા આપવાની ગોઠવણ કરે તો તમે તેને તમારા ધરમમાં લો કે?

સાક્ષી—તેમની પોતાની અરજ ઉપરથી હું લઉં નહી.

મી૦ સ્ત્રેંગમેન—તયારે તમને કોઇ પારસી અરજ કરે તો તમે તેને તમારા ધરમમાં લો?

સાક્ષી—હા.

## જુદ્દીનોને ધરમમાં લેવાની હીમાયત.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કોઇ પારસી આવીને મને કહે કે આ દુબરાને પારસી ધરમમાં લો કારણકે મારા ઘરમાં તે મને કામ લાગશે તો હું તેમને ધરમમાં લઉં; પણ ઢેડા, મહાર અને હલર માટે મને કહેવામાં આવે તો હું તેમને લેવાની ના પાડું. એક પારસી મને કહે કે તે તેને પોતાના ધરમમાં રાખશે અને બરાબર રીતે જરથોસતી મહજબ તે દુબરાને શીખવશે અને જો તે મને દરસત લાગે તો હું તેવાને ધરમમાં લઉં.

સ૦—પણ એક પારસી આવીને કહે અને દુબરાં આવીને વટલાવવા કહે તે વખતે તમે ફરક શું માટે રાખો છો?

સાક્ષી—કારણકે પારસી તેને પોતાના ધરમાં રાખી મહજબ શીખવવા મને કહે છે.

મી૦ સ્ત્રેંગમેન—એક પારસી આવીને કહે કે આ ઢેડા કે ભંગીયાને ધરમમાં લો અને તે કામ લાગશે તો તમે તેને ધરમમાં લો કે?

સાક્ષી—નહીં.

સ૦—શા માટે નહીં?

સાક્ષી—શું ઢેડાને, ભંગીયાને ધરમમાં લેવાના છે?

મી૦ જસટીસ દાવર—પણ તમે કહો છો કે તમારા ધરમમાં પરકોમનાને લેવાને ફરમાવેલું છે તયારે શા માટે ઢેડાને લેવામાં નહી આવે?

સાક્ષી—શું ઢેડાને લેવાનું ફરમાવવામાં આવયું છે?

મી૦ જસટીસ દાવર—અને શું ધરમમાં ફરમાવવામાં આવયું છે કે ઢેડા અને ભંગીને નહી લેવા?

સાક્ષી કહે લેવાય નહી. તેઓ નીચ

જાત છે.

મી૦ જસટીસ દાવર—હોઓ કરતાં દુબરા ઉંચી વરગ છે?

સાક્ષી—હા, કારણકે તેઓ બીજાઓને ત્યાં કામ કરે છે. હીંદુઓને ત્યાં તેઓ કામ કરે છે.

મી૦ જસટીસ દાવર—હું તમને કહું કે મારાં ઘોડાવાલાને તમે ધરમમાં લો તો શું તમે તેને ધરમમાં લેશો?

મી૦ જસટીસ દાવર—હું કહું કે તે કાળો છે તો તમે તેને લો કે?

સાક્ષી—જો આપ નામદાર મને કહો કે તમે તેને ધરમાં રાખશો અને તેને ધરમનું શીખવશો તો હુ તેને ધરમમાં લઉંશ.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે ફરામજીના સંબંધમાં એટલોજ મને અહંકાર હતો કે તેના બાપે સદરો પહેરાવવા મને ના પાડી હતી. મારા જેવા બીજાઓ પણ જુદ્દીનોને સદરો પહેરાવનાર હોશે. તેના હાથ તેના નામ હું જાણતો નથી. ફરામજી પોતાના છોકરાને ઉદવાડે શા માટે સદરો પહેરાવવા ગયા તેનું કારણ હું કહી શકતો નથી. સદરોકસતી પહેરાવયો ત્યારે હું ઉદવાડે ગયો નહોતો. તેમને કયા મોબેદે સદરો પહેરાવયો હતો તેની મને ખબર નથી. ઉદવાડે કયે ઠેકાણે સદરો પહેરાવવામાં આવયો હતો તેના મને ખબર નથી. ઉદવાડે સદરોકસતી પહેરાવી આવવા પછી મને ફરામજી સાથ વાતચીત થઇ નહોતી. ફરામજીના પંથકીએ મને કહ્યું હતું કે ઉદવાડે સદરો પહેરાવવામાં આવ્યો હતો. ફરામજીએ સદરો પહેરાવવા માટે મોબેદન શું કહ્યું હશે તે હું કહી શકતો નથી. બેગમની છોકરીનાં લગન નવજોત પછી પાંચ છ વરસે થયાં હતાં. બેગમ સુરતમાં મરણ પામી નહોતી. લગન થયા તેની અને નવજોત થઇ તેની વચે છોકરીને મેં જોઇ હતી. બેગમનો છોકરો ધનજીશાહ હમણા સુરતમાં નાનપુરામાં છે, ધનજીશાહને મેં ઘણે ઠેકાણે જોયો છે અને લગનમાં પણ મેં તેને જોયો છે. તે અગીયારી અને આતશબેહેરામમાં આવે છે. બે મહીના ઉપર કાપીસખાઉના આદરીયાનમાં મેં તેને જોયો હતો. ગહંબારમાં, લગનમાં, જશનમાં અને આતશબેહેરામ અને આદરીયાનમાં મેં તેને ઘણી વખતે જોયો હતો. છેલ્લી ફદમીના આતશબેહેરામની સાલગરેહ વખતે આતશબેહેરામમાં મેં તેને જોયો હતો. ખુમા, આલીબાઇ અને તેની માને હું પ્રથમ ઓળખવા લાગો તે આગમજ તેમને સદરોકસતી પહેરાવેલાં હતાં. નસરવાન અને મનચેરને પણ આગલથી સદરોકસતી પેહેરાવવામા આવ્યો હતો. નસરવાનની પાયદસત મારા ઘર આગળથી ગઇ હતી. કયા દોખમામાં તેઓને ચઢાવવામાં આવયા હતા તે હું જાણતો નથી. ફરામજી સોરાબજી ગાંધીને હું ઓળખું છું. ખારવણી તેણે રાખી છે.

સાક્ષી—મેં સાંભળયું છે કે મોચણને રાખી છે.

## સુરતના પારસી પંચાયતના મેનેજર.

સાક્ષીએ જણાવ્યું કે ખા૦ બા૦ બરજોરજી સરવનજી વકીલને હું ઓળખું છું. તેવણ પારસી પંચાયતના ફંડના સુરતના મેનેજર છે. પંચાયતના વડા તો મી૦ મોદી છે અને પંચાયત તેમને ત્યાં ભરાય છે. ફરામજી ગાંધીના કાકાનો છોકરો મારી પાસે આવ્યો હતો અને તેને ખાનબહાદુર પાસે મને લઇ જવા કહ્યું હતું અને દાદાભાઇ પોસટવાલા સાથ હું ત્યાં ગયો હતો. દાદાભાઇએ ખાનસાહેબને મોચણની લાશ દોખમે ચઢાવવા જણાવ્યું હતું.

મી૦ લાઉનડસે આ જુબાની સામે વાંધો લીધો હતો અને જણાવયું હતું કે જો ખાનબહાદુરને સાક્ષી તરીકે બોલાવવામાં આવે તો તે સામે મને વાંધો નથી.

## મોચણે પોતે પહેરેલો સદરો.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે ખાનબહાદુરે રજા આપી નહોતી. મોચણને સદરો કોઇ મોબેદે પેહરાવયો નહોતો પણ તેણીએ પોતેજ પહેરયો હતો. બીજી કોઇ બાઇએ તેવી રીતે સદરો પેહરેલો હું જાણતો નથી. જ્યારે દાદાભાઇ સાથ હું ખાનબહાદુરને ત્યાં

ગયો હતો તયારે આ રીતે મોચણું સદરો પહેરેલો હતો એમ હું જાણતો ન હોતો. તે વાતની ખબર મને તે પછી પડી હતી.

### સાક્ષીની ફરી તપાસ.

સાક્ષીએ જણાવયું કે ખાનબહાદુર હયાત છે અને સુરતમાં વકીલોનો ધંધો કરે છે. પ્રતીવાદીઓએ દોખમાનો લાભ કોણને આપવો તે માટે જે ઠરાવ કરયો હતો તે મને યાદ છે. તે ઠરાવ સુરતમાં પણ આવયો હતો. મોચણુ સંબંધમાં હું ખાનબહાદુર પાસે ગયો હતો. તે આ ઠરાવની આગમજ હતો કે તેની પાછળ હતો તેની મને યાદ નથી. મોચણુ સંબંધમાં હું ખાનસાહેબ પાસે ગયા હતો તેને ચારપાંચ વરસ થયાં છે બેગમ સાથ ફરામજી નાનપુરામાં ઘણા વરસ રહયા હતા, બેગમના પેટનું ફરામજીને કાંઇ છોકરૂં થયું ન હોતું. બેગમના કુવરબાઇ અને ધનજીશાહ શીવાય બીજા છોકરાં નહોતાં ફરામજીના પંથકી પાલણજીએ ઉદવાડે સદરો પહેરાવયો હતો એમ મને કહયું હતું. પાલણજી પારસથાન મરણ પામયા છે. સુરત કરતાં ઉદવાડા ધરમક્રીયા કરવા માટે વધારે પાત્ર સથળ ગણાય છે, કારણ કે આતશબેહેરામનું તે અસલ મથક છે. ઢેડ કે ભંગી સાથ ઘરમાં રહેનાર હાય એવો કોઇપણ પારસી મારી જાણમાં નથી. પવીત્રાઇ અને ચોખાઇના સંબંધમાં અમારા ધરમમાં ખાસ ફરમાન છે. ભંગીના ઘરમાં રહેવાથી ધરમના એ ફરમાનનો ભંગ થાય છે. જો એક મોબેદ ભંગીને અડકે તો તેના કપડાં કહાડી નાખી તેને 'નાહન' નવરાવી પાક કરવો જોઇયે જો એક મોબેદ દુબરાને અડકે તો નાહન લેવાની જરૂર પડતી નથી. એક ધરમચુસત બેહદીન ભંગીને અડકે તો તેને પણ કપડાં કહાડી નાહી પાઇ નાહાનુ નાહવું જોઇયે જો તે ધારમીક માણસ હોય તો તેણે તેમ કરવું જ જોઇયે. જો તે દુબરાને અડકે તો તેમ કરવાની કશી જરૂર નથી. દુબરાઓ સાધારણ રીતે પારસી ઘરામાં નોકર તરીકે રહે છે.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

# પારસી પંચાયત કેસ.

## બંદગી કરવા આતશબેહેરામમાં દાખલ થયલી જુદદીન સ્ત્રી.

## તાલીમબાજ વટલેલના ખયાલો સંબંધી વીવેચન.

## દુબરાઓને પારસી ધરમમાં વટલાવવાને લગતી જુબાની.

## પારસી કુટુંબોમાં નામગરણનો રેવાજ.

## પારસી ધરમમાં વટલેલી સ્ત્રીની જુબાની.

### આતશબેહેરામોમાં દાખલ થવાનો એકરાર.

(અખબારે સોદાગર તા૦ ૧૮ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાતરક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પટેલ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ પરમ દીને હાઇ કોરટમાં નામદાર જજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ થઇ હતી. વાદીઓ તરફથી મેસરસ

અરદેશર હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાનથી મી૦ લાઉનડસ, મી૦ ફરેદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાહશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લાંચ અને ઓવનની ફરમાનથી મી૦ ઇનવરારીટી, મી૦ રેકલ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

## મી૦ સોરાબજી બમનજી પંથકીની વધુ જુબાની.

મી૦ સોરાબજી બમનજી પંથકીએ મી૦ લાઉનડસના ફેરી તપાસમાં જણાવ્યું કે કુવરબાઇના લગન ભરૂચમાં થયાં હતાં. હું તેણીના ધણીનું નામ જાણતો નથી, ધનજીશાહના લગન થયા છે. તેના ધણીયાણી મરણ પામી છે. કુવરબાઇનો વર પારસી હતો. ધનજીશાહની ધણીયાણી પણ પારસી હતી. ફરામજી રેકલ તેઓના બેગમ તથા બે છોકરાઓ ઘણા સારી પેઠે જાણીતા હતા. આ બને છોકરાઓ પારસી સંસારી મંડળોમાં ફરતાં હરતાં હતા. જયારે બે મના છોકરાંઓના લગન થયાં હતાં ત્યારે મેં તેણીને પારસી મંડળમાં ફરતી જોઇ હતી. મેં તેણીને બીજાં કોઇ સરઅવસરે જોઇ નથી. જે જે મંડળોમાં તેઓ ફરતાં હતાં ત્યાં ત્યાં સારી પેઠે જણાયલું હતું કે બેગમ આ બે છોકરાઓન ફરામજી સાથે આવી હતી. મેં ગઇ પરમ દીવસે જણાવ્યું હતું તેમ હું જયારે સુરતના આતશબહેરામમાં આશીરવાદ લેવાનો બેઠો હતો તે વેળાએ કામાબાઇના કુટુંબમાં વટલેલા છોકરાઓ આતશબહેરામમાં બાંક ઉપર બેઠેલા મેં જોયા હતા. મોબેદોનો આવી રીતે આતશબેહેરામમાં બેસીને આશીરવાદ લેવાનો રવાજ ઘણો સાધારણ છે. બીજા બીજા મોબેદો પણ આવીજ રીતે આતશબેહેરામમાં બેસીને આશીરવાદ મેળવે છે. હોરજીબાઇ કાવસજીએ રતનબાઇને રાખેલા હતા તે વીગત હું જાણું છું. તેઓના છોકરાંના લગન થયા તે વેળા હું તેઓની સાથે આતશબેહેરામમાં ગયા હતો એમ હું ગઇ પરમ દીવસે જણાવી ગયો હતો.

## પારસીઓમાં જાણીતા થયલા સીધીઓ.

મી૦ લાઉનડસે અત્રે સાક્ષીને સવાલ કરયો કે આગળ તમો જણાવી ગયા હતા કે આ સીધીઓને મેં અગીયારીમાં જોયા હતા તથા હાલમાં તમો જણાવો છો કે તેઓને મેં ચકલા ઉપર જોયા હતા ત્યારે તેમાં ખરૂં શું છે તેના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે આ માણસોને મેં અગયારીમાં બીજી સઘળી ધારમીક ક્રીયાઓમાં તથા બીજે ઘણેક સ્થળે જોયા હતા મેં તેઓને વાડીઆજીની અગયારીમાં જોયા હતા. આ સીધીઓ સુરતના પારસીઓમાં ઘણા જાણીતા હતા. આ સીધીઓ જેમ સુરતમાં પારસીઓ તે વેળા પોશાક પહેરતા હતા તેવોજ પોશાક તેઓ પણ પહેરતા હતા. સુરતમાં એક સાધારણ પારસી તે વેળા સદરો, કુસતી, લેઓ અને ટોપી પહેરતો હતો. ડગલો બદયાન કે પાઘડી કઇ પહેરતો હતો નહી.

મી૦ સ્ટ્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે જીવો તાલીમબાજ હતો તથા તે પોતે ખયાલો જોડી કહાડીને ગાતો હતો. તેના ખયાલોની કાંઇ ચોપડીઓ મારી પાસે નથી. મેં પોતે તેને ખયાલો ગાતાં સાંભળયો હતો. તેના ખયાલોની કાંઇ ચોપડી પ્રગટ થઇ છે કે નહી તે હું જાણતો નથી.

અત્રે મી૦ જસટીસ દાવરે મી૦ સ્ટ્રેંગમેનને ખયાલો એટલે શું તેની સમજણ આપતાં જણાવ્યું કે આ ખયાલોમાં પહેલાં એક શખસ સવાલ કરે છે જેનો સામેવાલો જવાબ આપે છે.

## જીવાએ જોડી કહાડેલા ખયાલો.

મી૦ સ્ટ્રેંગમેને જીવાએ જોડી કહાડેલો એક ખયાલ કોરટમાં રજુ કરયો હતો જે સાંભળી સાક્ષીએ જણાવ્યું કે તે ખયાલ સાંભળેલો મારા ધયાનમાં નથી. મેં જીવાને તેના બીજા હરીફો સાથ બેસીને ખયાલ ગાતાં જોયો છે. મેં પોતે તેને ખયાલ ગાતાં સાંભળયો હતો.

અત્રે સાક્ષી આગલ ચોકસ ખયાલની લાઇનો વાંચી સંભળાવવામાં આવી હતી.

સાક્ષીએ જણાવયુ કે મને વાંચી સંભળાવવામાં આવયા તેની મતલબના ખયાલ ગાતાં જીવાના વીરૂધીઓને મેં સાંભળયા હતા.

આ ખયાલ નીચે મુજબ હેઃ—

સબ પારસીકી ચામડી ગોરી,
જીવા તેરી ચામડી કયું કાળી
તોખમમાં કુછ ફેર હોગી,
તેરી મા હોગી દુબરી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયુ કે જીવાને તેના વીરોધીઓને પાછો જવાબ આપતાં મેં સાંભલયો હતો. ખયાલ પુરો થતાં ઘણીવાર મારામારી થતી હતી. જીવના વીરોધીઓ ખયાલમાં એવી મતલબ કહેતા હતા કે તુ દુબરાથી ઉતરી આવેલો છે તે તુ શું જાણે? એનો જવાબ નીચે મુજબ આપવામાં આવતો હતો કે નહી તે હું નક્કીપણે જણાવી શકતો નથી પણ ઘણુંખરૂ નાચલી મતલબનો જવાબ વાલવામાં આવતો હતો.

કાળી ચામડી સો બેગમકી,
મેરી મા જો હય દુબરી,
પણ તોખમેસે મે હુ પારસી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે જીવો જવાબ કેવી રીતે આપતો તે મને હાલ યાદ નથી. ઉપલી મતલબનો પણ જવાબ હોય કે નહીં તે હું ચોકસપણે જણાવી શકતો નથી. મને તેનો હવે કાંઇ ખયાલજ રહયો નથી.

મી૦ લાઉનડસ–મારા મીત્રે આ સવાલો કોઇ ચોપડામાંથી પુછયા છે કે તે હું જાણવા માંગુ છું. કારણ તેમણે તેવી મતલબનો ઇસારો કરયો છે.

મી૦ ઇંગમેન—નહીં, ચોપડી જેવુ કાંઇ નથી

## દોખમાઓ સંબંધી વીવેચન.

મી૦ જસટીસ દાવરની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે દોખમા બંધાયા પછી તેનો ઉપયોગ કરવામાં આવે તે અગાઉ તેને ધ્રમવાની કીયા કરવામાં આવે છે. દોખમું વપરાસ માટે ખુલ્લું મુકવામાં આવે તે અગાઉ પારસી લોકોને અંદર જઇને સઘળું જોવાની પરવાનગી છે. એક વેળા દોખમું વપરાસમાં લેવામાં આવયા પછી નસેસાલારો સીવાય બીજા કોઇથી પણ અંદર જઇ શકાય નહી. સુરતના દોખમાઓ મારા જનમની આગમચના બંધાયાં હતાં. જેથી તે દોખમાઓ મે અંદરથી કદી જોયાં નથી. ભાવનગરી કુટુંબમાં જયારે રેમુસજી નામના દુબરાની નવજોત કરવામાં આવી ત્યારે હુ ત્યાં હાજર હતો. એ સીવાય એ કુટુંબમાં કોઇ બીજાઓની નવજોત કરવામાં આવી હોય તે વેળા હું હાજર હતો નહી

નાજોતની કીયા ફકત એક મોબેદ પણ કરી શકે. જેને ગમે તે પાંચ, દશ કે પંદર મોબેદો બોલાવે પણ એક મોબેદ પણ નાજોતની કીયા કરી શકે. સુરતમાં એક દુબરાને વટલાવવા હોય તયારે કંઇના ખાસ પરવાનગીની જરૂર નથી. એ કમ માંદગી મુનસફી ઉપરજ રહે છે. પોરબંદર ખાતે હુ પોતે ગયો હતો. મે પોરબંદર ખાતે એક મોબેદને મોકલાવયો હતો અને તેને મોકલાવવાનું કારણ એ હતું કે તે ગાહમબાર વગેરે બીજી ધારમીક કીયાઓમાં હાજર રહે. જે વેળા રતનબાઇની નવજોતની કીયા કરવામાં આવી હતી તે વેળા હું હાજર હતો નહી. એક પારસી મરણ પામતાં તેની લાશને નીરંગથી નવડાવીને સાચકવામાં આવે છે. એક રવાનને એક વખત સચકવા પછી એક જુદદીન તેને જોઇ યા હાથ લગાડી શકે નહી. જો આવી રીતે કોઇ દુવંદ રવાનને જોય અથવા હાથ લગાડે તો તે રવાનને પાછું નીરંગથી નહવડાવીને સચકવુ પડે છે.

અત્રે મી૦ સોરાબજી બમનજી પંથકીની જુબાની પુરી થઇ હતી.

## ખસરૂભાઇ નસરવાનજી ખાનસાહેબની જુબાની.

મી૦ ખસરૂભાઇ નસરવાનજી ખાનસાહેબે જણાવયું કે મારી ઉમર ૫૯ વરસની છે. મારૂં કુટુંબ સુરતમાં ઘણું જાણીતું છે, હું સુરત મ્યુનીસીપાલીટીનો ૧૦થી ૧૨ વરસ સુધી એક સભાસદ હતો, તથા ડીસ્ટ્રીકટ બોરડનો સભાસદ હતો તથા સુરતની પારસી મેત્રીમોનલ

ન સ્ટડનો એક ડુલીકેટ છું. પારસી ધરમના ફરમાનો હું જાણું છું પણ મોબેદો માફક ધરમનાં ફરમાનો પકી રીતે જાણતો નથી. હું જાણું છું કે મારા ધરમ મુજબ પરકોમવાળાઓને જરથોસતી ધરમમાં લેવાનું ફરમાન છે. ધરમમાં આ ફરમાન હોય કે નહીં તે સવાલને બાજુએ મેલતાં હું જણાવું છું કે પરકોમવાળાઓને પારસી ધરમમાં વટલાવવાનો રવાજ હસતી ધરાવે છે. અમારા બપાવાના વખતમાં અમારાં કુટુંબમાં જુદદીનોને વટલાવવામાં આવયા હતા. જીવાજી મરદ અને હીરીઓના દાખમાઓ હું જાણુછુ. મેં તેઓને જાતે જોયા હતા, હીરાબાઇને હીરી તરીકે બોલાવવામાં આવે છે અને એ પારસી નામ છે. જીવાજી અખાડો રાખતો હતો અને તે એક ઉસતાદ હતો. જીવાજી કયારે મરી ગયો હતો તે હું જાણુછુ. તે ૧૮૭૬ માં મરણ પામયો હતો. તે વખતે મારી ઉમર આસરે ૨૨ થી ૨૩ વરસની હતી. હીરી ૧૮૭૦ માં મરણ પામી હતી. જયાં સુધી તેઓ મરણ પામયાં તયાં સુધી હું તેઓને ઓળખતો હતો. જીવાજી અને હીરી બંને ઘરનુ કામકાજ કરતા હતા. તેઓને જરથોસતી ધરમમાં વટલાવવામાં આવયા તે વેળાએ તેઓ કયો ધરમ પાળતાં હતા તે હું જાણુતો નથી કારણકે તેઓને તો મારા જનમની આગમચ વટલાવવામાં આવયાં હતા પણ મારા બાવાએ મને જણાવયું હતું કે તેઓ ઘણા હલકી વરણના દુબરાઓ હતા. તેઓ મારાં કુટુંબમાં કેમ દાખલ થવા પામયા તેને લગતી વીગતો હું જાણું છે. દુકાળના વખતમાં મારા બપાવાએ તેઓને અમારા કુટુંબમાં લીધા હતા અને તે વેલા તેઓ તદન બાળકો હતાં. તેઓને પઇસા આપીને વેચાતા લીધાં હતા કે કેમ તે હું જાણુતો નથી. જયારે ૧૮૭૦ માં હીરી મરણ પામી તયારે હું સુરતમાં હાજર હતો. તેણુની પાયદસતની કીયામાં મેં ભાગ લીધો હતો અને તેણુીના કીયાકામના પઇસાનો મેં ખરચ કરયો હતો. હું તેણુીને એટલે બેઠો હતો તથા તેણુીની પાયદસતે પણ ગયો હતો તેણુીના રવાનને સુરતના દોખમામાં સુવાડાવવામાં આવયું હતુ તે મેં જાતે જોયું હતું. સુરતમાં ત્રણ દોખમાઓ છે અને જે દોખમામાં જુદદીનોને નાખવામાં આવે છે તે દોખમામાં હીરીને નાખવામાં આવી હતી, હું જુદદીન શબદ એવી મતલબમાં વાપરૂં છુ કે જેઓ જુદદીન હતા પણ જેઓને પારસી ધરમમાં વટલાવવામાં આવયા હતા જે દોખમામાં હીરીને નાખવામાં આવી હતી તે દોખમાંનુ કાંઇ નામ પાડવામાં આવયું નથી. આ જ દોખમામાં ભલા ભલા દસતુર દાવરોને પણ નાખવામાં આવયા હતાં.

જીવાજીના રવાનના સંબંધમાં સાક્ષીએ જણાવયું કે અમો તો સગડી આગળ ઉભા રહયા હતા. પછી તયાંથી નસેસાલારો રવાનને દોખમામાં લઇ ગયા. પછી તેઓએ તે રવાનને કયાં દોખમામાં નાખયું તે હું જાણુતો નથી. વટલેલા જુદદીનોનો રવાનોને જુનાં દોખમામાં નાખવામાં આવે છે તે વીગત સુરતના સઘળા પારસીઓ જાણે છે, આ જુનું દોખમું ઘણી સારી હાલતમાં છે અને કોઇ પણ રીતે તે બીસમાર હાલતમાં છે એમ કહેવાય નહીં. સુરતમાં વટલેલા જુદદીનો ઘણા સાધારણ છે.

### પારસી કુટુંબમાં નામગરણનો રેવાજ.

જીવોજીની પાયદસતની કીયાઓને લગતી બીનાઓ હું જાણું છે અને તેના પાયદસતે હું ગયો હતો. પારસીઓમાં નામગરણનો રેવાજ સાધારણ છે. નામગરણ એટલે એક એવી કુટુંબી ચોપડી કે જેમાં ગુજરલાઓના નામો લખવામાં આવે છે. અમારા ઘરની નામગરણની ચોપડીમાં અમારા કુટુંબના નીમકહલાલ જરથોસતી નોકરોના નામો પણ દાખલ કરવામાં આવયાં છે પણ બીજા પારસી કુટુંબોમાં આવો રેવાજ છે કે નહી તે હું જણાવી શકતો નથી. ભણતરોમાં નામ દેતી વખતે મરનારની નામની સાથે તેના બાપનું નામ પણ દેવામાં આવે છે. જેઓને જરથોસતી ધરમમાં નહી વટ

આવવામાં આવ્યા હોય તેઓનું નામ બંદગીમાં લેવાનું રહેતું નથી. મરનારનો બાપ જો જુદ્દીન બાપ હોય તો મરનારના નામની સાથે "વહમાન" બોલ વાપરવામાં આવે છે. ખુદ એક જરથોસ્તીના બાપનું નામ જો ખબર નહી હોય તોય તેના નામ સાથ પણ "વહમાન" શબ્દ વાપરવામાં આવે છે તથા વળી નામ નહી પાડવામાં આવેલાં એક બાળકનું નામ પણ બંદગીમાં "વહમાન" તરીકે લેવામાં આવે છે. કોઈ જરથોસ્તી અકસમાતથી મરણ પામયો હોય અથવા દરયામાંથી તેની લાશ મળી આવી હોય અને જો તેના બાપનું નામ જાણી નહી શકાતું હોય તો તે વેળાએ તેના નામ સાથ "વહમાન" શબ્દ વપરાય છે. જીવાજી અને હીરીના સંબંધમાં પણ બાપના નામને બદલે "વહમાન" શબ્દ વાપરવામાં આવે છે. મારાં કુટુંબમાં અસલ નામગરણું ઘણું જુનું હતું. હું અસલ તેમજ તેની નકલ બંને મારી સાથ લાવેલો છું.

## કુટુંબમાં વટલેલાંઓના નામગરણાની ચોપડીમાં નામો.

અત્રે સાક્ષીએ આ નામગરણાનો નકલ તેમજ અસલ દસ્તાવેજો કોરટ સનમુખ રજુ કરયો હતો. કુટુંબમાં વટલાવવામાં આવેલા ઉપલા બે જુદ્દીન ઉપરાંત મહેરી તથા હીરાજી પણ હતાં. મહેરી પારસી નામ છે અને મહેરબાઈને બદલે સાધારણ રીતે ઘરમાં મહેરીને નામે બોલાવવામાં આવે છે. મહેરી અને હીરાજીને પણ દુકાળના વખતમાં મારા કુટુંબમાં લેવામાં આવયાં હતાં અને મેં તેઓને કદી જોયાં હતાં નહીં કારણકે હું જયારે એક નાનો બાળક હતો તે વેળાએ તેઓનાં મરણો નીપજયાં હતાં. હીરીના લગન હીરાજી સાથે થયાં હતાં. હીરજીને ઘણાંક છોકરાંઓ હતાં. તેવણના એક છોકરાનું રસતમ નામ હતું. તેનું નામ પણ અમારા કુટુંબની નામગરણાની ચોપડામાં છે. હીરાજીના સઘળાં છોકરાંઓના નામો આ ચોપડીમાં છે. ઘરમાં કરવામાં આવતી બજરોજગાર આફ્રીગાન વગેરે ધરમ ક્રીયામાં તેઓના નામો લેવામાં આવે છે, તેઓના નામો તેઓના બાપ સાથે લેવામાં આવે છે. દાખલા તરીકે રસતમ બેહદીન હીરાજી. માણેકબાઈ કરીને હીરાજીને એક છોકરી પણ હતી. મેં તેણીને પણ જોઈ હતી નહી. રસતમ અને માણેકબાઈ ધર પેટે કાંઈપણ છોકરાં થયાં હતાં નહી. રસતમ અને માણેકબાઈ ઘરમાં નોકર તરીકે કામ કરતાં હતાં.

## ભાવનગરી કુટુંબમાં વટલેલા દુબરાઓ.

ભાવનગરી કુટુંબને હું સારી કાની ઓળખું છું તે કુટુંબ અમારા મોહલામાજ રહે છે. તેઓના કુટુંબમાં પણ દુબરાઓને વટલાવવામાં આવયાં હતાં. મેં આ વટલેલ દુબરાઓને મારી આંખે જોયાં હતાં. તેઓના નામો રૂપાં, જીવી, અને રસતમ હતા એમ હું જાણું છું. જીવી રસતમની મા હતી અને તેણી ઘણી બુઢી હતી. જીવી ઘરમાં નોકરનો દરજજો ભોગવતી હતી અને જામાસજીના ધણીયાણી ડોસીબાઈની સારવાર કરતી હતી. રસતમ શેઠની ગાડી હાંકવાનો ધંધો કરતો હતો અને રૂપાઈ ઘરનું કામકાજ કરતી હતી. તેઓને વટલાવવામાં આવ્યા હતાં. એમ જામાજી, મારા બાવા તથા મોહલામાં રહેનારા સઘળાઓ જણાવતા હતા જેથી તેઓને વટલાવવામાં આવયા હતા એમ હું જાણું છું. પારસી કુટુંબોમાં આવી રીતે જુદ્દીનોને વટલાવવામાં આવતા હતા તે બીના છુપી રાખવામાં આવતી હતી નહી પણ તે આખી દુનયા જાણતી હતી અને તે બીના સઘળાઓને જણાવવામાં આવતી હતી. તેઓ ઘરમાં સાધારણ પારસીઓ તરીકેજ ફરતા હરતા હતા અને ખુદ દરોનગાજ કરવાના કામમ મદદ કરતાં હતા. જીવી મરણ પામી તયારે તેણીને એ ટકે હું ગયો હતો. તેઓની પાયદસતની ક્રીયા એક સાધારણ પારસીના મરણ વેળાની ક્રીયા જેવીજ કરવામાં આવી હતી.

મા૦ બેંગાલીની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે સુરતમાં કોઈ માણસો કદીપણ દુબરીઓને રાખ

તા નથી. સુરત શહેરમાં દુબરીઓને રાખેલી તરીકે રાખવાનો રેવાજ નથી, પણ આસપાસના ગામના ગામડાંઓ આવી રીતે રખે છે. સોનગઢ તથા વયારા જેવા ગામોમાં એવું બને છે. દુબરીને પેટના છોકરાંઓ પારસી કોમમાં પરણે છે. હું જયારે ૨૦ વરસની વયનો હતો તમામ સુરત શહેરમાં કોઇ આબરૂદાર શખસે દુબરીને રાખવાનો દાખલો મેં જોયો હતો નહી. ફરામજી સોરાબજી ગાંધીને હું ઓળખું છું. તેવણ હાલમાં મરણ પામય છે. તેવણ કાંઇ આબરૂદાર માણસ હતા નહીં. હાલમાંજ મેં સાંભળયું છે કે તેવણે એક બાલપણ સ્રીને રાખી હતી. આ બાળપણ જાત ઘણી હલકી તરીકે ગણાય છે.

તેવણને હું આબરૂદાર શખસ તરીકે ગણતો હતો નહીં. તેવણ અગાઉ કોઇ દહાડો સારા માણસ તરીકે ગણાયલા અથવા સારા માણસની સંગમાં ફરતાં પણ મેં કદી જોયા નથી. ફરામજીએ આ સ્રી રાખી હતી તે ઉપરાંત તેવણની બીજી કાંઇ ખરાબ ચાલ હોય એવું હું જાણતો નથી. જીવાજી, હીરી, મહરી તથા હીરાજી એકજ ઉમરના હતા નહીં. હીરાજી અને મેહરીને તો મેં કદી પણ જોયાં હતાં નહી. હીરા જીવાજીની સાસુ થાય અને તેણી ઘણી બુઢી હતી. આ બધાઓના નામો કુટુંબના નામગરણમાં લેવામાં આવે છે. આ નામ જીવાજી બેહ ન વહમાન તરીકે લેવામાં આવે છે. જો એક જરથોસ્તીના બાપનું નામ દેવા જેવું નહી હોય તોપણ તે દેવુંજ જોઇયે. તે દીધા વગર બીલકુલ ચાલેજ નહી. હું જયારથી જનમયો તયારથી તે હીરી મરી ગઇ તયાં સુધી હીરી ઘરનું કામકાજ કરતી હતી. તેણી ઘરનું સઘળું કામકાજ કરતી હતી. તેણી મારા કુટુંબની નોકર હતી. જીવાજી ઘરનું કામકાજ કરતો હતો પણ પાછળથી તે ઉસતાદ થયો અને તાલીમખાનું કહાડયું તોપણ તે ઘેરમાં તો તે આવતો જતો રહયો હતો તે મારા ઘેરમાં કામ કરતો હતો તેની મને યાદ હતી. જીવાજી મરી ગયા પછી તેનું કામ કરવા માટે અમારા કુટુંબમાં ત્રણ નોકરો રાખવામાં આવયા છે તથા મરી ગયા પછી પણ તેણીનું કામ કરવા માટે જુદા નોકર રાખવામાં આવયા છે. જીવાજી અને હીરીની પછીના નોકરોમાંના જેઓએ અમોને સંતોશ નહી આપયો હતો તેઓને રાખવામાં આવયા હતા અને જેઓએ સંતોશ નહી આપયો હતો તેઓ કહાડી મેલવામાં આવયા હતા. આવી રીતે ઘણા નોકરો અમારી નોકરીમાં રહી ગયા હતા. તેઓમાંના કેટલાકો આજે જીવતા છે જયારે કેટલાકો મરણ પામયા છે. આ નોકરો પારસી મુસલમાન વગેરે કોમના હતા.

અત્રે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## બપોરના ખાના પછી ચાલેલું કામકાજ.

મી૦ બહરૂભાઇ નસરવાનજી ખાનસાહેબે મી૦ બેંગમેનની ઉલટપાલટ તપાસમાં જણાવયું કે, મારા પાસના નામગરણની ટીપમાંનો છેલ્લો પારસી નોકર મરણ પામવા પછી મારા કુટુંબમાં બીજા ઘણા પારસી નોકરો થઇ ગયા છે. નામગરણમાં જે નોકરોના નામો આપવામાં આવયા છે તે સઘળા પ્રમાણીક નોકરો હતા અને ઘરનાં છોકરાં જેવાં હતા. અને તેમના વીશવાસ ઉપર ઘર ઉઘાડું મેલી અમે ચાલ્યા જઇએ એવા હતા. નામગરણ શીવાયના મારા કુટુંબમાં જે પારસી નોકરો રહી ગયા હતા તેમાંનું કોઇ મારા ઘરમાં મરણ પામયા નહોતા. જીજો અને શીરીન કાંઇ પગારદાર નોકરો ન હતા, પણ અમે તેમનું દરેક રીતનું પાલણ કરતા હતા. રૂસતમ અને માણેકબાઇ મારા કુટુંબમાં કેટલો વખત નોકરીમાં હતા તે હું કહી શકતો નથી. તેમજ તેઓ કેટલી વયે મરણ પામયા હતા તે પણ હું કહી શકતો નથી. દારાશા મારા બપાવાનું નામ છે અને જીવો પોતાના બાપ તરીકે મારા બપાવાનું નામ લખાવતો હતો. જીવો ઉસતાદ હતો અને કલગીના તે બયાલ ગાતો હતો. વોહેરાઓ તોસવાલાઓ છે અને તેઓ વોરાના બયાઓ ગાતા હતા.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે ખયાલો ગવાતા હતા અને મારામારી થતી હતી અને પોલીસે જતા હતા.

જીવાને દુબરો કહયો અને તયાં સોટા ઉછળતા હતા. આ બધી વાત સાંભળેલી હું કહું છું.

## સુરતના દોખમા.

સુરતમાં આગળ સાત દોખમા હતાં તેમાંના ત્રણ હજી પણ છે. બે પારસીઓને માટે અને એક વટલેલાને માટે. એક અનજુમનનું અને એક હાજી શેઠનું કહેવાય છે અને બીજુ મનચેરજી શેઠનું કહેવાય છે. ત્રીજું નાના ભાઇ મોદીનું કહેવાય છે. હાલ તે સાધારણ પારસીઓ માટે વપરાતું નથી પણ નસેસાલારો તેમાં કોઇને નાખી આવતા હોય તો હું શું જાણું. મારા વખતમાં તે દોખમામાં કોઇ પારસીને ચઢાવવામાં આવયો હોય તે હું કહી શકું નહી. આપઘાત કીધો હોય અને જે રવાનોની લાશ ચીરવામાં આવી હોય તેઓને ચઢાવવામાં આવતી હોય એ વાત હું જાણુતો નથી. હું એટલુંજ જાણુ છું કે "પરવારા" માટે તે વપરાય છે. દુરવંદ માબાપનો હોય તેને અમે "પરવારો" કહીએ છીએ એ બંને મા અને બાપ દુરવંદ હોય તે "પરવારો" કહેવાય

સ—ચોતરો એ શું છે તે તમે સમજો છો?

સાક્ષી—અમારે તયાં ચોતરા જેવું કાંઇ નથી અને ચોતરો શું તે હું સમજતો નથી.

સાક્ષીએ આગલ ચાલતાં જણાવ્યું કે જીવાની પાયદસતે હું ગયો હતો, સવડા સુધી હું ગયો હતો અને તયાંથી નસેસાલારો તેને કયે દખમે ચઢાવી આવયા તે હું જાણુતો નથી. રૂપાઇ અને રૂસતમ વીશે મેં નજરે કાંઇ જેયું નથી. તેમના વીશે મેં માત્ર સાંભળેલું છે. રૂપાઇને ઓટલે હું ગયો હતો. તેણીને કયે દોખમે ચઢાવવામાં આવી હતી તે હું જાણુતો નથી. રૂપાઇ અને રૂસતમના નામો ભાવનગરી કુટુંબના નામધરણુમાં છે કે નહીં તે હું જાણતો નથી દુબરાં દુબરીથી દરાણુ થાય નહી ફકત ગોરાનીજ તે કરી શકે.

## ફરી તપાસ.

મારે તયાંના દુબરાંએ મારા કુટુંબના કોઇ પણ માણસના ફરજંદ હતાં એમ બોલવું એ ગુનાહભરેલું છે. એવી સુચનામાં કાંઇ પણ સચાઇ નથી, કારણકે મારાં કુટુંબીએ ઘણા જાણનાર ગણનાર હતાં. સુરતના પારસીએ અમારા સંબંધમાં એવું બોલવું હરામ બરોબર સમજે, કારણકે સુરતમાં અમારૂં કુટુંબ ઘણું જાણીતું છે.

સ-ધનજીશાહ દાદાભાઇએ મી૦ ઇંગમેનને સઘળી ખબર આપે છે તેને એવી કાંઇ સુચના સુરતમાં કરી હતી?

સાક્ષી—તેવી સુચના કરવાની તે હીમત પણ કરી શકે નહી તે તો અમને સુરબી કહે છે જીવાજી પોતાના બાપનું નામ દારાશાહ લખાવતો હતો. અખાડો થાય કે સરત્રે હોય તો તે વખતે તેનો કાંઇ બાપ નહી એટલે તે દારાશાહનું નામ લખાવતો હતો.

મી૦ જસટીસ દાબર—એનો બાપ નહી એટલે શું તેને બાપ હતોજ નહી.

સાક્ષી—એને પણ પોતાના બાપનું નામ ખબર નહી અને અમે પણ તેના બાપનું નામ જાણતા નહોતા. મારા બાપાનો તે ગેરકાયદેસર ફરજંદ હતુ એમ માનવાનુ કાંઇ કારણુજ નથી અને તે હુ સોગંદ ઉપર કહુછુ બીખાજી બેહેદીન કાવસજી શેરનો મોબેદ એવું નામગરણુની ટીપમાં છે અને તે મારા બાપના હાથનુ લખેલુ છે મારા બાપ ૧૮૮૦ માં મરણુ પામયા હતા ૧૫-૧૬ વરસની વયથી હુ મારા બાપનુ ઘર ચલાવતો આવયો છું કારણુ મારા બાપ બીજાને બાબો વળગી પડેલા હતા.

નામદાર મી૦ જસટીસ દાવરના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું છે મારા ઘરના દુબરાઓના નામો નામગરણુમાં છે તેમ બીજા કુટુંબોમાં પણ છે કે નહી તે હુ જાણુતો નથી.

## સુનાબાઈની જુબાની.

સુનાબાઈએ મી૦ બાઉનડસની તપાસમાં જણાવ્યું કે મારી વય ૨૫ વરસની છે. હું પરણેલી છું. મારા ભરથારનું નામ બેરામજી મનચેરજી માંડવીવાળા છે. હું મારા ધણી સાથ સુરતમાં રહું છું સાત વરસ ઉપર મારાં લગન થયાં હતાં લગન આગમજ ડાકટર ધનજીશાહ મોટાબાઈ વકીલ અને તેમના ધણીઆણી બીખાઈજી સાથ રહેતી હતી. પહેલાં તેમના સાથ હું જુનાગઢ રહેતી હતી અને પાછળથી ખંભાતમાં રહેતી હતી. તેઓ મને પોતાના બચ્ચાં તરીકે ગણતા હતા હું તેમની કાઈ રીતે સગી થતી નથી. ડાકટરના ઘરમાંથી મને પાછળથી ખબર પડી હતી કે—

અત્રે મી૦ લેંગમેને વાંધો લેતા જણાવ્યું કે જો ડાકટર ધનજીશાહને બોલાવવામાં આવે તો પુરાવા સામે મને કાઈ વાંધો નથી.

મી૦ બાઉનડસ–હું તેમને મારા સાક્ષી તરીકે બોલાવવા માંગું છું અને અમે તેમે તાર કરયો છે.

નામદાર મી૦ જસ્ટીસ દાવરે જણાવ્યું કે જો સાક્ષી રજુ કરવામાં નહી આવશે તો જુબાની ઉપર આધાર રાખવો કે નહી તે અમે જોઈશું.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે ડાકટર ધનજીશાહના કુટુંબમાંથી મેં સાંભળ્યું છે કે મારા માબાપ દુરવંદ હતા ખંભાતમાં મારી નવજોત થઈ હતી. ડાકટર ધનજીશાહે નવજોત કરાવી હતી. નવજોત કરનાર મોબેદ મેરવાનજી હતા તે જ વખતે ડાકટર ધનજીશાહની બે દીકરીઓ વીરબાઈજી અને મેહેરબાઈની પણ સાથે નવજોત કરવામાં આવી હતી. મારા લગન પણ ખંભાતમાં થયાં હતાં. શેહેરયારજી અને નવરોજી નામના મોબેદોએ આસીરવાદ સારયા હતા. તે મોબેદોને જો મને બતાવવામાં આવે તો હું ઓળખું.

અત્રે મોબેદ નવરોજી કાવસજી વાડીઆને બોલાવવામાં આવ્યા હતા.

સાક્ષીએ જણાવ્યું કે આસીરવાદ સારનારાઓમાં તેઓ એક હતા.

સ–તમારા ભરથાર પારસી છે?

સાક્ષી–હા.

સ–નવજોતની ક્રીયા પછી તમને પારસી તરીકેજ ગણવામાં આવયા છે કે નહી?

સાક્ષી–હા.

સ–તમારે છોકરાં છે?

સાક્ષી–બે મરણ પામયા છે અને બે જીવે છે. પહેલું છોકરૂ અમદાવાદમાં થોડા દીવસનું થઈ મરણ પામયું હતું તે બાળક ને કયાં ચહાવવામાં આવયું હતું તે હું જાણતી નથી બીજું મુવેલું જનમેલું છોકરૂ સુરતમાં જનમયું હતું અને તેને દોખમે ચહાવવામાં આવયું હતું.

સ–મુંબઈના આતશબેહેરામમાં તમે ગયાં છોની?

સાક્ષી–મોટું આતશબેહેરામ જે અનજુમનનું કહેવાય છે તેમાં હું ગઈ છું. બીજા વહાડયાજીના આતશબેહેરામમાં પણ હું ગઈ છું, બનાજીના આતશબેહેરામમાં પણ હું ગઈ છુ. તે પારસીઓની મોટી ધરમશાળા પાસે છે. તે વાડેની ધરમશાળા કહેવાય છે અને તયાં હું રહુ છું.

સ–આ આતશબેહેરામોમાં તમે ગયા હતાં તયારે કાંઈ પણ વાંધો લેવામાં આવયો હતો?

સાક્ષી–નહીં.

સ–તમે તમુને કેવી રીતે ઓળખાવો?

સાક્ષી–પારસી તરીકે.

સ–તમે પારસી કયારે થયાં?

સાક્ષી–સદરો કુસતી પેહેરયો તયારથી.

સ–તમારૂં નામ સુનાબાઈ છે અને તે સાધારણ પારસી નામ છે?

સાક્ષી–હા.

સ–સદરો કુસતી પેહેરયો હતો તે આગમજ તમારૂં નામ શું હતું?

સાક્ષી–તે વખતે મારૂં નામ સુંદર હતું.

નામદાર મી૦ જસટીસ દાવરના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે ડાકટર ધનજીશાના દવાખાનાં આગળ હું રહેતી હતી એટલી વાત મને યાદ છે પણ તે વખતે કોણ સાથ રહેતી હતી તેની મને ખબર નથી.

### ઉલટપાલટ તપાસ.

સાક્ષીએ મી૦ ઍંગમેનની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે ધનજીશાના ઘરમાં આવી ત્યારે મારી વય ત્રણ ચાર વરસની હશે. નવજોત નવ વરસની થઇ ત્યારે કરવામાં આવી હતી. નવજોતની ક્રીયાનું હવે મને યાદ નથી. ડાકટરના બાજી છોકરીઓ સાથ મારાં લગન થયાં હતાં તેની મને યાદ છે. નવજોતની ક્રીયામાં ઘણા માણુસો હાજર હતાં.

સ—ડાકટર ધનજીશા હાલ ક્યાં છે?

સાક્ષી-હાલ ઘણું ખંભાતમાં છે.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે લગન પછી હું સુરત ગઇ હતી. મારા માબાપ હુ વંદ હતાં એમ સુરતના લોકોને હું કહેતી નથી તેમજ હું વટલી પારસી ધરમમાં આવીછું એમ પણ કોઇને કહેતી નથી. આતશબેહેરામમાં જાઉં છું ત્યારે હું કોઇને કહેતી નથી કે હુ જુદદીન છુ. સુરતમાં લોકો માને છે કે હું પારસી માબાપને પેટના છું.

નામદાર મી૦ જસટીસ દાવર—બીજા સાધારણ પારસી વરીક તમુને પણ લોકો પારસી ગણે છે?

સાક્ષી—હા.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે ડાકટર ધનજીશાહના ઘરમાં રહવા આવી ત્યારથી હું પારસી પેહેરવેશ પેહેરવા લાગી છું.

સ—તમારો ધણી શું ધંધો કરે છે?

સાક્ષી—નસરવાનજી ગમાર'ને ત્યાં બજારથી છે.

સ—તેવણુનો પગાર શું છે?

સાક્ષી-તેવણુને રૂ. ૧૭ મળે છે.

સ—લગન વખતે તમારા બાપનુ નામ શુ આપવામાં આવ્યુ હતુ?

સાક્ષી—તે હું જાણુતી નથી.

મી૦ જસટીસ બીમન—ડાકટર ધનજીશાહના ઘરમાં રહયા ત્યાર પછી ધનજીશાહને તમે શુ નામે બોલાવતા હતા?

સાક્ષી—બાવા.

### ફેરી તપાસ.

સાક્ષીએ જણાવ્યુ કે બીખાઇજીને હુ માયજી વરીકે બોલાવતી હતી. ડાકટર ધનજીશાહની દીકરી વીરબાઇજી મારે કરતાં ૧૫ દીવસ નાહની હશે હુ છોકરીઓ તેમજ માતા સાથ એખલાસથી રહેતી હતી,

સ—કોઇ દીવસ પણ છોકરીઓએ કે કોઇએ તમને કહ્યુ હતુ કે ડાકટર ધનજીશાહની ગેરકાયદે દીકરી છ?

સાક્ષી-કદી નહી.

મી૦ જસટીસ દાવર—તમે દુરબંદને પેટના છો એમ લોકોમાં જાણીતુ હતુ કે નહી?

સાક્ષી—હા.

સાક્ષીએ આગળ વધતાં જણાવ્યું કે નવજોત આગમજ જંદ અવસતા હું શીખી હતી. મને જંદ અવસતા કોણે શીખવી તે મને યાદ નથી. હું આગળ ભણી હતી તે મને યાદ નથી પણ કસતી કરી શકું છું અને ચોપડીમાંથી ભણું છું. મને લગન પુગાડવામાં આવયો હતો તેથી પંદર દીવસ થયાં મુંબઇ આવી હતી. નવજોત થવા પછી ડાકટર ધનજીશાહ સાથ હું મુંબઇ બે ત્રણ વરસ પછી આવી હતી. બાર તેર વરસ ઉપર હું મુંબઇ આવી હતી ત્યારે મને આતશબેહેરામ લઇ જવામાં આવી હતી કે નહી તેની મને યાદ નથી. મુંબઇમાં આવયા પછી હું આતશબેહેરામ જઇ આવી છું. શહેનશાહી અને કદમી વચ્ચે હું ફરક સમજતી નથી. હું કદમી પ્રમાણે ભણું છું.

નામદાર મી૦ જસટીસ દાવર—આ પંદર દીવસમાં તમે શા માટે ત્રણ આતશબેહેરામમાં ગયાં હતાં?

સાક્ષી—કારણ કે હમકારાનો દીવસ હતો. આતશબેહેરામમાં હું મારા ધણી સાથ ગઇ હતી. સુખડ ચઢાવ્યું હતું, પગે પડી હતી. ઉંબરને પગે લાગી હતી અને આશીરવાદ આપી હતી. અગીયારીમાં હું અમદાવાદમાં એક વાર ગઇ હતી. ખંભાતમાં પણ હું અગીયારીમાં ગઇ હતી. સુરતમાં હું અગીયારી આતશબેહેરામમાં ગઇ હોઉં તેની મને યાદ નથી. ત્યાં હું ગઇજ નથી. સુરતમાં હું પાંચ વરસ રહી હતી. ખંભાતમાં ચાર પાંચ વાર હું અગીયારીમાં ગઇ છું. સુરતમાં અગીયારી અને આતશબેહેરામ મારા ઘરથી ઘણા દુર છે હું સુરતમાં આવી ત્યારે ચોકી બોહે

લાની અગીઆરીમાં ગઇ હતી એવી મને યાદ છે.

સ—મુંબઇમાં તમે આતશબેહેરામ ગયાં હતાં તે તમને કોઇએ જવા કહયું હતું શું ?

જ૦—નહી. મુંબઇમાં હું આતશબેહેરામ ગઇ હતી કારણકે ઘડી ઘડી મુંબઇમાં કાંઇ હું આવતી નથી.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## જુદદીન ઓરતના બાળકને દોખમે ચઢાવવાની પાડેલી ના.

---

## બાળકના શબનને ડાટવાની પડેલી ફરજ.

---

## વટલેલ સ્ત્રીનો આતશબહેરામમાં દાખલ થવાનો એકરાર.

---

## ખંભાતમાં પારસીઓમાં લગનની સરટીફીકેટની ગેરહાજરી.

---

## એરવદ શેહેરયારજી દાદાભાઇની જુબાની.

---

## પરકોમના વટલેલાને દોખમે ચઢાવવાનો ધરમમાં અટકાવ નહીં હોવાની જુબાની.

(અખબારે સોદાગર, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ મી૦ હોરમસજી એદલજી ખાલખઘેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહેરવાનજી મનચેરજી કાવા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે ગંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન મી૦ બાહમન અને મી૦ ફરદુનજી પસતાજી તારાયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રુગો, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### જુબાની સંબંધી બંને પક્ષોની ઇચ્છા.

મી૦ લાઉનડસે શરૂઆતમાં જણાવ્યું કે ગઇ કાલે સાંજે તપાસ પુરી થયા પછી જબાની સંબંધી અમારી સથીતી બાબે અમોએ ઘણો વીચાર ચલાવ્યો છે. હું આવા પ્રકારની બીજી ઘણી જુબાની રજુ કરવાને સામરથવાન છું, પણ જો તમો નામદારની ઇચ્છા હશે તો આવી જુબાની હાલ તુરત રજુ કરવાનું હું મોકુફ રાખીશ. હું તમો નામદારોને જણાવવાની રજા લઉં છું કે, આ ઉપરથી તમો નામદારોએ એમ ધારી લેવું નહીં કે હું મારી જુબાની રજુ કરવાને તઇયાર નથી, પણ મારી બાકી જુબાની હાલમાંજ રજુ કરવી કે સામા પક્ષની જુબાની રજુ થયા પછી તે લાડવા માટે મારે વધુ જુબાની રજુ કરવી તે સંબંધી હું મને પોતાને કોરટની મુનસફી ઉપર છોડવા માંગું છું.

મી૦ સ્ટ્રેંગમેને પણ વળતો જવાબ આપતાં જણાવ્યું કે આ બાબદમાં હું

પણ મને પોતાને કોરટના મુનસફી ઉપર છોડવા માંગું છું.

આથી નામદાર જડજોએ કેટલોક વખત સુધી મસલત ચલાવ્યા બાદ એ૦ મી૦ જસટીસ ફારરે મી૦ લાઉનડસને જણાવ્યું કે તમોએ કોરટને ઘણી મુશકેલ તથા કઢંગી સથીતીમાં લાવી મેલી છે; કારણકે તમો ક્યા પ્રકારની જુબાની રજુ કરશો તે કોરટ જાણતી નથી, તેથી હું ધારૂં છું કે તમો કોરટ પાસે તમારી જબાનીના સંબંધમાં ટાંઇપણ અભીપ્રાય દરશાવવા માંગતા નથી.

મી૦ લાઉનડસે જણાવ્યું કે હું જે તમો નામદારો પાસ અરજ કરૂં છું, તે એ છે કે સામા પક્ષના જુબાનીઓ તોડવા સારૂ જો મને વધુ જુબાની રજુ કરવાની ફરજ પડે તો તેમ કરવાની કોરટે મને પરવાનગી આપવી.

એ૦ મી૦ જસટીસ ફાવરે મી૦ લાઉનડસને જણાવ્યું કે અતયારસુધીમાં તમારો મુકદમો અમો સમજ્યા છીએ તેમ તમો ચોકસ કહો માટે અરજ કરો છો. ઉલટપાલટ તપાસ ઉપરથી મી૦ સેંઅમેનનો મુકદમો શું છે તે અમો હજી જાણી શકયા નથી.

મી૦ સેંઅમેને જણાવ્યું કે જબાની સંબંધમાં અમારી સથીતી કેવી છે તેને લગતો જો એ સવાલો હાથમાં લું કરવા માગું તો વખત ઘણો નીકળી જશે અને તેમાંથી નવા નવા સવાલો ઉભા થવા પામશે. જયાંસુધી અમો માનીએ છીએ તયાંસુધી મુંબઇમાં જુદદીનોને જરથોસતી ધરમમાં વટલાવવાના દાખલાઓ આજ ઘણો લાંબો વખત થયા બનતા નથી. હું કબુલ કરૂં છું કે જુદદીનોને જરથોસતી ધરમમાં વટલાવવાનું ફરમાન છે. પણ અમો જાણીએ છીએ તયાંસુધી તો મુંબઇમાં આજ ઘણો લાંબો વખત થયાં આવા દાખલાઓ બનયાં નથી. કદાચ સુરતમાં તેઓને ધરમમાં લેવામાં આવયા હશે. હું મી૦ લાઉનડસને ગઇ કાલે રજુ કરવામાં આવેલા સુનાબાઇના દાખલાને લગતી જુબાની પુરી કરવાની ફરમાસ કરીસ.

મી૦ લાઉનડસે જણાવ્યું કે મારા મીત્રની ખાહેસને ખાતર હું તેટલી જબાની ખચીતજ પુરી કરાવીશ.

## મી૦ બેરામજી મંચેરજી માંડવીવાળાની જુબાની.

મી૦ બેરામજી મંચેરજી માંડવીવાળાએ મી૦ તાલયારખાનની તપાસમાં જણાવયું કે હું બબરચીનો ધંધો કરૂં છું, મારી ઉમર આશરે ૬૫ વરસની છે. મારાં લગન થયાં છે. મારાં લગન સુનાબાઇ સાથ થયાં છે. આ સુનાબાઇ ગઇ કાલે સાક્ષી આપી ગયાં હતાં તેજ છે. સુનાબાઇ સાથ આશરે ૭ વરસની વાત ઉપર મારાં લગન થયાં હતાં. મારાં લગન ખંભાત ખાતે થયાં હતાં. હું અમદાવાદમાં દાદાભાઇ કરાકાને તયાં બબરચી તરીકે નોકરીએ હતો. તયાં મારા બનેવી ફરદુનજી સુરતથી આવયા અને મને જણાવ્યું કે ડા૦ ધનજીશાહના કુટુંબમાં એક છોકરી છે. તેણી સારા ઠેકાણની કેળવાયલી છોકરી છે અને તેણીના સંબંધમાં મારો શું વીચાર હતો તે મને પુછયું હતું. મેં ફરદુનજીને પુછયું હતું કે તેણી ડા૦ ધનજીશાહની છોકરી હતી કે અથવા તેણીને તેમણના કુટુંબમાં ઉછેરીને મોટી કરવામાં આવી હતી. ફરદુનજીએ જવાબ આપયો કે આ છોકરીના માબાપો દુરવંદ હતાં. મેં હા પાડી હતી અને લગન કરવાની કબુલાત આપી હતી. તેણી સદરો કસતી પહેરતી હતી કે નહીં તે મેં ફરદુનજીને પુછયું હતું. ફરદુનજીએ જણાવ્યું કે તેણી સદરો કસતી પહેરતા હતી અને ભણવા ગણવાનું પણ જાણતી હતી. પછી હુ અમદાવાદથી સુરત ગયો અને તયારબાદ મેં ખંભાત જઇને ડા૦ ધનજીશાહના ઘરમાં સુનાબાઇ સાથે લગન કરવાં હતાં. મારા આશીરવાદ સારનાર મોબેદો ખંભાતના હતા. હું તે મોબેદોના નામો જાણતો નથી જો હું આજે તેઓને જોવું તો ઓળખું.

અત્રે આશીરવાદ સારનારા એક મોબેદ નવરોજજી કાવસજી વાડીને સાક્ષી સનમુખ રજુ કરવામાં આવયા હતા. સાક્ષીએ આ મોબેદને પોતાના લગનના

આશીરવાદ સારનાર મોબેદ તરીકે ઓળખાતો હતો.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે નવરોજી કાવસજી લાલી આ આશીરવાદ સાનારમના એક મોબેદ હતા. આ આશીરવાદ બે મોબેદે એ સરયા હતા. બીજો મોબેદ કોણ હતો તે હું જાણતો નથી. સુનાબાઇને પેટે મને છોકરાં થયાં છે. મારા બે છોકરાંઓ મરી ગયાં છે અને બે છોકરાંઓ હજી જીવતાં છે. એક બાલક અમદાવાદમાં જનમયું હતું અને બીજું બાળક પટેકીને દીવસે સુરતમાં મરણ પામેલું જનમયું હતું.

## દોખમે ચઢાવવાની વડા મોબેદે પાડેલી ના.

અમદાવાદમાં જનમેલું બાલક ૨૧ દીવસ જીવયા બાદ મરણ પામયું હતું. આ બાલકને દોખમે ચઢાવવામાં આવયું હતું નહી કારણ કે અમદાવાદના વડા મોબેદે તે બાલકને દોખમે ચઢવવાના સબંધમાં વાંધો લીધો હતો. તેનો વાંધો એ હતો કે મારી સ્ત્રીના માબાપો દુરવંદો હતા. તે બાળકને દોખમે ચઢાવવામાં આવયું હતું નહી પણ તેને દાટવામાં આવયું હતું. સુરતમાં મરણ પામેલા બાળકને દોખમે ચઢાવવામાં આવયું હતું. હું તે બાળકની પાયદસ્તે દોખમાં સુધી ગયો હતો. તે બાળકના રવાનને સાધારણ વપરાસવાળાં દોખમામાં નાંખવામાં આવયું હતું. આ દોખમું મનચેરજી શેઠનાના દોખમા તરીકે ઓળખાય છે. આ બાળકનાં મરણની કીયાકામ સઘળી સુરત ખાતે કરવામાં આવી હતી અને આ સઘળી કીયાકામ પારસી ધરમ મુજબ કરવામાં આવી હતી. મારી સ્ત્રી પારસી કીયાકામમાં ભાગ લે છે. તેણી પાયદણે બેસવા જાય છે, અને પારસી લગનોમાં પણ જાય છે. તેણી અગયારી, આતશબહેરામમાં પણ ભણવા ગણવા જાય છે.

મા૦ બેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે મારા માંય દુરવંદ હતાં અને મારા બાવા પારસી હતા. પારસી છોકરાઓ પરણે છે તયારે તેઓને રીત આપવાનો રેવાજ છે. મને ડા૦ ધનજીશાહ તરફથી ૩૦ થી ૪૦ રૂપયાની રીત મળી હતી તથા ડાકટરેજ સઘળો લગનનો ખરચ કીધો હતો જો કે મેં પણ મારી ગુંજાસ મુજબ ખરચ કીધો હતો. હું આ રીતને મોટી રીત તરીકે ગણું છું.

મારી સ્ત્રીના માબાપ દુરવંદ છે એમ સુરતમાં હું કાઇને કહેતો હતો નહી. મારી સ્ત્રી પણ આવી રીતે કાઇ આગળ વાત કરતી હતી નહી. જાણે મારી સ્ત્રીના માબાપ પારસીજ હોય એ પ્રમાણે હું તેણીને ઓળખાવતો હતો, અને તેણી પણ પોતાને એવીજ રીતે ઓળખાવે છે કે તેણીના માબાપ પણ પારસી હતા. જો તેણીને કોઇ પુછે તો તેણી એમ જણાવતી હતી કે તેણીના માબાપ પારસી હતાં. સુરતના લોક તો એમજ માને છે કે તેણીના માબાપો પારસી હતા.

જયાંસુધી હું જાણું છું તયાંસુધી તો સુરતના કાઇપણ લોકમાં શક નથી કે તેણી દુરવંદને પેટે હતી એમ બોલ્યા છે.

અમદાવાદવાળા વડા મોબેદને કેવી રીતે માલમ પડયું કે સુનાબાઇના માબાપ દુરવંદ હતા એવી મતલબના પુછવામાં આવેલા સવાલનો જવાબ આપતાં સાક્ષીએ જણાવયું કે આ વડા મોબેદની નાત તે વેળા ખંભાતમાં હતી અને તેથી તેણી મારી સ્ત્રીને ઓળખતી હોવાથી આવી ખબર દસતુરજીને આપી હતી જેથી દસતુરે અમારા બાળકને દોખમે ચઢાવવા દેવા સામે વાંધો ઉઠાવયો હતો.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે, હું ધારું છું કે પારસી લગનમાં કોઇ પરહોમવ લી સ્ત્રીથી જવાય નહી.

પરોણાઓ તરીકે બોલાવવામાં આવતી ઇગ્રેજ તથા બીજી મોટી બાનુઓ ખાનગી કીયા વેળાએ હાજર થઇ શકે પણ નીચ કુળની દુબરીઓ જેવી બીજી કોઇ સ્ત્રીઓને લગનના કીયા વેળાએ બીજી બાનુઓ સંગાતે બેસવા દેવામાં આવતી નથી.

## વટલેલી સ્ત્રી ધરમના મકાનોમાં દાખલ થવાનો એકરાર.

સુરત અને મુંબઈમાં મારી સ્ત્રી અગયારી તથા અતશબહેરામમાં જવા ઉપરાંત ખંભાતમાં તેણી આદરયાનમાં પણ ગઈ હતી. તેણી મુંબઈના આતશબેહેરામમાં પણ ગઈ હતી. અમદાવાદના આદરયાનમાં પણ તેણી ગઈ હતી કે જે આદરયાનનો વડો મોબેદ જમશેદજી દસ્તુર હતો. જયારે તેણી આવી રીતે ધરમના મકાનોમાં દાખલ થતી હતી ત્યારે કોઈને માલમ હતું નહી કે તેણી દુરવંદ માબાપને પેટથી ઉતરી આવેલી છે. અમદાવાદમાં પણ કોઈને આવી રીતની ખબર હતી નહીં. ખંભાતનાં આદરયાનમાં મારાં લગન પછી હું મારી સ્ત્રી સાથ ગયો હતો. હું આવી રીતે ખંભાતનાં આદરયાનમાં મારી સ્ત્રીને લઈને એકજ વખત ગયો હતો. ખંભાતના આદરયાનનો વડો દસ્તુર મારી સ્ત્રી દુરવંદ માબાપોને પેટની છે કે નહીં તે જાણતો હતો કે નહી તે હું જણાવી શકતો નથી. હું આ વડા મોબેદને ઓળખતો નથી. હું આ આદરયાનના બીજા મોબેદોને પણ ઓળખતો નથી.

મારી મા એક રજપુત સ્ત્રી હતી. મારો જનમ માંડવીમાં થયો હતો. મને જરથોસતી ધરમમાં ઉછેરવામાં આવ્યો હતો જે વેળા મારાં બાળકના મરણની ક્રીયાકામ કરવામાં આવી હતી તે વેળા સઘળાઓ એમજ ધારતા હતા કે મારી સ્ત્રી પારસી માબાપને પેટની હતી.

## ફેરદુનજી રૂસતમજી હોટલવાલાની જુબાની.

ફેરદુનજી રૂસતમજી હોટેલવાળા નામના સુરતના એક વતનીએ મીં૦ લાઉનડસની તપાસમાં જણાવ્યું કે મારૂં નામ ફેરદુનજી રૂસતમજી હોટલવાલા છે. ગઈ કાલે સુનાબાઈ નામનાં જે પારસી સ્ત્રી સાહી આપી ગયાં હતાં તેઓને હું ઓળખું છું. તેણી ચાર વરસ થયાં સુરતમાં મારા ઘરમાં રહે છે. મારૂં ઘેર સુરતમાં નાનપરામાં આવેલું છે. મેં બેરામજી મંગેરજી માંડવીવાલા સાથે સુનાબાઈ સાથના લગનના સંબંધમાં વાતચીત કીધી હતી અને તે વેળા મેં તેવણને જણાવ્યું હતું કે તેણીના માબાપ દુરવંદ હતા એ વાત મને ડા૦ ધનજીશાહે જણાવી હતી. ડા૦ ધનજીશાહના ઘરમાં તેણી નાનપણથીજ ઉછરી હતી. જ્યારે તેણી નાની બાળકી હતી તે વેળા મેં તેણીને ડા૦ ધનજીશાહના ઘરમાં જોઈ હતી. પહેલાં આ બાળકનું નામ સુંદર હતું અને હું પોતે પણ જાણતો હતો કે તેણીનું નામ સુંદર હતું. સુંદર કાંઈ પારસી નામ નથી. એ છોકરીના સંબંધમાં મને ડા૦ ધનજીશાહ સાથે વાતચીત થઈ હતી. ડા૦ ધનજીશાહે મને બોલાવીને કહ્યું હતું કે તમો આ છોકરી માટે એક વર શોધી કહાડો. જે વેળાએ ડા૦ ધનજીશાહે મને ઉપર મુજબ કહ્યું હતું ત્યારે આ છોકરીને લગતી સઘળી વાગત તેવણે મને જણાવી હતી. તેવણે જણાવ્યું હતું કે તેવણ આ છોકરીને જુનાગઢથી લાવ્યા હતા. મેં ડા૦ ધનજીશાહને તે વેળા પુછ્યું હતું કે તેણી સદરો કસતી પહેરે છે કે, જેના જવાબમાં તેવણે જણાવ્યું હતું કે હા, તેણી પહેરે છે. આથી મેં બેરામજી સાથ તેણીના લગન કરવાને લગતી ગોઠવણ કીધી. જયારે ડા૦ ધનજીશાહે મને જણાવ્યું કે આ છોકરી દુરવંદને પેટની હતી તથા તેણીને તેવણે પોતાના ઘરમાં ઉછેરીને મોટી કીધી હતી ત્યારે હું જરાપણ અજાયબ થયો નહી. હું બીલકુલ અજાયબ થયો નહી કારણકે આવા તો ઘણા દાખલાઓ બનેલા છે.

## ડાકટરના ઘરમાં ઉછરેલું દુરવંદનું બાળક.

મીં૦ સેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું બબરચીનો ધંધો કરૂં છું. મારા માયનું નામ કુકાબાઈ છે. તેણી ખારવણ જાતની છે, અને તેણી હીંદુનો પોશાક પહેરે છે. અને હજી તેણી મારી સાથેજ રહે છે તેણીને સદરો કસતી પહેરાવવામાં આવ્યો નથી. મારા બાવા પારસી હતા. અને મને જરથોસતી ધરમમાં ઉછેરવામાં

આવયો હતો હું વકીલના કુટુંબમાં રાત દહાડો જતોઆવતો હતો અને ત્યાં મે તેણીને જોઇ હતી. ડા૦ ધનજીશાહ અને આ વકીલ બાપ બેટા થતા હતા. હું વકીલને તયાં બબરચી તરીકે કામ કરવા જતો હતો. સુનાબાઇને પણ ડા૦ ધનજીશાહની બીજી છોકરીઓ માફકજ કપડાચપડાં પહેરાવવામાં આવતાં હતાં. સુનાબાઇને મેં જયારે પહેલવહેલી જોઇ હતી તયારે તેણીની વય આશરે ૪ વરસની હતી. મેં તેણીને પહેલવહેલાં વકીલનાં કુટુંબમાં જોઇ હતી. ડા૦ ધનજીશાહ સુનાબાઇને પોતાનીજ છોકરી જેવી ગણી તેણીની સાથ વરતતા હતા. એક વેળા હું જુનાગઢ ખાતે કામને સબબે ગયો હતો. જે વેળા મેં તેણીને ખંભાતમાં જોયલી હતી, તે વેળાએ તેણીને માટે એક વર શોધી કહાડવાની ડા૦ ધનજીશાહે મને ફરમાશ કરી હતી.

તેણીના માબાપ દુરવંદ હતા એમ ડા૦ ધનજીશાહે પોતાને શું કામ જણાવયું હતું એવી મતલબના પુછવામાં આવેલા સવાલનો જવાબ આપતાં સાક્ષીએ જણાવયું કે તે તો તેવણની ખુશી. તેમાં હું શું જાણું? હું સુરતમાં હતો તે વેળા ડા૦ ધનજીશાહે મને ખંભાત ખાસ આ છોકરીના સંબંધમાં વાતચીત કરવા સારૂ બોલાવયો હતો. હું કાજ કરવાનું કામ કરતો નથી. ડા૦ ધનજીશાહ કદાચ એવું ધારતા હતા કે મને છોકરો અથવા ભાઇ હશે જેથી તેના લગન સુનાબાઇ સાથ કરી શકાય. તેવણે મને પોતાનેજ શું કારણસર બોલાવયો તે હું જાણતો નથી. તેવણ જો ચાહતે તો બીજા કોઇને પણ બોલાવતે.

## સુરતના પારસીઓમાં પરકોમની સ્ત્રી રાખવાનો રેવાજ.

પાછળથી સાક્ષીએ જણાવયું કે આવી રીતે ડા૦ ધનજીશાહે આ છોકરીના લગન માટે મને એકલાનેજ નહી પણ બીજા ઘણા જણાઓને ખંભાત બોલાવયા હતા. જુનાગઢ હું જયારે ગયો હતો તયારે વકીલના ઘેરમાં ફકત અરધો કે એક કલાક નહી પણ આખો દીવસ થોભયો હતો. ખંભાતમાં હું ડા૦ ધનજીશાહને મલયો તે અગાઉ સુરતમાં મને તેવણ સાથ મુલાકાત થઇ હતી અને તે વેળા પણ સુનાબાઇના સંબંધમાં વાતચીત થઇ હતી. સુરતમાં આ વાતચીત કરયા પછી બે વરસે હું ખંભાત ડા૦ ધનજીશાહ આગળ ગયો હતો. મારા બાવા પણ બબરચીનો ધંધો કરે છે. સુરતમાં પારસીઓ પરકોમની સ્ત્રીઓને રાખે છે એ વાત ઘણી સાધારણ છે. મારા બાવા પણ સુરતના વતની હતા. સુરતમાં કાંઇ બબરચીઓ અથવા બીજા ગરીબોજ પરકોમની સ્ત્રીઓને રાખતા નથી પણ ખુદ તવંગર પારસીઓ પણ આવી રીતે પરકોમની સ્ત્રીઓને રાખે છે. પોતાની ધણીયાણીઓ હોય તે છતાં પણ સુરતમાં પારસીઓ પરકોમની સ્ત્રીઓને રાખે છે. મારી ઉમર હાલમાં ૬૦ વરસની છે. આજે છેલા ૪૦ વરસ થયાં હું સુરત રહું છું. તે આગમચ હું હૈદરાબાદમાં હતો.

મી૦ લાઉનડસની તપાસમાં સાક્ષીએ જણાવયું કે ડા૦ ધનજીશાહે મારી આગળ વાત કીધી હતી કે સુનાબાઇને માટે મારે એક વર શોધી કહાડવો તયારે ફકત તેજ વેળાએ કાંઇ એવી વાત કીધી હતી નહીં કે તેણીના માબાપો દુરવંદ હતાં, પણ મારી આગળ આ મતલબની વાત તેવણે બીજી ઘણીક આગલી વેળાએ કીધી હતી. ડા૦ ધનજીશાહના ધણીયાણી બીખાઇજી પણ સુનાબાઇ સાથ પોતાની એક દીકરી માફકજ વરતતાં હતાં. સુનાબાઇ ડા૦ ધનજીશાહને પેટની છોકરી છે એવું મેં કદી સાંભળયું નથી તથા તેમ માનવાનું પણ મને કાંઇ કારણ નથી.

ડા૦ ધનજીશાહના પહેલાં ધણીયાણીને હું ઓળખતો નથી. સાક્ષીએ ફરી જણાવયું કે સુનાબાઇ ડા૦ ધનજીશાહને પેટની છોકરી છે એમ માનવાને મને કશું કારણ મલયું નથી.

## નવરોજજી કાવસજી લાહીનાની જુબાની.

નવરોજી કાવસજી લાહીના નામના એક મોબેદે મા૦ લાઉનડસની તપાસમાં

જણાવ્યું કે હું પારસી મોબેદ છું. હું ગઇ કાલે સાંજે જુબાની આપી ગયલાં બાઇ સુનાબાઇને ઓળખું છું. તેણીના લગનના મેં આશીરવાદ સારયા હતા. આ આશીરવાદ મેં ખંભાતમાં સારયા હતા. તે વેળા ખંભાતમાં હું આદરયાનમાં કામ કરતો હતો. ખંભાતમાં ફકત એકજ આદરયાન છે. એ આદરયાનમાં બે મોબેદો, જે વેળા આશીરવાદ સારવામાં આવયા તે વળા હતા. બીજા મોબેદનું નામ શહેરયારજી છે. શહેરયારજીએ પણ આશીરવાદ સારવાની ક્રીયમાં ભાગ લીધો હતો. તેણીના લગનની વેળા તેણીના માબાપ કોણ હતા તે હું જાણતો હતો. તેણીના માબાપ જુદદીન હતા એમ હું જાણતો હતો. એ બાઇ વટલેલી છે તથા તેણીએ સદરો કસતી પહેર્યા છે એ વાત હું જાણતો હતો. આવા સંજોગો વચ્ચે આ બાઇના માબાપ જુદદીન હોવાથી તેણીના એક પારસી સાથે લગન થવાના સંબંધમાં અટકાવ જેવું કાંઇ હતું નહી. શહેરયારજી પણ હું જે સઘળું જાણતો હતો તે જાણતા હતા. જયારે હું ખંભાત ગયો તયારે ડા૦ ધનજીશાહ તથા શહેરયારજી બંનેએ મને જણાવયું હતું કે સુનાબાઇના માબાપ જુદદીન હતા.

પી૦ સ્ટ્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે બધાં મળીને હું પાચ વરસ સુધી ખંભાતમાં રહયો હતો. હું ખંભાતમાં રહયા પછી ૩ વરસે આ લગનની ક્રીયા મેં કરી હતી. ખંભાતમાં લગનનું રેજીસટર જેવું કાંઇ રાખવામાં આવતું નથી. છોકરા છોકરી પરણે તે વેળા અમો કાંઇ તેઓને લગનની સરટીફીકેટ આપતા નથી. નવાબનું રાજય હોવાથી તયાં આવી સરટીફીકેટ આપવાનો રેવાજ નથી.

## એરવદ શહેરયારજી દાદાભાઇ ભરૂચાની જુબાની.

મી૦ શહેરયારજી દાદાભાઇ ભરૂચાએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે મારી ઉમર ૬૫ વરસની છે. હું પહેલવી, સસકૃત અને પાજ્ઞયન ભાષાઓનો અભયાસી છું. મેં જરથોસતી ધરમને લગતા પુસતકોનો ખાસ અભયાસ કીધો છે. હું મુંબઇ યુનીવરસીટીનો ઓનરરી ફેલો છું. હું આ યુનીવરસીટીમાં ૧૩ વરસ થયાં અવસતા અને પહેલવી ભાષાઓનો પરીક્ષક છું. મેં જરથોસતી ધરમ ઉપર રાહનુમાયે માઝદયસનાન સભા તરફથી ઘણાંક જાહેર ભાશણ આપયાં છે.

જુદદીનોના સંબંધમાં સને ૧૯૦૩-૧૯૦૪ ના સાલમાં તપાસ કરવા સારૂ નેમવામાં આવેલી કમીટી બાબે મને ખબર છે. હું તે કમીટીમાં એક સભાસદ હતો. અનજુમને આશરે ૨૦૦ સભાસદોની એક કમીટી નેમી હતી, અને આ કમીટીએ પોતાનામાંથી ૪૦ સભાસદોની એક સબ-કમીટી નેમી હતી અને આ સબ-કમીટીએ પોતાનામાંથી ૧૦ થી ૧૨ અનુભવી સભાસદોની એક સબ-સબ-કમીટી નેમી હતી.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## ખાણાં પછીની તપાસ.

બપોરના ખાણા પછી કોરટ પાછી બેસતાં એરવદ શેહેરીયારજી દાદાભાઇ ભરૂચાની જુબાની આગળ ચલાવવામાં આવી હતી. એરવદ શેહેરીયારજીએ મી૦ લાઉનડસના સવાલના જવાબમાં જણાવયું કે, એક્ષપરટોના જુદદીનના સવાલ સંબંધમાં શું મત હતો તેનો સમાવેશ સબ-કમીટીએ જનરલ-કમીટી ઉપર જે રીપોરટ કરયો છે તેમાં થાય છે.

તેમાં જે લખેલું છે તે ઉપલા સવાલને લગતું મારૂં મત છે. અત્રે આ રીપોરટ પુરાવામાં રજુ કરવામાં આવયો હતો જે ઉપર તા૦ ૨૫ મી એપ્રીલ ૧૯૦૪ ની તારીખ છે. ફકત નાની બાબદો સીવાય બીજા સઘળા સવાલો ઉપર એક્ષપરટોનો એકમતો અભીપ્રાય હતો.

સ૦—તમારા સાથ એક્ષપરટો એવા મત ઉપર આવયા હતા કે જરથોસતી ધરમ પર કોમનાઓને વટલવાની ના પાડતી નથી, પણ પરકોમનાઓને ધરમમાં લેવા ફરમાવે છે અને સઘળા જરથોસતીઓને પરકોમીઓના પોતાના ધરમમાં લેવાનું ફરમાન કરે છે?

સાક્ષી—હા.

સ૦—મન તે માટે તમે શાહદો દેવા તઇયાર છો?

સાક્ષી—હા.

સ૦—તમારો ધરમ મરણ પામેલાંઓની લાશના સંબંધમાં શું કહે છે?

સાક્ષી-ધરમ એવું ફરમાવે છે કે મરણ પામેલાંઓની લાશ બનતાં સુધી સુરજના તડકામાં મૂકવી અને દાટવી નહી.

સ૦—પરકોમનાઓ જે પારસી ધરમમાં આવ્યા હોય તેમની લાશને દોખમે ચઢાવવા ધરમ શું ના પાડે છે?

સાક્ષી—પરકોમનાઓને દોખમે ચઢાવવા મારા ધરમમાં કાંઈ અટકાવ નથી. જેવો એક પરકોમનો જરથોસતી ધરમમાં આવે છે તેવોજ તે પરકોમનો કહેવાય નહી, પણ પારસી ધરમનો કહેવાય.

સ૦-મુંબઈમાં પારસીઓ કે જે એક સામાનય ગાંઠથી બંધાયલા છે તે શા ઉપરથી છે?

સાક્ષી જરથોસતી ધરમ ઉપરથી.

સ૦—તે સબંધ હીંદુસતાનના સઘળા પારસીઓને લાગુ પડે છે?

સાક્ષી—હીંદુસતાનનાજ પારસીઓનેજ નહી પણ કુલ દુનીયાના પારસીઓને તે લાગુ પડે છે.

સ૦—જેને જરથોસતી ધરમ મુકી દીધો હોય તેને તમે પારસી કહો કે?

સાક્ષી—નહી.

સ૦—જરથોસતી ધરમમાં વટળેલા જુદદીનને તમે પારસી કહો કે?

સાક્ષી—હા?

સ૦—પારસી અને જરથોસતી શબદ એકજ છે કે નહી?

સાક્ષી—તે બંને એકજ છે, એ બંને શબદો એવાજ અરથથી વપરાતા આવેલા છે અને હજી પણ આવે છે. પારસી શબદ બોલતાં વીચાર પ્રથમ એટલોજ ઉભો થાય છે કે તે જરથોસતી ધરમ પાળનાર છે.

સ૦—તમારામાં ભણેલાઓ રવાયત શાને કહે છે?

સાક્ષી—ધરમના ફરમાનના તે પુસતકો છે.

સ૦—તે ફરમાનો કોણે આપેલાં?

સાક્ષી—મોટા દસતુરો અને જરથોસતી ધરમના મોટા ભણેલાઓના તે ફતવા આ છે.

સ૦—આગળના વખતના ધરમના અગતપના સવાલો ઇરાનના દસતુરો અને ભણેલાઓને પુછવામાં આવતા હતા કે?

સાક્ષી-હા.

સ૦—અને તેઓ તરફથી ફરી વળેલા જવાબોને હીંદુસતાનના પારસીઓ કેમ ગણતા આવ્યા છે?

સાક્ષી—તેઓના જવાબો જો અવસતા બમણુને મળતા હોય તો તે મુંબઈના પારસીઓ ઉપર બંધણ કરતા ગણાય છે.

## રવાયત એટલે શું?

નામદાર મી૦ જસટીસ બીમન—જો તેમના જવાબો વાજબી અને અકલમંદ ન હોય તો પછી તેમને સવાલો પુછવામાં ફાયદો શું છે?

સાક્ષી-ઇરાનથી જવાબો મંગાવવામાં આવે છે કારણકે ઇરાનના લોકો અમારો ધરમ સારી રીતે સમજતા અમે ગણીએ છીએ.

નામદાર મી૦ જસટીસ દાવર—મુંબઈના પારસીઓના કરતાં તેઓ ધરમ વધારે સારીપેઠે સમજે છે.

સાક્ષી—હા.

સ૦—રવાયત એટલે શું?

સાક્ષી—રવાયત આરબી મુળમાંથી ઉતપન થાય છે અને તેનો અરથ ધરમને લગતું છે.

સ૦—મુસલમાનોમાં ફતવા શાને કહે છે?

સાક્ષી—મુસલમાનો જેને ફતવા કહે છે તેને પારસીઓમાં રવાયત કહે છે.

સ૦—પરકોમનાઓની લાસોને ઠેકાણે પાડવાને લગતી જાણીતી રવાયતો કઈ છે તે તમો જાણો છો કે?

સાક્ષી—તેવી પણ રવાયતો હું જાણું છું.

સ૦—એરવદ તેહમુરસપ દીનશાહ અંકલેશરીયાને વેવસુના ચાપાનીયામાં સંબંધમાં તમે જાણો છો કે?

સાક્ષી—હા.

સ૦—તેવણ કમીટીના મેમબર હતા?

સાક્ષી—કમીટી નિમાઈ તે આગમજ તેવણ મરણ પામેલા હતા. તે રવાયતનો તરજુમો અસલ ફારસી લખાણ સાથ મુલ્લાંફીરોજ લાઇબ્રેરીનાંથી સરખાવ્યો છે અને તેનો જે ગુજરાતીમાં તરજુમો કરવામાં આવ્યો છે તે બરા

બર છે.

સ૦—આ રવાયતો તમારા લોકો ઉપર બંધન કરતા છે?

સાક્ષી—મારા મત પ્રમાણે ઉપલી ત્રણે રવાયતો સઘળા પારસીઓ ઉપર બંધણ કરતા છે.

સ૦—આ મુકદ્દમાના પ્રતીવાદીઓને તમે ઓળખો છો?

સાક્ષી—હા.

સ૦—તેઓએ પરકોમનાઓની લાશ ઠેકાણે પાડવા સંબંધમાં અને દોખમાઓનો લાભ કોણને મલશે જોઈએ તે માટે જે ઠરાવ કર્યો છે તે તમે જાણો છો?

સાક્ષી—હા.

અત્રે ઉપલો ઠરાવ પુરાવામાં રજુ કરવામાં આવયો હતો.

મી૦ બાઉનડસ—તે ઠરાવ ઉપર સઘળા પ્રતીવાદીઓએ સહી કરી છે?

સાક્ષી—હા, તે હું જાણું છું.

સ૦—તે ઠરાવમાં જરથોસતી ધરમમાં વટલેલાંઓને પારસી ધરમખાતાંનો લાભ આપવાની મનાઈ કરે છે તે ઠરાવ તમારા ધરમથી ઉલટો છે કે નહી?

સાક્ષી—હા.

સ૦—તે ઠરાવમાં આતશબેહેરામ, આદરીયાન, દરેહમેહરે, દોખમા અને ધરમશાળાનો લાભ પારસી ધરમમાં વટલેલાને નહી આપવા જણાવવામાં આવયું છે તે તમારા ધરમના ફરમાનથી ઉલટું છે?

સાક્ષી—હા.

સ૦—તમારું કહેવું એવું છે કે, તે સઘળાં ધરમ સબંધે નો લાભ પારસી ધરમમાં જનમેલાંઓને તેમજ પારસી ધરમમાં વટલેલાઓને એકસરખો મળવો જોઈએ.

સાક્ષી—હા, મારું કહેવું એમજ છે.

ઉલટપાલટ તપાસ.

મી૦ સ્ટેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે એક વાદીના ફ્રેંચ મોહાદાર અને તેની પછી વટલાવવામાં આવલા એક બીના દાખલા શીવાય પારસી માબાપના પેટનાં ન હોય એવાંને પારસી ધરમમાં ચલાવવામાં આવયાં હોય એવા દાખલા મારી હઈયાતીમાં મેં જોયા કે સાંભળયા નથી. પારસી માબાપને પેટના છોકરાંઓને ધરમમાં લેવાના દાખલા મેં સાંભળયા છે. તેઓ પાછલ્યથી પરણેલા છે.

સ૦—રાજકોટવાળી બાઈને ફ્રેંચ બાનુ પછી વટલાવવામાં આવી હતી?

સાક્ષી—હા.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે છેઅલાં ૪૭ વરસ થયાં હું મુંબઈમાં રહું છું. તે દરમયાન પારસીઓ તરફથી મુંબઈમાં તદન જુદદીન માબાપોને પેટનાંઓને ઉપલા દાખલા શીવાય વટલાવવાની તજવીજ કરી હોય એમ હુ જાણુતો નથી. કેટલાક વરસોની વાત ઉપર મહુમ દસ્તુરજી જામાસજીએ પંદર, સતરને પારસી ધરમમાં લીધા હતા પણ હું જાણુતો નથી કે તેઓ બધા તમામ જુદદીન માબાપને પેટના હતા અથવા તો તેઓ બધા પારસી માબાપને પેટના હતા. તે વખતે હું નવસારીમાં રહેતો હતો. ઉપલાં ૪૭ વરસ માંથી આઠ વરસ હું નવસારીમાં રહયો છું. ભરૂચથી હું ૧૭—૧૮ વરસની વયે મુંબઈમાં આવયો હતો.

સ૦—મુંબઈમાં પારસી બાનુને પેટે જનમેલા પરકામના ધરથારના બાળ ને પારસી ધરમમાં ઉધરેલા કે જરથોસતી ધરમમાં લીધેલાનો કાંઈ દાખલો તમો જાણો છો?

સાક્ષી—નહી.

સ૦—મુંબઈ સીવાય બીજે ઠેકાણે કાંઈ દાખલો તમે જાણો છો?

સાક્ષી—હું તેવો દાખલો જાણતો નથી.

દોખમાના ચોતરા ઉપર મેલાતી લાશો.

સ૦—મુંબઈમાં ચોતરો છે તે તો તમો જાણો છો?

સાક્ષી—ચોતરો છે એમ મેં સાંભલયું છે, પણ તે વાશે હું કાંઈ જાણુતો નથી. મુંબઈમાં ચોતરો છે એમ મેં સાંભલયું છે પણ બીજે કોઈ ઠેકાણે તેવું કાંઈ નથી.

સ૦—લાશ બીજામાં આવી હોય એવા લોકોને માટે ચોતરો હોય છે કારણ કે તેની લાશને પરકામનાએ અડકેલી તેથી તે અપવીત્ર થઈ કે?

સાક્ષી—અપવીત્ર થાય એવું હું કાંઈ જોતો નથી. મારા ગ્નાન મુજબ માર

ધરમમાં લાશ અપવીત્ર થાય એવું કાંઇ નથી.

મી૦ જસટીસ દાવર—તયારે તમે મી૦ સ્ટ્રેંગમેન કહે છે તેમ લાશને તેની હાલતમાં અપવીત્ર ગણતા નથી.

સાક્ષી—નહી, હું તેમ ગણતો નથી. મારા ધરમ પ્રમાણે લાશ ખુદ અપવીત્ર છે અને તે વધુ અપવીત્ર શાની થાય. તેતો અપવીત્ર છેજ.

મી૦ સ્ટ્રેંગમેન—તયારે તેવી લાશ અને એક માણસને ફાંસી દેવામાં આવયો હોય તેની લાશમાં કાંઇ ફેર નથી?

સાક્ષી—અમારા ધરમ પ્રમાણે લાશ નસો છે અને તે નસોજ રહે છે અને તે બંનેમાં કાંઇ ફરક મારા મત પ્રમાણે નથી.

સ૦—પણ એવી રીત તમારામાં નથી કે જેને ફાંસી દેવામાં આવયો હોય તેની લાશ સાધારણ દોખમામાં ચઢાવવી નહીં?

સાક્ષી—તેવી રીત મુંબઇમાં હોય એમ મને ખબર નથી.

સ૦—શકમંદ રેલા મા બાપનાઓને અથવા તેમની ઓલાદ વીશે શક હોય તેવાને ઠેકાણે પાડવાને મુંબઇમાં શું રીવાજ છે?

સાક્ષી—તે હું જાણતો નથી.

## પારસીઓ એટલે શું?

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે પારસી શબદ પારસ ઉપરથી નીકળેલો છે.

સ૦—બારસો વરસ ઉપર પારસીઓ અહી આવયા હતા એવું ધારવામાં આવે છે?

સાક્ષી—હા. અસલ વખતમાં પારસથી આવેલા તે પારસીઓ કહેવામાં આવતા હતા. પણ હવે તે તો અસલ અરથ ભુલાઇ ગયો છે અને પારસીનો અરથ જરથોસતનો ધરમ પાલનાર થાય છે, આપણે પારસી વાડ અને મુસલમાન વાડ કહીએ છીએ, પારસી વાડ એટલે જે વાડમાં જરથોસતી ધરમ પાલનાર છે અને મુસલમાન વાડ એટલે જે મોહોલામાં મુસલમાન ધરમ પાલનારા છે.

નામદાર મી૦ જસટીસ બીમન—અને આપણે કુંભારવાડ પણ કહીએ છીએ તે શું બતાવે છે?

સાક્ષી—તેમાંતો ધંધાના અરથનો અને નાત જાતનો અરથ સમાય છે અને તે ધંધો તે અથવા નયાત જાત બતાવે છે.

મી૦ જસટીસ દાવર—તયારે તમે કહો છો કે હાલ જે આપણે પારસી શબદ બોલીએ છીએ તે એટલેકે તે જરથોસતી ધરમ પાલનારાઓ છે?

સાક્ષી—હા

મી૦ સ્ટ્રેંગમેન-તયારે આપણે હાલ મુંબઇમાં પારસી શબદ વાપરીએ છીએ એટલે તે જરથોસતી ધરમ પાલનાર થાય છે?

સાક્ષી—હા.

## રેવાયતોનો રીપોરટ.

સ૦—તમે મુકતાદ ટ્રસટ કેસમાં જુબાની આપી છે?

સાક્ષી—હા.

સ૦—તમે તે વખતે કહયું હતું કે નહી કે તે રવાયત પેહેલા પ્રકારની સતા નથી પણ ત્રીજા પ્રકારની સતા છે?

સાક્ષી—હા, તેમ મેં કહયું છે. હજી પણ મારું તેવુંજ મત છે. તે ધરમના કાનુનોને મળતું હોય તો હું તેને પેહેલા પ્રકારની સતા ગણું છું, પણ જો તે ધરમના કાનુનને મળતી ન હોય તો તેને હું ત્રીજા પ્રકારની એટલે ઉતરતી સતા તરીકે ગણું છું.

મી૦ જસટીસ દાવર—ધરમના કાનુનો તે અનુસરતી ન હોય તોપણ તેને તમે એક સતા તરીકે ગણવા માંગો છો?

સાક્ષી—હા.

મી૦ સ્ટ્રેંગમેન—અનુભવીઓની કમીટીએ પોતાનો રીપોરટ કરવામાં આ ત્રણ રીવાયતો ઉપર આધાર લીધો નહોતો?

સાક્ષી—નહી, તે રવાયતોનો આધાર લેવામાં આવયા છે.

મી૦ જસટીસ દાવર—ત્રણ રીવાયતોનો આધાર લેવામાં આવયો હતો?

સાક્ષી—હા.

મી૦ સ્ટ્રેંગમેન—પેહેલી જે લાંબી રેવાયત છે તે જુઓ. તે ઉપર આધાર લેવામાં આવયો હતો કે નહી?

સાક્ષી—તેનો આધાર લેવામાં આવયો હતો પણ રીપોરટમાં તે વીશે કાંઇ જણાવવામાં આવયું નથી.

સ૦—અનુભવીઓની સોળ સભા મળી હતી અને તમે એમાં હાજર થયા હતા?

સાક્ષી—હા.

સ૦—અને તમે એ મીટીંગમાં હાજર થયા હતા તોપણ તમે કહેવા માંગો છો કે તે લાંબી રીવાયતનો રીપોર્ટ ઘડવામાં આધાર લેવામાં આવ્યો હતો?

સાક્ષી—હા.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

## પારસી પંચાયત કેસ.

---

### એરવદ શેહેરયારજી ભરૂચાની વધુ તપાસ.

---

### ધારાના હીમાયતીઓ વચે તકરાર.

---

### જુદ્દીનોને વટલાવવાના સંબંધમાં એરવદ શેહેરયારજીનો એકરાર.

---

### મી૦ બેરામગોર અંકલેશરીયાની જુબાની.

---

### જુદ્દીનોને ધરમમાં લેવાના ફરમાનની સાહદતો.

(અખબારે સોદાગર, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રકે મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલપાઇવાલા, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ ચાલવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### એરવદ શેહેરયારજી દાદાભાઇ ભરૂચાની વધુ ઉલટપાલટ તપાસ.

એરવદ શેહેરયારજી દાદાભાઇએ મી૦ સ્ટ્રેંગમેનની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે કોઇ પણ જરથોસતી દરૂન કરી શકે અને તે મોબેદ ઇજી શકે પણ ઇજતી વખતે ચોકસ રીતે ગોઠવેલા જે દરૂનો એક મોબેદ અથવા ગોરાણીએ બનાવેલા હોય તેજ દરૂનની મોબેદ ચાસની કરી શકે. મોબેદ જો બરસનુમ ધરાવતો નહી હોય તો તે કોઇ પણ દરૂનની ચાસણી કરી શકે. બરસનુમ ધરાવતો મોબેદ એક મોબેદે અથવા ગોરાણીએ બનાવેલા દરૂનનીજ ચાસણી કરી શકે.

આ૦ મી૦ જસટીસ દાવર—રેવાયતમાં ૭૮ સવાલો પુછવામાં આવયા છે કે?

સાક્ષી—હા.

આ૦ મી૦ જસટીસ દાવર—તેમાંથી મુંબઇમાંના પારસીઓ તરફથી કાંઇ સવાલો પુછવામાં આવ્યા છે કે?

સાક્ષી—મુંબઇના પારસીઓ તરફથી સવાલ જવાબો પુછવામા આવયા છ કે નહીં તે હું જણાવી શકતો નથી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે આ સવાલો આખા હીંદુસતાનમાના પા

હું લાગે એવા ટીકા થઇ ગયા હોય. તેથી હું ધારૂં છું કે તમો જો હમણાં એમ કહો કે પ્રતીવાદીઓ સામે તેઓ અપક્ષપાત રીતે વરતયા હતા નહી એવું ઓહેતાન મુકવા સીવાય ઓચરયાં ઓ દબાવી રાખવાનાં અથવા બીજું કોઇપણ વધુ ઓહોતાનો તમો મુકતા નથી તો અમો તે મુજબની નોંધ લઇશું. હું ધારૂં છું કે મી૦ સ્ટ્રેંગમેન તેટલાંથી સંતોષ પામશે.

મી૦ સ્ટ્રેંગમેન—તમો નામદારની સુચના હું સવીકારૂં છું.

બાદ નામદાર જડજેએ ઉપર મુજબની નોંધ લીધી હતી.

## પ્રતીવાદીઓએ પ્રગટ કરેલાં ત્રસટ ડીડો.

મી૦ સ્ટ્રેંગમેન— જે વખતથી તમો મુંબઇમાં હતાં તયારથી પ્રતીવાદીઓએ દર વરસે ત્રસટ ડાડો પ્રગટ કરયાં હતાં કે?

સાક્ષી—હા.

મી૦ સ્ટ્રેંગમેન—તેની નકલો જાહેર લાઇબ્રેરીઓ તથા કોમના આગેવાનોમાં વેહેંચવામાં આવી હતી?

સાક્ષી-હા.

સાક્ષીએ આગલ ચાલતાં જણાવયું કે ત્રસટીના ઘણાં ધરમાદા ફંડનો વહીવટ ચલાવે છે અને જયાં સુધી હું જાણું છુ તયાં સુધી તેઓ ફંડનો વહીવટ ઘણા સારી રીતે લાભકારક ચલાવે છે. ત્રસટીઓના હસતક ધરમાદા ફંડોમાં દર વરસે મોટી મોટી રકમો ધરમાદા ખાતે ભરવામાં આવે છે.

## સાક્ષીની ફરી તપાસ.

એરવદ શહેરયારજીએ મી૦ લાઉનડસની ફરી તપાસમાં જણાવયું કે જે રેવાયતો ધરમના પુસતકો મુજબ છે તે પહેલા પ્રકારની સતા સમાન લેખાય છે અને તે દરેક શખસ ઉપર બંધન કરતા થઇ પડે છે. જે રેવાયતો ધરમના પુસતકોથી વેગલી છતાં તેમાં બુજરોગ અને અનુભવી શખસોની સલાહ તથા ગ્નાન હોય તેવી રેવાયતોને હું ત્રીજા વરગની સતા ધરાવનારી રેવાયતો જણાતું.

ઇરાની ભાશામાં પ્રગટ થયલી રેવાયતો જે અસલ અવસતા અને ઝીંદ પહેલવી ભાશામાં પ્રગટ થયલી રેવાયતોની બરાબરજ હોય તો તે પણ સઘળાઓ ઉપર બંધન કરતા છે. આ રેવાયતોમાં પુછવામાં આવેલા સવાલો ફકત ભરૂચ અને સુરતના પારસીઓ તરફથીજ પુછવામાં આવયા હતા નહીં પણ હીંદુસતાનના સઘળા પારસીઓ તરફથી પુછવામાં આવયા હતા, અને તેના પુરાવામાં આ સવાલોના શરૂઆતમાં "હયાં હીંદુસતાનમાં" જે બોલ છે તે ટાંકી બતાવયા હતા. હું પારસી ધરમ સંબંધી અનુભવી છું પણ પારસી તવારીખમાં અનુભવી હોવાનો હું દાવો કરી શકતો નથી. એક મોબેદ જે વેળા બરસનુમમાં બેઠો હોય તે એક બેહેદીન હાથનાં પકાવેલા ખોરાકને હાથ લગાડી તથા ખાઇ શકે નહીં. બીજી કોઇ વળાએ એક બેહેદીનના હાથના પકાવેલો ખોરાક તે લઇ શકે. એક મોબેદ એક બેહદીનની છોકરીને પરણી શકે છે.

બાદ દસતુર જામાસજીનાં ચોપાનયામાંથી જરથોસતી ધરમમાં વટલવા ઇચછતા કેટલાક જુદીનોએ તે વેળા પારસી પંચાયતના ત્રસટીઓ ઉપર લખેલો પત્ર મી૦ લાઉનડસે રજુ કરતાં જણાવયુ કે આવી રીતે વટલવા ઇચછનારાઓની વય ૩૫ અને ૨ વરસની વયના વચેની હતી. મી૦ શેહરયારજીએ જણાવયુ કે આમાના એકને ૩૫ વરસના વયે સદરો કસતી પંહેરાવવામાં આવયો હતો અને તેથી તે પોતાનો ૩૪ વરસ સુધીની વયમાં એક જરથોસતી તરીકે લેખી શકાય નહી.

મી૦ લાઉનડસ—પારસીઓમાં સદરે કસતી પહેરાવવાનો વય શું છે.

સાક્ષી-૭ થી ૧૫ વરસની વયની અંદર.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે જરથોસતી ધરમમાં વટલાવવાના સંબંધમાં નયાતજાતનો કાંઇ પણ ફરક નહી રાખવાનું ફરમાન કરવામાં આવયું છે.

## રેવાયતની નેમો સંબંધી ખોલાસો.

આ૦ મી૦ જસટીસ દાવરના સવાલના જવાબમાં સાક્ષીએ જણવયું કે રેવાયતના સંબંધમાં મતફેર હોય તો દરેક પોતાની મરજીમાં આવે તે મત પ્રમાણે ચાલે. રેવાયતની નેમ ધરમના સંબંધમાં જરથોસતી કોમને દોરવવાની છે. ધરમ પ્રમાણે જોતાં લાશ એક નસો છે અને તેથી તે અસવચછ છે, આથી કશાને અડકવાથી લાશ અસવચછ થાય છે એમ કહેવું ખોટું છે. પારસી કોમનો જુનો વીચાર ધરાવનારો મોટો ભાગ માને છે કે લાશ પવીત્ર છે. તેઓનું તેવું માનવું તદન ભુલભરયું છે. એ જુના વીચારના જરથોસતીઓ ધરમ સંબંધી બાબતોમાં પુરવીણ હોતા નથી, જેથ તેઓ એ ભુલભરેલો ખયાલ માનતા આવેલા છે. સચકારની કૃયા રવાનના લાભ માટે નહી પણ ખાંધીયાઓના લાભ માટે છે. એથી ખાંધીયાઓના મગજપર સારી અસર થાય છે. લાશ સચકવા પછી દુરવંદ તેને હાથ લગાડ તો તે અસવચછ થાય છે અને તેથી તે સાચછ કરવાની જરૂર છે, એમ પારસીઓનો મોટો ભાગ માને છે તે ભુલભરયો છે. પારસી લાશને દુરવંદો દોખમે લઇ જઇ શકે નહી. ધરમ ફરમાન પ્રમાણે દુરવંદ લાશને અડકી શકે નહી. પારસી લાશ દુરવંદ જોય તે સામે ધરમ સંબંધી કાંઇ બાધ નથી, પણ લાશને દુરવંદની નજર પડવા દેવાનો રીવાજ નથી. ઉપલું મારૂં પોતાનું મત છે. બીજાનું તેવું મત છે કે નહી તે હું જાણતો નથી.

મી૦ જસટીસ બીમન-તમો કહો છો કે કોઇ પણ માણસને નાતજાતના તફાવત વગર વટલાવી શકાય?

જ૦-હા.

મી૦ જસટીસ બીમન-૧૦૦ભંગીઓને વટલાવવા કહેવામાં આવે તો તમે મોબેદને તેવી ભલામણ કરો કે?

જ૦-શામાટે નહી. પણ તેઓ ભંગીનો ધધો જુદા રહી ચલાવી શક.

મી૦ જસટીસ બીમન-તમે દુરવંદને વટલાવવાના કદી હીમાયત કરી છે?

જ૦-નહીં. વળી બીજાએ વટલાવયો હોય એવું હું જાણતો નથી.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## બપોર પછીની ચાલેલી તપાસ.

બપોરના ખાણા પછી એરવદ શેહેરીયારજી ભરૂચાએ કોરટની તપાસમાં જણાવયું કે, જેમ નસેસાલાર અને ખાંધીઆઓને આતશબેહેરામમાં લેવામાં આવતા નથી તેજ રીતે મહાર જે પારસી ધરમમાં વટલયો હોય તેને પણ તેવાંજ કારણસર આતશબેહેરામમાં લેવામા આવતા નથી.

મી૦ જસટીસ બીમન-પારસી ધરમમાં વટલેલ ભંગીને તમે દોખમામાં લઇ જવા દેશો?

સાક્ષી-હા, મારૂં તેવું મત છે.

મી૦ જસટીસ દાવર-તયારે તમારા કહેવા પ્રમાણે એમ થાય છે કે એક ભંગી વટલેલ જયારે જીવતો હોય તયારે પારસી તેમને અડકે નહી પણ જયારે તે મરી જાય તયારે પારસી તેમની લાશ લઇ જઇ શકે?

સાક્ષી-હા.

મી૦ જસટીશ દાવર-એક મહારને પારસી ધરમમાં વટલાવવામાં આવયો હોય તો તમે તેને આતશબેહેરામમા લેવો કે?

સાક્ષી-હા.

મી૦ જસટીસ દાવર-ધારો કે એક ભંગી પોતાનો ધંધો છોડી દે અને તે પારસી ધરમમાં વટલયો હોય તો તેને તમે આતશબેહેરામમાં જવા દો કે?

સાક્ષી-હા, તયાર પછી તે ભંગી ગણાયજ નહીં.

મી૦ જસટીસ દાવર-આ તમારા મત સાથ બીજા કોઇ મળતા થાય છે કે? તેવા કોઇ છે?

સાક્ષી-હું જાણતો નથી. રાહનુમાય સભાએ મને પારસી ધરમમાં જે ખોટું હોય તે દુર કરી સુધારો કરવાના અને ચોપડી લખવાના કામ માટે રોકયો હતો.

મી૦ જસટીસ દાવર-દસતુર જામાસપજીને સદરો પહેરાવવા માટે જે જુદાનોએ અરજ કરી હતી તેમાં તેઓએ

પારસી ખુંદના તેઓ છે એમ જણાવયું હતું એ તમે જાણો છો?

સાક્ષી—હા.

મી૦ જસટીસ દાવર—મી૦ નવરે જી વહાઇયા અને સર દીનશાહ પીટીટે તે બાબદમાં તપાસ કરી હતી તે તમે જાણો છો?

સાક્ષી—નહી.

મી૦ જસટીસ દાવર—પારસી ધરમમાં કોઇને પણ વટલાવવા માટે પરવાનગી લેવાની કે તપાસ કરવાની શું જરૂર નથી?

સાક્ષી—તપાસ કરવાની હોય તો કરે પણ તે કાંઇ તે માટે બંધાએલો નથી.

## મી૦ બેહેરામગોહર અંકલેસરીઆની જુબાની.

મી૦ બેહેરામગોહર તેમુરસ અંકલેસરયાએ મ૦ એ૦ સોરાબજી તાલેયારખાનની તપાસમાં જણાવયું કે, અવસતા અને પેહેલવીનો અભયાસ કરયો છે અને જરથોસતી ધરમના થોડા ભાગનો હું અભયાસી છું. પરકોમનાઓને જરથોસતી ધરમમા લેવા માટેના સવાલ ઉપર વીચાર કરવાને અનુભવીઓની કમીટી નેમવામાં આવી હતી તેનો હું સભાસદ હતો અને છેલાં ચાર વરસ થયાં તે સવાલનો મે અભયાસ કરયોછે.

સ૦—પરકોમનાઓને જરથોસતી ધરમમા લેવાની તમારા ધરમનાં લેવાની શું છુટ છે?

સાક્ષી—હા.

સ૦—જરથોસતી ધરમ પરકોમનાઓને તમારા ધરમમાં લેવા ફરમાન કરે છે?

સાક્ષી—હા.

સ૦—અને તમે સહાદતો ટાંકી બતાવશો?

સાક્ષી—હા.

સ૦—તમારા અભયાસ મુજબ તમામ જુદદીન માબાપને પેટનાઓને પારસી ધરમમાં લેવામાં આવેલા છે એવા દાખલા થયા છે?

સાક્ષી—હા.

સ૦—અને તે માટે તમારા પાસે સહાદતો છે અને તે ટાંકી બતાવવા તમે તઇયાર છો?

સાક્ષી—હા.

સ૦—"વહમન"નો અરથ શું થાયછે?

સાક્ષી—તે પેહેલવી શબદ છે અને તેનો અરથ "એવો" "ફલાણા ફલાણો" થાય છે.

સ૦—તે શબદ વપરાતો તમે સાંભળયો છે?

સાક્ષી—તે શબદ મેં વાંચેલો પણ છે અને પારસીઓમાં તે વપરાતો મેં જોયો છે. એક માણસ મરણ પામે અને તેનું નામ નહીં જણાવલું હોય અને તેવાની ધરમ કીયા કરવી હોય તો તે કીયામાં તેના નામ માટે વહમાન શબદ વપરાય છે. હવે મરનારના બાપનું નામ જો જણાયલું ન હોય તો તેના બાપના નામને ઠેકાણે વહમાન શબદ વાપરવામાં આવે છે. એક માણુસ મરણ પામયો હોય અને તેનો બાપ દુરવંદ હોય તો ધરમ કીયામાં તે નામને બદલે "વહમાન" શબદ વપરાય છે. એક પારસી કુટુંબમાં જરથોસતી ધરમમાં વટલેલો નોકર હોય અને તે મરણ પામે તેના બાપનું નામ જણાયલું ન હોય તો તેવાને તેનું નામ દેઇ બેહેદીન વહમાન એવી રીતે ધરમ કીયામાં બોલવામાં આવે છે.

## ઉલટપાલટ તપાસ.

મી૦ સ્ટ્રેંગમેન—તમે કહો છો કે પારસી ધરમ વટલાવવા માટે ફરમાન કરે છે; છતા પ્રતીવાદીના ધરુાવાસી ફ્રેંચ બાનુ અને રાજકોટની બાઇ શીવાય તદન જુદદીન માબાપને પેટે અવતરેલાંને જરથોસતી ધરમમાં લેવામાં આવયાં હોય એવા દાખલા તમે જાણો છો?

સાક્ષી—નહીં.

સ૦—પારસણ મા અને જુદદીન બાપને પેટના છોકરાંને જરથોસતી ધરમમાં ઉછેરવામાં આવયાં હોય એવા દાખલા કાંઇ જાણો છો?

સાક્ષી—નહીં.

સ૦—પણ પારસી બાપ અને જુદ્દીન માને પેટને છોકરાંને જરથોસતી ધરમમાં લેવામાં આવે છે કે નહી?

સાક્ષી—હા.

સ૦—પરકોમનાઓને જરથોસતી ધરમમાં લેવા માટે મુંબઇમાં કોશેશ કાંઇ કરવામાં આવી છે એમ તમે તમારા અભયાસ ઉપરથી કહી શકો છો?

સાક્ષી—નહીં.

સ૦—જ્યાંસુધી તમે જાણો છો ત્યાં સુધી ઉપલા બે દાખલા શીવાય તમામ જુદ્દીન માબાપને પેટનાઓને જરથોસતી ધરમમાં લેવાની મુંબઇનાં કાંઇ તજવીજ કરવામાં આવી છે કે નહી?

સાક્ષી—નહીં.

સ૦—રીપોરટમાં એવું જણાવવામાં આવયું છે કે બે પંડીતોને પારસી ધરમમાં વટલાવવામાં આવયા હતા એ તમારા રીપોરટને તમે મળતા થાઓ છો?

સાક્ષી—હા, એ બનાવ પારસીઓ હીંદુસતાનમાં આવયા પછી બનેલા છે, તે બનાવ નેરીયોસંગના વખતમાં બનયા હતા. કેટલાકોના મત પ્રમાણે આ બનાવ ૧૨૦૦ વરસ ઉપર બનયો હતો જ્યારે કેટલાકોના કહેવા પ્રમાણે તે ૫૦૦ વરસ ઉપર બનાવ બનયો હતો.

સ૦—અનુભવીઓની કમીટીમાં તમે હાજરી આપી હતી?

સાક્ષી—હું ધારૂં છું કે હું બધી મીટીંગમાં હાજર હતો.

સ૦—તમે રીપોરટ કરયો તે વખતે જુદ્દીનોને પારસી ધરમમાં લેવાના સતાવર દાખલાઓ કાંઇ સાંભળયા હતા?

સાક્ષી—સતાવાર દાખલા હું જાણતો નથી, પણ તેવા ઘણા દાખલા બનેલા હતા એમ મેં સાંભળયા હતા.

સ૦—તે વાત તમે કમીટીમાં કહાડી હતી?

સાક્ષી—કમીટીમાં એટલી બધી બાબદ ચાલી હતી કે તે વાત મેં કમીટીમાં કહી હોય એમ મને યાદ નથી.

સ૦—આ દાખલાઓ તમે કોઇ ચોપડીઓમાં વાંચયા હતા?

સાક્ષી—નહી.

સ૦—તમે જુબાનીમાં જણાવયું છે કે પારસીઓ હીંદુસતાનમાં આવયા ત્યાર પછી જુદ્દીનોને પારસી ધરમમાં લેવામાં આવયા છે; એમ તમે શાને આધારે કહેવા માંગો છો?

સાક્ષી—ત્રણ પંડીતોને પારસી ધરમમાં લેવામાં આવયા હતા તે ઉપરથી તેનજ ઇરાન સવાલો ત્રણ મરતબે પુછાવવામાં આવયા હતા તેને લગતી જુદે જુદે વખતની ત્રણ રવાયતો ઉપરથી હું કહું છું. વળી બીજી જુની રવાયતોના ફકરા છે તેના આધાર ઉપરથી હું કહેવાને શકતીવાન થાઉં છું કે જુદ્દીનના પેટનાઓને જરથોસતી ધરમમાં લેવામાં આવયાં છે. ઇઠોતેર રવાયતના સવાલો સુરત અને ભરૂચના આગેવાન મોબેદો અને બેહેદીનોએ ઇરાન એક ભરૂચા પારસી સાથે મોકલયા હતા. તે ઇરાન ગયો હતો ઉપલા સવાલોના જવાબો તે પોતાની સાથે લાવયો હતો.

બાદ વધુ તપાસ મુલતવી રાખવામાં આવી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## મી૦ બહેરામગોર અંકલેસરયાની વધુ જુબાની.

---

## જુદ્દીનોને વટલાવવાની પારસીઓની પસંદગી.

---

## મેહોમેદન સરવેયરની જુબાની.

---

## આગળ પારસી હોવાનો કરેલો એકરાર.

(અખબારે સોદાગર, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતન

જી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાહદુર અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રૂગી, લીંચ અને ઓવનની ફરમાસથી મા૦ ઇનવેરારીટી, મી૦ રેહસ, મી૦ સ્ત્રેગમન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

## મી૦ બેરામગોર તેહમુરસ અંકલેસરીયાની વધુ ઉલટપાલટ તપાસ.

મી૦ બેરામગોર તેહમુરસ અંકલેસરીયાએ મી૦ સ્ત્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં જણાવ્યુ કે જો એક મરણ પામેલા છોકરાનો બાપ જુદ્દીન હોય તો ભણતરમાં છોકરાનુ નામ લેતાં તેના બાપનું નામ લેવામાં આવતુ નથી પણ તેના નામ સાથે વહમાન શબ્દ વાપરવામાં આવે છે, એવું મેં ગઇ કાલે મારી જુબાનીમાં જણાવ્યુ હતું પણ તેના ટેકામા હું કાંઇ સાહદતો ટાંકી બતાવી શકતો નથી.

મારા હાથમા મેલવામાં આવેલી રેવાયત સને ૧૮૬૦ ના સલ પછી લખવામાં આવી છે અને તેમાં વહમાન શબ્દને બદલે આદરવેહર શબ્દ વાપરવા જણાવવામા આવ્યુ છે. આખી રેવાયત ગુજરાતી ભાશામા લખવામાં આવી છે. આ રેવાયત સઘળા હાથની લખેલી છે. આ રેવાયતમા કોણે સવાલો પુછ્યા, કોણે પુછવા તથા તેનો કોણે જવાબ આપવો તે માલમ પડતું નથી. મા અશવા બાપ જુદ્દીન હોય તો તે વેળા છોકરાનો કેવી રીતે નીકાલ કરવો તેને લગતો સવાલ કોણે પુછયો હતો, કોણે પુછવો હતો તથા તેનો કોણે જવાબ દાધો હતો તે કાંઇ આ રેવાયત ઉપરથી માલમ પડતુ નથી. મેં ગઇ કાલે જણાવ્યુ હતુ કે ભણતરમાં જુદ્દીન નામને બદલે વહમન શબ્દ વાપરવામાં આવે છે પણ તેના હું કાંઇ દાખલાઓ આપી શકતો નથી પણ હું જણાવુછું કે આવા રીતે નામ દેવાનો રેવાજ છે.

## મુંબઇમાં પહેલવહેલું આતશબેહેરામ,

મુંબઇમાં ૧૬૦૧ માં કોઇ પારસીઓ હતા નહો. પારસીઓ મુંબઇમાં ૧૬૪૦માં આવ્યા હતા. પહેલવહેલું આતશબહેરામ મુંબઇમાં આશરે ૧૬૭૦ માં બાંધવામાં આવયું હતું નહી પણ ૧૭૦૦ ના સાલમાં બાંધવામાં આવ્યું હતું.

મેં ગઇ કાલે દારબ પુંજીઆની રેવાયતનો દાખલો આપયો હતો. આ રેવાયત છાપેલી ચોપડા છે અને તેમાં જુદી જુદી રેવાયતોમાં આવેલી બાબતોનો સંગ્રહ કરવામાં આવયો છે. એ સંગ્રહ કાંઇ સંપુરણ નથી. એ રેવાયતના સંબંધમાં જરથોશતી ધરમમાં વટલેલા જુદ્દીનોના સંબધમાં સુરત તથા ભરૂચનાજ નહી પણ આખા હીંદુસતાનના બીજા ભાગોમાંથી પણ ઇરાન ખાતે પુછાવવામાં આવેલા સવાલોના જવાબો આપવામાં આવયા છે. ૧૪૭૮ થી ૧૭૮૩ સુધામા જુદી જુદી રેવાયતો પ્રગટ થઇ હતી. ખંબાત, અંકલેશવર, સુરત, ભરૂચ તથા હીંદના તે વખતે જણાયલા બીજાં મુખય મથકો ખાતેથી ઇરાનમાં થી પુછાવી મંગાવવામાં આવેલા સવાલોના લખેલા જવાબ આપવામાં આવયા છે. મેં ગઇ કાલે જણાવ્યું હતું કે જુદ્દીનોને જરથોશતી ધરમમાં લેવામાં આવતા હતા તેને લગતા સવાલો ખંબાત, સુરત વગેરે મથકો ખાતેથી પુછાવવામાં આવયા હતા. તેના ઇરાનથી મલેલા જવાબોવાળા ચોપડા સને ૧૮૭૬

માં નવસારી ખાતે પ્રગટ કરવામાં આવી હતી. રેવાયતે ના તરજુમાઓની કોઇ પણ ચોપડી હજી પ્રગટ કરવામાં આવી નથી.

## જુદદીનોને વટલાવવાની પારસીઓની પસંદગી.

મી૦ અંકલેશરીયાએ અત્રે રેવાયતમાંથી એક ફકરો ટાંકી બતાવતાં જણાવયું કે તે ઉપરથી માલમ પડે છે કે તે વેલાના પારસીઓ પરકોમવાલાઓને ધરમમાં વટલાવવાના કામ તરફ પસંદગી બતાવતા હતા અને એ ઉપરાંત એ રેવાજને ટેકો આપનારા બીજી બીજી રેવાયતોમાંથી કેટલાક દાખલાઓ મી૦ અંકલેશરયાએ ટાંકી બતાવયા હતા. તેવણે જણાવયું કે મેં જણાવયું છે કે જુદદીનોને જરથોસતી ધરમમાં લેવાનું ફરમાન કરવામાં આવયું છે તથા આવી રતે જુદદીનોને જરથોસતી ધરમમાં વટલાવવાનો રેવાજ હીંદુસતાનમાં જયારથી જરથોસતીઓ આવયા તયારથી ચાલુ છે. મારા એ બોલવાના ટેકામાં હું સાબેતીએ ટાંકી શકીશ. એ સાબેતીઓ નીચે મુજબ છેઃ—

ગઇ કાલે ૪. ૧, ૪. ૨ તથા ૪. ૩ તરીકે જે એકઝીબીટો હું જણાવી ગયો હતો તે,

તથા બીજી સાબેતી એક્ષપરટ કમીટીના રીપોરટમાં ૩૩ માં પાનામાં ૩૦ તથા ૩૧ મા ફકરામાં હું રજુ કરૂં છું.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે આ ફકરામાં એવું કાંઇ નથી કે જેથી આપણે કહી શકીએ કે જુદદીનોને વટલાવવામાં આવયા હતા. ઉપલાં સીવાય મારી પાસે બીજી કાંઇપણ સતાઓ નથી.

મી૦ લાઉનડસે જણાવયું કે કોરટને ગમે તો આવા સવાલો પુછતાં અટકાવે હું તદન કોરટના હાથમાં છું.

બાદ આ સવાલો ઉપર સાક્ષીની ફરી ઉલટપાલટ તપાસ ચલાવવા દેવાને મી૦ લાઉનડસે વાંધો નહીં ઉઠાવવાથી આવા સવાલો પુછવા દેવામાં આવયા હતા.

## સાક્ષીની ફરી તપાસ.

સાક્ષીએ મી૦ લાઉનડસની ફરી તપાસમાં જણાવયું કે ગઇ કાલે ધુપરંગના નામીનો દાખલો આપયો હતો અને આપણા આ સવાલના સંબંધમાં એક સતા તરીકે લેખી શકાય.

મી૦ લાઉનડસ—શું આ બાબદ સાથ સંબંધ ધરાવતી બીજી કોઇ ઇંગ્રેજી ચોપડીઓ છે કે?

સાક્ષી—ડાકટર ડરમંડે પ્રગટ કરેલી એક ચોપડી છે, અને એ ચોપડીમાં પારસી બોલનો ખોલાસો કરવામાં આવયો છે. તેમાં જણાવવામાં આવયું છે કે પારસીઓ જુદદીનોને પોતાના ધરમમાં વટલાવે છે. આ જુદદીનો બેહદીન વરગમાં ગણાય છે. આ ચોપડી ૧૮૦૮ માં પ્રગટ કરવામાં આવી છે.

## સાક્ષીનો ગુંચવાડો.

સાક્ષીએ આગલ ચાલતાં જણાવયું કે હું તો પહેલાં ધારતો હતો કે મને અવલતા પહેલવી તથા ફારસી ભાશામાં પ્રગટ કરવામાં આવેલાં પુસતકોને આધારેજ સતા જણાવવાના હતા. જેથી ઉલટપાલટ તપાસમાં મેં બાજી સાહેદ તો ટાંકી બતાવા હતી નહી.

મી૦ લાઉનડસ—તમે કેમબેલ ગેઝેટયર જોયું છે.

સાક્ષી—હા.

મી૦ લાઉનડસ—તેમાં પણ જુદદીનોના સંબંધમાં લખાણ આવેલું છે કે?

સાક્ષી—હા.

સાક્ષીએ આગલ ચાલતાં જણાવયુ કે કેમપબેલવાલાં બોંબે ગેઝેટયરમાં ખાનબહાદુર બહમનજી બેરામજી પટેલ, તથા ખરશેદજી નશરવાનજી ચીનાઇના હાથે પારસીઓને લગતો એક ભાગ લખાયલો છે, જેમાં જુદદીનોને પારસી ધરમમાં વટલાવવાને લગતી બાબદ જણાવવામાં આવી છે. ખાનબહાદુર બહમનજી બેરામજી પટેલ પારસી પ્રકાસનાં અધાપતા છે. ગેઝેટયરમાંનો આ ભાગ એક જુદાં ચોપાનવાના આકરમાં છપાયલો છે. તેમાં જણાવવામા આવયું છે કે પારસીઓની સંખયા વધવાનો સબબ

હીદુઓને પારસી ધરમમાં વટલાવવાનો હતો. હું આ ચોપડીમાં બીજા કોઇ ફકરાઓ હાલમાં સાહદતો તરીકે ટાંકી બતાવી શકતો નથી. એક બીજી સાહદત એલફીનસ્ટનની હીંદુસતાનની તવારીખમાં આપવામાં આવી છે.

**ધારાના હીમાયતીઓ વચે તકરાર.**

મી૦ સ્ટ્રેંગમેને અત્રે વાંધો લેતાં જણાવ્યું કે મારી સામે મારા વીદ્વાન મીત્રે વખત લંબાવવાનો આરોપ મેલયો છે, પણ આવા સાક્ષોની તદન નવેસરથી તપાસ કરવામાં આવતી હોય એમ માલમ પડે છે.

મી૦ જસટીસ દાવર–હું પણ તેવાં મત સાથ મળતો થાવું છું. આવા સવાલ મુખય તપાસ દરમયાન પુછાવા જોઇતા હતા.

સાક્ષીએ આગળ ચાલતાં એલીયટની હીંદુસતાનની તવારીખવાળી ચોપડીમાંથી એક ફકરો ટાંકી બતાવયો હતો જે ઉપરથી જણાય છે કે હીંદુસતાનમાં વસતા પારસીઓ જુદદીનો વાશે તેઓની રાહરસમો ઉડાવી તેઓને પારસી ધરમમાં લે છે. તેમા વધુ જણાવવામાં આવયું હતું કે શહેનશાહ અકબરના વખતમા કેટલાક ભણેલા પારસીઓ મોગલ રાજધાનીમાં ગયા હતા તથા શહેનશાહ અકબરને પારસી ધરમમાં વટલાવયો હતો, જે ઉપરથી અકબરે અબુલ ફાઝલને પારસીઓની રાહરસમ મુજબ એક ખાસ આતશ સળગાવવાનો તથા તે હમેશાં બળતો ચાલુ રાખવાનો હોકમ કરયો હતો. એ ચોપડીમાં આપવામાં આવલી એક ટુંક નોંધ ઉપરથી જણાય છે કે શહેનશાહ અકબરે પણ પોતાના ખાનગી મકાનમાં આવીજ રીતે આતશ રાખયો હતો. હીંદુસતાનમાં પહેલવહેલું દોખમું ભરૂચમાં આશરે ઇસવી સન ૧૦૦૦ માં બાંધવામાં આવયું હતું એમ હું ધારૂં છું.

**ઇતીહાસના અભયાસી નહીં હોવાનો એકરાર.**

સાક્ષીએ મી૦ સ્ટ્રેંગમેનની ફરી ઉલટ પાલટ તપાસમાં જણાવયું કે મેં જે જે સાહદતો ટાંકી બતાવી છે તે સીવાય બીજી કોઇ પણ બાબામાની સાહદતો મારી પાસે મોજુદ નથી, હું કાંઇ ઇતીહાસનો અભયાસી નથી. મેં અત્રે ટાંકેલી સાહદતો મી૦ એલીએયટની હીંદુસતાનની તવારીખની સાહદત એક્ષપરટ કમીટી આગલ ટાંકી બતાવી હતી. મને ફકત એટલું યાદ છે, બીજી કાંઇ સાહદતો ટાંકી બતાવી હતી કે નહી તે હું યાદ કરી શકતો નથી. હું એક્ષપરટ કમીટીમાં દાખલ થાયે તે અગાઉ ગેઝેટયરમાંના પારસીઓને લગતી બાબદ મેં વાંચી હતી નહી. ડરમંદ એક ડાકટર હતો એટલુંજ હું જાણું છું. તેને લગતી બીજી કંઇ પણ વીગતો હું જાણતો નથી. તે કોણ હતો અને શું કરતો હતો તે પણ હું જાણતો નથી. તેની ચોપડી એક સતા સમાન લેખાય કે નહીં તે હું કહી શકતો નથી.

સાક્ષીએ પોતાને ફરી પુછવામાં આવેલા સવાલનો જવાબ આપતાં જણાવયું હતું કે હું આ ચોપડીને સતા સમાન લેખું છું કારણકે તેમાનાં લખાણ રેવાયતને મલતું આવે છે.

અનુભવીઓની કમીટીનાં આખા રીપોરટ સાથે હું મળતો થાઉં છું એમ મેં ગઇ કાલે કહયું હતું પણ હવે મારૂ મત ફેરવું છું અને કહું છું કે હું તે વખત સવાલ બરાબર સમજયો હતો નહીં અનુભવીઓની કમીટીના રીપોરટમા અકબર શહેનશાહને વટલાવવાની કાંઇ વાત આવી નથી. નીબરગનું લખાણ સતા સમાન છે કારણ કે તે હીંદુસતાનમા આવયો હતો અને તેને લાગયું તે લખયું હતું.

અત્રે મી૦ સ્ટ્રેંગમેને રમુજમાં જણાવયું કે, એમ તો મી૦ કેર હારડી પણ મુંબઇમાં આવયા હતા અને તેથી તેવણ આવી બાબદોમાં તમારા મુજબ સતાસમાન લેખાવા જોઇયે. (અત્રે કોરટમાં ઘણી હસાહસ થઇ રહી હતી.)

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે અનુભવીઓની કમીટીના રીપોરટમાં એવું જણાવવામાં આવયું છે કે જુદદીનોને જરથોસતી ધરમમાં લેવાનો આગળ રેવાજ નહી હતા અને તેવો અ

ભીપ્રાય તે વખતે મેં આપયો હતો. પણ ઉપલી સાહેદનો વાંચવા પછી મેં મારો તેવો અભીપ્રાય ફેરવ્યો છે.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

## બપોરપછી ચાલેલી તપાસ.

મી० બેહેરામગોરે મી० સ્ટેગમેનની ઉલટપાલટ તપાસમાં આગળ ચલતાં જણાવ્યું કે, ગેઝેટીયરનો વરતારાના સંબંધનો ભાગ મી० બમનજી પટેલ અને મી० સીરવાઇને હાથે લેવાયલો છે. બમનજી પટેલ હયાત છે અને તેવણુને બોલાવવામાં આવનાર છે.

## ફેરી તપાસ.

મી० લાઉનડસની ફરી તપાસમાં શાક્ષીએ જણાવ્યું કે રેવાયત કાંઇ મુંબઇના લોકોનેજ લાગુ પડે છે એવું તેમાં કાંઇજ નથી.

ગેઝેટીયરમાં જણાવવામાં આવયું છે કે સુરતમાં મોટી આગ લાગવા પછી પારસીઓનું મોટું મથક મુંબઇ થયું હતું તે સાથ તમે મળતા થાવો છો?

મી० સ્ટેંગમેને તે સાંમે વાંધો લીધો હતો.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે, મારી ઉમર ૩૪ વરસની છે. મારા અભયાસ ઉપરથી હું કહું છું કે ઇરાનથી જરથોસતીઓ ટુકજવાર નાશી આવયા હતા. ૧૭૭૩ ની છેલી રવાયત અનુભવીઓની કમાટીના રીપોરટમાંથી પણ તે રેવાયત પણ કમાટી સનમુખ રજુ થઇ હતી અને તે રેવાયત ખરી નથી એવો કોઇએ સવાલ ઉભો કરયો નથી કોઇએ તે વખતે એવો સવાલ ઉભો કરયો ન હતો કે તે રેવાયતમાં પુછેલા સવાલો ખરા નહોતા.

અનુભવીની કમાટીનો રીપોરટ કોણે બહાર કહાડયો હતો?

સાક્ષી—મી० જીવણજી મોદીએ.

તેવણ કમાટીમાં શું હતા?

સાક્ષી—તેવણ કમાટીના તેમજ સબ કમીટીના સેક્રેટરી હતા કમાટીના ૧૭૫ સભાસદો હતા તેમાંથી જીવણજી મોદી સેક્રેટરી હતા.

રેવાયતનો ગુજરાતીમાં એક ફકરો છે તેનો અરથ બરાબર સમજવામાં આવેલો લાગતો નથી તેમાં જણાવયું છે કે ગુલામોના હાથના કરેલા કરતો ઇજાય છે અને તેવાઓના હાથનું રાંધેલું હોંદુ સતાનના સરખા જરથોસતીઓ ખાય છે અને પાપ છે. ઉપલા ફકરાનો એવો અરથ કાંઇ થતો નથી કે ગુલામોએ કરેલા દરૂન બરસનુમવાળા મોબેદો ચાસની કરવામાં લેય છે. તેનો અરથ એટલોજ થાય છે કે તેવા દરૂનો પણ ઇજાય છે. વળી ૪૫ મો સવાલ જે પુછવામાં આવયો છે તે ઉપરથી પણ ખુલ્લું થાય છે કે જુદદીનને હાથના કરેલા દરૂન બરસનુમવાળો મોબેદ ચાસની કરે નહીં અને જો કરે તો તેનું નહાન ભાગે અને તેને ફરી બરસનુમ લેવું જોઇએ. ૧૮૯૬ માં નવસારીવાળા દસતુર રૂસતમજી સોરાબજી મેહરજીરાણાની ચાપડીનાં એક ફકરો છે જેમાં જણાવવામાં આવયું છે કે કોઇ જુદદીન જરથોસતી ધરમમાં આવવા માગે અને તે જરથોસતી ધરમના મજહબ મુજબ ચાલે એવું લાગે તો તેવાને જરથોસતી ધરમના લેવાની રવા છે. માણેકજી રૂસતમજી ઉનવાળાની રવાયત સંબંધમાં હું બોલી ગયો છું. તેવણ હાલ કોરટમાં આવેલા છે. તેવને કમાટીમાં જે રવાયત રજુ કરી હતી તે ઉપર ઘણી તપાસ ચલાવવામાં આવી હતી. તેવણુના ચોપડા ઉપરના કાગળો કમાટીએ બરાબર તપાસી જોયાં હતાં અને કમીટીએ તે ઉપર એક લંબાણ માનાટ કરો હતો.

સ—તે રવાયત ખરી છે કે નહીં તે તમે કહેશો?

જ—હું કહી શકતો નથી કારણકે તેમાં સવાલ કરનાર કોણ છે અને જવાબ આપનાર કોણ છે તેના નામો નથી. તે એક હાથથી બીજે હાથ ગયેલી દેખાય છે અને મી० ઉનવાળાના હાથમાં તે કેવી રીતે આવી તે પણ જણાતું નથી.

સ—દર[illegible]ની ચોપડીમાં પારસીઓ વીશે જે લખયું છે તે સઘળું તમે વાંચયું છે?

જ—હા.

સ—અને વટલાવવા સંબંધના સીત્રાય તેમાં જે લખ્યું છે તે બરાબર છે કે નહીં ?

જ—હા.

સ—અને તે ઉપરથી શું તમે કહી નથી શકતા કે વટલાવવા સંબધમાં પણ જે લખાણમાં આવયું છે તે પણ ખરૂં હોવું જોઇએ.

જ—હા.

## શેક અબદુલ્લ રહેમાનની જુબાની.

શેક અબદુલ રહેમાને મી૦ લાઉનડસની તપાસમાં જણાવ્યું કે હું પારસી નથી પણ મુસલમાન છું અને યુનીવરસીટીનો એલ સી. પ્ર. છું. જી. આઇ. પી. રેલ્વેમાં દશ વરષ થયાં હું સરવેયર છું.

તમો હમેશાં મહામેદન છો ?

જ૦—હું પારસી જનમયો હતો.

સ૦—તમારૂં નામ તે વખતે શું હતું ?

જ૦—અરદેસર નસરવાનજી થાણેવાળા.

સ૦—તમે પારસી કયારથી થતા બંધ થયા ?

જ૦—આજ બાવીસ વરસ વયાં. તે વખતે હું ૨૬ વરસનો હતો.

સ૦—વસતીની ગણત્રીની તમને યાદ છે ?

જ૦—બે વખતની મને યાદ છે અને તે બને વખત હું મુસલમાન હતો.

સ૦—અને તે દર વખતે વસતીની ગણત્રીમાં તમે શું લખાવયું છે ?

જ૦—મહામેદન.

સ૦—તમે કોઇ પણ સંજોગ વચ્ચે પારસી લેખાવા માંગો છો ?

જ૦—નહીં.

સ૦—શા માટે નહીં ?

જ૦—કારણકે તે ધરમ મેં તજી મેલ્યો છે.

સ૦—તમે જમીનને લગતા આ કોરટમાં આવેલા એક મુકદમામાં થોડા વખત ઉપર સાક્ષી હતા ?

જ૦—હા.

સ૦—અને મેં તમને તપાસયા હતા.

જ૦—હા.

મી૦ સ્ટ્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું સુની છું.

સ—સેનસસના રીપોરટમાં ધરમને લગતી એક કોલમ છે ?

જ૦—હા.

## આર. એસ. રૂસતમજીની જુબાની.

આર. એસ. રૂસતમજીએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે મારી ઉમર ૩૭ વરસની છે. હું પારસી છું. હું હમેશ પારસી નહોતો. સોળ વરસની વયે મેં પારસી ધરમ તજયો હતો. તેની અગાઉ મારી નવજોત કરવામાં આવી હતી. સોળ વરસની વયે હું ખ્રીસતી થયો હતો અને છ સાત વરસ ઉપર હું પાછો પારસી થયો હતો.

સ—તમે પારસી કેમ થયા ?

જ૦—મારી નવજોતની ક્રીયા કરવામાં આવી હતી.

સ૦—જેમ આગલ નવજોતની ક્રીયા થઇ હતી તેમજ ?

જ૦—હા.

સ૦—તે નવજોત ક્રીયા કોણે કરી હતી ?

જ૦— દસતુર દારાબ સનજાનાએ કરી હતી.

સ૦—તે આગમજ તમે કાંઇ કરયું હતું ?

જ૦—ત્રણ ચાર વરસ સુધી મી૦ જીવણજી મોદીએ મને જંદ અવસ્તા શીખવતા હતા અને નવજોત આગમજ એક મહીનો મોબેદે મને ભણવાનું શીખવયું હતું.

સ—તમને ધરમમાં લેવા કોઇએ ભલામણ કરી હતી ?

જ૦—સર જમશેદજી જીજીભાઇ અને બીજાઓએ.

સ૦—નવજોત બીજીવાર કયાં કરવામાં આવી હતી ?

જ૦—બાતશ્રમેહેરામની સામેના ઘરમાં.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે ૧૮૯૧ અને ૧૯૦૧ માં સેનસસમાં મેં મારૂં નામ નોંધાવયું હતું તેમાં મે

મારો ધરમ ખ્રીસતી લખયો હતો. નયા તની કોલમમાં "ઇંડીયન ક્રીશચીયન" અથવા "નેટીવ ક્રીશ્ચીયન" મેં લખેલું હોવું જોઇએ પણ મેં "પારસી" તરીકે લખ્યું નથી એવી મારા ખાત્રી છે. ખ્રીસતી ધરમ પાળતો હતો તે વખતે પારસી તરીકે મે મને ઓળખાવયો હોય એવું મને યાદ નથી. બેપટીઝમ મેં લીધું અને હું ખ્રીસતી થયો હતો.

### ઉલટપાલટ તપાસ.

મી૦ બેગમેન—તમારી જાત (રેસ) શું છે ?

જ—મારી જાત શું છે તે હું જાણુતો નથી (હસાહસ). હું એક ઇંડીયન અને પારસી છું. હીંદુસતાનમાં બધા જ નમેલાઓને હીંદી જાત હું ગણું છું.

સાક્ષીએ આગળ ચાલત જણાવયું કે ઇરાનથી નવા આવતા ઇરાનીઓ પારસી કહેવાય.

મી૦ જસટીસ બીમન—તમને કોણે વટલાવયા હતા ?

જ૦—રેવરંડ જેમસ મેકડોનાલડે.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે પારસી ધરમમાં આવયા પછી એક પારસીબાઇ સાથ હું પરણયો છું.

મી૦ નશરવાનજી મેરવાનજીએ ૧૮૭૫ ના સાલનુ ટ્રસટ કોરટમાં અત્રે રજુ કરયુ હતુ.

સર જમશેદજી ઇનસટીટયુટના એક સેક્રેટરીએ ૯ મી જાનેવારી ૧૮૪૯ નુ ટ્રસટડીડ તયારબાદ રજુ કરયુ હતું.

કામા ચેરીટીના સેક્રેટરીએ તા૦ ૧૬ મી જુન ૧૮૬૯ નુ ટ્રસટડીડ અને બીજા જુદા જુદા ટ્રસટડીડો તયારબાદ રજુ કરયા હતા.

## મી૦ સોરાબજી બમનજી મુનસીની જુબાની.

મી૦ સોરાબજી બમનજી મુનસીએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયુ કે હું પ્રેસીડેનસી એસોસીએશનનો કલારક છું. પારસી લો એસોસીએશન ૧૮૫૫ થી ૧૮૬૫ સુધીના કાગલયાઓ મેં વાંચયાં છે. તે સભા કેમ ઉભી થઇ તેને લગતો હેવાલ પારસી પ્રકાશમાં છે. અત્રે સાક્ષીએ ઉપલી મંડળી કેવી રીતે સથપા તેને લગતી વીગત અને કાગલયાં રજુ કરયાં હતાં.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

## પારસી પંચાયત કેસ.

---

### ગઇ પરમ દીવસની તપાસ.

---

### જુદદીન છોકરીને વટલાવનાર પારસી ડાકટરની જુબાની.

---

### પારસી પંચાયતમાં સભાસદોને ચુંટી કાહડવાનો એકરાર.

---

### પારસી લો એસોસીએશનની હકીકત.

(અખબારે સોદાગર, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ પરમ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લાંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦

રેકસ, મી૦ સેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

શરૂઆતમાં મી૦ બાઉંડસે જણાવયું કે ડૉ૦ ધનજીશાહ બહારગામથી આવયા છે તેમની જબાની અત્રે હું રજુ કરવાની રજા માગું છું.

## ડૉ૦ ધનજીશાહની જબાની.

ડૉ૦ ધનજીશાહ મોટાભાઇ વકીલે મી૦ બાઉંડસની તપાસમાં જણાવયું કે મારી ઉમર ૫૨ વરસની છે.

સ૦—હમણાં શું નોકરીએ છો?

જ૦—ખંભાતમાં હોસપીટલમાં. ખંભાતમાં હું ૨૬ વરસ સુધી નોકરીએ હતો અને મને તયાં રૂ. ૧૪૦ નો પગાર મળતો હતો અને તે ઉપરાંત રહેવાનું મુફત તેમજ ગાડીભાડું મળતું હતું. જુનાગઢ ખાતે હું પાંચ વરસ સુધી નોકરીએ હતો તે વેળા હું હોસપીટલનો વડો નહી હતો, પણ ખાલી મદદનીશ તરીકે કામ કરતો હતો. આ મુકદમામાં જબાની આપી ગયલાં બાઇ સુનાબાઇને હું ઓળખું છું. તેણીને મારાં કુટુંબમાં ઉછેરવામાં આવી હતી. તે છોકરાના બાપ જુનાગઢ ખાતે એક દરદી તરીકે પોતાની છોકરીને લઇને આવયો હતો. તે બાપ એક જાતનો બાવો યાને ફકીર હતો. તે વેળા તે ઘણો બીમાર હતો અને ખાંસીથી પીડાતો હતો. તે વેળા તે છોકરીના ઉમર ૩ થી ૪ વરસની હતી. તે વેળા તે છોકરીનું નામ સુંદર કરીને હતું. તે વેળા તે ફકીરને હોસપીટલમાં દાખલ કરવામાં આવયો હતો. તે હોસપીટલમાંજ તે પછી મરણ પામયો. તેટલો વખત તે છોકરી તેની સાથેજ હોસપીટલમાં રહી હતી. જયારે તે બાવો હોસપીટલમાં આવયો તયારે તેણે કહયું કે મારગમાં મારી બહેરી કોલેરાથી મરી ગઇ છે અને તેટલા માટે હું મદદ મેળવવા આવયો છું. તે બયરી જુનાગઢ આવતાં મરણ પામી હતી.

## ખંભાતના લોકોને શું ખબર હતી?

મરણ વખતે તેનું કોઇબી સગુંવાહલું હયાત હતું નહી. તે બાવાનાં મરણ પછી મને સીપાઇએ આવીને કહયું કે બાવો મરણ પામયો છે અને તેની પાસનું બાળક નીરાધાર છે, માટે તેનું શું કરવું. મેં તે ઉપરથી એવો હુકમ તે સીપાઇને આપયો કે કોઇ હીંદુ જો એ બાળકનો કબજો લેતો હોય તો તેને તેમ કરવા દેવું. પણ તેમ કરવાને કોઇએબી ના પાડી. તે ઉપરથી તે બાળકપર મને દયા આવી અને મેં તેને મારા ઘરમાં રાખયું. એ પછી તેને મેં મારી બાજી છોકરાંઓની માફકજ ઉછેરયું. તે પછી મેં તેની નવજોત કરી હતી. મારી છોકરીઓની પણ તેજ દીવસે નવજોત થઇ હતી, પણ સુંદરની જુદા ઓરડામાં કરવામાં આવી હતી. હું કહ્યા છું. નવજોત થઇ તે વેળા હું ખંભાત ખાતેજ હતો. ખંભાત ખાતે કોઇબી કદમી દસતુર યા મોબેદ હતો નહીં અને તેથી મોબેદને સુરતથી બોલાવવામાં આવયો હતો. તેમનુ નામ મહેરવાનજી ફરદુનજી કરીને હતું અને તેણે ક્રીયા કરી હતી. એ નવજોતની ક્રીયા કરવા અગાઉજ મેં તે મોબેદને સુરત ખાતે લખયું હતું કે મારે એક જુદદીન છોકરીને સદરા પેહેરાવવો છે અને તે બાબત મેં પુરતી રીતે તેને માહીતગાર કરયો હતો. તે વેળા ખંભાતમાં પારસીઓની સારી વસતી હતી. તે વેળા નવજોતની ક્રીયામાં સઘળા પારસીઓને બોલાવવામાં આવયા હતા. તે વેળા ખંભાતનાં લોકોને ખચીતજ એવી ખબર હતી કે એ છોકરી જુદદીનજ છે અને તેના મા તેમજ બાપ હીંદુ હતાં. નવજોત સામે તે વેળા કોઇ એવો વાંધો ઉઠાવયો હતો નહી નવજોત પછી તે છોકરીને સુનાબાઇ કરીને બોલાવવામાં આવી હતી. તે અગાઉ તો અમે સુંદરજ બોલાવતા હતા. સુંદર હીંદુ નામછે. નવજોત અગાઉ તે છોકરાને જરથોસતી બંદગીનો કલમો શીખાડવામાં આવયા હતા, અને નવજોતની ક્રીયા વેળા તે છોકરી તે કલમો પઢી હતી. તે છોકરી મારી છોકરીઓની ઉમર બરાબર થઇ હતી.

નવજોત થયા પછી સુનાબાઇ દરેક રીતે ભણવાગણવા મંડી ગયાં તેમજ બી

જી ધારમીક ક્રીયામાં ભાગ લેતાં હતાં, અને તેઓ મારી બેટીઓની માફક જ બંદગી કરતાં હતાં. વળી ખંભાતમાં આદરયાન છે તયાં તે મારી સાથે આવતી હતી. તયાં મોબેદ એક શેહેનશાહી હતો. ખંભાતમાં તે વેળા બેજ મોબેદ હતા. તે વેળા તે મોબેદોએ કશોએ વાંધો લીધો હતો નહીં. તે પછી સુનાબાઇનાં લગન કરવામાં આવયાં હતાં. ફરદુનજી ટાટેલવાલાને હું ઓળખું છું. આ લગન કરવા સંબંધી તે માણસને લાગતું વળગતું છે તે છોકરી જયારે મોટી થઇ તયારે મેં તેને પરણાવવાનો વીચાર કરયો. સુરતમાં તે વેળા પરકોમવાળાં બે કુટુંબ હતાં, જેમને તયાં પારસી બાપ અને જુદદીન માને પેટના છોકરાં હતાં. મેં ફરદુનજીને કહયું કે સુનાબાઇને માટે વર શોધી કહાડો. ફરદુનજીએ મને કહયું કે મારો એક સગો અમદાવાદ ખાતે મી૦ કરાકાને તયાં નોકરીએ છે તેને હું મળીને કહીશ ને તેના સાથે ગોઠવી આપીશ. તે સગાનું નામ બેહેરામજી હતું. બેહેરામજીના બાપનું નામ મંચેરજી હતું. ફરદુનજીએ આખરે સુનાબાઇનાં લગન બેહેરામજી સાથે કરાવી આપયાં. તેઓ હાલ સાથે રહે છે અને તેમને છોકરાં પણ થયાં છે. લગન થયાં અગાઉ સુનાબાઇ જુદદીન હતી તે બીના મેં બેહેરામજીને કહી હતી. મેં આજે કોરટ સનમુખ જે કહયું છે તેજ બીના મેં બેહરામજીને કહી હતી. લગનના આશીરવાદ સારયા અગાઉ મોબેદો તે છોકરીની બુનયાદ વીશે માહીતગાર હતા. આશીરવાદ બે મોબેદોએ સારયા હતા જેમાંના એકનું નામ નવરોજી લાલીના હતું. નવરોજી લાલી ખંભાત ખાતે પછીથી આવયો હતો. લગનના આશીરવાદ સારયા પછી તે મોબેદ સુરત ખાતે ગયા હતા. એ છોકરી મારી પોતાની છોકરીજ છે એવી વાત તદન ખોટી છે.

સુનાબાઇનાં એક મરણ પામેલા છોકરાના લાસને ઠેકાણે પાડવા સંબંધી યાને દખમે ચહડાવવા સંબંધી વાંધો ઉઠયો હતો તે ખરી વાત છે. અમદાવાદના દસતુર નામે જમશેદજીએ મને કહયું કે સુનાબાઇના બાળકને દખમે ચહડાવવા બાબે મને વાંધો છે. બેહરામજીએ મને આ બાબે કાગળ લખયું તે ઉપરથી મેં દસતુરો તેમજ એરવદ જીવણજી મોદીપર કાગળો લખયાં.

અત્રે એરવદ જીવણજીને પુછતાં તેઓએ જણાવયું કે એવું કોઇબી કાગળ મને મળયું હોય તેના મને યાદ નથી. પણ તે વીશે હું દફતરોમાં તપાસીશ.

શાસ્ત્રીએ આગળ ચાલતાં જણાવયું કે મેં તે કાગળ "જીવણજી જમસેદજી મોદી, સેક્રેટરી, પારસી પંચાયત" એવે સરનામે લખયું હતું. તે કાગળ મધે મેં ખુલ્લું જણાવયું હતું કે તે બાળકના માબાપ જુદદીન હતાં. વળી મેં મી૦ શેહેરીયારજી ભરૂચા ઉપર પણ કાગળ લખયું હતું.

અત્રે મી૦ લાઉનડસે તે કાગળ કોરટ મધે રજુ કરયો હતો અને મી૦ શેહેરીયારજીના બેટા મી૦ શાપુરજીએ તે કાગળ પોતાના પીતાપર લખેલો ઓળખાવયો હતો. આ કાગળ કોરટ મધે વાંચવાની માગણી મી૦ લાઉનડસે કરી હતી અને કોરટે તે બાબેની રજા આપી હતી.

આ કાગળ અત્રે વાંચી સંભળાવવામાં આવયું હતું, જે મધે ડો૦ ધનજી શાહે એમ જણાવયું હતું કે મારા ઘરમાં એક જુદદીન માબાપને પેટની છોકરીને જરથોસતી રેવાજ મુજબ ઉછેરવામાં આવી છે તેની નવજોત કરવામાં આવી છે અને તે પછી તેને વળી જરથોસતી બનેલા જુદદીન પારસી સાથે પરણાવવામાં આવી છે. હવે એને પેટનાં છોકરાંને દખમે ચહડાવવાની તેમજ બીજી બાબદમાં દસતુરો તરફથી વાંધો ઉઠાવવામાં આવે છે તે બાબે તમો કાંઇબી ખુલાસો કરશો. એ જુદદીન છોકરીના માબાપ બીચારાં કોલેરામાં મરણ પામયાં અને તે વેળા તે એક નાનું બાળક હતી અને જયારે કોઇબી હાડુએ તેની સંભાળ લેવાનું યા તેને ઉછેરવાને ના પાડી તયારે મેં પોતે દયા લાવીને તેને ઉછેરી હતી અને તેમાં મેં ખોટું કશુંએ કરયું નથી. તેટલા

માટે એને લગતો ખુલાસો જો તમે ક રશો તો મોટો ઉપકાર થશે."

સક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે મેં તે કાગળમાં તેનાં માબાપ કોલે રાથી મરણ પામયાં હતાં એમ જણા વયું હતું, પણ તે એક ભુલ છે. તેની મા જ ફકત કોલેરાથી મરણ પામી હતી જયારે બાપ તો ખાંસીની બીમારીથી મ રણ પામયો હતો. મી૦ જીવણજી મોદી તરફથી મને તે કાગળનો જવાબ મળયો હતો, પણ તે મારી પાસે નથી. પણ તે કાગળ મધે એમ જણાવવામાં આવયું હતું કે સદરો પેહેરાવવાની રશીએ અડચણ નથી, અને તે બાબ દ એક સંસારી હોવાથી તેમાં વધારે ઉંડાણ જવાની જરૂર હતી નહી તેમજ તેમ કરવું સલાહકારક હતું નહી.

અત્રે મી૦ ધનજીશાહ ટીએ જણાવયું કે કોરટમાં રજુ થયલા કાગળનો અંગ્રે જીમાં તરજુમો કરવામાં આવે તયાંસુધી સક્ષીની વધુ તપાસ મુલતવી રાખવી. કેમકે તરજુમો થાય નહી તયાં સુધી સાક્ષીની જબાની પાછળ આપણે બરા બર ચાલી શકયે નહી.

અત્રે સક્ષીને જવા દેવામાં આવયા હતા પણ તેમને પાછા ૩-૩૦ કલાકે હાજર થવાનો કોરટે હુકમ કરયો હતો.

## મી૦ મુનશીની વધુ જબાની.

ગયા શુક્રવારની અધુરી રહલી સક્ષીમાં મી૦ સોરાબજી બહમનજી મુનશીએ મી૦ લાઉંડસની વધુ તપાસમાં કેટલાંક ઓપ રયાંઓ અને પારસી લો એસોસીએશન ને લગતી કેટલીક હકીકત રજુ કરી હતી અને મઝદયસન તેમજ જરથોસતી એ બોલોનો અરથ તે મધેથી સમજાવ યો હતો.

સાક્ષીએ વધુ એમ જણાવયું કે પાર સીની વયાખયાનાં સંબંધમાં સર જોસફ આરનલ્ડ આગળ ડેપયુટેશન ગયું હતું તે મને યાદછે. તે વયાખયા પારસી લો એસોસીએશનની ૧૯ મી કલમમાં સમા યલી હતી. ડેપયુટેશને તે વેળા વયાખ યામાં સુધારો કરવા માંગયો હતો. એ સુધારો એવો હતો કે જે કોઇભી "જ રથોસતી ધરમ" ધારણ કરે એવાજ શ બદો જરથોસતી મહજબ માટે પુરતા છે. જરથોસતી ધરમ માનનો કે નહીં તે શબદો કહાડી નાંખવાની ભલામણ થઇ હતી.

એ પછી સાક્ષીએ એમ જણાવયું કે પારસી પંચાયતમાં સભાસદોને ચુંટી કાહાડવામાં આવે છે.

અત્રે સાક્ષીએ તા૦ ૩૧ મી મારચ ૧૮૯૨ ના દીવસે કમીશન મનસુખ પા રસી પંચાયત બાબે મી૦ નવરોજી ફરદ નજીએ આપેલી જુબાનીને લગની કેટલી ક વીગતો રજુ કરી હતી, જેમાં પંચા યતને નવેસરથી રચી તેને એક પ્રજાપ્રી ય મંડળ બનાવવાની ભલામણ કરવામાં આવી હતી. અત્રે સાક્ષીએ મરહુ મ શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીએ હેનરી એનડરસનપર લખલો પત્ર રજુ કરયો હતો. એ કાગળ ૧૮૬૪ માં લ ખાયો હતો અને તે મધે પંચાયતના બંધારણ બાબે કેટલીક ભલામણો કરવા માં આવી હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે કોરટ મધે મેં જે ઓપરયાં રજુ ક રયાં છે તે મેં જવાબદારોની ઓફીસમાં જોયાં હતાં અને તે મને જોવા દેવામાં આવયાં હતાં. હું મી૦ દીનશાહ સોલી સીટરને મદદ કરૂં છું. વળી મેં અનજુ મનની સભા કેમ બોલાવવામાં આવે છે તેને લગતાં જાહેરનામાઓ પણ વાંચ યાં છે.

મી૦ જસટીસ દાવર—(મી૦ લાઉનડસ ને) તમે અનજુમનને કોમની ઉપમા આ પી શકો નહી, કેમકે ૧૦૦ માણસોની સભા મળી હોય તો તયાં પણ સરનથી ન જો ભાશણ કરે તો એમ બોલે કે "અનજુમનના સાહેબો." તેટલા માટે તેવી સભા જે ૧૦૦ ની બનેલી હોય તે કાંઇ આખી અનજુમન યા કોમ ક હેવાય નહી.

મી૦ લાઉંડસ—હું અનજુમનનેજ આ ખી કોમ ગણું છું, અને તે હું બીજી રાતે મેલી શકતો નથી.

અત્રે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## ડાક્ટર ધનજીશાહ વકીલની ઉલટ પાલટ તપાસ.

ડાક્ટર ધનજીશાહે મી૦ ઇનવેરારીટીની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે મેં એ રવદ શેહેરીયારજીને જે કાગળ લખ્યો હતો તેમાં તે છોકરી સાથ મારો શું સંબધ હતો તે મેં આડકતરી રીતે બતાવ્યો હતો. આવો જુનાગઢની અસપીટલમાં આવયો અને ત્યાં છોકરીને મુકી ગયો એવી કાંઇ નોંધ હોવી ન જોઇએ; કારણકે છોકરી કાંઇ દરદી તરીકે આવી નહોતી. બાવાનું નામ બળદેવ હતું એવી મને યાદ નથી. બાવો ૧૮૮૯ કે ૧૮૯૦ માં આવયો હશે. ખંભાત હું ૧૮૯૧ ના સાલમાં ગયો હતો. મારા ઘરમાં છોકરી આવવા પછી મારાં બચ્ચાં તરીકે હું તેણીને પેહેરાવતો હતો અને મારાં બચ્ચાં તરીકે તેણીને ગણતો હતો. મેં છોકરીને ગુજરાતી શીખવ્યું હતું. જરથોસ્તી ધરમનું પણ મે તેણીને શીખવયું હતું. તેણી હીંદુ હતી અને મેં તેણીને પારસી બનાવી હતી. મારાં છોકરાં અને તે છોકરીના ચેહેરામાં ઘણો તફાવત હતો તેથી લોકો તેણી વાત અમને પુછતાં હતાં અને અમે તેઓને તેણીના કુળને વાસ્તે કઇ છુપું રાખયું નહોતું. મી૦ જીવણજી મોદી ઉપર મેં કાગળ લખયો હતો તેમાં છોકરી સાથનો મારો શું સંબંધ હતો તે મેં દરશાવયો નહોતો.

અત્રે મી૦ જીવણજી મોદીએ ઉપલા પત્રનો જવાબ લખયો હતો તેના પ્રેસ કાપી રજુ કરવામાં આવી હતી.

મી૦ લાઉનડસે જણાવયું કે જયાં સુધી મી૦ જીવણજી મોદીને બોલાવવામાં ન આવે તયાં સુધી તે ચુકાદામાં દાખલ કરી શકાય નહીં.

અત્રે આ દસતાવેજની નોંધ લેવામાં આવી હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે જુદદીનોના સદરો કસતી પેહેરાવવા રવા છે એમ મી૦ જીવણજીએ મને લખયું હતું એવી મને યાદ છે. મી૦ જીવણજીનો હાલ જે જવાબ રજુ કરવામાં આવયો છે તેમાં અને મારી યાદદાસતમાં ફરક છે. સુદરો પેહેરાવગા એ ખોટું કામ મે કર્યું હતું એમ મી૦ જીવણજીએ મને જવાબમાં લખયું એવી મને યાદ નથી. હું રૂસતમજી પેસતનજી વકીલનો સગો છું. તેવણ એક મહામેદન ધણીયાણી પરણયા હતા એવું મેં સાંભળયું નથી. મારી જાણ પ્રમાણે તે પારસી ઓરત સાથ પરણયા હતા. મારી જાણ પ્રમાણે રૂસતમજીના ધણીયાણી પારસણ હતાં.

મી૦ લાઉનડસની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે રૂસતમજીના ધણીયાણીને મેં જોયાં નથી. મારા બચપણમાં તે મરણ પામયા હતા. તેનાબાઇ અસલ હીંદુ હતી એમાં મને કાંઇ શક નથી.

મી૦ સોરાબજી મુનશીએ મી૦ ઇનવેરારીટીની ઉલટપાલટ તપાસમાં જણાવયું કે, જે દસતાવેજો મેં તપાસયા હતા તે વાદીના મુકદમાની નજરે તપાસયા હતા.

મી૦ લાઉનડસની ફરી તપાસમાં સાક્ષીએ જણાવયું કે, પારસી પ્રજા એવા શબદ જવળેજ જોવામાં આવે છે.

અત્રે વધુ ત્રસટડીડો મી૦ લાઉનડસે રજુ કરયાં હતાં.

## મી૦ રતનશાહ કોહીયારની જુબાની.

મી૦ રતનશાહ કોહીયારે મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે હું મેશરસ અરદેશર, હોરમસજી અને દીનશાહ સોલીસીટરોનો મેનેજીંગ કલારક છું. પારસી પ્રકાશનું પહેલું વાલમ રજુ કરૂં છું.

પારસી પ્રકાશ રજુ કરવા સંબંધમાં કેટલીક તકરાર પછી વધુ તપાસ મુલતવી રહી હતી.

# પારસી પંચાયત કેસ.

## "પારસી-પ્રકાશ" સતાવાર ચોપડી લેખી શકાય કે?

## ધારાના હીમાયતીઓ વચે તકરાર.

## ઓચરચાંઓ રજુ કરવાની દલીલ.

## અસલ દસતાવેજો નહી હોવાનો એકરાર.

## નકલો પુરાવા તરીકે રજુ કરવાની દલીલ.

## ઓ૦ મી૦ જસટીસ દાવરે તકરારનો આપેલો ચુકાદો.

(અખબારે સોદાગર, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રુસતમજી નાનાભાઇ એદરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને ઓ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ કૃગી, લીંચ અને ઓત્રનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ત્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### ધારાના હીમાયતીઓ વચચે તકરાર.

અઇ પરમ દીને "પારસી પ્રકાશ" પુસતક એક સતા સમાન લખી શકાય કે તેને લગતી ચાલેલી તકરારની નામદાર કોરટે લીધેલી નોંધ મી૦ જસટીસ દાવરે વાંચી સંભળાવી હતી. જે બાદ મી૦ લાઉનડસે જણાવયું કે હું મારા મીત્રને સને ૧૮૮૪ ના ત્રસટ ડીડમાં મુંબઇના બીજા દોખમાઓના સંબંધમાં જે જણાવવામાં આવયું છે તે રજુ કરવાને જણાવીશ મેં તે વીશે સામા પક્ષને આગમચથી ચેતવણી પણ આપી છે.

મી૦ સ્ત્રેંગમેને જણાવયું કે મી૦ મોદી ૧૫ વરસની વાત ઉપર સેક્રેટરીના ઓધા ઉપર આવયા હતા અને તે દસતાવેજો અમોને મલી શકતા નથી.

નામદાર જડજોએ અત્રે નોંધ લીધી હતી કે પ્રતીવાદીઓને મજકુર દસતાવેજો મલી શકતા નથી.

મી૦ લાઉનડસ—હું "પારસી પ્રકાશ" ના ૪૧માં પાનામાં જણાવેલો ફકરો રજુ કરું છું.

મી૦ સ્ત્રેંગમેને જણાવયું કે મી૦ લાઉનડસ મજકુર ફકરો શા આધારે જણાવવા માંગે છે તે હું જાણતો નથી.

### "પારસી પ્રકાશ"ની અગતયતા.

મી૦ લાઉનડસે જણાવયું કે "પારસી પ્રકાશ" એક સતાવર ચોપડી સમાન લખવામાં આવી છે માટે આ ચોપડીમાં થા દોખમાને લગતા કુળ હકીકત હું બતાવી આપવા માગું છું. દોખમું અસલ શું નમ ઉપરથી સથાપવામાં આવયું હતું તેને લગતી તવારીખ હું પુરવાર કરી આપવા માંગુ છું.

મી૰ સ્ટ્રેંગમેન–મારી જાણ મુજબ મી૰ લાઉનડસ એ ફકરા મારફતે કોઇ ત્રસટ પુરવાર કરવા માગતા નથી.

મી૰ લાઉનડસે જણાવયું કે હું પુરવાર કરી આપવા માગું છું કે એક ત્રસટ હસતી ધરાવતું હતું.

**મી૰ લાઉનડસની વીગતો સાથ મતફેર.**

ઓ૰ મી૰ જસટીસ દાવરે જણાવયું કે મી૰ લાઉનડસે પોતાનો મુકદમો ખુલ્લો કરતી વેળાએ પોતાના ભાશણમાં ખુલ્લે ખુલ્લું જણાવયું હતું કે "પારસી પ્રકાશ"ના કરતા ખાન બહાદુર બમનજી બેરામજી પટેલને સામી પક્ષના એક અનુભવી સાક્ષી તરીકે જુબાની આપવા સારૂ બોલાવવામાં આવનાર છે. મારે જણાવવું જોઇએ કે તે વાતનો તમોએ તે વેળા કાંઇપણ ઇનકાર કરયો હતો નહી.

મી૰ સ્ટ્રેંગમેને અત્રે જણાવયું કે મી૰ લાઉનડસ પોતાને ગમે તે ધારવાને, માનવાને અથવા વીચારવાને પુખત રીતે મુખતયાર છે, પણ જયાં સુધી હું પોતે એક બાતનો ખુલ્લો સવીકાર કરૂં નહી તયાંસુધી તે એક ખરી બાત તરીકે માની લેવાને તેવણને કાંઇપણ કારણ નથી. હું જયારે મારો મુકદમો ખુલ્લો કરતાં નામદાર કોરટ સનમુખ મારૂં ભાશણ કરીશ તયારે તમો નામદારો જોઇ શકશો કે મી૰ લાઉનડસે જણાવેલી ઘણીક વીગતો સાથે હું બીલકુલ એકમત થતો નથી.

**પારસીઓને લાગુ પડતો અંગ્રેજી કાયદો.**

છેવટે મી૰ સ્ટ્રેંગમેને કેટલીક વધુ સાહદતો ટાંકી બતાવી જણાવયું હતું કે પારસીઓને અંગ્રેજી કાયદો લાગુ પડે છે, તેમાં કાંઇ પણ શક નથી. અંગ્રેજી કાયદો સને ૧૭૨૯ માં ફક્ત કલકતાનેજ નહીં પણ મુંબઇને પણ લાગુ પાડવામાં આવયો હતો.

**ત્રસટીઓની આ મુકદમામાં સથીતી.**

તે બાદ ઓઆરવાંઓ રજુ કરવાને લગતા કાયદાના સંબંધમાં મી૰ લાઉનડસે લીધેલી તકરારનો મી૰ સ્ટ્રેંગમેને લંબાણથી રદયો આપવાનું શરૂ કરયું હતું.

આ૰ મી૰ જસટીસ દાવરે મી૰ સ્ટ્રેંગમેનને જણાવયું કે તમો એ બાબત ઉપર બોલો તે અગાઉ હાલના મુકદમામાં તમારી સથીતી શું છે તેના સંબંધમાં તમો તરફથી કાંઇ ખોલાસો થયલો જોવાની અમો ઇચ્છા રાખયે છીએ. આટલી વાત તો તમો કબુલ રાખો છો કે સને ૧૮૮૪ ના સાલમાં ત્રસટ દીડ બનાવવામાં આવયું હતું. એટલે કે તમો જે મીલકતો ધરાવો છો તેને લગતાં ત્રસટદીડો હસતીમાં છે તથા તમો તે મીલકતોના ત્રસટીઓ છે.

મી૰ સ્ટ્રેંગમેને જણાવયું કે એ ત્રસટદીડ બનાવવામાં આવયું તે વેળા તેના ત્રસટીઓ હતા.

આ૰ મી૰ જસટીસ દાવર–અને તેઓ પછીના આવનારાઓ તરીકે તમો છો કે?

**મી૰ સ્ટ્રેંગમેને કરેલો ખોલાસો.**

મી૰ સ્ટ્રેંગમેન–તમો નામદારો જોશો કે સથીતી લગાર કફોડી છે. સને ૧૮૮૪ ના સાલમાં તે વેળાના ત્રસટીઓના હાથમાં કેટલીક મીલકતો હતી જેમાંની કેટલીક મીલકતોના ત્રસટો હતાં તથા કેટલીક મીલકતોના નહી હતાં. ઘણાખરાં અમો ધારયે છીએ કે મુંબઇમાં બાંધવામાં આવેલાં દોખમા વગેરે મીલકતના નહી હતાં. આવા સંજોગો વચ્ચે જુદી જુદી મીલકતોના સંબંધમાં નવાં ત્રસટો બનાવવાનું કામ ઘણું ખરચાલુ થઇ પડવાનો સંભવ હતો. આથી તે વેળાના ત્રસટીઓએ એક નવુંજ ત્રસટદીડ બનાવયું અને તે નવાં ત્રસટદીડની રૂએ સઘલી મીલકતો પોતાને કબજે લીધી. આ રીતે કાયદાની નજરે જોતાં હાલના ત્રસટીઓ કોઇ પણ ત્રસટને આધારે મીલકત ધરાવતા નથી. પણ તેઓને તેઓની આગળના ત્રસટીઓ તરફથી ત્રસટનો વારસો મલયો છે, જે ત્રસટમાં જણાવેલી સરતો મુજબ અદા કરવાની તેઓ પોતાની ફરજ સમજે છે. આ ત્રસટનો વહીવટ કરવામાં ત્રસટીઓને પો

તાને કાંઇ અંગત લાભ નથી. હાલના ત્રસટીઓ સઘળા સને ૧૮૮૪ ના સાલનું ત્રસટદીડ ધરાવનારા ત્રસટીઓની પછીના આવનારાઓ છે. અને ૧૮૮૪ નું ત્રસટડીડ પોતા માટે બનાવનારા ત્રસટીઓમાંના કોઇ પણ ત્રસટી હાલમાં હયાત નથી.

### ત્રસટીઓની ફરજ શું છે?

આથી હાલના ત્રસટીઓને પોતે જે મીલકત ધરાવે છે તેનું ત્રસટ છે કે નહી તેની સાથે કાંઇ કામ નથી. તેઓને તો ફક્ત પોતાની આગલા થઇ ગયેલા ત્રસટીઓ તરફથી ચોકસ વારસો મળયો છે જેમો પોતાથી બની શકતી સરસ રીતે તેનો વહીવટ કરવાના તેઓ પોતાની અંગત ફરજ સમજે છે.

### ત્રસટદીડમાં ભુલો પુરવાર કરવાની દલીલ.

આ૦ મી૦ જસટીસ દાવર—મી૦ લાઉનડસ જે તકરાર લે છે તે એજ છે કે તમારી આગલના ત્રસટીઓએ જે ત્રસટદીડ બનાવયુ છે તે તદ્દન ગેરકાયદેસરનુ છે તથા તે ત્રસટદીડમાં કરવામાં આવેલા ભુલો મી૦ લાઉનડસ ચોકસ દસતાવેજો તથા સાહદતો ટાંકી બતાવીને પુરવાર કરી આપવા માગે છે. તમો તેઓને આવી રીતે ભુલો પુરવાર કરવામાં કેવી રીતે અટકાવ નાખી શકશો?

મી૦ સ્ટ્રેંગમેન—સામાપક્ષ તરફથી જણાવવામાં આવે છે કે સને ૧૮૮૪ ના સાલનું ત્રસટદીડ બનાવવામાં આવયુ તે આગમચ ઘણાંક ત્રસટો હસતી ભોગવતાં હતાં. આથી અમો કહીયે છીયે કે તે તમો પુરવાર કરી આપો. તેઓએ આગળ ત્રસટો હસતી ભોગવતા હતા. તે પુરવાર કરવા માટે ચોકસ ઓચરયાંઓ રજુ કરયાં છે પણ અમો જણાવીયે છીયે કે તે ઓચરયાંઓથી આગલાં ત્રસટોની હસતી પુરવાર થતી નથી.

### વીગતો પણ રજુ કરવાની ફરજ.

આ૦ મી૦ જસટીસ દાવર—સને ૧૮૮૪ ના ત્રસટડીડની આગમજ ત્રસટો હતા એટલુંજ સામી પક્ષની પુરવાર કરવાની ફરજ તમો સમજોછો કે તેની વીગતો પણ તેઓએ પુરવાર કરવી જોઇયે એવુ તમો કહેવા માગોછો.

મી૦ સ્ટ્રેંગમેન—તેઓએ વીગતો પણ પુરવાર કરવી જોઇયે. હું તે વીશે ખાણા પછી બેોરે કોરટ પાછી બેસતાં લંબાણથી કાયદાની સાહદો ટાંકી બતાવવાની ઇચછા રાખુછુ. એમ જણાવવા માગુછું કે જયારે હું બધી વીગતો ફરીને શબદો વાપરછું તયારે દરેક અગતની વીગતો એવુ જણાવવાની મારી મતલબ છે.

તે બાદ મી૦ સ્ટ્રેંગમેને ફરજયાત ઓચરયાંઓ રજુ કરવાને લગતી મી૦ લાઉનડસની તકરાર તોડવાના સંબંધમાં વધુ સાહદતો રજુ કરવા માંડી હતી.

### અસલ દસતાવેજોની નકલો સવીકારવાને લગતો કાયદો.

અસલ દસતાવેજોની નકલો પણ પુરાવા તરીકે રજુ કરી શકાય એવી મી૦ લાઉનડસે કરેલી દલીલનો જવાબ આપતાં મી૦ સ્ટ્રેંગમેને જણાવયું કે મી૦ લાઉનડસની દલીલ મુજબ ઇંગલંડમાં અસલ દસતાવેજોની નકલો પુરાવાઓ તરકે સવીકારવામાં આવી છે. તેના સંબંધમાં મી૦ લાઉનડસે જે મુકદમાઓ ટાંકી બતાવયા હતા તે મકદમાઓ મધ્યેના ત્રસટો ફરજયાત ઓચરયાંઓ રજુ કરાવવા માટેનો કાયદો હસતીમાં આવયો તેની આગમચ સથાપન થયલાં હતાં. એ કાયદો પસાર કરવામાં આવયા પછી સથાપવામાં આવેલાં ત્રસટો પુરવાર કરવા માટે ઓચરયાંઓનાં નામો સવીકારવામાં આવયાં હોય એવો કોઇ પણ મુકદમો જોવામાં આવતો નથી.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

### બપોર પછીની તપાસ.

બપોરના ખાણા પછી મી૦ સ્ટ્રેંગમેને પોતાની દલીલ આગળ ચલાવી હતી અને કાયદાને લગતી સાહદતો ટાંકી બતાવી હતી.

મી૦ લાઉનડસે જવાબ વાળતાં જણાવયું કે "સટેચયુ ઓફ ફ્રોડ"ની ૭ મી કલમ લાગુ પાડવા માંગે છે પણ તે કેઇ રીતે અતયાર સુધી હીંદુસતાનમાં આ

શુ પાડવામાં આવી નથી. તે કલમ મા ત્ર કામકાજ લેવાની રૂઢી બતાવે છે અ ને જ્યારે પુરાવાનો કાયદો અસલ દસ તાવેજ ગુમ થયો હોય તો બીજી રીતે તે પુરવાર કરવાનું જણાવે છે તયારે અસલ ત્રસટો જે હાલ હસતી ધરાવતાં નથી તે બીજા પુરાવાથી સાબેત શા મા ટે નહી કરવામાં આવે તે જોઇ શકાતું નથી. ધારો કે સવાસે સદી ઉપર એક જાહેર ધરમાદા ચાલતું હતું અને અત તાર સુધી લોકો તે જાણતા હતાં. પા છળથી તે ધરમાદાને લગતું ત્રસટ આ ગમાં બળી ગયું તો શું તે ત્રસટ જે વીશે સવા બે સદી સુધી લોકો જાણતાં હતાં તે બીજી રીતે પુરવાર થ ઇ શકે નહીં અને ત્રસટ તદન રદ બા તેલ થઇ જાય એવું તો કદી બની શ કેજ નહી.

## સઘળા જરથોસતીઓ માટે કરવામાં આવેલાં ત્રસટો.

નામદાર મી૦ જસટીસ દાવરે મી૦ સ્ત્રેંગમેનને જણાવયું કે ધારો કે એક ત્રસટ વરસો સુધી શહેનશાહીઓને અને કદમીઓને બંનેને લાગુ પડતું હતું. વ ખતના વહેવાથી તે ત્રસટના ત્રસટીઓ એ ફકત શેહેનશાહીઓના લાભનુંજ છે એમ જાહેર કરી તે મુજબ તે ત્રસટનું કામ ચલાવવા માંડયું તો તે ત્રસટ કર નારના અસલ ઇરાદા મુજબનું નથી એમ શું સામી પક્ષ બતાવી શકે નહીં? અ થવા ધારો કે એક ત્રસટ આગળ દશ હજાર માણુસોને લાભ મળે તેમ કરવા માં આવયું હોય અને પાછળથી ફકત તેનો લાભ ૫૦૦૦ નેજ મળી શકે એમ પાછલા ત્રસટીઓ જાહેર કરે તો પા છલા ત્રસટીઓએ જાહેર કરે લું ત્રસટ અસલ ત્રસટ કરનાર ના ઇરાદાને મળતું નથી એમ શું સામી પક્ષ દેખાડી શકે નહી? મી૦ લા ઉનડસની દલીલ એવી છે કે અસલ ત્ર સટો જે કરવામાં આવયાં હતાં તે સઘ ળાં જરથોસતીઓ માટે કરવામાં આવ યાં હતાં અને ૧૮૮૮ ના ત્રસટ પ્રતીવા દીઓએ પારસી મા બાપના પેટના જ રથોસતીઓનાજ લાભના જાહેર કરયા છે, તો મી૦ લાઉનડસ પાછલું ત્રસટ અસ લ નેમથી ઉલટું ધરવામાં આવયું છે એવું સેકંડરી પુરાવાથી શું પુરવાર ક રો નહી શકે?

મી૦ સ્ત્રેંગમેન—નહી, સરેચયુ ઓફ કો ડ તેમ કરતાં આડે આવે છે.

## ઓ૦ મી૦ જસટીસ દાવરનો તકરારનો ચુકાદો.

કેટલીક વધુ તકરાર પછી નામદાર મી૦ જસટીસ દાવરે તકરારી સવાલનો ચુકાદો આપતાં જણાવયું કે આ સવા લો ઉપર લંબાણ ચુકાદો અમે અમારા ચુકાદામાં પાછળથી આમેજ કરશું પ ણ હાલ અમે ઠરાવીએ છીએ કે મી૦ લાઉનડસ જે દસતાવેજો રજુ કરવા માં ગે છે તે સેંકડરી પુરાવાથી તેવણ કાય દા પ્રમાણે રજુ કરી શકે.

## મી૦ ભાવનગરીની વધુ તપાસ.

મી૦ પેસતનજી ફરામજી ભાવનગરાએ મી૦ સ્ત્રેંગમેનના સવાલમાં જણાવયુ કે નામગરણની ચોપડી હતી. રૂસતમનું ના મ રૂસતમ બેહેદીન સોરાબજી લેવાતું હ તું. જીવીનું જીવી બેહેદીન સોરાબજી ના મ લેવાતું હતુ. ધનબાઇજી નામ ધનબા ઇ બેહેદીન રૂસતમજી અને રૂપાઇનું ના મ રૂપાઇ બેહેદીન રૂસતમજી લેવાતું હતું. બેહેદીન બે મરદ નામો વચે વાપરવામાં આવે તયારે પેહેલું નામ બીજાનો છોક રો અને મરદ અને ઓરતના નામો વ વચે વપરાય તયારે ઓરત તે મરદના ધ ણીયાણી ગણાય પણ તેઓ બેહદીનો હોવા જોઇએ. સોરાબ જીવીનો ધણી થ તો હતો. સોરાબ તાડીનું પાઠું બાડતો હતો તેને પારસી ધરમમાં લવા પછી જીવી સાથ પરણુયો હતો એમ મારા કા કાએ મને કહયું હતું. ડોસાભાઇ પેસત નજી જામાસપનાએ તેને વટલાવયો હતો.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

## ગઇ કાલે ચાલેલી વધુ તપાસ.

## મી૦ લાઉનડસે "પારસી પ્રકાશ"માંથી રજુ કરેલા ફકરાઓ.

## "પારસી પ્રકાશ"ની સત્તા સંબંધી ખોલાસો.

## જુદાં જુદાં દોખમાઓના સંબંધમાં વીવેચન.

( અખબારે સોદાગર, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૯૦૮. )

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા. મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર હોરમસજી દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફેરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસાટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

કોરટ બેસતાં મી૦ રતનશાહ આર. કોહીયારને સાક્ષીના પીંજરામાં બોલાવવામાં આવયા હતા.

મી૦ લાઉનડસે જણાવયું કે મી૦ બાવનગરીએ ગઇ કાલે જણાવયું હતું કે મારૂં કુટુંબ અથોરનાન છે. મારા કુટુંબની નામગરણની ચોપડીમાં મારા કોઇ કુટુંબીના નામ સાથે "બેહદીન" શબદ નહી પણ "અથોરનાન" શબદ વાપરવામાં આવે છે. તમો નામદારોએ આ બાબેની નોંધ લીધી છે કે નહી તે હું જાણવાની ઇચછા રાખું છું.

આ૦ મી૦ જસટીસ દાવરે જણાવયું કે તેવા પ્રકારની અમોએ નોંધ લીધી છે.

### મી૦ લાઉનડસે રજુ કરેલી એકઝીબીટો.

મી૦ લાઉનડસે "પારસી-પ્રકાશ" ના ૪૧ માં પાનાનો બીજું દોખમું બાંધવાના સંબંધમાં આવેલો ફકરો રજુ કરવા માંગયો હતો. મી૦ લાઉનડસ આ ફકરો શા સબબસર રજુ કરવા ઇચછે છે તે મી૦ સ્ટ્રેંગમેને જાણવા માંગતાં મી૦ લાઉનડસે જણાવયું કે એ દોખમું કયા સંજોગો વચે બાંધવામાં આવયું હતું તે પુરવાર કરવા માટે હું આ ફકરો રજુ કરૂં છું.

મી૦ સ્ટ્રેંગમેને આ ફકરો રજુ કરવાના સંબંધમાં વાંધો લીધો હતો.

કેટલીક વધુ તકરાર બાદ આ૦ મી૦ જસટીસ દાવરે આ ફકરો રજુ કરવા દીધો હતો.

મી૦ લાઉનડસે જણાવયું કે ૧૮૮૪ ના ત્રસટ દીડ બનાવવાના સંબંધમાં સોલીસીટરોને કરવામાં આવેલી સુચનાને લગતો ફકરો હું રજુ કરૂં છું. ત્રસટોની જુદી જુદી મીલકતો વીશે ૧૮૮૪ નું ત્રસટ તઇયાર કરવામાં આવયું તે આગમચ સામા પક્ષવાળાઓ શું જાણતા હતા તે એ ઉતારાઓ બતાવી આપે છે.

મી૦ રતનશાહે મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે "પારસી-પ્રકાશ" ના ૧૭ મા પાના ઉપરનો ફકરો હું રજુ કરૂં છું.

મી૦ લાઉનડસે જણાવયું કે એ ફકરામાં પડેલા દોખમા વીશે ઇશારો કર

વામાં આવચો છે. તેમાં એ દોખમું જરથોસતીઓ માટે બાંધવામાં આવેલું જણાવવામાં આવે છે જયારે ત્રસટ દીડમાં તેના સંબંધમાં "પારસી" શબ્દ વાપરવામાં આવ્યો છે.

મી૦ સ્ટ્રેંગમેને ઉપલો ફકરો રજુ કરવા દેવા સામે વાંધો લીધો હતો.

ઓ૦ મી૦ જસટીસ દાવરે જણાવયું કે "પારસી-પ્રકાશ" દોશાભાઇ ફરામજીની પારસી તવારીખવાલી ચોપડી કરતાં વધારે સારી સતાવાલી ચોપડી તરીકે લેખી શકાશે. શોધખોળને આધારે રચવામાં આવેલી એ એક સતાદાર ચોપડી છે.

નામદાર જડજોએ એ પછી મી૦ લાઉનડસને "પારસી-પ્રકાશ" માંનો મજકુર ફકરો રજુ કરવાની રજા આપી હતી.

### દોખમા ઉપરની તખતી.

મી૦ લાઉનડસે જણાવયું કે હવે હું ત્રીજું અથવા અનજુમનના દોખમાં ઉપર મારવામાં આવેલી તખતીનો "પારસી-પ્રકાશ" માં આવેલા ફકરાનો અંગ્રેજી તરજુમો રજુ કરીશ. આજ દોખમાને લગતો પારસી પ્રકાશમાં ૧ લા પુસતકમાં ૨૫૬ માં પાના ઉપર આવેલો ફકરો પણ રજુ કરવા માંગું છું, કે જે ફકરો આ બાબદ ઉપર ઘણું અજવાળું નાખશે. જેમાં જણાવવામાં આવયું છે કે આખી જરથોસતી કોમના પઇસામાંથી આ દોખમું બંધાવવામાં આવયું છે.

એ પછી મી૦ લાઉનડસે જણાવયુ કે ચોથા એટલે ફરામજી કાવસજી બનાજીના દોખમાના સંબંધમાં મી૦ ફરામજી કાવસજીએ તા૦ ૫ મી મે ૧૮૩૧ ને દીને લખેલા બે ગુજરાતી પત્રો જે પારસી પ્રકાશમાં ૧ લા પુસતકમાં ૧૦૦ મે સફે આપવામાં આવયા છે તેનો તરજુમો હું રજુ કરૂછુ. તેમાં બચુબાઇ પાસે દોખમા માટે જગયા માગવામાં આવી છે જેમ કરતાં જણાવવામાં આવયુ છે કે જરથોસતીઓ માટે આ જગયા જોઇયે છે. એ પત્રનો અંગ્રેજી તરજુમો અત્રે રજુ કરવામાં આવયો છે.

મી૦ લાઉનડસે અત્રે જણાવયુ કે ત્રસટીઓએ પુરા પાડેલા ચોપડાઓની તપાસ કરતાં અમને માલમ પડયું છે કે એ કાગલ ધરાવનારો ચોપડો અસલ નથી પણ અસલ ચોપડામાંથી તેની નકલ કરી છે. ચોપડાના પુઠાં ઉપર અસલ લખાણની નકલ એવી ચીઠા ચોંટાડવામાં આવી છે એ ચોપડામાં ૪ થા પાનામાં ૨ જી મારચ ૧૮૫૮ માં એદલજી મેહતાએ અસલ સાથે તપાસવા આપી છે. તા૦ ૧ લીથી ૧૧ મી એપરેલ સુધી તપાસ લેવામાં આવી હતી એવી તેમાં નોધ છે. દસતાવેજને મથાળે ગુજરાતીમાં નોધ કીધી છે કે આની અસલ નકલ વાહડયાજીના ચોપડામાં છે. તે વહાડયાજી મી૦ નવરોજજી જમશેદજી વહાડયા છે એમ જણાવવામાં આવે છે મી૦ નવરોજજી જમશેદજી વહાડયા પનચાયતના એક સભાસદ હતા.

ઓ૦ મી૦ જસટીસ દાવરે આ ચોપડાની તપાસ લઇને જણાવયુ કે ચોપડાના પુઠાંની ઉપરની ચીઠીમાં કાંઇ લખેલુ છે પણ તે ઉકલે તેમ નથી હમણા અક્ષરો વાંચી શકાતા નથી.

મી૦ લાઉનડસે જણાવયુ કે એ લેખની સરટીફાઇડ નકલનો તરજુમો ત્રાનસલેટરની ઓફીસમાં થાય છે.

### દોખમા માટે જગયા આપવાની નેમ.

મી૦ રતનશાહ આર. કોઠીયારે જણાવયું કે મને બતાવવામાં આવતા ચોપડામાં ૧૫૪ માં પાના ઉપર મથાળે ગુજરાતીમાં એક નોંધ છે તે તેની નીચે ઉતારવામાં આવેલી ઓગ્રરયાંની નકલને લગતી છે. આ પાનામાં ફરામજી કાવસજી બનાજીએ બચુબાઇ ઉપર લખેલાં પત્રની નકલ છે. ઉપલીજ ચોપડીના ૪ થા પાનામાં પેનસીલ વડે ગુજરાતીમાં એક નોંધ કરવામાં આવી છે જેમાં જણાવવામાં આવયું છે કે તા૦ ૨ જી મારચને દીને એદલજી મહેતાને અસલ સાથે તપાસવા માટે આપવામાં આવયું હતું. તથા એજ પાનામાં લખવામાં આવેલી તાજે કલમમાં જણાવવામાં આવયું છે કે તે તપાસવાનું તા૦ ૧ લી એપ્રીલે શરૂ કરવામાં આવયું તથા તા૦ ૨૧ મી મેએ પુરૂં કીધું.

મી૦ લાઉનડસે મજકુર વાહીના તરજુમો કોરટ સનમુખ એક્ઝીબીટ તરીકે રજુ કરયો હતો.

મી૦ લાઉનડસે એ પછી ખા૦ બા૦ બહમનજી બેરામજી પટેલની "પારસી ધરમ સથળો" નામની ચોપડી જે ૧૮૯૬ માં પ્રગટ કરવામાં આવી છે તેના ૬૦ અને ૬૧ માં પાનામાં ફરામજી કાવસજીના દોખમાના સંબંધમાં ફરામજીએ લખેલાં પત્રો વગેરેની નકલો રજુ કરી હતી.

તે પછી ત્રસટના ચોપડામાં આપવામાં આવલો ફરામજીના પત્રનો બચુબાઇએ વાલેલો જવાબનો ઉતારો રજુ કરવામાં આવયો હતો. તેમાં એવું જણાવવામાં આવયું હતું કે એ પત્રની અસલ વહાડીયાજીના ચોપડામાં છે. એ પત્ર પણ "પારસી ધરમ સથળો" નામની ચોપડીમાં પ્રગટ કરવામાં આવયો છે. ફરામજી બનાજીએ બચુબાઇને લખયું હતું કે દોખમા માટે જમીન જરથોસતીઓના ઉપયોગ માટે જોઇએ છે. તેના જવાબમાં બચુબાઇએ જણાવયું છે કે માઝદીયસનાન ધરમ પાળતા લોકોના ઉપયોગ માટે હું જમીન મુફત આપું છું.

મી૦ લાઉંડસે જણાવયું કે હવે હું મી૦ ફરામજી કાવસજીએ લખેલો પત્ર જે તા૦ ૬ ઠી મે ૧૮૩૧ ના દીવસે ઉઠમણાની ક્રીયાગાં વાંચવામાં આવયો હતો તેની નકલનો તરજુમો રજુ કરૂં છું. "ધરમ સથળ" નામની ચોપડીના ૬૦ માં પાના ઉપર એ કાગળ પ્રગટ થયલું છે.

મી૦ રતનશાહ કોહીયારે જણાવયું કે "ધરમ સથળ" નામની મને બતાવવામાં આવતી ચોપડીના ૬૦ માં પાનાપર ઉઠમણામાં વાંચવામાં આવેલો મજકુર કાગળ પ્રગટ થયલો હું જોઉં છું.

મી૦ લાઉંડસે જણાવયું કે એ કાગળ મારફતે શેઠ ફરામજી કાવસજી બનાજીએ પોતાની બેટી દીનબાઇના ઉઠમણા વેળા એવું જાહેર કીધું હતું કે મારી બેટી દીનબાઇનાં પુનયારથે હું માઝદીયસનાન ધરમના લોકોના ઉપયોગ માટે દોખમું બંધાવનાર છું જે તઇયાર થવા પછી અંજુમનને સપુરદ કરવામાં આવશે.

**અનજુમન પત્રનો ખોલાસો.**

મી૦ લાઉંડસે એ પછી તા૦ ૩ જી મે ૧૮૩૨ ના દીવસે શેઠ ફરામજી કાવસજી બનાજીએ વાંચેલાં અંજુમન પત્રની નકલ રજુ કીધી હતી. મી૦ રતનશાહ કોહીઆરે જણાવયું કે પ્રતીવાદીઓના રેકોરડોમાંના ૮ મા નંબરવાળા ચોપડાના પુઠાપરની લેબલમાં એવું લખેલું છે કે આ ચોપડી અસલ છે.

મી૦ લાઉંડસે જણાવયું કે શેઠ ફરામજી કાવસજીએ વાંચેલાં અંજુમન પત્રની અસલ નકલ એ ચોપડામાં નથી, પણ તે વેળાનાં ભાશણનો અસલ સાર એ ચોપડામાં છે.

મી૦ સ્ટેંગમેને જણાવયું કે એ ભાશણુપર મી૦ ફરામજી કાવસજી બનાજીની સહી નથી. વળી એ ચોપડામાં મી૦ ફરામજી કાવસજી બનાજીના હાથ દસકત કે ટહેક ઠેકાણે છે. તે અક્ષરોથી એ ભાશણના અક્ષરો જુદા પડે છે.

મી૦ રતનશાહે મી૦ લાઉનડસે પુછેલા સવાલનો જવાબ આપતાં જણાવયું કે એક અંજુમન પત્ર શું છે તે હું જાણું છું. અંજુમન પત્રો એટલે જે પત્રો અનજુમન ઉપર લખવામાં આવયાં હોય તે બનાજીના દોખમાં ઉપર તખતી મારેલી છે એવું હું ધારૂં છું. મેં તે તખતી જોઇ છે પણ તેમાં શું લખેલ છે તે મને હાલમાં યાદ નથી.

મી૦ લાઉનડસે આ તખતી ઉપરના લખાણની નકલ રજુ કરી હતી જેમાં જણાવવામાં આવયુ છે કે માજદયસનાન ધરમ પાળનારાઓની લાશો મુકવા માટે આ દોખમું બાંધવામાં આવયું છે. અને માજદયસનાન ધરમના ફરમાન મુજબ આ દોખમાનો પાયો નાંખવામાં આવયો છે.

મી૦ લાઉનડસે જણાવયું કે હોરમસજી બહમનજી નામના એક ત્રસટીએ ફરામજી કાવસજી બનાજી ઉપર લખેલા એક પત્રની નકલ હું રજુ કરૂં છું. આ ચોપડીના પુઠા ઉપર લખવામાં આવયુ છે કે "આ ચોપડો અસલ છે."

આ૦ મા૦ જસટીસ દાવર—આ દોખમું શહેનશાહી કે કદમી એકજ વરગે વાપરવું એવું કાંઇ જણાવવામાં આવયું છે કે ?

મી૦ લાઉનડસ—અનજુમન પત્રમાં જણાવવામાં આવ્યું હતું કે એ દોખમું વાલેશી પગબાળી લાશો માટે છે.

મી૦ લાઉનડસે એ પછી ફરામજી કાવસજી બનાજીના દોખમાને લગતાં કેટલાંક વધુ ઓચરયાંઓ રજુ કરયાં હતાં.

બાદ મી૦ બીસનીના દોખમાને લગતાં ઓચરયાંઓ મી૦ લાઉંડસે રજુ કરયાં હતાં.

મી૦ રતનશાહે મી૦ લાઉંડસની તપાસમાં જણાવ્યું કે ૧૫ નંબરવાળા ચોપડાના ૧૪ માં પાનાપર મી૦ કાવસજી એદલજી બીસનીએ તમામ જરથોસતી અંજુમનને લખેલું કાગળ હું જોઉં છું.

મી૦ લાઉંડસે એ કાગળ રજુ કીધું હતું.

મી૦ સ્કેંગમેનને તેના સંબંધમાં કાંઇ વાંધો છે કે નહીં એવું મી૦ લાઉંડસે પુછતાં આ૦ મી૦ જસટીસ દાવર બોલયા કે અમોએ એવું ઠરાવયું છે કે પ્રતાવાદીઓએ રજુ કીધેલા ચોપડાઓમાંના જે ચોપડાઓ અસલ હશે, અથવા જે ચોપડાઓના સંબંધમાં એવું માનવાનું કારણ હશે કે તેમાંના લખાણો અસલ દસતાવેજો સાથે બરાબર સરખાવીને સંભાળથી કરવામાં આવેલાં છે તે ચોપડાઓમાંની નકલોને કોરટ અસલ દસતાવેજોની ખરી નકલો તરીકે માની લેશે.

મી૦ સ્કેંગમેન—તયારે એ દસતાવેજના સંબંધમાં હું કાંઇ વાંધો લતો નથી.

મી૦ લાઉંડસની તપાસમાં એ પછી મી૦ કોહીઆરે મી૦ બીસનીના દોખમાને લગતા વધુ દસતાવેજો પ્રતીવાદીઓના ચોપડાઓમાંથી રજુ કીધા હતા.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

## ખાણાં પછીની તપાસ.

બપોરના ખાણા પછી બનાજી તરફથી નવરાજી જમશેદજી લહાડના ઉપર લખેલાં જુલાઇ ૧૮૪૪ ના એક કાગળનો તરજુમા મી૦ કોહીયારે રજુ કરયો હતો. તેમાં જણાવવામાં આવ્યું છે કે જેઓની લાસ ચીરવામાં આવી હોય તેમને માટે નવું દોખમું બંધાવવું અને તે સામે એક બીજા ટ્રસટીએ વાંધો લીધો હતો અને જણાવયું હતું કે નવું દોખમું બાંધવાની જરૂર નથી કારણકે તેવા લાસો અને પરગામથી દુરવંદને અડકેલાઓની લાસો માણેકજી શેઠના દોખમામાં નાંખવામાં આવે છે અને તેવી મતલબનો નસેસાલારનો હુકમ કરવો. બીસનીએ તયાર પછી દોખમું બંધાવી પંચાયતને સવાધીન કર્યું હતું. તેના ઉપર તખતી છે અને તે પારસી પ્રકાશમાં લખવામાં આવી છે. તે તખતીમાં જણાવવામાં આવયું કે માજદીયશનાન જરથોસતી ધરમ પાળનારાઓની લાસને ઠેકાણે પાડવા માટે બાંધવામાં આવયું છે.” ખોલાસે પંચાયત નામની ચોપડી છે તે હું જાણું છું. તે પેહેલા સર જમશેદજી જીજીભાઇએ પ્રગટ કરાવી હતી, જેવણુ પંચાયતના વડા હતા છે તેમાં પારસી પંચાયતે કરેલા કામનો વીગતવાર હેવાલ છે. તયાર પછી “મુંબઇ સમાચાર” ના તા૦ ૧૯ મા એપ્રીલ ૧૮૪૪ ના અંકમાં બીસનીના દોખમાનાં ઇજાને લગતી જાહેર ખબર પ્રગટ કરવામાં આવી હતી. વળી એજ તારીખે “મુંબઇ સમાચાર”માં એક બીજી નોટીસ આપવામાં આવી છે જેમાં હીંદુ, મુસલમાન અને ખ્રીસતી કોમોને તે દોખમાં તયાર થયલુ હોવાથી જેને જોવા જવાની મરજી હોય તે જઇને જોઇ આવે. તે નોટીસમાં પણ “પારસી” શબદ વાપરેલો છે અને તેમ કરી એમ બતાવવામાં આવયું છે કે તે શબદ અને જરથોસતીઓ એ શબદ વચે કાંઇ ફરક નથી. તા૦ ૧ લી મે ૧૮૪૪ એક બીજી નોટીસ “મુંબઇ સમાચાર” માં પ્રગટ કરવામાં આવી છે જેમાં યુરોપીયન અને હીંદુ તેમજ બાજી કોમને પોતાના પારસી મેહેતાઓને દોખમું દેખાડવાને દોરસે રજા આપવા જણાવવામાં આવયું છે. “મુબાઇના બહાર” માંથી માંકી

ગોરાહની સખડીને લગતો દસતાવેજ હું રજુ કરૂં છું, આદેરની સગડી વીશે પ્રતીવાદીઓએ અનજુમન પત્ર રજુ કરેલો છે. પ્રતીવાદીઓએ તે "મુંબાઇ સમાચાર"માંથી રજુ કરયો છે. તેની તા. ૨૫ મી મારચ ૧૮૩૦ ની છે. તે સગડી ઉપર પણ તખતી છે જેની નોંધ પારસી પ્રકાશમાં છે. તયાર પછી સર દીનશાહ પીટીટવાળી સખડી છે. ૧૮૭૧ માં તે સંબંધમા સર દીનશાહ પીટીટે ટ્રસટીઓને એક પત્ર લખેલો છે તે હું રજુ કરૂં છું ઉપલા પત્રનો ટ્રસટી સાહેબોએ આપેલો જવાબ પણ હું રજુ કરૂં છું. ઉપલી સખડી ઉપર પણ તખતી છે. હું ધારૂં છું તયાં સુધી કોટના નસાખાનાને લગતા કાંઇ દસતાવેજો નથી બીજું બહાર કોટનું પટેલ નસાખાનું છે અને તેના ઉપર તખતી છે. તા. ૩૦ મી અકટોબર ૧૮૭૩ નું તેને લગતું એક લખત કરવામાં આવેલું છે. તે ડોડમાં પણ તખતીને લગતો એ શારો કરવામાં આવયો છે.

અત્રે કેટલાક વધુ દસતાવેજો રજુ કરવામાં આવયા હતા જે પછી કોરટ ઉઠી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## ઉઘરાણું કરીને બંધાવવામાં આવેલી અગયારી.

---

## અનજુમન શબદનો કોરટે કરેલો અરથ.

---

### રજુ થયલાં વધુ ઓચરયાંઓ.

(અખબારે સોદાગર, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમસેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સામુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલેયારખાન, મી૦ બહેરામ અને મા૦ ફરદુનજી પેસતનજી તાલેયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રૉફર્ડ, બીંચ અને ઓગનના ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

#### ઉઘરાણું કરીને બંધાવવામાં આવેલું આદરયાન.

મી૦ લાઉંડસે શરૂઆતમાં 'પારસી પ્રકાશ'માંથી ગોદાવરાની અગીઆરીને લગતો ફકરો ૧૫૭ માં પાનાનો રજુ કરયો હતો જેની મતલબ ગઇ પરમદીનનાં શાક્ષી મી૦ રતનશાહ કોહીયારે સમજાવી હતી.

મી૦ જસટીસ દાવર—એનો તરજુમો થયલો છે કે?

મી૦ લાઉંડસ—હા, એની મતલબ એ છે કે મુંબઇના કોટમાં કાવસજી પટેલ ટેંકમાં ગોદાવરા મોબેદોના લાભ માટે જરથોસતીઓમાં ઉઘરાણું કરાવી આ આદરયાન બાંધવામાં આવયું છે. એ આદરયાન તા૦ ૨ જી ફેબરવારી ૧૮૨૬ ના દીવસે બેસાડવામાં આવયું હતું અને જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું મેલવામાં આવયું હતું. એવું પવીત્ર મકાન બાંધવા પાછળ એકંદર રૂ. ૧૦૦૬૪ નો ખરચ થયા હતો, જેમાંથી રૂ.૬૫૩૩ જરથોસતીઓમાંથી ઉઘરાવવામાં આવયા હતા જયારે બાકીના પારસી પંચાયતે આપયા હતા. એ બાબ

વનો સઘળો ગુજરાતી ખુલાસો "પારસી પ્રકાશ" નાં પેહેલાં પુસતકના ૧૯૩ મે પાને આપવામાં આવયો છે. મી૦ લાઉંડસે તે પછી આગળ ચાલતાં જણાવયું કે હીંદુસતાન જેવા એક મોટા ખંડમાં હજારો નેયાતજાત રહે છે અને હજારો જાતની સખાવત થાય છે. આપણે જો પારસીઓની તવારીખ તપાસીશું અને પારસીઓના રેવાજો શું છે તે બાબે જયારે આપણે નજર પુગાડીશું તો આપણને માલમ પડશે કે જે બાબદો પારસીઓને લાગતીવળગતી છે તે કોઇબી રીતે જાહેર નથી.

અત્રે ધારાના હીમાહતીઓ વચે ચોકસ જાતનાં ચોકસ અને વીચીત્ર રેવાજો બાબે કેટલીક તકરાર ચાલી હતી. સેવટે કોરટે રજુ થયલો આદરયાનનો પુરાવો "પારસી પ્રકાશ" ને એક સતાદાર પુસતક તરીકે ગણી તે દાખલ કરયો હતો.

એ પછી "પારસી ધરમ સઘળો" માંથી છપલા આદરયાનનો ફકરો રજુ કરવામાં આવયો હતો. એ મધે પણ "પારસી પ્રકાશ" ખરી કરવામાં આવેલું વીવેચન પાછું જોવામાં આવયું હતું.

એ આખા ફકરાનો ઇંગ્રેજી તરજુમો મી૦ લાઉનડસે કહી સંભળાવયો હતો, અને જણાવયું હતું કે તે કુલ જરથોસતી આલમ માટેના વપરાસ માટે બાંધવામાં આવયું હતું.

પુરાવા તરીકે રજુ થયલો હીસાબ.

એ પછી જરથોસતીઓને અવલમંજલ પુગાડવાના ફંડનો જે વહીવટ પ્રતીનાદીઓ હસતક થાય છે તેને લગતી બીગતમાં મી૦ લાઉનડસે તેમના હીસાબમાંથી રજુ કરી હતી અને જણાવયું કે તેને લગતી પેહેલી ચોપડી ૧૮૬૫ માં પ્રગટ થઇ હતી.

મી૦ સેંગમેને એ હીસાબ પુરાવા તરીકે રજુ કરવા દેવા સામે વાંધો ઉઠાવયો હતો.

મી૦ લાઉનડસે જણાવયું કે મેં પ્રથમ ફરયાદનામું રજુ કરતી વેળા જણાવયું હતું કે જે ફંડો પોલ્યસ ત્રસટોને હસતક થમાં હોય તે રજુ થવાં જોઇયે કોરટે તે પુરાવા તરીકે દાખલ થવા દીધું હતું, અને મી૦ સેંગમેનના વાંધાની નોંધ લીધી હતી અને મી૦ જસટીસ દાવરે જણાવયું હતું કે જો મી૦ સેંગમેન એમ કેહેવા માગતા હોય કે આવાં ફંડ જાહેર સખાવતને અનુસરતાં અને સદાવરતની મતલબ રાખતાં નથી તોજ તેમનો વાંધો ટકી શકે, પણ હાલના દાખલામાં તેમ નથી. વળી મુકદમાને આવો તબકકો આપવા પુરાવા દાખલ કરવા દેવાથી મુકદદો આપવાની બાબતપર શું અસર થશે તે કાંઇ સમજી શકાતું નથી.

એ પછી મી૦ લાઉનડસે "પારસી પ્રકાશ" નાં પહેલાં પુસતકમાંથી પાને ૧૯૩–૧૯૪ માં એ ફંડને લગતી નોટીસ પારસી પંચાયતના ત્રસટીઓ તરફથી પ્રગટ થયલી રજુ કરી હતી. એ પછી એજ ફંડને લગતા કેટલાક વધુ પુરાવાઓ રજુ કરવામાં આવયા હતા તયારપછી નવા ત્રસટીઓની નેમણુક બાબેના ફકરા રજુ કરવામાં આવયા હતા.

મી૦ લાઉંડસ (સાક્ષીને)—એ ત્રસટીઓ ઉપર જણાવેલાં ફંડનો વહીવટ ચલાવતા હતા કે?

જ—હા. એ ફંડનો વહીવટ તેઓજ ચલાવતા હતા.

એ પછી મી૦ લાઉંડસે "પારસી પ્રકાશ" ના પહેલા પુસતકમાંથી પાને ૧૩૬ એનો ફકરો રજુ કરયો હતો, જેના મતલબ શેઠ દાદી નશરવાનજીનાં આદરાનમાં તા૦ ૪ થી મારચ ૧૮૧૮ ના દીવસે મળેલી પારસી અંજુમનની સભાને લગતી હતી. એ સભાએ નીચલો ઠરાવ પસાર કરયો હતો;—હવેથી ૧૮ શખસોની બનેલી પંચાયત જેમાંથી ૧૨ બેહેદીન અને ૬ મોબેદો તેમને પારસી કુટુંબોમાં ઉઠતા વાંધાઓની પતાવત કરવાને અખીતાર આપવામાં આવે છે. વળી આ ૧૮ શખસોએ પારસી પંચાયતનાં કામકાજનો ફેંસલો કરવા પણ ભેગું મળવું અને અસલ મુજબ બે શખસો નામે શેઠ જમશેદજી બમનજી વાડયા અને શેઠ ફરામજી નાનાભાઇ દાવરે પારસીઓમાં ઉઠતા વરવાંધાઓની પતાવત કરાવવી, પણ જો જરૂર પડે તો બીજાઓની પણ મદદ લેવી. વળી આજે એવો ઠરાવ કરવામાં આવયો હતો કે પારસી

પંચાયતની રજા વગર કોઇબી પારસી એ બીજી બઇરી કરવી નહી. મી૦ લાઉંડસે રજુ કરેલો ઉપલો ફકરો પુરાવા તરીકે કોરટે દાખલ કરયો હતો, એ પછી મી૦ લાઉંડસે મી૦ નવરોજી ફરદુનજીએ ફેબરવારી ૧૮૫૬ માં કરેલું બાશણ રજુ કરયું હતું, જે મધે અસલના વખતમાં પારસી પંચાયતના ટ્રસટીઓની નેમણુંક કોમ તરફથી કેમ કરવામાં આવતી હતી તે બાબે વીવેચન કરવામાં આવયું હતું. મી૦ નવરોજી ફરદુનજીએ પોતાના તે બાશણ મારફતે ટ્રસટીઓનું બંધારણ સુધારવાની કેટલીક સુચના કરી હતી. કોરટે મી૦ નવરોજી ફરદુનજીનું એ બાશણ પુરાવા તરીકે દાખલ થવા દીધું હતું. એ પછી મી૦ લાઉનડસે મી૦ હોરમસજી બહમનજી વહાડયાએ સને ૧૮૨૩ ની ૨૧ મી નવેમબરે દાવર જાંગીરજી ફરામજી અને વાડયાજી નવરોજી ખરશેદજીપર લખેલો પત્ર તેમજ જાંગીર ફરામજી અને વાડયાજી નવરોજીપર ફરામજી કાવસજી બનાજીએ તા૦ ૨૨ મી નવેમબર ૧૮૨૩ ના દીવસે લખેલો પત્ર રજુ કરયો હતો. એ બંને પત્રો પંચાયતના ટ્રસટીઓની નેમણુક કરવા બાબેનાજ હતા.

એ બંને પત્રો પુરાવા તરીકે દાખલ કરવામાં આવયા હતા.

એ પછી તા૦ ૧૮ મી નવેમબર સને ૧૮૨૩ ના સાલમાં અનજુમનની મળેલી સભાનો ટ્રસટીઓની નેમણુક બાબેનો હેવાલ મી૦ લાઉનડસે રજુ કરયો હતો, જે દાખલ કરવામાં આવયો હતો.

એ પછી મી૦ લાઉંડસે બીજાં કેટલાક પત્રો પુરાવા તરીકે રજુ કરયા હતાં જે કોરટે દાખલ કરયા હતા, એ સઘળાં પત્રો ટ્રસટીઓની નેમણુંકો બાબેનાં તેમજ જુદી જુદી સભાઓને લગવાં તેમજ ચોકસ સંજોગો વચ્ચે નેમણુક બાબે ધારાના હીમાયતીનું મત પુછવાના સંબંધમાં હતાં.

એ પછી કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

## અનજુમનનો અરથ.

બપોરની ખાણા પછી કોરટ પાછી મળતાં મી૦ લાઉનડસે જણાવયું કે અનજુમનનો અરથ શું થાય છે તે જાણવાની જરૂર છે. કોરટમો વડો ઇનટરપ્રેટર પારસી છે અને અનજુમન કોણને કહેવી તે નામદાર કોરટને સારી રીતે સમજાવી શકશે. તે ઉપરાંત જો કોરટ કાંઇ વધુ મદદ માગે તો હું બીજા સાક્ષીઓ બોલાવવાની તજવીજ કરીશ.

મી૦ જસટીસ દાવર—અતયાર સુધીમાં જે દસતાવેજો રજુ થયા છે તે ઉપરથી તો હું સમજુ છું કે અનજુમન એટલે પારસી કોમ અને અનજુમનની સભા એટલે કોમની સભા, પણ યાદ રાખવાની જરૂર છે કે તે વખતે જે સભા મળતી હતી તેમાં કોમના વડા હાજર થતા હતા અને તમામ કોમ કાંઇ હાજરી આપતી નહોતી.

મી૦ લાઉનડસ—કારણ કે તે વખતે લોકો તેમાં લાભ સમજતા ન હોતા.

મી૦ જસટીસ દાવર—હાલના વખતમાં બણેલો મધયમ વરગ અગતયનો છે આગળના વખતમાં અને હાલના વખતમાં મોટો ફેરફાર થયલો જોવામાં આવે છે.

કોરટના વડા ઇનટરપ્રેટરને બોલાવી અનજુમનનો અરથ તે શું કરવા માંગે છે તેની કોરટે નોંધ લેવાનો ઠરાવ કરયો હતો.

## રજુ થયેલા વધુ દસતાવેજો.

૧૮૩૬ નો અનજુમનમો એક દસતાવેજ રજુ કરવામાં આવયો હતો જેમાં જણાવવામાં આવયું હતું કે અનજુમનની સભામાં જોઇતી સંખયા હાજર થતી નથી તેથી ૩૭ ની અનજુમન હવે પછી મુકરર કરવામાં આવે છે.

નામદાર મી૦ જસટીસ દાવર—ઉપલા અનજુમનના ઠરાવમાં પેહેલો ઠરાવ જુદદીનનો છે, પણ આ મુકદમામાં જુદદીનને ધરમમાં લીધેલો છે તે વાજબી રીતે લેવામાં આવયો છે કે નહી તે વીશેની કાંઇ જુબાની રજુ કરવામાં આવી નથી. મી૦ શેરીઆરજી અને મી૦ અંકલેસરીયાએ જુબાની આપી છે, પણ એક જુદદીનને ધરમમાં લેવામા આવયો છે તે વાજબી રીતે લેવામાં આવયોછે કે નહી તે વીશે તેઓએ ધરમના પુસતકોની કાંઇ સહાદતો ટાંકી બતાવી નથી. તેમની જુબાની આ અગતની બાબદમાં વ

દન નકામી છે. તેઓની જુબાની તો એટલીજ છે કે કોઇ પણ માણસને કોઇ પણ મોબેદ સદરો પહેરાવી જરથોસતી ધરમમાં લઇ શકે પણ તે બરાબર ધરમમાં લેવાયો છે તે માટે શું કીયા કે કામ કરવાની જરૂર છે તે તમે હજી કાંઇ બતાવયું નથી.

મી૦ લાઉનડસ—આ બાબદમાં પક્ષકારો વચે વાંધો હોય એમ હું અતયાર સુધી સમજી શકયો નથી. સદરો કસતી પેહેરાવવામાં આવયો એટલે તે જરથોસતી ધરમમાં આવયો એમ અમે ગણીએ છીએ અને તેવી જુબાની અમે રજુ કરી છે પણ તેને બરાબર રીતે ધરમમાં લેવામાં આવયો નથી એવા સવાલો તો ઉલટપાલટ તપાસમાં સામી તરફથી પુછાયા નથી અને તેથી હું જયાં સુધી સમજું છું તયાં સુધી એ સવાલ સંબંધમાં પક્ષકારો વચે કાંઇ વાંધો નથી.

મી૦ જસટીસ દાવર—જુબાની તો એવી પડી છે કે કોઇને પણ સદરો પહેરાવવાથી જરથોસતી ધરમમાં લેઇ શકાય અને તે સદરો પેહેરાવનાર કોઇ મોબેદ જોઇએ અને કોઇ પણ મોબેદ ગમે તેને જરથોસતી ધરમમાં સદરો પેહેરાવી લઇ શકે. અગતયનો સવાલ તો એ છે કે એવી રીતે ધરમમાં લેવામાં આવેલો બરાબર રીતે ધરમમાં લેવાયલો છે કે નહી અને તે સવાલ અમારા ચુકાદામાં સમાવેલો હોવો જોઇએ આયા કેવા મોબેદે અને કેવી કીયાથી લેવામાં આવેલા શખસને પારસી ધરમમાં બરાબર લેવામાં આવયું છે તે સંબધમાં ધરમના ફરમાનોને પુરાવો મળવો જોઇએ.

મી૦ લાઉંડસ—ક્રીશ્ચીયન ધરમ પ્રમાણે કોઇ પણ પાદરી તેવુ કામ કરે તો બરાબર રીતે તે ધરમમાં લેવાયલો ગણાય.

મી૦ જસટીસ દાવર—તેમ હશે પણ પારસીઓમાં તો તદન ઉલટુંજ છે, તમારા ધરમના પાદરીઓ ભણે છે અને તેઓને માથે વળી ઉપરી સતા છે પણ પારસીઓમાં તો એક મોબેદ મોબેદ કુટુંબમાં જનમવાથીજ મોબેદ થાય છે અને તેને મોબેદ થવા માટે બીજી લાયકાતની જરૂર રહેતી નથી. પછી તે ગમે તેવો પણ લુચો લફંગો હોય.

મી૦ લાઉનડસ—અમારામાં પણ એક પાદરી ગમે તેવો લુચો લફંગો હોય અને તે ધરમના કાનુનો મુજબ ચાલેલો નહી હોય તોપણ તેને પોતાના ધરમમાં જેને લીધા હોય કે લગન કીધાં હોય તેથી તેવી રીતે ધરમમાં લેવાનુ કામ કે લગનનું કામ કાંઇ રદ બાતેલ થતું નથી.

મી૦ લાઉનડસે આગળ વધતાં જણાવયું કે જરથોસતી ધરમમાં લેવામાં આવેલો અમે એને કહીએ છીએ કે જે માજદીયસનાન ધરમના કાનુનો સમજે, બંધુવાત્ ભણે અને સદરો કસતી તેને પેહેરાવેલો હોય એવા જે જરથોસતી ધરમમાં બરાબર રીતે લેવામાં આવયા છે એમ જો સામી પક્ષ કબુલ રખે તો પછી કાંઇ વાંધા જેવું રહેતું નથી. જો તેમ કબુલ રાખવામાં ન આવે તો બીજી જુબાની અમને તે સંબંધમાં રજુ કરવાની જરૂર પડશે.

મી૦ એંગમેન—હું તે કાંઇ કબુલ રાખતો નથી. અમે અમારા બચાવનામાના ૧૪ માં ફકરામાં જણાવયું છે તેવાઓનેજ અમે જરથોસતી ધરમના તરીકે કબુલ કરીએ છીએ.

નામદાર મી૦ જસટીસ દાવર—ઉપલા ફકરામાં જરથોસતી ધરમમાં બરાબર લેવાયલો કોણને કહેવો એ કાંઇ તમે જણવતા નથી. તમે તો તેમાં એટલુંજ જણાવો છો કે ફલાણા પ્રકારનાઓને તમે ફંડનો લાભ આપવા માંગો પણ આ મુકદમામાં મુખય સવાલ તો એ છે કે તદન જુદ દીન માબાપને પેટનાઓને પારસી ધરમમાં લેવાનું ધરમનું ફરમાન છે કે નહીં અને ફરમાન હોય તો તેને બરાબર ધરમમાં લેવામાં આવયો છે કે નહીં.

મી૦ એંગમેન—પારસી ધરમમાં વટલાવવા માટે ધરમનું ફરમાન છે એ તો અમે કબુલ કરીએ છીએ પણ એક માણસને કેવી રીતે જરથોસતી ધરમમાં લેવો તે વીશે પંચાયતના સેક્રેટરીએ પોતાના રીપોર્ટમાં અનુભવીઓની કમીટીમાં વીચાર બતાવયા છે.

નામદાર મી૦ જસટીસ દાવર—તે વીચાર સાથ કોરટને કંઇ કામ નથી. મી૦ લાઉનડસ જણાવે છે કે જરથોસતી ધરમનો મહજબ સમજે અને પારસી બાળકોને સદરો પેહેરાવતાં જેટલું તેઓ ભણવાનું જાણે છે તેટલું ભણવાનું જાણતો હોય અને તેને સદરો કસતી કોઇ પણ મોબેદે પેહેરાવયો હોય તો તેઓને તમે જરથોસસતી ધરમમાં દાખલ થયેલો કબુલ રાખો છો કે નહીં.

મી૦ એંગમેને જણાવયું કે તે તેમ કબુલ કરવા માગતો નથી પણ તે બાબદમાં તેના કુલને પુછી હવે પછી તે ખોલાસો કરશે.

બાદ મી૦ લાઉનડસે કેટલાંક વધુ ઓચરીયાઓ રજુ કરયા હતાં જે પછી વધુ તપાસ મુલતવી રહી હતી.

## પારસી પંચાયત કેસ.

### રજુ થયલાં વધુ ઓચરયાંઓ.

### પચીસ વરસ ઉપર જુદદીનોને વટલાવવાના સંબંધમાં કોમની લાગણી.

### ખા૦ બા૦ બેરામજી દાદાભાઇનો લગનની સરટીફીકેટોના સંબંધમાં ખોલાસો.

### ઇરાનમાં જનમેલા જરથોસતી એ પારસી શબદોનો સમજાવેલો અરથ.

( અખબારે સોદાગર, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૯૦૮. )

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રુસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી ભીખાજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે મંડાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રૂગી, બીંગ અને ઓગનની ફરમાસથી મા૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ એંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

#### રજુ થયલાં વધુ ઓચરયાં.

મી૦ રતનશાહ કોહીયારને સાક્ષીના પીજરાંમા બોલાવવામાં આવયા હતા.

મી૦ લાઉનડસે "સતય મીત્ર" પત્રમાં ૧૮૮૨ ના સાલના જુદદીનોને જરથોસતી ધરમમા લેવાના સંબંધમાં જે આરટીકલ પ્રગટ કરવામાં આવી હતી તે રજુ કરતાં જણાવયું કે એ રેસાલો શબદ બહુજ બોહળો અરથ ધરાવનારો છે. એક ચોપડી અને એક "ત્રીટીઝ" (રેસાલો) વચે ઘણો ફરક છે.

મી૦ જસટીસ દાવર—મી૦ લાઉંડસે જણાવેલા રેસાલો ૧૮૮૨ માં પણ હાલના જેવીજ જુમબેશ ચાલતી હતી તે દેખાડવાની છે અને નહી કે તેમાં શું સમાયલું છે તે જાણી લઇ તે ઉપર તોલ બાંધવાનું છે.

એ પછી મી૦ લાઉનડસે તા૦ ૧૬ મી એપ્રીલ ૧૯૦૫ ના દીવસે બોલાવવામાં આવેલી અનજુમનની સભાની નોટીસ રજુ કરી હતી. એ સભા ઓલબલેસ બાગ મધે મધે બોલાવવામાં આવી હતી અને તે મધે જરથોસતી ધરમમાં

જુબાનીઓને લેવા કે નહી તે બાબેનો અનજુમને નેમેલી કમીટીનો રીપોર્ટ રજુ કરવામાં આવયો હતો.

આ નોટીસ દાખલ કરવામાં આવી હતી.

એ પછી મી० લાઉંડસે તા० ૩ જી અકટોબર ૧૮૭૫ ના દીવસે મળેલી અનજુમનની સભામાં થયલાં કામકાજનો હેવાલ રજુ કરયો હતો એ કામકાજમાં જગેજગ જરથોસતી અનજુમન એ શબદનો ઉપયોગ કરવામાં આવયો હતો તે મી० લાઉંડસે દેખાડી આપયું હતું. કોરટે આ હેવાલ પુરાવામાં દાખલ કરયો હતો.

એ પછી મી० લાઉંડસે ૧૮૮૧ માં લેવાયલી વસતીની ગણત્રીનો રીપોરટ રજુ કરયો હતો, અને તે મધે "પારસી" અને "જરથોસતી" બોલનો અરથ સમજાવયો હતો.

મી० એંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષી મી० કોહીયારે એમ જણાવયું કે અત્રે જે જે ઓચરયાંઓ રજુ થયાં છે તે મધે મને ફકત એકજ વીશે જાતી અનુભવ છે. બાકી બીજાઓ વીશે હું કાંઇ તેવો અનુભવ ધરાવતો નથી. હું ત્રસટીઓની નેમણુંક કરવા સંબંધી જે કાંઇ જાણું છું તે એટલુંજ કે એક ત્રસતીની ખાલી પડતી જગયા બીજાથી તુરતજ પુરવામાં આવતી હતી. હાલ મારી વય ૬૬ ની છે અને મારા અનુભવ મુજબ ત્રસટીઓની નેમણુક બાબદ એકજ ધોરણે કામ લેવામાં આવતું હતું નહીં.

## ત્રસટીઓની નેમણુંક સંબંધી ખોલાસો.

મી० એંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે ગુજરાતી વરતમાનપત્રો વાંચું છું, પણ સઘળાં કાંઇ હું હંમેશાં નીયમીતપણે અને દરરોજ વાંચતો નથી. નવા ત્રસટીઓની નેમણુંક સંબંધી મેં વાંચયું હશે, પણ તે બાબે મેં કાંઇ ઘણી અગતયતા લાગુ પાડી હતી નહીં. વળી અનજુમનની સભા બોલાવવા સામે જે પ્રોટેસટ ઉઠાવવામાં આવયો હતો તે ઉપર મેં સહી કરી છે. એની અગાઉના ૨૫ વરસ દરમયાન ત્રસટીઓની ખાલી પડતી જગયા બાકી રહેલા ત્રસટીઓ પોતેજ પુરતા હતા. એવો રેવાજ તેની આગળ હતો નહીં. એવો રેવાજ અગાઉ હસતી ધરાવતો હતો નહીં. હું મી० ડોસાભાઇ ફરામજીની ચોપડીને આધારે ઉપર મુજબ જણાવવાને શકતીવાન છું.

હું મેશરસ અરદેશર, હોરમસજી અને દીનશાહ સોલીસીટરોને તયાં મેનેજીંગ કલારક તરીકે છું. અને આ મુકદમાપર શરૂઆતથીજ ધયાન આપું છું. મારા ઓધાની ફરજ દરમયાન મેં ત્રસટીઓ હસતકના કાગળયાંઓ તપાસયાં હતાં, જે મધે કેટલાક ત્રસટડીડો હતાં તેમજ ધારાના હીમાયતીના પત્રો પણ હતાં તે તપાસીને તેની સરવે નકલ અમોએ ઉતારી લીધી હતી. મારા સોલીસીટરોએ ત્રસટડીડની નકલ માંગી હતી કે નહીં તે વીશેની મને કાંઇ યાદ નથી. એવી રીતે નકલ માંગવામાં આવી પણ હોય, કેમકે તેની છપાયલી નકલો તઇયાર હોય છે. અમોને બે નકલો પુરી પાડવામાં આવી હતી, અને તે મધે ૧૮૫૧, ૧૮૭૧ અને ૧૮૮૪ ના સાલોની ત્રસટ ડીડોની નકલો હતી. ૧૯૦૫ ના સાલમાં વાદીઓના સોલીસીટરો તરીકે અમારીજ પેઢીએ કામ કરયું હતું.

સાક્ષીએ ઉલટપાલટ તપાસમાં આગળ ચાલતાં જણાવયું કે મને બતાવવામાં આવેલી જાહેર ખબર વરતમાનપત્રોમાં પ્રગટ થયલી મારા જોવામાં આવી હતી તે વરતમાનપત્રોની કાંઇબી નકલો જાળવી રાખવા બાબેની મને કાંઇ યાદ નથી.

## ખા० બા० બહેરામજી દાદાભાઇની જુબાની.

ખા० બા० બેરામજી દાદાભાઇએ મી० તાલયારખાનની તપાસમાં જણાવયું કે હું પારસી લગનો રેજીસટર કરવા માટેનો રેજીસ્ટ્રાર છું. હું આ ઓધાપર ૪૪ વરસ થયા છું. મારી ઉમર ૭૭ વરસની છે. મી० આર. ડી. ટાટા અને તેવણના ધણીયાણી બાઇ સુનાબાઇના લગનના સરટીફીકેટ હું રજુ કરી શકીશ.

અત્રે સાક્ષીએ માંગવામાં આવેલી સરટીફીકેટ રજુ કરી હતી.

મા૦ બા૦ બહેરામજીએ મી૦ તાલયારખાનની તપાસમાં આગળ ચાલતાં જણાવયું કે આ લગનની સરટીફીકેટ છે. એ અસલ સરટીફીકેટ છે. એ કાંઇ નકલ નથી. આ સરટીફીકેટ એક લગન તરીકે મેં રજીસટર કરી છે. મેં પારસી લગનના કાયદા મુજબ આ લગન રજીસટર કરયાં હતાં. આ લગન પારસી અને પારસી વચેજ થયાં હતાં કે કેમ તે બાબે હું કાંઇ મત બાંધી શકતો નથી.

મી૦ તાલયારખાન—સાક્ષી એક રેજીસત્રાર તરીકે કામ બજાવે છે અને તેના ઓધાની રૂએ લગન કરનારાઓ પારસીઓજ છે એમ તેમણે જાણવું જોઇએ.

મી૦ જસટીસ દાવર—તમારે ગમે તેવી રીતે સવાલ પુછો કોઇબી લગન મારે તયાં રેજસટર થાય તે અગાઉ તે લગન કરનારા પક્ષ પારસીઓજ છે કે તે નકકી કરવા બાબે હું મારી પોતાની મુનસફી વાપરીને કામ લઉં છું.

કોરટે આ સરટીફીકેટ દાખલ કરવાને ના પાડી હતી.

મી૦ લાઉનડસે જણાવયુ કે સાક્ષી રેજીસ્ટ્રાર તરીક આજે ૪૩ વરસ થયા એ કામ કરે છે અને તેની રૂહે તેઓને અલબતાં પોતાના કામની પુરતી માહીતી હોવીજ જોઇયે.

મી૦ જસટીસ દાવરે જણાવયુ કે રેજીસ્ટ્રાર કાંઇ એક એકસપરટ કેહવાય નહી ધારો કે કોઇવાર સરટીફીકેટ બાબે વાંધો ઉઠે તો તેનો ચુકાદો શું રેજીસ્ટ્રાર આપે!

મી૦ લાઉનડસે—હુ એ બાબે કાંઇબી દબાણ કરવા માંગતો નથી. પણ તમો નામદારનું તે તરફ ધયાન ખેચુ છુ.

કેટલીક તકરાર પછી સરટીફીકેટ દાખલ કરવામાં આવી હતી.

## ઇરાનીઓના લગનોની સરટીફીકેટોની રૂઢી.

સાક્ષીએ આગળ ચાલતાં મી૦ તાલયારખાનની તપાસમાં જણાવયુ કે મે આ ચોપડી જે અહી રજુ કરી છે તે લગનો રેજીસ્ટ્રાર કરવાની છે.

આ લગન તે અર્થે મે રેજીસ્ટ્રાર કરયું છે. હુ તે નોંધ અહી રજુ કરી શકીશ.

અત્રે શાક્ષીએ તે નોંધ પોતાના ચોપડામાંથી રજુ કરી હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયુ કે ઇરાનીઓનાં લગનોની સરટીફીકેટો મારી પાસે છે મારી ફાઇલમાંથી કેટલીક સરટીફીકેટ હુ રજુ કરી શકીશ ઇરાની ઇરાનના રહેવાસીઓને કહેવામાં આવે છે.

મી૦ જસટીસ દાવર-શાક્ષી પણ એક એકસપરટ હોય તેમ તેને શુ તમે તપાસવા માંગો છો કે?

મી૦ તાલયારખાન—નહી તેમ નહી. પણ ઇરાની લગન ઉપરથીજ તેવો સવાલ પુછયો હતો.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયુ કે આ ઇરાનીઓ પારસી ધરમ પાળે છે. ઇરાની લગનો હું પારસી લગનો તરીકેજ રેજીસટર કરૂં છુ હુ ઇરાની લગનની સરટીફીકેટ રજુ કરી શકીશ.

અત્રે સાક્ષીએ એવી એક સરટીફીકેટ રજુ કરી હતી.

એ સરટીફીકેટ એક પુરાવા તરીકે દાખલ કરવાની બાબદ સંબંધી અત્રે બને નામદાર જડજોએ કેટલોક વીચાર ચલાવયો હતો અને તે પછી તે દાખલ કરી હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયુ કે આ સરટીફીકેટ મધિના બંને પક્ષો ઇરાનીઓજ હતા. આવા લગનો મુંબઇમાં ઘણા સાધારણ છે, એ સઘળાં લગનો હુંજ કાયદા મુજબ રેજીસટર કરૂંછુ. ઉપલી સરટીફીકેટમાં આશીરવાદ સારનારા મોબેદો ઇરાનીઓજ હતા.

સાક્ષીએ તે પછી મી૦ સેંગમેનની ઉલટપાલટ તપાસમાં જણાવયું કે હું મુંબઇના રહેવાસી છુ અને મારી જીંદગી મુંબઇમાંજ પસાર થઇ છે. આ મેં કાંઇ બીજા લગન રેજીસટર કરયાં નથી આજ પહેલો બનાવ છે કે જેમાં મેં મજકુર મી૦ તાતાના સુનાબાઇ સાથના લગન રેજીસટર કરયાં છે. મુંબઇમાં કે નચ હેડા સાથે પારસી ગ્રહસથના લગન થવાનો આ પહેલવહેલોજ બનાવ છે.

સાક્ષીએ ઉલટપાલટ તપાસમાં વધુ એમ જણાવયુ કે લગનની ક્રીયા ખતમ થયા પછી મોબેદો સરટીફીકેટ લઇને આવયા હતા.

બાદ કોરટ ખાણાં માટે ઉઠી હતી.

ખાણા પછીની તપાસ.

બપોરના ખાણાં પછી ખા૦ બા૦ બેરામજી દાદાભાઇ રેજીસ્ટ્રારે મી૦ એંગમેનની ઉલટપાલટ તપાસમાં જણાવયું કે જુદદીનોને દસતુર જામાસપજીએ સુદરો પહેરાવયો હતો અને તેને લગતું ચોપાનયું તેમણે પરગટ કરાવયું હતું. તેમાં જણાવવામાં આવયું હતું કે તે જુદદીનો પારસી બાપને પેટના હતા. દસતુર જામાસપજીએ તે ચોપાનયામાં જણાવયું છે તે ખરૂં હોવું જોઇએ.

મી૦ બહેરામ ગોદર તેહમુરસપ અંકલેસરીયાએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે હું કહી ગયો છું કે જરથોસતી ધરમ જુદદીનોને જરથોસતી ધરમમાં લેવાનું ફરમાવે છે. કેવા જુદદીનોને ધરમમાં લેવા તેને માટે અમારા ધરમ પુસતકમાં લખાણ છે.

સ—તેવાને લાયકાત માટે શું જોઇએ છે?

જ૦—તેણે પોતાનો અસલ ધરમ છોડી દેવો જોઇએ અને તેને અહુરમઝદના માનનારાઓને ઇજા નહી કરે એવું વચન આપવું.

સ૦—અને તે વીશે ઇશારો કવા ધરમ પુસતકમાં છે?

જ૦—યશ્નના બારમા હા માં તે હાના છેલ્લા ભાગમાં જે શબદો છે તે કુસતીના ભણતરમાં સમાવવામાં આવયો છે. જરથોસતી ધરમમાં જુદદીનને લેવા માટે કવી ક્રીયા કરવી જોઇએ તે માટે ધરમ પુસતકોમાં કાંઇ ફરમાન નથી. ધરમ પુસતકોના વખતથી જરથોસતી ધરમમાં દાખલ થવાની નીશાની કુસતી છે, તેને લગતો ઇશારો વંદીદાદના ૧૮ મા પ્રકરણમાં છે. અમલના વખતથી જરથોસતી ધરમના નીશાની સુદરો અને કુસતી છે. વંદીદાદ ઇસુ કાઇસટના અગાઉ ૧૫૦૦ વરસના છે અને ગાથા વંદીદાદની પણ આગળના ગણાય છે પણ ગાથ.માં તેને વીશે કાંઇ લખવામાં આવયું નથી. ગાથા અવસતા ભાશામાં લખાયલા છે. નીરંગીસતાનમાં ક્રીયાને લગતો સમાવેશ કરવામાં આવેલો છે. તે પ્રથમ અવસતા ભાશામાં લખાયલી હતી અને તેનો પેહેલવી તરજુમો થયો છે, પણ અંગ્રેજીમાં તેનો હજી સુધી તરજુમો થયો નથી. જુદદીનોને જરથોસતી ધરમમાં લેવા માટે કેવી ક્રીયાઓ કરવી તે જણાવવામાં આવયું નથી. અનુભવીઓની કમીટીએ જે રીપોરટ કરયો છે તેમાં મેં જુદદીનોને ધરમમાં લેવાને લગતી ક્રીયા સંબંધમાં જુદી મીનીટ કરી છે. મારા વીચાર પ્રમાણે જરથોસતી બાળકોને જે રીતે પારસી ધરમમાં લેવાની ક્રીયા કરવામાં આવે છે તે કરતાં બીજી ક્રીયાઓ જુદદીનોને ધરમમાં લેવા માટે જરૂરની નથી.

મી૦ બેહેરામ શેહેરીયારની જુબાની.

દાદીશેઠ અગીયારીના મોબેદ મી૦ બેહેરામ શેહેરીયારે મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે હું ઇરાનમાં જનમયો હતો. મારા બાપ અને બપાવા મુંબઇમાં આવયા હતા પણ એ ત્રણ વરસ રહી તેઓ પાછા ઇરાન ગયા હતા. મને ઇરાન છોડયાને આજે છ વરસ થયાં છે. તે વખતમાં હું એકવાર ઇરાન જઇ આવયો હતો. હું જરથોસતી છું. ઇરાનમાં ઘણા જરથોસતીઓ છે હું ઇરાનમાં હોઉ ને મારા ધરમવાળાને ઓળખાવવા હોય તો પારસી જરથોસતી, કયાની કહીએ છીએ. ઇરાનના મહામેદનો અમને કયાની કહે છે જયારે બીજાઓ જરથોસતી અને પારસી કહે છે. ઇરાનમાં પારસી શબદ પણ સાધારણ વપરાસમાં છે.

સ૦—પારસીનો અરથ શું.

જ૦—જરથોસતી પારસીઓ સીવાય બીજાઓ પણ અમારા લોકોને વીશે પારસી શબદ વાપરે છે.

મી૦ એંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે મારા બાપ બપાવા જરથોસતી ધરમના હતા. કયાની બોલ વાપરવામાં આવે છે તયારે તેનો અરથ એવો પણ ગણવામાં આવે છે કે અસલ કુલમાંથી ઉતરી આવેલા છે. પારસ જીતું શહેર છે.

### વધુ દસતાવેજો.

હોરમસજી બમનજી વહાડયાના આત શઓહેરામને લગતુ તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૬૨ નું ત્રસટડીડ મી૦ લાઉનડસે રજુ કરયું હતું.

### મી૦ વીશ્વનાથ વઇદયની જુબાની.

મી૦ વીશ્વનાથ ભુરામ વઇદયએએ મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે હું આ કેસમાં બારીસટરનું કામ કરૂં છું. હું પોરબનદરમાં જનમેલો છું. આતશબેહરામ કોને કહે છે તે હું જાણું છું. બાવાઓને લગતો એક મુકદમો હતો તેમાં મને સાક્ષી તરીકે બોલાવવામાં આવયો હતો. અતીત બાવાઓમાં કેટલાક પરણે છે બાવાઓમાં પરણવું ઘણું સાધારણ છે.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

## પારસી પંચાયત કેસ.

---

### અવસતા પહેલવીના અભયાસીની જુબાની.

---

### પારસી શબદનો તેવણે સમજાવેલો અરથ.

---

### હાઈ કોરટના વડા દુભાશીયા અને ત્રાનસલેટરની જુબાની.

---

### મી૦ સ્ત્રાંગમેને શરૂ કરેલું ભાશણ.

(અખબારે સોદાગર, તા૦ ૨ જી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે બંધાયેલા દાવાની વધુ સુનાવણી ગઇ પરમ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમસજી દીનશાહ અને કંપનીના ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ પેસતનજી ફરદુનજી તારાપોરખાન, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ત્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### મી૦ જમશેદજી નાદીરશાહની જુબાની.

મી૦ જમશેદજી નાદીરશાહે મી૦ લાઉનડસની તપાસમાં જણાવયું કે હું અવસતા પહેલવીનો અભયાસી છું. તેમાં ખસુસ કરીને જરથોસતીઓના ઇતીહાસનો મેં અભયાસ કરયો છે, વળી મેં ઇરાનની ખીલારોફી ભાશાનો અભયાસ કરયો છે. હું ઇરાન જઇ આવયો છું. એસીરીઅન રેકોરડસમાં પારસી બોલ આવે છે, એ શબદ તે દેશને તેમજ તયાંના રહેવાસીઓને લાગુ પડે છે. એ ખીલારોફી કોતરેલું લખાણ ઇસુખ્રીસતના સઇકાની ૮૫૪ થી ૮૫૮ વરસ આગમજનું લખાયલું છે. એ લેખમાં ઉપલાં ચાર સાલનો ઇતીહાસ આપવામાં આવયો છે. એ લેખોને લગતું લખાણ બેબીલોનયન ઓરીએનટલ રેકોરડના મથાળાં હાયના મસીક ચોપાનીયામાં પ્રગટ કરવામાં આવે છે. એ ચોપાનયા લંડન મધે પ્રગટ કરવામાં આવતાં છે. પરસા અથવા પરશીયા શબદ આખલ એક આખા પ્રાંતને લાગુ પડતો હતો. એવો બીજો દાખલો ઇંડયા અથવા હીંદુસતા

ને તે સીધે ઉપરથી ઉપજાવવામાં આવ્યો છે. એક ઇરાની ગ્રંથ લખનારે અરબી ભાષામાં સને ૧૦૮૦ માં લખાણ કીધાં હતાં, તેનું નામ આલબેરૂની છે. તેણે પારસના જરથોસ્તીઓને 'અલફ્રેઝ' કહ્યા છે. વળી કેટલાંક પહેલવી પુસ્તકોમાં પારસીઓ માટે એરા શબ્દ વાપરવામાં આવ્યો છે, તે એવી રીતે કે યઝદેજરદ શેહેરીઆરનો એરા અથવા સાલ એ જમાનાને મજ્દીસીયેહ જમાના તરીકે ઓળખાવવામાં આવે છે. મજ્દીસીયેહનો અરથ ત્યાં જરથોસ્તી તરીકે વાપરવામાં આવ્યો છે. મજ્દીસીયેહ અને પારસી વચ્ચે કાંઇ ફરક નથી. અરદાય વીરાફ નામની ચોપડીને ડા૦ હેગ અને ડસ્તુર હોસંગજીએ ઇંગ્રેજીમાં તરજુમો કીધો છે. આ ચોપડી પહેલાં ઇરાનમાં પ્રગટ થઇ હતી, તેમાં 'પારસી વરસ' ફલાણું કરીને શબ્દ આવેલો છે. એ વરસ લખનારને હીંદુસતાન સાથ કશું લાગતું નથી. બુરહાને કાટે નામની ચોપડી હીંદુસતાનમાં પ્રગટ થઇ છે, તેમાં જરથોસ્તીઓને 'મોઘ' 'માહધ' 'મજુસ' 'આતશપરસત' 'ગબર' 'ગવર' 'પારસી' તથા 'ફારસ' એવે નામે ઓળખાવવામાં આવ્યા છે. પહેલા ત્રણ શબ્દો એકજ શબ્દ મધુસ એટલે જરથોસ્તી ઉપરથી નીકળ્યા છે. આ બોલો કાંઇ પણ તફાવત વગર જરથોસ્તી બોલ માટે વાપરવામાં આવ્યા છે. આ ચોપડી ઘણી જુની છે. તે ક્યા સાલમાં પ્રગટ થઇ તે પણ તેમાં જણાવવામાં આવ્યું નથી.

## પુરાણી ચોપડીમાં પારસી શબ્દનો અરથ.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે એક બીજી ચોપડી 'મીનોઇ ખેરદ' નામની છે, તે પહેલવી ભાષામાં લખાયલી છે; તેનો પાઝંદ ભાષામાં તરજુમો થયેલો છે. એ ચોપડી ઘણી જુની યાને ૫૦૦ થા ૬૦૦ વરસ આગમજની છે, તેમાં પણ પારસી બોલ પારસી સાલ બતાવવા વાપરવામાં આવ્યો છે તેમાં પારસી સંવત ૮૯૦ યઝદેજરદી એવા બોલો આવે છે. તે ચોપડીમાં પારસીનો અરથ જરથોસ્તી થાય છે.

## જરથોસ્તી શબ્દ એટલે શું ?

મી૰ સ્ત્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે 'પારસી' શબ્દ દેશ તેમજ તેની રૈયતને લાગુ પાડવામાં આવ્યો છે. શરૂઆતમાં તે દેશને લાગુ પાડવામાં આવ્યો હતો અને તે પછી તે ત્યાંના રહીશોને લાગુ પાડવામાં આવ્યો હતો. કેટલીક પહેલવી ચોપડીઓમાં પારસી સને બોલ એરા એકીયન સને તરીકે વપરાયલો છે. પારસી સંવત યઝદેજરદોના મરણથી શરૂ થયો હતો. આ વરસ ઇ૦ સ૦ ૬૫૧ ના વરસથી શરૂ થયું છે. જરથોસ્ત પેગમ્બર ઇસુખ્રીસ્તીની ઘણી આગમજ ના વખતમાં થઇ ગયા હતા. ઇ૦ સ૦ ૬૫૧ ના વરસ આગમજ ઇરાનમાં ઘણા જરથોસ્તી રાજાઓ રાજ કરી ગયા છે. જરથોસ્તી સાલ યઝદેજરદીના જમાનાથી શરૂ થયો છે. જરથોસ્તી વરસ બોલ હું 'મજ્દીસીયેહ' સાલને કહું છું. અસલ ચોપડીઓમાં જરથોસ્તી બોલ બીલકુલ વાપરવામાં આવ્યો નથી, પણ મજ્દીસીયેહ શબ્દ વાપરવામાં આવ્યો છે. પહેલવી ચોપડીઓમાં 'પારસી' સંવત બતાવવા માટે પારસી શબ્દ વાપરવામાં આવ્યો છે. બુરહાને કાટે નામની શબ્દકોશની ચોપડીઓમાં જરથોસ્તી શબ્દ બીલકુલ વાપરવામાં આવ્યો નથી. પણ પારસી શબ્દ વાપરવામાં આવ્યો છે. બુરહાને કાટે શબ્દ કોશનું પુસતક છે. હું હવે કહું છું કે પારસી બોલનો અરથ એ શબ્દ કોશમાં નથી, એ શબ્દ કોશમાં ઝોરેસ્ટ્રીયન બોલ પણ નથી. એ શબ્દ કોશમાં દેખાદાર લોકોના તહેવારને લગતી વીગતોનું વરણન આપવામાં આવ્યું છે અને તે દીવસો જશન કરવામાં આવે તે વરણનમાં 'પારસી' બોલ વાપરવામાં આવ્યો છે એ ચોપડી મોગલ શેહેનશાહ જહાંગીરના વખત પછી પ્રગટ થયલી જણાય છે. તે ક્યા ચોક્કસ સાલમાં છપાઇ તે હું કહી શકતો નથી. હું શબ્દની મજ્દીસી

પાલીટીમાં આગળ નોકરીએ હતો. છેલ્લાં ત્રણ ચાર વરસ થયાં મેં નોકરી છોડી છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં મેં ફારસી ભાષા પસાર કરી હતી. મયુનીસીપાલીટીમાં નોકરીએ રહ્યા બાદ મારી ફુરસદે હું ફારસી, અરબી તેમજ પહેલવી ભાષાઓનો અભ્યાસ કરતો હતો. મારો જનમ મુંબઇમાં થયો હતો. મારી ઉમર લગભગ ૬૦ વરસની છે. મેં જે દસતાવેજપર મારી સહી કરી હોય તેમાનાં લખાણ સાથ હું મળતો થાઉં છું. તેમાં એવી મતલબનું લખાણ આવયું છે કે ટ્રસટીઓમાંના કોઇની જગા ખાલી પડે તો તે જગા તેઓ પોતે પુરે છે અને એ નીયમ વરસો થયાં ચાલતો આવેલો છે એવું કમીટીમાં ચરચાયું હતું. તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૪ ના કમીટીના એ રીપોરટપર મેં સહી કરી છે. જુના ટ્રસટીઓ ગુજર પામવાના દાખલા મને ખબર છે અને તેમની જગા પુરવામાં આવેલી પણ મને યાદ છે. પણ તે નેમણુક કોણ કરતું હતું તે હું જાણતો નહતો. એ ખાલી જગા ટ્રસટીઓ પોતે પુરતા હતા, એવું જુદ્દીન ચરચા જાગવા પછી હું જાણવા પામયો હતો. તેઓ પોતાના કારોબાર હેઠળના ફંડોનો રીપોરટ વરસોવરસ બાહેર પાડે છે તે કાંઇ હું વાંચતો નથી. હું જરથોસતી ધરમમાં શોધખોળ કરનારા મંડળનો સભાસદ છું. એ મંડળીએ ચોકસ શરતે પંચાયતને રૂ૩-૪ હજાર આપયા હતા.

## પારસી શબદ જરથોસતીઓ શબદને બદલે વાપરવાનો એકરાર.

સાક્ષીએ ફરી તપાસમાં જણાવયું કે તે વેળાએ એરવદ જીવનજી મંડળીના ઉપ-પ્રમુખ હતા કે નહીં તે મને યાદ નથી. પણ આગલાં વરસોમા તેવો એ પો ભોગવયો હતો. શબદ કોશમાં 'પારસી' શબદ જરથોસતીને બદલે વાપરવામાં આવયો છે મજુસીએહનો અરથ જરથોસતી થાય છે. એ અરબી બોલ છે. ઝોરોએસ્ટ્રીઅન બોલ શુધ અંગ્રેજી છે, તે કોઇપણ બીજી ભાષામાંથી મળી આવતો નથી. અવસતામાં એ બોલ જરથોસતી તથા અરબીમાં મજુસીએહ બોલાય છે. તેમાં પારસી સાલ ૫૧૮ ગણવામાં આવયું છે, તે યઝદેઝરદી સાલ છે. યઝદેઝરદી ૬૧૯ મું વરસ તે હી૦ સ૦ ૧૨૬૯ ની લગભગ નજીક આવે છે.

મી૦ એંગમેનની ફરી ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે મજકુર જ બોલનો અરથ જરથોસતી વતીકે આલીબીરનીએ વાપરયો નથી.

## મી૦ ડોસાભાઇ બેજનજી મોતીવાલાની જુબાની.

મી૦ ડોસાભાઇ બેજનજી મોતીવાલાએ મી૦ લાઉંડસની તપાસમાં જણાવયું કે હું હાઇ કોરટનો જુનો દુભાશીયો અને ટ્રાનસલેટર છું. અંજુમન બોલ અમે આખી પારસી કોમને લાગુ પાડયે છીયે પણ શબ્દ કોશમાં તેના મતલબ સભા વગેરે કરવામાં આવયો છે. એ શબદ ગુજરાતીમાં વપરાય છે, પણ પરથમ ફારસી શબદ છે. નાના મોટા અંજુમન શબદ શાની જાણમાં આવયો હતો. પારસીઓ તેની મતલબ એવી કરે છે કે જવાન બુઢાઓની બેગી અનજુમન. મને દેખાડવામાં આવતા દસતાવેજમાં નાની મોટી અનજુમન શબદ વાપરવામાં આવયો છે અને તેમાં જણાવવામાં આવયું છે કે નાનીમોટી અનજુમન બોલાવયા વગર પંચાયતના ટ્રસટીઓ નેમવામાં આવયા છે તેનો અરથ નાની અથવા મોટી અનજુમન એવો હું કરું છું. પારસી પ્રકાશમાં નાની મોટી અનજુમન મળીને એવા બોલો વાપરવામાં આવયા છે તેનો અરથ હું પારસી કોમના સઘળાઓ જવાનો તેમજ બુઢાઓ એવો હું કરું છું.

અત્રે મી૦ જસટીસ બીમને સવાલ કરયો હતો કે છોકરાઓ પણ તેમાં સમાય કે?

મી૦ મોતીવાલાએ તેનો જવાબ આપતાં જણાવયું કે, જશનની ક્રીયાના સંબંધમાં એવો શબદ વપરાયલો હોય ત્યાં સમજણમાં આવેલા છોકરાઓને પણ અનજુમનમાં ગણું છું. અનાવકીનો ધંધો કર

નારી પારસી સ્ત્રીઓને અમીવારીઓ તથા આતશબેહેરામમાં દાખલ થતાં અ ટકાવવાના સંબંધમાં આલબલેસબાગમાં સભા બોલાવવામાં આવી હતી. તેનો હેવાલ આપનારૂં ચોપાનીયું ટ્રસટીઓ તરફથી બાહેર પાડવામાં આવયું હતું. તેમાં આવેલી નાનીમોટી જરથોસતી અનજુમન બોલાવવામાં આવી હતી એવા જે બોલો આવયા છે તેનો અર થ હું જવાનયાઓ તેમજ બુઝરોગોની મળેલી આખી પારસી અનજુમન કરૂં છું. આ અનજુમનમાં છોકરાઓ આવી શકે નહી. ફકત ઉમરે પુગેલા જવાનયા ઓજ આવી શકે.

અનજુમન એટલે સામાનય કોમ.

સાક્ષીએ ઉલટપાલટ તપાસમાં જણાવ યું કે અનજુમનનો અરથ સામાનય રીતે કોમ તરીકે થાય છે ઉઠમણાની ક્રીયામાં ઉઠ ણામાં ગયલા લોકોને અનજુમનના પ્રતીની ધીઓ તરીકે ગણવામાં આવે છે. તેમજ ઉઠમણાની મંડળીને અનજુમન તરીકે ઓળખવામાં આવે છે. તેમાં હાજર રહેલાઓની સંખયા ઓછી હોય કે વ ધતી હોય તે છતાં તેને અનજુમન ત રીકેજ પીછાનવામાં આવે છે. મોબેદો ઉઠમણાની મીજલસને અનજુમન તરીકે ઓળખાવે છે. એવા શબદ વાપરનારો મોબેદ જો ફારસી જાણતો હોય તો એમ બોલવામાં તેની શુભ મતલબ મંડળી કે સભા હોય કે જે ફાર સી બોલ અનજુમનની મતલબ ઉઠમણા ની ક્રીયામાં ભખાતા જાહેર કરતા વેળા મંડળીને અનજુમન તરીકે બોલાવે છે. તે વેળા તેનો અરથ મોબેદ પારસી અ નજુમનના પ્રતીનાધીઓ તરીકે કરવો હો ય. મારી ઉમર ૫૯ વરસની છે. મારો જનમ મુંબઇમાં થયો હતો અને મુબ ઇનો રહેવાસી છું. પ્રતીવાદીઓ દોખમા તથા બીજાં ધરમખાતાંઓના ટ્રસટીઓ છે, તે વાત મને ખબર છે. તેમના આ મળ થઇ ગયલા ટ્રસટીઓ તેમજ હાલના પણ હીસાબો બહાર પાડતા હતા. દર વર સે હીસાબ બહાર પાડતા હતા, કે નહી તે હું જાણતો નથી. પણ હીસાબ બહા ર પાડતા આવયા છે. હું પોતે તો તેમના હીસાબથી સંતોશ પામયો છું, પણ આખી કોમ માટે હું મારૂં મત આપી શકતો નથી. હું જાણું છું તયાંસુધી કોમના કોઇ પણ સમાસદે કશો વાંધો હજી સુધી ઉઠાવયો નથી.

મી૦ જસટીસ દાવરે સવાલ કરયો કે એ બધી ચીજની શું જરૂર છે તે હું સ મજી શકતો નથી. સવાલ એટલોજ છે કે તેઓ કાયદેસર નેમાયા છે કે નહી? સામી પક્ષ માત્ર એટલીજ બાબત ચલાવે છે કે તેઓની નેમણુંક કાયદેસરની ન હતી.

મી૦ સ્ટ્રેંગમેને જણાવયું કે તેમના સામે ગેરકાયદેસરની ગેરવરતણુંક ચલા વવાનો આરોપ છે.

મી૦ જસટીસ દાવરે જણાવયું કે તેમાં હીસાબની બાબત સમાવવામાં આવી નથી.

મી૦ સ્ટ્રેંગમેને જણાવયું કે, ધારો કે કાંઇક સંજોગ વચે તમો નામદાર એવું ઠરાવો કે આ ટ્રસટીઓ કાંઇ કાયદેસર ચુંટી કહડાયા નથી, તો સવાલ એ ઉભો થશે કે કોણ નેમાવા જોઇયે.

મી૦ જસટીસ દાવરે જણાવયું કે, કો ણ નેમાવા જોઇયે અને વળી કોણે નેમ વા જોઇયે? ધારો કે તેઓ કાયદેસર ને માયા નથી એવું ઠરે તો પણ મી૦ બા ઉંડસ કહે છે કે તેઓ આબરૂદાર અને સારાં માણસ છે સીવાય કે ઓફસ બા બદમાં આડે મારગે દોરવાયા છે, તે સીવાય તેમની સામે બીજું કાંઇ નથી.

મી૦ સ્ટ્રેંગમેને જણાવયું કે, મેં એ વા શબદો મારા મીત્રના મોહોંમાંથી ક દી સાંભળયા નથી.

મી૦ બાઉંડસે જણાવયું કે મને એવી સલાહ મળી છે કે સઘળા પ્રતીવાદીઓ આબરૂદાર અને ભલા માણસો છે. હાલ ગીરીમરયું માત્ર એટલુંજ છે કે તેઓ એ ભુલથાપ ખાધી છે.

મી૦ જસટીસ દાવરે જણાવયું કે, વા દીઓની ફરીઆદ એવી છે કે ટ્રસટીઓ વાજબી રીતે વરતતા નથી. તેઓ પો તાના ઓધા માટે નાલાયક છે યા એવાં બીજાં કશાં વીશેષણ લગાડવામાં આ વયાં નથી.

આગળ ચાલતાં મી૦ સ્ટ્રેંગમેને જણા વયું કે, મારા મીત્રે જે વાકયો ઓચરયા

છે તે મારી યાદ પ્રમાણે પ્રતીવાદીઓ તેમના સેક્રેટરીથી દોરવાયા છે.

મી૦ જસટીસ હાવર-પણ એક પણ રૂપીઓ આડે મારગે ખરચયો છે એવું કાંઇ બોલાયું નથી.

મી૦ લાઉંડસ—જો મેં તેવું કાંઇ પણ કહયું હોય કે હીસાબમાં ખોટું છે, વગેરે તો તે સઘળું હું પાછું ખેંચી લઉ છું. જો કે મેં તેવું કદી કહયું નથી.

મી૦ સ્ટ્રેંગમેન—આગળ વધીને તમે એવું કહયું છે કે ધારાશાસ્ત્રીઓ સનમુખ ખોટું કહયું છે.

મી૦ લાઉંડસ—હું કદી નથી બોલ્યો.

મી૦ સ્ટ્રેંગમેન-ટુંકા અક્ષર લખનારની નોંધ મોજુદ છે.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠ હતી.

બપોર પછીની તપાસ.

મી૦ ડોસાભાઇ બેજનજી મોતીવાલાએ બપોરના ખાણા પછી મી૦ સ્ટ્રેંગમેનની ઉલટપાલટ તપાસમાં જણાવયું કે, દસતાવેજો મારા હાથમાં આવયા છે તે ઉપરથી હું જાણું છું કે ત્રસ્ટીઓ ખાલી પડતી જગા પુરતા જાયછે, તેને દશ પંદર વરસ થયાં હશે.

નામદાર મી૦ જસટીસ હાવરના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવયું કે જશનની મીજલસમાં બોલવા ઉઠનાર અનજુમનના સાહેબો કે મીજલસના સાહેબો કરી બોલે છે.

અત્રે મી૦ લાઉનડસે પોતાનો મુકદમો પુરો કરેલો જણાવયો હતો.

## મી૦ સ્ટ્રેંગમેનનું ભાશણ.

મી૦ સ્ટ્રેંગમેન પડેલી જુબાની ઉપર બોલતાં જણાવયું કે આ મુકદમાને ત્રણ અઠવાડીયા થયાં છે. વાદીઓનું કહેવું એવું છે કે ત્રસટીઓ કાયદા પ્રમાણે નેમાયા નથી. ત્રસટીઓ નેમવાનો હક અનજુમનને છે. લાયક ત્રસટીઓની કોરટે નેમણુક કરી. વાદીઓ ૧૮૫૧ ના ડીડ ઉપર ત્રસટીઓની નેમણુંક સંબંધી વાંધો ઉઠાવે છે જયારે ૧૮૮૪ ના ડીડ સામે બે રીતનો વાંધો લેવા માંગે છે. ફરીઆદનામામાં ત્રસટીઓને ખસેડવા માટે એકજ કારણ બતાવવામાં આવયું છે અને એ છે કે તેઓને કાયદાપુરવક નેમવામાં આવયા નથી. હાલના ત્રસટીઓએ ૧૮૫૪ અને ૧૮૮૪ ના ત્રમરો કબુલ રાખયાં છે અને ત્રસટ તેઓએ કબુલ રાખયાં છે તેનો દરેક રીતે તેઓ બચાવ કરવા તઇયાર રહેવા જોઇએ. હાલ તેઓને બચાવ કરવાની ફરજ પડી છે કારણ કે કોમમાં બે તડ પડેલાં છે અને સામી પક્ષના વાચારો છે તે કોરટની સનમુખ રજુ કરવાની તેમની ફરજ છે. હાલની અરજની સામે થનાર મોટો ભાગ છે અને ત્રસટીઓએ જે ઠરાવ કરયા છે તે ઉપરથી તે પુરવાર થાય છે. અમારી સામે એવો આરોપ મેલવામાં આવયો છે કે અમે બંને પક્ષ વચે રાસની હાથે વરતતા નથી પણ આ ઠેકાણે યાદ રાખવું જોઇએ છે કે પક્ષકારો વચયે તડાં પડેલાં છે. વાદીઓ દગાનું પ્રતીવાદીઓ સામે કાંઇ આલ મેલતા નથી, પણ મી૦ લાઉનડસે એવું જણાવયું કે કાયદની નજરે જોતાં પ્રતીવાદીઓ ગેરવરતણુક માટે જવાબદાર છે. તેવા મી૦ લાઉનડસના બોલવાને વરતમાનપત્રોમાં જાહેરાત આપવામાં આવી છે અને તેમાં એવું જણાવવામાં આવયું છે કે ત્રસટીઓ જાણતા હતા તે વાત છુપાવી પોતાની મતલબનો અરથ ઉઠાવવા માટે ધારાના હામાયતીઓ માટે સલાહ લેવા ગયા હતા. ઉપલા આરજો ખેંચી લેવામાં આવયા નથી. વળી ત્રસટીઓએ ચોકસ વાતો પોતાની જાણમાં હતી એ છુપાવી છે એવા પણ આરોપ મેલ્યા છે પણ ત્રસટીઓએ તેવું કાંજ છુપાવયું નથી. વળી જુદદીનોને ધરમમાં લેવાની બાબદ તેઓએ છુપાવી હતી એમ પણ કહેવામાં આવયું છે પણ વાદીના સાક્ષીઓથી શું પુરવાર થાય છે. તેઓ માત્ર એટલુંજ કહે છે કે સેંકડો વરસોની વાત ઉપર ત્રણ પંડીતોને ધરમમાં લેવામાં આવયા હતા, પણ તે બીનાને તો સેંકડો વરસો થઇ ગયાં છે. એકપણ વાદીના સાક્ષી જણાવી શકતો નથી કે ઉપલા સીવાય બીજા કોઇપણ જુદદીન માબાપના પેટનાને પારસી ધરમમાં લેવામાં આવયો હોય એવો તો એકપણ દાખલો મુંબઇમાં જણાયલોજ નથી. વળી એવું કહેવામાં આવયું છે કે પંચા

પછે ઠરાવ પ્રગટ કરાવયો તયારે એડવો કેટ-જનરલનું જે મત લેરામાં આવયું હતું તે ત્રસટીઓએ છુપાવયું હતું. બીના નીચે મુજબ હતીઃ-પ્રથમ તેઓ એક પારસી કાઉનસલ પાસ ગયા હતા અને ચોકસ મત મેળવયું હતું તયારપછી તેઓએ બીજા કાઉનસલનું મત લીધું હતું અને તે ઉલટું હતું. પોતાની કોમના કાઉનસલે જે મત આપયું હતું તે મુજબ ચાલવાને બદલે તેઓ ત્રીજા કાઉનસલ પાસે ગયા હતા અને તે કાઉનસલે પોતાની કોમના કાઉનસલના મતને મળતું મત આપયું હતું અને પછી ત્રસટીઓ તે ત્રીજા કાઉનસલના મત મુજબ ચાલયા હતા. હવે તે મત શામાટે જાહેર લોકોમાં કરવામાં ન આવયું હતું? તે કાંઇ છુપાવવામાં આવયું નહોતું પણ તેમના ધારાના હીમાયતીએ તે છપાવવાની ના પાડી હતી. તયારપછી અનજુમનની સભા મળી હતી અને તેમાં ઠરાવ પસાર કરવામાં આવયો હતો. હવે વાદીઓ એવું આળ મુકે છે કે સભામાં ઠરાવ પસાર કરવામાં આવયો તયારે અમે એ કાઉનસલોના ત્રણ જુદાં જુદાં મતો પ્રગટ કરાવયાં ન હોતાં. અમે તેમ કરયું હતું, કારણકે શું ઠરાવ પસાર કરવા તે માટે કાઉનસલે મત આપયું હતું અને તે મત મુજબ અનજુમને ઠરાવો પસાર કરાવયા હતા. અમે ચોકસ ત્રસટો સવીકારેલાં છે અને તે ત્રસટોનો કાયદાપુરવક રીતે બચાવ કરવા માટે બનતું કરવાની અમારી ફરજ છે. અમે ચોકસ ત્રસટો કબુલ રાખેલાં છે અને તે ચોકસ ત્રસટ ડીડોને આધારે કબુલ રાખેલાં છે અને તેનો દરેક કાયદાપુરવક રીતે બચાવ કરવા અમે તઇયાર છીએ. વાદીઓ ધારાના હીમાયતીઓના મત છુપાવવાનો આરોપ મેલે છે પણ તે મત શું તેની તેમને દાવો માંડવા આગમજની ખબર મળી ચુકી છે આથી અમારૂં કહેવું એવું છે કે વાદીઓ દાદ માહે છે કે ત્રસટીઓને ખસેડવા જોઇએ કારણકે તેઓએ ચોકસ બાબદો મત લેતાં છુપાવી હતી તે વાત તો તદન પુરવાર થઇ નથી.

નામદાર મી॰ જસટીસ દાવર-મી॰ લાઉનડસે જે બાબનું કહ્યું છે તે ઉપરથી એટલું તે માંગે છે કે ત્રસટીઓને તેમના હોદા ઉપરથી ખસેડવા જોઇએ કારણકે તેઓ કાયદાપુરવક નેમાયલા નથી.

મી॰ સેંગમેન-તયારે મતો છુપાવવાનો આરોપ મેલવાની કાંઇ જરૂરજ ન હોતી અને તે આળ વાદી તરફથી ખેંચી લેવામાં આવયાં નથી. આ આળો પ્રગટ થયાં છે અને જો તે ખેંચી લેવામાં ન આવે તો હું તે સંબંધમાં સાક્ષીઓ બોલાવવા માંગુ છું કારણકે વાદી પક્ષ તરફથી તે પ્રગટ કરાવવામાં આવયા છે.

મી॰ જસટીસ દાવર-મી॰ લાઉનડસ તમે દસતાવેજ છુપાવવાના અને ત્રીજા ધારાના હીમાયતીનું મત લેતાં ત્રસટીઓની જાણમાં જે વાત હતી તે છુપાવી મત લેવા ગયા તે આળો માટે શું કહેવા માંગો છો?

મી॰ લાઉનડસ-હું એટલુંજ કહેવા માગું છું અને એટલોજ આળ મેલું છું કે, ત્રસટીઓ આ બાબદ અપક્ષપાત રીતે વરતયા નથી. તે શીવાયના દસતાવેજ છુપાવવાના જેવા મેં કાંઇ આળ મેલયા નથી અને તેવું જો હું બોલયો હોઉં તો તે હું ખેંચી લેઉ છું મારૂં કહેવાનું એટલુંજ છે કે ત્રસટીઓ કાયદા પ્રમાણે નેમાયા નથી અને તેથી તેમને ખસેડવા.

નામદાર જજે ઉપલા બનાવની નોંધ લીધી હતી.

મી॰ સેંગમેને આગળ ચાલતાં જણાવયું કે, ૧૮૫૧ ના વરસ પછી તે વખતના ત્રસટીઓએ બીજા ફંડો સથાપયા હતાં અને ૧૮૭૧ સુધીમાં મોટી સંખયાના ફંડો ઉભા થયાં હતાં. ૧૮૭૧ માં જે ડીડ બનાવવામાં આવયું હતું તેમાં આગલા ત્રસટીઓને કબુલ રાખવામાં આવયા હતા અને ૧૮૫૧ થી ૧૮૭૧ સુધીમાં જે ફંડો થયાં હતાં તે તેઓએ લાધાં હતાં. ૧૮૭૧ પછી ત્રસટીઓએ બીજા ફંડો ઉભા કરયાં છે પણ તેને લગતું કાંઇ ત્રસટડીડ નથી. પરીણામ એ આવયું છે કે ૧૮૦૬ થી ૧૮૫૧ ના ડીડના પંદર ફંડો રૂપીઆ

સાદા છ લાખના થયાં હતાં જયારે બીજા ફંડો બેતાળીસ લાખના થયાં હતાં. હવે બેતાળીસ લાખના સંબંધમાં ફંડો ૧૮૫૧ પછીના ઉભાં કરવામાં આવેલા છે.

અત્રે વધુ તપાસ મંગળવાર ઉપર મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## મી૦ જસટીસ દાવરે સમજુતી કરવાને કરેલી સુચના.

---

## કોરટને સમજુતીને લગતી જાહેર કરેલી શરતો.

---

## ત્રસટીઓની નેમણુંક સંબંધી કોરટનો અભીપ્રાય.

---

## મી૦ જસટીસ બીમને બતાવેલી આશા.

---

## નામદાર વડા જડજે વચે પડવાની બતાવેલી ખાહેશ.

(અખબારે સોદાગર, તા૦ ૪ થી માર્ચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી અઇકાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એફ. તલેયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લાંચ અને ઓવનની ફરમાસથી મા૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મા૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### સમજુતી કરવાની કોરટની સુચના.

શરૂઆતમાં વાદીઓ તરફના ધારાના હીમાયતી મી૦ લાઉનડસને ગેરહાજર જોઇ મી૦ જસટીસ દાવરે પુછયું હતું કે મી૦ લાઉનડસ કયાં ગયા છે?

મી૦ તાલયારખાને જણાવ્યું કે તેઓ નાશક ખાતે ગયા છે અને અત્રે કોરટમાં બાર વાગે આવી પુગે એવી વકી છે.

આ૦ મી૦ જસટીસ બીમને તે પછી જણાવ્યું કે મી૦ સ્ટ્રેંગમેન પોતાનો મુકદમો આગળ ચલાવે તે અગાઉ કોરટ આ મુકદમાનાં સંબંધમાં એવું મત ધરાવે છે કે સઘળી મતફેરી દુર કરી હાલના ત્રસટીઓને જીંદગી સુધી પોતાના ઓધાપર ચાલુ રાખવા, પણ તેમના પછી કોણને નેમવા તે માટે એક જુદી યોજના કમીશન મારફતે ઘડી કહાડવી.

આ૦ મી૦ જસટીસ દાવરે જણાવ્યું કે વડા જડજ સર લોરેનસ જેનકીનસની એવી ખાહેશ છે કે આ મુકદમો હવે વધારે વાર લંબાવવો નહી. અને હાલના ત્રસટીઓને તેમના ઓધાપર ચાલુ રાખવા. પછી જુદદીનોને જરથોસતી ધરમમાં દાખલ કરવા સંબંધી ત્રસટીઓ જે કાયદા ઘડી કહાડે તે સઘળા હવે પછીના વખતને લાગુ પડે એમ અમો ઠેરવવા માંગયે છીએ. વલી જે નાની મતફેરાઓ હસતી ધરાવે છે તે પણ દુર કરી નાખવાની વડા જડજની ઇચછા છે.

મી૦ તાલયારખાન—આ મુકદમો મારાથી વડા મી૦ લાઉનડસે ચલાવયો છે. માટે તેઓ પાછા ફરે ત્યાં સુધી મી૦ સ્ટ્રેંગમેનને પોતાનો કેસ આગળ ચલાવવા દેવો.

બચાવ પક્ષ તરફથી પોતાનો મુકદમો રજુ કરતાં મી૦ સ્ટ્રેંગમેને વધુ એમ જણાવયું કે હાલના ત્રસટીઓએ પોતાને સોંપાયલી મીલકતોનો વહીવટ પુરસંતોશકારક રીતે ચલાવ્યો છે અને તેટલા માટે નવા ત્રસટીઓની નેમણુંક કરવાનો તેમને પુરતો હક છે. વળી જે ત્રસટીઓને હસતક મીલકતો સોંપાએલી છે તેના સંબંધમાં કાંઇબી નવી યોજના થઇ શકશે નહીં.

## રજુ થયલા મીલકતોના નકશાઓ.

અત્રે મી૦ સ્ટ્રેંગમેને ત્રસટીઓને જુદા જુદા જરથોસતીઓએ જે જે મીલકતો સોંપી હતી તેને લગતો નકશો નામદાર જડજો સનમુખ રજુ કરયો હતો અને તેને લગતી હકીકત વીગતવારે સમજાવી હતી. મી૦ સ્ટ્રેંગમેને આગળ ચાલતાં પોતાનાં ભાશણ મધે જણાવયું કે મી૦ લાઉનડસે પોતાનો મુકદમો ખુલ્લો કરતી વેળા ત્રસટીઓ સામે કેટલાક ખુલ્લા આરોપો મેલ્યા છે અને કોરટનાં મન પર ખરાબ અસર ઠસાવવા માંગી છે. લાંબો વખત થયાં ત્રસટીઓ નેમાતા આવયા હતા અને તેમને હસતક મીલકતો સોંપાતી આવેલી છે અને તેમની સામે હાલ સવાલ ઉઠાવવામાં આવે છે.

જસટીસ મી૦ દાવર—પણ વાદીઓબી કોમના ઘણા આગેવાન છે અને તેઓબી બહુ લાગવગવાલા ગ્રહસથો છે અને કોમનો સારો વીશ્વાસ ધરાવે છે અને તેઓની એવી ઇચછા છે કે ત્રસટીઓની નેમણુકના સંબંધમાં કાંઇ નવી ફાયદાકારક યોજના ઘડી કહાડવામાં આવે તો આખી કોમને ફાયદો થાય.

અત્રે મી૦ લાઉનડસ કોરટમાં આવી પહોંચયા હતા. અને મી૦ જસટીસ દાવરે તેમને કોરટના વીચારો કહી સંભળાવયા હતા.

એ પછી મી૦ સ્ટ્રેંગમેને આગળ બોલતાં એમ જણાવયું કે ત્રસટીઓએ કોઇબી રીતે પોતાને સોંપાયલાં કામનો ગેરવહીવટ કરયો નથી અને તેથી નવા ત્રસટીઓની નેમણુક માટે નવી જુદી યોજના ઘડી કહાડવામાં આવે તે સમજી શકાતું નથી.

મી૦ જસટીશ દાવર—હાલના ત્રસટીઓનાં પ્રમાણીકપણા, તેમની દયાનત, અથવા તો તેમની સચાઇ સામે કાંઇબી સખુન લઇ જવાની વાદીઓનો મતલબ નથી, પણ તેઓ ફકત જે કહેવા માગે છે તે એટલુંજ કે હવે પછીના ત્રસટીઓની નેમણુ વખતે આખી કોમના સઘળા પ્રતીનાધીઓનું તતવ વધારે બોહળાં પ્રમાણમાં આમેજ થાય.

મી૦ સ્ટ્રેંગમેન—આ મુકદમો આજે આગળ ચલાવવો કે નહી તે બાબેની મુનસફી હું કોરટને સોંપુ છું.

મી૦ જસટીશ દાવર—તે બીના હું બંને પક્ષોનીજ મુનસફીપર છોડું છું. હું એમ કહેવા માગું છું કે કેસ જયારે નીવેડાપર આવવાની અણીપર આવે છે ત્યારે તેને જો તે વેળા આગળ ચલાવવા દેવામાં આવે છે તો તેવા સંજોગો વચે બંને પક્ષોની લાગણી દુખાવાનો સંભવ રહે છે. તેટલા માટે કોરટ એમ જોવા ઇચછે છે કે બંને પક્ષોને જો કોઇબી વાંધો ન હોય તો કેસ આગળ ચલાવવો બંધ કરવો.

મી૦ સ્ટ્રેંગમેન—નહી, નહી, તેવી અમારી મતલબ છેજ નહી, હાલનો મુકદમો આગળ ચલાવવા કોઇનીબી લાગણીઓ અમે દુખવીશું નહી. વાદીઓએ આ મુકદમો સારીજ નાશટાથી માંડયો છે એમ અમો માની લઇએ છીએ અને તેટલા માટે હું મારો મુકદમો આગળ રજુ કરતી વળા કોઇનીબી લાગણી દુખાય એવું કરીશ નહી.

## મી૦ સ્ટ્રેંગમેને આગલ ચલાવેલો મુકદમો.

આ ઉપરથી મુકદમો આગળ ચલાવવાની કોરટે રજા આપી હતી.

મી૦ સ્ટ્રેંગમેને તે પછી આગળ બોલતાં જણાવયું કે મેં આગળ એમ જ

જણાવયું હતું કે ૧૮૨૩ માં ત્રસટીઓનાં
હાથમાં ફકત રૂ.૮૦ હજાર જેટલું ફંડ
હતું.

હવે ૧૮૫૩ માં એ ફંડ ૩૧૫૪૦૦૦
ની રકમે પોહચયું હતું અને તે આખા
ફંડને તે વેળા જુદા જુદા ત્રટેમાં વ
હેંચી નાંખવામાં આવયું હતું. પારસી
કોમે ૧૮૫૧ પછી આ ફંડ ખતે અવારા
નવાર રકમો ભરયા કરી હતી, અને તે સ
ઘળ થી ફંડમાં ઉમેરો થતો હતો. એવી
રીતે ફંડમાં વધારો થવાનુ મુખય કારણ ત્ર
સટીઓપર વીશ્વાસ રાખીને તેમને જુદી
જુદી રકમો સોંપવાનું હતું. હવે પછી જે
જે જબાની રજુ કરીશ તે ઉપરથી હું ત
મો નામદારની ખાત્રી કરી આપીશ કે
જયારેબી ત્રસટીઓની જગયા ખાલી પ
ડતી હતી તયારે બાકીના ત્રસટીઓજ
નવા ત્રસટીઓ ચુંટી કહાડતા હતા. એ
નાં સંબંધમાં ૧૮૫૯ નાં સાલના "રા
સત ગોફતાર" માં એક આરટીકલ મા
રફતે એક લખાણુ પ્રગટ થયું છે.

મી૦ જસટીસ દાવર—તેને સને ૧૮૫૧
સાથે લાગતુંવળગતું છે?

અત્રે મી૦ લાઉંડસે મજકુર લખાણુ
સાપે વાંચી ઉ઼ઠી એમ જણાવયું કે
કોરટે અતયાર અગાઉનું એમ ઠેરવયું
છે કે આરટીકલો આ કેસમાં જબાની
તરીકે રજુ કરી શકાય નહીં.

મી૦ દાવર—અલબતાં એ આરટીકલ
જબાની તરીકે ઠરી શકશે નહીં.

એ પછી મી૦ એંગમેને ૧૮૭૬ નાં
સાલની "સતય મીત્ર" ની એક આરટીક
લ અત્રે વાંચી સંભળાવી હતી, જે મધે
એમ જણાવવામાં આવયું હતું કે કોઇ
બી ત્રસટીની ખાલી પડતી જગયા બા
કીનાં વડીલા ત્રસટીઓ પોતેજ પુરતા
હતા અને તે બાબેનો હેવાલ વરતમાન
પત્રોમાં આવતો હતો.

આ બીના આખી કોમને રોશન હ
તી અને આખી કોમ એમ જાણુતી હ
તી કે નવા ત્રસટીના નેમણુક બાકીનાં ત્ર
સટીઓજ કરતા હતા. વળી તે સામે
આખી પારસી કોમે કદીબી વાંધો ઉઠા
વયો નથી. વળી મી૦ લાઉનડસે પોતે પ
ણુ જણાવયું છે કે નવા ત્રસટીના નેમ
ણુક કરવાની સતા અનજુમનને છે. વ
ળી મી૦ લાઉનડસે બાર મેલીને જણાવ
યું છે કે મી૦ વાહાડયાએ પંચયતને
પોતના ત્રસટી તરીકેના હોધાનું રાજી
નામું આપયું હતું, અને તેના સં
બંધમાં મી૦ ફરામજી કાવસજીએ જણા
વયું હતું કે મી૦ વાહાડયાએ પોતાના
ત્રસટી તરીકેના હોધાનુ રાજીનામુ અન
જુમનને નહી પણુ પંચાયતના ત્રસટીઓ
નેજ આપયું છે.

નવા ત્રસટીઓ નેમવાની સુચના.

મી૦ એંગમેને આગળ ચાલતાં જણા
વયું કે મી૦ લાઉનડસે પોતાના તકરાર
દરમયાન એમ જણાવયું છે કે નવ ત્રસ
ટીઓને નેમવાની સતા આખી અનજુ
મનને છે, પણુ લોકો જયારે ત્રસ
ટોના જુદા જુદા ફંડોમાં નાણુાની ર
કમો ભરતા હતા તયારે તેઓને પુરતી
રીતે ખબર હતી કે નવા ત્રસટીઓને ને
મવાની સતા બાકીના ત્રસટીઓ ધરાવેછે.

મી૦ જસટીસ દાવર—૧૮૫૧ ના સા
લમાં જે ત્રસટીઓ હયાત હતા તેમને
નવા ત્રસટીઓ નેમવાના કાંઇ હકો મળ
યા હતા કે?

મી૦ એંગમેન—અલબતાં તેવા હકો
તેઓ ધરાવતા હતા અને તે બાબેની
ખબર આખી કોમને હતી અને તેની
માહીતી સાથેજ તેઓ ત્રસટીઓના ફં
ડોમાં નાણુાંની રકમો કહાડી આપતા હ
તા ત્રસટીઓને ૧૮૫૧ માં જે રકમો
મલી હતી તેમાં હાલ મોટો વધારો થ
યો છે અને અતયાર સુધીમાં તેમની
સથીતી ઘણી સધર બની છે. એ સઘલું
કોમનો તેમની ઉપર વીશ્વાસ હોયા વ
ગર કદીબી બને નહી.

એ પછી મી૦ એંગમેને જુદાં જુદાં
ફંડો બાબેની સમજ કોરટને આપી હ
તી અને સર દીનશાહ પીટીટ તેમજ સ
ર જમશેદજી જીજીભાઇના કુટુંબો તરફથી
કેટલી કેટલી મોટી રકમો મલી હતી તે
દેખાડી આપયું હતું અને જણાવયું હ
તું કે ત્રસટીઓને પોતામાથી ત્રસટીઓ
ની નેમણુક કરવાનો કેહલો બધો હક
રહે છે.

મી૦ જસટીસ દાવર—પણુ કાંઇબી ન
ફી યોજના કરવામાં આવે તો ત્રસટીઓ
ની નેમણુક જેઓએ નાણુાં ભરયાં હાય

પણ પાછળથી ખસી ગયા હોય તેમના કુટુંબના પ્રતીનીધીઓનું બી તતવ જલવાય એવી રીતે થઇ શકે.

મી૦ સ્ટ્રેંગમેન—મારી તરફથી ફક્ત એમજ દેખાડી આપવાની છે કે સેકડો જેમ નાણાંના રકમો કહાડી આપતા હતાં તેજ મુજબ ત્રસટીઓના કુટુંબ તરફથી મોટી રકમો મળતી રહી હતી અને એ સબબોસરજ તેઓ નવા ત્રસટીઓની નેમણુક કરવાની સતા ધરાવતા હતા.

મી૦ જસટીસ દાવર—૧૮૧૧ આગમચ ત્રસટીઓને કોણે નેમયા હતા?

મી૦ સ્ટ્રેંગમન—આગળ ચાલતાં તે હું જણાવીશ.

મી૦ સ્ટ્રેંગમેને આગળ ચાલતાં જણાવયું કે ત્રસટીઓ પોતાને હસતક જમીન અને ફંડો ઉપરાંત જે સથાવર મીલકતો બતાવે છે તે બીના તો મારા વીદવાન મીત્રે કોરટને જણાવીજ નથી. આવી સથાવર માલકતોમાંથી કેટલાકોના ત્રસટડીડો છે જયારે કેટલાકોના નથી પણ પાછળથી ત્રસટીઓએ પોતાને હસતકની સઘલી સથાવર મીલકતોનું એક જ ત્રસટડીડ બનાવવાનો ઠરાવ કરયો હતો કે જેથી જુદાં જુદાં ત્રસટડીડો માટે જુદા જુદા ત્રસટીઓની નેમણુક કરવાની મહેનતમાંથી તેઓ બચી જાય. તેવાં ત્રસટડીડોમાં ત્રસટીઓના પોતાના શરતો દાખલ કરવામાં આવે છે.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

બપોર પછીની તપાસ.

મી૦ સ્ટ્રેંગમેને ટીફીન બાદ કોરટ બેસતાં દસતાવેજ પુરાવા ઉપર બોલતાં જણાવયું કે કેટલાક ત્રસટડીડોમાં ત્રસટીઓને નીમવાની સતા આપવામાં આવી અને એવા ફંડમાંથી આજુબાજુની જે મીલકતો ખરીદવામાં આવી છે તે ઉપર પણ ત્રસટીઓનીજ તેવીજ સતા રહે છે.

મી૦ જસટીસ દાવર—જે મીલકતના તમે કાયદેસરના ત્રસટી નેમાયા હોય તે બાબદમાં કોરટ તમને કાયમ રાખે પણ જેમાં ત્રસટીઓની નેમણુક કાયદેસર ન હોય તેમાંથી ત્રસટીઓને ખસેડી કોરટ નવી યોજના માટે શા માટે હુકમ ન કરે, દાખલા તરીકે દોખમાની આજુબાજુની જમીન માટે ત્રસટીઓની નેમણુક કાયદેસરની નથી.

મી૦ સ્ટ્રેંગમેને જણાવયું કે, તેમને શા માટે ખસેડવા જોઇએ, કેમકે તેઓ તો તે હક આજ સુધી સો વરસ સુધી ભોગવતા આવયા છે.

બાદ કોરટ ઉઠતાં નામદાર મી૦ જસટીસ બીમને જણાવયું કે સવારના કોરટ ચોકસ સુચનાઓ કરશે અને તે ઉપર પક્ષકારો પુરતું ધયાન આપશે એવી કોરટ ઉમેદ રાખે છે. સુચના પ્રમાણે જો નહી ચાલવામાં આવે તો અમે એટલુંજ કહીશું કે તેમ કરનારને સારી સલાહ મળી નથી.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## વાદીઓએ કોરટની સુચનાઓ કબુલ રાખવાની બતાવેલી ખુશી.

---

## ત્રસટીઓએ આ સુચનાઓ કબુલ કરવાને પાડેલી ના.

---

## પ્રતીવાદીઓ તરફનો આગળ ચાલેલો મુકદમો.

---

## નામદાર વડા જડજે સમજુતી માટે ફરી બતાવેલી ખાહેશ.

(અખબારે સોદાગર, તા૦ ૬ ઠી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભ

ધી નવરોજી હાસકે મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન મી૦ બાકશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, બ્લંટ અને ઓરનના ફરમાસથી મી૦ ઇનવરારીટી, મી૦ રેઇકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### ટ્રસટીઓએ નાકબુલ રાખેલી સુચનાઓ.

કોરટ બેસતાં મી૦ લાઉંડસે જણાવ્યું કે ગેહલી સુનાવણી વેળા તમો નામદારોના મોઢામાંથી જે સુચનાઓ નીકલી હતી, તે ચોકસ નાના ફેરફારો સાથે સવીકારવાને મારાં કુલો તઇયાર છે એમ હું તમો નામદારોને જણાવવાની રજા લઉં છું.

મી૦ સ્ટ્રેંગમેને જણાવ્યું કે મારાં કુલો તેમજ અમે પણ એ સુચનાઓ ઉપર ઘણીજ ધીરજથી વીચાર ચલાવ્યો છે અને મને દલગીરી સાથે જણાવવું પડે છે કે તેઓ તે સુચનાઓ કબુલ કરતા નથી.

આ૦ મી૦ જસટીસ દાવર—તયારે તો તપાસ આગળ ચલાવવા વગર બીજો ઇલાજ નથી.

મી૦ સ્ટ્રેંગમેન—અમે સમજીએ છીએ કે નામદાર બંને જડજ વચ્ચે પડવા માંગે છે, એટલે મારા કુલો તરફનો ખુલાસો એ નામદાર સનમુખ થવો જોઇએ. તેઓ આ માટે સુચનાઓ સવીકારવાની ના પાડે છે.

આ૦ મી૦ જસટીસ દાવર—અમારી સથીતી એવી છે કે અમે આ મુકદમાનું છેવટ આણેલું જોવાને આતુર છીએ. હાલની સથીતીએ સમાધાની માટે વાજબી પાયો રચાયલો કહેવાય. અલબત્તાં પક્ષકારો ઇચ્છતા હોય તેવા ફેરફાર માટે છુટછાટ મુકવી જોઇએ. સમાધાની કરવાનું કામ કાંઇ અમારૂં નથી, પણ પક્ષકારોનું છે. મુકદમાનું છેવટ લાવવા વધુ તકરાર ચલાવવી હોય તો તે તમારી અને મી૦ લાઉંડસની વચ્ચે થવી જોઇયે, પછી તે બાબદ અમારે હાથ ધરવી જોઇયે.

મી૦ લાઉંડસ—ચોકસ ફેરફાર સાથે હું નામદાર કોરટ તરફની સુચનાઓ સવીકારવાને તઇયાર છું.

મી૦ સ્ટ્રેંગમેન—મારા કુલો સવીકારી શકે તેમ નથી.

મી૦ જસટીસ દાવર—બંને અગતના મુદા ઉપર?

મી૦ સ્ટ્રેંગમેન—હા, નામદાર બંને મુદાઓ ઉપર.

મી૦ જસટીસ દાવર—ટ્રસટીની ખાલી પડતી જગા પુરવાના સવાલ ઉપર વાદીઓએ પણ વીચાર કરવાનો છે.

મી૦ સ્ટ્રેંગમેન—મને એમ ભય છે કે કોરટની સુચના નહીં સવીકારવામાં અમે સારી સમજ વાપરી નથી. એવો ખયાલ બેસી જશે.

આ૦ મી૦ જસટીસ દાવર—તમારી પાસે ઘણુંજ મજબુત કારણ હોવાં જોઇયે તે અમારાથી ના પડાશે નહીં. અમે તમારો આખો મુકદમો સમજયા નથી અને હવે પછી મુકદમો કેવો વલણ લેશે તે જાણવા નહીં હોવાથી અમારા મન પર ખોટો છાપ બેઠો હોય. મને વધુ ખુલ્લાં દીલથી કહેવા દો કે આ મુકદમામાં ચોકસ સવાલો ઘણીજ અગતવતા ધરાવનારા છે. જો સંમતીનું હુકમનામું લેવામાં આવશે તો તેમાં અમે જે ડીકલેરેશન કર્યું તે કોમને ઠીક બંધન કરતાં થઇ પડશે. તેમાં જુદ્દીનને વટલાવવાના સંબંધમાં અંજુમને કરેલા ઠરાવો પણ સંમતના હુકમનામામાં દરસાવી શકે. વાદીઓ આવુ ડીકલેરેશન મેળવવાને બંધાયલા છે. તમારા કુલો પણ કોમનો લાભ જાળવવાને પોતાથી બનતું કરે છે અને એ ઠરાવો સદાના બંધ

બાબલા રહેલા જોવાને ઘણા આતુર છે. સમતીનું હુકમનામું કોમ ઉપર બંધન કરતાં હોય કે નહી હોય પણ કોમ જુદદીન નોને પારસી ધરમમાં લેવાના સંબંધમાં આંકોશ મુકવાનો હક ધરાવે છે તે કોઇથી ના પાડી શકાવાનું નથી. તેઓને એના સંબંધમાં કાયદા કાનુનો કરવાનો હક છે. એવા કાનુનો કોમને લાગતા વળગતા છે અને નહી કે એકાદ આસામીને.

મી૦ લેંગમન- એ એકલી બાબત પર અમારે વીચાર કરવાનો નથી. ધરમ ખાતાઓના સંબધમાં પણ અમારી લડત છે.

આ૦ મી૦ જસટીસ દાવર—અમારી પકી ખાત્રી છે કે અમારી સુચનાઓ નહીં સવીકારવામાં તમારી પાસે ઘણાંમજબુત કારણો છે. જો આપણે અને મી૦ લાઇંડસ એવા મતપર આવયે કે મતફેરની બાબદો ઉપર આપણે તકરારમાં ઉતરવું ઘણું ઉપયોગી થઇ પડશે અને તેમ કરી મુકદમાનો નીવેડો લાવી શકાશે તો નામદાર વડા જડજને મેહેનતમાં શા માટે લાવવા તેની મને સમજણ પડતી નથી. તે નામદારનો વખત ઘણો કીમતી છે અને હવે ટુંક વખતમાં તે નામદાર જવાના છે.

મી૦ લેંગમેન—સમજુતીપર આવવામાં કાંઇ પણ મદદ મળતી હોય તો અમે ખુશી થઇશું અને આપણે ચેમબરમાં બેસી મારા કુળો તરફનો ખુલાસો નામદાર વડા જડજ પણ સાંભળશે તો લાભજ થશે. વળી બીજી સુચનાઓ બાહાર આવવાની વકી રખાય છે.

મી૦ જસટીસ બીમન- હવે નામદાર વડા જડજ સનમુખ તકરારમાં ઉતરવા માટે વખત ફાજલ પડતો હોય એમ મને લાગતું નથી.

મી૦ લેંગમન—તયાં માત્ર ઇનફેરમલ કામ ચલાવવામાં આવશે. એવાં કામથી કંઇ સારૂં પરીણામ નીપજાવી શકાશે તે જણાતું છે.

મી૦ જસટીસ દાવર—તયારે પક્ષકારો, સોલીસીટરો, કાઉનસલો અને બેચ સાથ નામદાર વડા જડજ સાથે આપણે કાલે ચેમબરમાં બેસી મળીએ અને જે હુકમનામું લેવામાં આવે તેની શરતોપર વીચાર ચલાવીયે।

મી૦ લેંગમેન—અમને લાગેવળગે છે તયાં સુધી અમે અમારી સથીના તયાં સમજાવીશું અને પછી જે સુચનાઓ થાય તે બસી અને સારી થઇ પડશે. અમારી સથીતી ગુંચવાડાભરી છે.

મી૦ જસટીસ દાવર—કેટલો વખત લાગશે ?

મી૦ લેંગમેન—થોડોક વખત નીકળી જવો જોઇયે.

મી૦ જસટીસ બીમન—જેમ તમો તમારી સથીતા રજુ કરો તેમ તેને ફરી વળવા સામી પક્ષને પણ વખત જોઇયે. પણ તેનું સેટલ સારૂં આવે કે નરસું તે બીજી વાત છે.

મી૦ લેંગમેન—ખચીત તેવી આગમચેતી કરવી અશકય છે. મને મારો મુકદમો રજુ કરવા દેવો અને પછી તે ઉપરથી જુઓ કે અમારી સથીતી શું છે.

મી૦ જસટીસ દાવર—તમે પોતે અને મી૦ લાઇંડસ મસલત ચલાવી જુઓ અને કાંઇ સેટલ પર આવી શકાય તેમ લાગે છે કે નહી તેની તપાસ કરી કોરટને જણાવજો. હાલ તો તમારો મુકદમો રજુ કરો.

આગે મી૦ જસટીસ દાવરે જણાવયું કે ટ્રસટીઓ કોરટમાં હાજર થયા છે તેઓ ઘણા રોકાણવાળા આસામીઓ છે. અને તેઓ કોરટ છોડી જવા માંગતા હોય તો જાવ.

આ ઉપરથી મી૦ બમનજી પીટીટ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી અને મી૦ મેરવાનજી મનચેરજી કામા કોરટ છોડી ગયા હતા.

## મી૦ લેંગમેને આગળ ચલાવેલો મુકદમો.

મી૦ લેંગમેન અ પછી પોતાનો મુકદમો રજુ કરતાં જણાવયુ કે ૧૮૫૧ માં ટ્રસટીઓ હતાક બોન ફંડો આવયાં હતા. હવે આ ૧૫ ફંડના ટ્રસટી તરીક તેઓ વાજબી રીત નેનાવા હતા તે સવાલમાં ઉતરવાનું છે. આ ટ્રસટીઓને રૂ. ૪૫ લાખના રકમ મળી છે. અને તેમની સથીતી કામાડાણ થઇ શ્ર

હતી નથી. વળી ત્રસટીઓના કુટુંબોએ નાણાંની મોટી રકમો સખાવતમાં કહાડી એ ત્રસટીઓને સોંપી છે. સર જમશેદ જી પીટીટ તેમજ આનરબલ્સ કુટુંબોએ મળી રૂ. ૧૩ લાખ કહાડી આપ્યા છે. મારા મીત્ર મી૦ લાઉનડસ જણાવે છે કે ૧૮૨૩ ના ત્રસટડીડની રૂએ નેમાયલા ત્રસટીઓના વારસ તરીકે અમ ગણાવા જોઇએ યાને અમને ત્રસટી ગણાવાનો કાંઇ હક નથી, પણ ૧૮૯૬ ના ત્રસટ ડીડમાં પાછલા વરસામાં મળેલી સખા વત જણાવવામાં આવી છે તો પછી ૧૮૨૩ ના ત્રસટડીડની રૂએ અમે વાર સામાં ઉતરેલા કેમ ગણાઇયે. પાછળના ત્રસટડીડોની રૂયેજ અમે ત્રસટીઓ ને માયલા ગણાવા જોઇયે. ૧૮૮૪ નું ત્ર સટડીડ તેજ વરસમાં રજીસટર કરવામાં આવ્યું હતું. એની રૂયે અમે મીલકતે ને કબજો લીધો હતો. તે વેળા વાંધો લેવાવો જોઇતો હતો. તેમ થયું નથી અને છેક ૧૯૦૫ માં હાલના વાદીઓ તે સામે વાંધો ઉઠાવવા નીકળ્યા છે આ થી વાદીઓના દાવાને મુદતની બાધ લાગે છે.

## પારસી તવારીખ સંબંધી વિવેચન.

હવે હું પારસી તવારીખ ઉપર આ વીશ. મી૦ ડોસાભાઇ કરાકાની 'પારસી ઓની તવારીખ' ને લગતી ચોપડીમાં જણાવવામાં આવ્યું છે કે પંચાયત કા રટના અદાલત જેવી હતી, પણ તેની સ તા પાછલા વખતમાં નામની થઇ પડી હતી. ૧૭૭૮ માં પંચાયતે પોતાની સ તા પાછી ગ્રહણ કરવાની અરજ સરકા રને કરી હતી. એ વેળા મોબદો અને બેહદીનો વચે ઝગડો જાગયો હતો. સર કારે ઠરાવ બાહાર પાડી જણાવ્યું હતું કે પારસીઓએ પોતાના કોમમાંથી ૨૪ જણનાં નામ સુચવવાં, તેમાંથી સરકાર ૧૨ ને પસંદ કરશે. આવી રીતે સરકારે ૧૨ જણાની પંચાયત નેમી હતી. તા૦ ૪ થી મારચ ૧૮૧૮ ને દાને અનજુમ ને ૧૮ જણાઓની પંચાયત નેમી હતી અને તેમાં ખાલી પડતી જગા પંચાયત પોતે પુરતી આવી હતી. અંજુમનનો અરથ આખી કોમ કે કોમના થોડા ભા ગનો થાય છે તે કારટે નક્કી કરવાનું છે. નવસારીમાં કાઇ વખત એને અરથ દેશાઇઓ અને હસતુગે અને કાઇ વખતે આખી પારસી કોમ કરવામાં આવે છે. ૧૮૧૮ વાળી અંજુમન આ ખી પારસી કોમની કે થોડાઓની હતી તે કહી શકાતું નથી, તા૦ ૨ જી જુલા ઇ ૧૮૧૮ માં પંચાયતે પોતે ખાલી પડેલી જગા પુરવાનો દાખલો મળી આવે છે.

મી૦ લાઉંડસ—મી૦ ડોસાભાઇ કરા કાએ પોતાના ચોપડીમાં ૧૮૧૮ ની સ ભા વીશે લખતાં અંજુમન તથા પંચાય ત એકજ બોધો હોય એવી રીતે વાપ રયા છે. એ ઉપરથી ખુલ્લું જણાય છે કે મી૦ સ્ટ્રેંગમેન પંચાયતની જે સભા જણાવે છે તે અંજુમનની સભા છે.

## ખાલી પડતી જગયા પુરવાની રૂઢી.

મી૦ સ્ટ્રેંગમેને આગળ ચાલતાં જ ણાવયું કે બોલાયે પંચાયતમાં પંચાય તના ત્રસટીઓની ખાલી પડતી જગા કેવી રીતે પુરવામાં આવતી હતી, તેનો હેવાલ છે. એ પરથી જણાય છે કે હયાત રહેલા પંચાયતના ત્રસટીઓ બાકીના ત્રસટીઓની નેમણુક કરી તે માટે પાછળથી અંજુમનની બહાલી મેળવતા હતા અને તે પછી દાત રમાં તેની નોંધ લેતા હતા. ૧૮૧૮ માં પંચાયતના પહેલા ૧૮ અધી કારીઓની નેમણુક કરવામાં આવી હતી ૧૮૨૩ માં બે ત્રસટીઓના ખાલી પડે લી જગા એજ રીતે પુરવામાં આવેલી લાગે છે. ૧૭૮૭ માં સરકારે ૧૨ ત્રસ ટીઓની પંચાયત નેમી હતી, તે કયાં સુધી ચાલુ રહી તે કહેવું મુશ્કેલ છે. કાઇબી રીતે તેનો ૧૮૧૮ પેહલાં અંત આવયો હતો. એ વરસમાં ૧૮ જણા ઓની પંચાયત બનેલી જણાય છે.

હવે હું ત્રસટડીડો ઉપર આવું છું. ૧૮૨૩ના નવેમબર માસમાં વહાડયાએ અંજુમન ઉપર એક પત્ર લખી જણાવ યું હતું કે મારી પાસ પંચાયતના ના ણાં વયાજે અનામત મુકયાં છે, તે હું વધુવાર રાખવા માંગતો નથી. તમો એ

હેરખાની કરી એ નાણું મારી પાસેથી લઇ તમારે ગમે ત્યાં વયાજે મુકો. બીજો દસતાવેજ તા૦ ૧૯ મી નવેમબર ૧૮૨૩ ના છે અને તેની તારીખમાં ભુલ છે. એમ બીજા દસતાવેજો ઉપરથી જણાય છે. ખરું જોતાં એપર તા૦ ૨૮ મી નવેમબર ૧૮૨૩ ની જોઇયે. મી૦ લુકાડયાના પત્ર ઉપરથી ચાર આસામીઓએ કાયદેસર નાણું મેળવયાં હતાં અને તે મેસરસ રેમીંગટન અને કરાફરડને ત્યાં મુકવામાં આવયાં હતાં. એના સંબંધમાં ચાલેલો પત્રવહેવાર મી૦ એંગમેને વાંચી સંભળાવયો હતો. એ નાણાં વયાજે અનામત મુકવાની રસીદ તે વખતના ૪ ત્રસટીઓને મળી હતી.

અત્રે કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

**સગવડતીની ફરી સુચના.**

બપોરના ખાણા પછી કોરટ પાછી મળતાં નામદાર મી૦ જસટીસ બીમને મી લાઉંડસથી જાણવા માગયું હતું કે, પ્રતાવાદીઓ ફરીયાદીને વટગાવવા સંબંધમાં સગવડતીની બાબતમાં છુટછાટ મેલવા તઇયાર થાય તો વાદી પક્ષ ત્રસટીઓના નેમણુકના સંબંધમાં તેજ મુજબ છુટછાટ મેલવા તઇયાર છે કે નહી.

મી૦ લાઉંડસે જણાવયું કે મારા કુળ અહીં નથી તેથી હુ કાંઇ કહી શકતો નથી પણ નામદાર કોરટ કાંઇપણ વાજબી સુચનાઓ કરે તે મુજબ તેઓ ચાલવા તઇયાર છે.

મી૦ એંગમેને જણાવયું કે મારા કુળનો મુકદમા શું છે તે હું થોડા બોલોમાં રજુ કરી શકીશ પણ હું તે જાહેર કોરટમાં બોલવા માંગતો નથી.

મી૦ જસટીસ દાવર જણાવયું કે ચીફ જસટીસને આ બાબદમાં ઘણું લાગે છે. તમને હાલની બેંચ આ મુકદમા સાંભળવા નેમી હતી તયારે મી૦ પાદશાહના કહેવા પ્રમાણે સાત દીવસ અને મી૦ એંગમેનના કહેવા પ્રમાણે દશ દીવસ મુકદમો ચાલશે એમ મેં તે નામદારને જણાવયું હતું અને તે ઉપરથી તે નામદાર હાલની બેંચ આ મુકદમો સાંભળવા નેમી હતી. હવે મી૦ પાદશાહના અને મી૦ એંગમેનના બોલવામાં છુટછાટ મેલીએ તો મુકદમો પંદર દીવસ કે તેથી થોડા વધુ દીવસમાં પુરો થવો જોઇતો હતો. તોપણ આ મુકદમાનું સેવટ લાંબો વખત સુધીમાં આવે એવું હાલ જે રીતે મુકદમો ચાલે છે તે ઉપરથી હું જોઇ શકતો નથી આ બેંચ લાંબો વખત રહેશે કે નહી. તે હું કહી શકતો નથી, કારણ કે મી૦ જસટીસ બીમન ૫ માસની રજા ઉપર જનાર છે. આથી ઓરીજીનલ સાઇડના કામકાજને ઘણી અગવડ પડે છે. તમે જાણો છો તેમ તકરારી ચેમબરની બાબદ મને મારા રજાના દીવસોમાં અને કોરટ ઉઠવા બેસવા અગાઉ આટોપવી પડે છે તેમજ મી૦ જસટીસ બીમનને પણ કરવુ પડે છે. આ અમારી અંગત અગવડની અમે કાંઇ ફરીઆદ કરતા નથી પણ તેથી ઓરીજીનલ સાઇડનું કામકાંજ કાંઇ થઇ શકતુ નથી. કારણકે બીજી કોરટમાં નામદાર મી૦ જસટીસ રસલ એક લાંબા મુકદમામાં રોકાઇ પડેલા છે.

આ પછી નામદાર જડજો, પક્ષકારો તેમના ધારાના હીમાયતી અને સાલીસીટરો નામદાર મી૦ જસટીસ દાવરની ચેમબરમાં મસલત કરવા ઉઠત ઉઠયા હતા પણ કોરટ ઉઠતાં સુધી પાછા ફરીયા નહોતા.

---

# પારસી પંચાયત કેસ.

## નામદાર જડજની ચેમ્બરમાં ચાલેલી મસલહત.

## કોરટમાં પહેલવહેલીવાર હાજર થયલા પક્ષકારો.

## મુકદમાનો સમજુતીથી છેડો આવવાની રખાતી વકી.

## આવતી તા૦ ૧૬ મી ઉપર મુલતવી રહેલો મુકદમો.

(અખબારે સોદાગર, તા૦ ૭ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રકે મુંબઇના પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી અરદેશર આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફરેદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી અફ. તાલયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાશથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

પારસી પંચાયતને લગતાં જરથોસ્તી કોમમાં ભારે ચરચા ફેલાવી રહેલા ઉપલા મુકદમાની ૧૫ મી સુનાવણીનો દીવસ ગઇ કાલે હતો અને ગઇ પરમ દીને સાંજે નામદાર જડજોના ચેમબરમાં બંને પક્ષકારો વચ્ચે ચાલેલી મસલહતના પરીણામે ગઇ કાલે બપોરે ૧૨॥ વાગતે ચેમબરમાં ઉભા મુકદમા સબંધી સમજુતી માટે વધુ મસલહતરૂપી તપાસ ચાલી હતી

આ કેસના ઘણાક વાદીઓ (સર દીનશાહ મણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી બેરામજી જીજીભાઇ, વીગેરે) પહેલીજવાર ગઇ કાલે કોરટમાં હાજર હતા. તેઓ અને હાજર રહેલા પ્રતીવાદીઓ તેમજ બંને પક્ષના ધારાના હીમાયતીઓ ચેમબરમાં ઉપલે વખતે હાજર થયા હતા પણ તે પછી કોરટની સુચનાને અનુસરી પ્રતીવાદીઓ પોતાના ધારાના હીમાયતીઓ સાથ પાછા ચેમબરની બહાર આવયા હતા, એ પછી ચેમબરમાં વાદી પક્ષની કેટલીક મસલહત અને વીગત રજુ થઇ હતી આ મસલત અરધા કલાક સુધી ચાલી હતી. જે પછી તેઓ ચેમબરમાંથી (વાદી પક્ષ અને તેઓના ધારાના હીમાયતીઓ) બહાર પડયા હતા, જે પછી પ્રતીવાદીઓ (સર જમશેદજી બારોનેટ વીગેરે) અને તેઓના ધારાના હીમાયતીઓ ચેમબરમાં કેટલીક મસલહત અને વીગત રજુ કરવા માટે ગયા હતા.

પા કલાક ઉપર પ્રતીવાદી પક્ષની મસલહત ચાલી હતી, જે પછી નામદાર જડજોના હુકમથી પંચાયતના સેક્રેટરી એરવદ જીવણજી જમશેદજી મોદીને કેટલાક ખુલાસા માટે ચેમબરમાં બોલાવવામાં આવયા હતા.

એ પછી થોડો વખત રહી વાદી પક્ષના ધારાના હીમાયતી મી૦ લાઉંડસ પણ ચેમબરમાં હાજર થયા હતા અને આ મુકદમા સબંધમાં વધુ મસલહત ૨॥ વાગતા સુધી ચાલી રહી હતી, જે પછી કોરટ ટીફીન માટે ઉઠી હતી. ઉઠતા છુટાછવાઇ બંને પક્ષ તરફથી મેળાતાં

આ મુકદમાનો છેડો સમજુતીથી આવશે એવી સબરે વકી રાખવામાં આવે છે.

**મુલતવી રહેલી તપાસ.**

તીફીન બાદ કોરટ પાછી મળી નહોતી પણ ચેમબરમાં પક્ષકારો વચ્ચે થયેલી મસલહત રૂહે કોરટ તરફથી કરવામાં આવેલી સુચના ઉપર પારસી કોમના વીચારો જાણવાનું બની આવે તે માટે મુકદમની વધુ તપાસ આવતી તા૦ ૧૬ મી ઉપર મુલતવી રાખવામાં આવી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## મંઈ કાલે પાછી ચાલેલી તપાસ.

---

## પ્રતીવાદીઓએ મુકદમો આગળ ચલાવવાની બતાવેલી ખાહેશ.

---

## મી૦ સ્ત્રેંગમેને આગળ ચલાવેલું ભાશણ.

---

## ત્રસટીઓની નેમણુક કાયદેસર હોવાની દલીલો.

---

## ગરમીની રજા સુધીમાં મુકદમો પુરો કરવાની મી૦ સ્ત્રેંગમેનની કબુલાત.

(અખબારે સોદાગર, તા૦ ૨૦ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઈ તાતા અને ડા૦ નાનાભાઈ નવરોજી દાવર મુંબઈની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે મંડાએલા દાવાની વધુ સુનાવણી ગઈ કાલે હાઈ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભા દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ ચરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ત્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

**પ્રતીવાદીઓની મુકદમો આગળ ચલાવવાની ખાહેશ.**

કોરટ બેસતાં મી૦ ઇનવેરારીટીએ જણાવ્યું હતું કે પારસી અનજુમનની સભા મળી હતી અને તેનો શું અભીપ્રાય—

મી૦ લાઉંનડસ—મારા અસીલ જે કાંઈ કરે તેના સંબંધમાં હું વાંધો લઉં છું. તેવણે તો કોરટને એટલુંજ જણાવવું જોઈએ કે તેઓ મુકદમો આગળ ચલાવવા માંગે છે કે નહીં.

ઓ૦ મી૦ જસટીસ દાવર—સભામાં થયલા કામકાજ સાથે અમોને કશું પણ લાગતુવળગતું નથી. અત્રે સવાલ એટલોજ છે કે મુકદમો આગળ ચલાવવામાં આવનાર છે યા નહીં.

મી૦ ઇનવેરારીટી—તયારે અમો અમારો મુકદમો આગળ ચલાવયે છીએ.

મી૦ સ્ત્રેંગમેને એ પછી ત્રસટીઓનો મુકદમો આગળ ચલાવતાં જણાવ્યું કે સને ૧૭૮૭ ના સાલમાં બગાડ પંચાયતની મંડળી પારસી કોમોના આગેવાનોના બનેલા એક મંડળી હતી. અંગ્રેજના હાથમાં મુંબઈ શહેર આવયા પછી

પહેલી પંચાયત સ્થાપવામાં આવી હતી એટલે કે તે પારસીઓનું વડું મથક બનવા પામ્યું હતું. મુંબઈની પંચાયતની સલાહ બીજાં ગામોના પારસીઓ લેતા આવતા હતા, જો કે ઘર ના કામકાજોમાં તો નવસારી પોતાને આગેવાનમાં ખપાવવાનો દાવો કરતું હતું. મી૦ કરાકાએ પ્રગટ કરેલી ચોપડી ઉપરથી જ જણાય છે કે મુંબઈની પંચાયત ચુકાદાઓ આપનારી એક અદાલત જેવી હતી. મુંબઈની પંચાયત કોઈની પણ દરકાર કર્યા વીના ચુકાદાઓ આપતી હતી અને આ મુકદમાઓ પક્ષકારો ઘણી ખુશીથી સ્વીકારતા હતા. મુંબઈની પારસી પંચાયતની આવી સતા ૧૮ મી સદી સુધી રહેવા પામી હતી. એ મુદત પછી સરકારે નવી પંચાયત ૧૨ શખસોની બનાવી હતી. એક ત્રસટીએ પારસી પંચાયતના ફંડના સંબંધમાં તા૦ ૪ થી ડીસેમબર ૧૮૨૩ ને દીને એક પત્ર લખયો હતો. આ પત્ર લખનાર મી૦ ફરામજી કાવસજી બનાજી હતા. એ પત્ર ઉપરથી માલમ પડે છે કે રૂ ૧૮૦૦૦ ઉપરાંત રૂ ૨૦૦૦ વધયા હતા એટલે કે ત્રસટીઓના હાથમાં તે વખતે રૂ ૨૦૦૦૦ થી સહેજ વધુ નાણાં હતાઃ-

અત્રે મી૦ એંગમેને ઉપલો પત્ર વાંચી સંભળાવયો હતો.

આ૦ મી૦ જસટીસ દાવર—પહેલી ચુંટણી કયારે થઇ હતી ?

મી૦ એંગમેન—૧૮૧૮ માં.

**પહેલી પંચાયતની સ્થાપના.**

અનજુમને ચોકસ સંખયા ચુંટી કહાઢી હતા અને તેમાંથી સરકારે થોડી સખયા પસંદ કરી હતી. મી૦ લાઉનાં એ જણાવયું હતું કે સર જમશેદજીએ ૧૮૪૩ માં પત્ર લખયો તે આમ મજ પંચાયતના સભાસદોના ચુંટણી અનજુમન તરફથી થતી હતી અને સર જમશેદજીના વખતમાં એ રૂઢી બંધ થઇ ગઇ હતી. સરકારે ૨૪ શખસોના નામો માગ્યાં હતાં અને તેમાંના ૧૨ શખસોને સરકાર પસંદ કરતા હતા. આ યોજના કોમે માગણી કરવાથી અમલમાં મેલવામાં આવી હતી. આ ચુંટણી કહાયલા શખસો કોમના આગેવાનો હતા. સરવથી જુદી એ રૂઢી ૧૮૧૮ માં અમલમાં આવી હતી અને તે ૧૮૨૩ સુધી ચાલી હતી. ૧૮૨૩ સુધી કશું પણ ફંડ જુદું કરવાની તજવીજ કરવામાં આવી હતી નહીં. રૂ. ૧૮૦૦૦ જેટલી રકમ એક શખસ પાસે વયાજે મુકવામાં આવી હતી. આના સંબંધમાં સર જમશેદજી શું કહેવા માંગે છે તે આપણે જોઇશું. આ બાબત વીશે તો ફકરો ખુલાસે પંચાયત નામની ચોપડીમાં આપવામાં આવયો છે. તે ફકરામાં જણાવવામાં આવયું છે કે પારસીઓને મુંબઇમાં આવી વસવાને ૧૦૦ વરસ થવા આવયાં છે. તેઓમાં ઘણા તવંગરો છે અને આ અરસામાં ઘણી મોટી મોટી રકમો સખાવતમાં આપવામાં આવી છે તેવીજ રીતે મોટી રકમો ખરચાઇ પણ છે. આ ખરચનો હીસાબ રાખવામાં જોઇએ તેવી સંભાળ લેવામાં આવતી નથી. તેથી કુદરતી છે કે આવી બેદરકારીના સબબે કોમ વધુ સખાવત કરવાને વાજબી રીતે આનાકાની બતાવે છે. આથી હવે આ સવાલ પંચાયતે ઉંચકી લેવો જોઇએ છે. મી૦ વહાડયાજી હોરમસજી બમનજી તા૦ ૧૨ મી મારચ ૧૮૨૬ ને દીને ગુજરી ગયા હતા અને તેમણના દીકરાને પંચાયતના સભાસદો તરીકે પંચાયતે નેમયા હતા. તેવણે પોતાના પીતાની જગવા સ્વીકારી હતી એમાં તો કશો શક નથી. પણ તેવણને હઇયાત ત્રસટીઓએ નેમયા કે કોઇ બીજાઓએ નેમયા તે માલમ પડતું નથી. તા૦ ૫ મી મે ૧૮૨૬ ને દીને એના સંબંધમાં દસતાવેજ લખવામાં આવયો છે. એ દસતાવેજ ઘણો ગુંચવાડા રવા છે. મી૦ વાડયાજી નવરોજી ત્રસટી હતા અને મી૦ જેહાંગીર ફરામજી દાવર પંચાયતના સભાસદ હતા એમ આ દસતાવજમાં જણાવવામાં આવવું હતું. ૧૮૨૬ થી ૧૮૩૫ સુધીનો કશો પણ દસતાવેજ હાથ લાગતો નથી, પણ તા૦ ૮ મી જુન ૧૮૩૫ નો પત્ર હાથ લાગયો છે. મી૦ વહાડયાજી નવરોજીએ પારસી પંચાયતના સભા

સદો ઉપર એ પત્ર લખયો હતો, પણ હેઠળ મી૰ ફરામજી કાવસજી બનાજીનું લખાણ છે, યાને શેરો મારયો છે. એ ક સભાસદનું રાજીનામું હોય એવી મતલબનો એ પત્ર મ લમ પડે છે અને તેમાં પોતાની જગયાએ એક નવા સભાસદની નેમણુક કરવાનું સુચવવામાં આવયું છે. ઉપલા શેરામાં જે વીગતો જણાવવામાં આવી છે તેપરથી માલમ પડે છે કે, પંચાયત માત્ર સંસારી બાબતો માટે હતી અને નહી કે ધરમખાતાંઓ માટે. એ પત્રમાં વધુ જણાવવામાં આવયું છે કે પંચાયતનું સંસારી કામ તેના સભાસદોને માથે નાંખવાને બદલે બહારકોટના પારસીઓને લગતું કામ બહારકોટના આસામીઓને તથા કોટનું કામ કોટના આસામીઓને માથે નાખવું જોઇયે. મી૰ બનાજી પંચાયતને માટે અંજુમન શબ્દ વાપરે છે. પંચાયતની તા૰ ૨૩ મા જુન ૧૮૩૬ ને દીને મળેલા સભામાં નવા સભાસદોની નેમણુક કરવામાં આવી હતી. તે ઉપરાંત બાજા સવાલો હાથ ધરવામાં આવયા હતા. તે માંનો એક રાખેલા અંઓના છોકરાંઓને સુદરો પહેરાવનાર મોબેદના સંબંધમાં તેને પંચાયતના હોકમ વગર સદરા પહેરાવવા માટે ઠપકો આપવાનો તથા નાન લીધા વગર તેને મોબેદીનુ કામ કરવા નહી દેવાનો ઠરાવ પસાર કરવામાં આવયો હતો. મી૰ નવરોજી વાડયા અને મી૰ ફરામજી બનાજીએ જણાવયું હતું કે પંચાયતના સભાસદો બરાબર કામ કરતા નથી. આથી ઉપર જણાવયા મુજબ પંચાયતે ૩૭ સભાસદોના નેમણુક કરી હતી. પણ તે માટે પાછળથી અનજુમનની બહાલી લેવામાં આવી હતી કે નહી તે કાંઇ માલમ પડતું નથી.

સર જમશેદજી જીજીભાઇ પારસી બેનાવોલંટ ઇનસટીટયુશન માટે રૂપયા ત્રણ લાખ જેટલી રકમ સને ૧૮૪૨ મા આપવામા આવી હતી, પણ તેના સંબંધમાં ત્રસટડીડ છેક ૧૮૪૫ ના સાલમાં બનાવવામાં આવયું હતું. તા૰ ૧૫ મા જુન ૧૮૪૪ ને દીને પોતાને સરનો ખેતાબ આપવામાં આવયો તે માટે તેમને પારસી કોમ તરફથી મુબારકબાદી મળી હતી, તેના જવાબમાં સર જમશેદજીએ પારસીઓ માટે શાળાઓ સથાપવા સારૂ રૂ ૨૫૨૦૦૦ ની રકમ કહાડી આપી હતી.

એ૰ મી૰ જસટીસ દાવર-તમો જણાવી ગયા છો, કે ૧૮૫૧ ના સાલમાં રૂપયા દોઢ લાખ જેટલી મીલકત હતી, તે સર જમશેદજીવાલી ઉપલી રકમથી અલગ હતી કે?

મી૰ એંગમેન-સને ૧૮૫૧ ના ત્રસટડીડમાં ફકત ૧૪ ફંડોજ દાખલ કરવામાં આવયાં હતાં, જેની એકંદર રકમ રૂપયા દોઢ લાખ જેટલી થવા ગઇ હતી.

## આગળ પંચાયતના સભાસદોની કેમ નેમણુક થતી હતી?

મી૰ એંગમેન આગલ ચાલતાં જણાવયું કે ખોલાસે પંચાયતમાં જણાવવામાં આવયું છે કે ૧૮૪૩ માં ૧૮ સભાસદોમાનાં ૧૩ હઇયાત હતા અને પાંચ જગયા ખાલી પડી હતી, જે અનજુમન તરફથી રેવાજ મુજબ પુરવામાં આવી હતી નહીં. એ ઉપરથી જણાશે કે ૧૮૧૮ પછી પંચાયતે પોતાના એક સભાસદની નેણુંક કરી તે માટેની અનજુમની બહાલી મેળવવાની રૂઢી પડી હતી તે ૧૮૪૩ આસમયે બંધ પડી હતી. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુશનનું ત્રસટ ડીડ સને ૧૮૪૯ માં બનાવવામાં આવયું હતું, જેમા ત્રસટીઓની નેમણુક બાબેની ગોઠવણ કરવામાં આવી હતી તથા ત્રસટીઓના સંખયા ૧૨ ની ઠરાવવા સાથ ત્રણ વરસે દર ચાર જણાએ રાજીનામું આપી પાછા ચુંટાઇ આવવાના ગોઠવણ રાખવામાં આવી હતી અને સર જમશેદજીને તેમાં જીદગી સુધી ત્રસટી નેમવામાં આવયા હતા ૪ ત્રસટીઓ દર ત્રણ વરસે રાજીનામું આપે તેના જગાએ બાકીના ત્રસટીઓએ બીજા ત્રણની નેમણુક કરી પુરવાના હતા, તથા અકને સરકારે નેમવાનો હતો. તા૰ ૧૨ મા જુલાઇ ૧૮૫૦ ને દીને એક યાદી બહાર પાડવામાં આવી હતી. તેપર મારા મીત્રે ઘણું વજન મેલયું છે, પણ તે વખતે પંચાયતનો અરસ સર જમશેદજી ઇનસટી

ટયુશનનીજ પંચાયત હતી એવો અરથ કરવામાં આવયો હતો. એને પારસી કોમની અંજુમન સાથ લાગતું વળગતું ન હતું. સને ૧૮૨૬ માં મી૦ નવરોજજી ફરદુનજીએ લીધેલાં બાલ્યુમાં પણ જણાવવામાં આવયું હતું કે તે વખતે પંચાએત સર જમશેદજી જીજીભાઈ ઈનસટી ટયુશન વાલીજ હતી. તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૫૧ ને દીને ફરામજી કાવસજી બનાજી મરણ પામ્યા હતા એ જ વરસની તા૦ ૨૨ મી અકટોબર બીજી એક ચાકી ફેરવવામાં આવી હતી. તેમાં જણાવવામાં આવયું હતું. કે તા૦ ૪ થી ડીસેમબર ૧૮૫૧ વાળું ત્રસટ ડીડ બનાવવામાં આવયું હતું, એમા ૧૫ ફંડો સમાવવામા આવયાં હતાં. એમાનું એક ગરીબ પારસીઓને ઈનસાફ અપાવવા માટેના હાલમાં ઓળખાતું ફંડ તે વખતે રૂ ૧૦ હજાર જેટલું હતુ. તે વધીને હાલ રૂ ૩૨ હજાર ઉપર ગયું છે. આ ફંડ પહેલાં હીંદુ તથા પારસીઓ માટેનું એવી હતનું ભેગું ફંડ હતું, જેમાંથી બંને કોમોએ પોત પોતાનો હીસસો જુદો કરી લીધો હતો.

આ૦ મી૦ જસટીસ હાવર—એ રૂપીઆ શું પારસીઓ મુકદમો લડવા માગે તેમને આપવાના છ?

મી૦ એંગમેન—નહી. કોઈ ગરીબ પારસી ઉપર કાંઈ ફોજદારી આરોપ મેલાયો હોય અથવા કાંઈ સંજોગ વચે ઈનસાફ મેળવવા માટે તેને મદદ કરવા સારૂ ખરચ કરવાનું એ ફંડ હતું.

સને ૨૮૨૩ માં ફકત એક સામાનય સખાવત માટેનું ફંડ હતુ. તેમાંથી બધી સખાવતો કરવામાં આવતી હતી. તેમાં ધંબારનાં જમણ વગેરે પણ કરવામાં આવતાં હતાં. હાલમા જે મોટું ફંડ જમા થયલું છે, તેનો સબબ ત્રસટીઓએ પોતે મોટી રકમો કહાડી આપવાનો છે. પારસી બેનીવોલંટ ઈનસટીટયુશનને રૂ ૨॥ લાખ એક અલાહદું ખાતા તરીકે આપવામાં આપયાં હતાં તે છતા ૧૮૫૧ માં ફંડ રૂ ૧॥ લાખનુ થયું હતું. તા૦ ૧ લી જુન ૧૮૨૬ ને દીને હાલની ઓલવરા અગીયારી જયાં બાંધવામાં આવી છે તે માટેની જમા ત્રસટીઓને સવાધીન કરવામાં આવી હતી અત્રે મી૦ એંગમેને સામાનય ફંડમાંથી ખરીદવામા આવેલી કેટલીક માલકતોનાં જે ત્રસટડીડ કરવામાં આવયાં હતાં, તે ખુદ એકલા ત્રસટીઓનાજ નામ ઉપર અથવા તે ત્રસટીઓ અને બીજા સખસોના બેવ નામ ઉપર કરવામાં આવેલાં હતા તથા તેમાં ત્રસટીઓને ખાલી પડેલા જમા પુરવાનો હક આપવામાં આવયો હતો, તેના દાખલા આપયા હતા. હીસાબ પ્રગટ કરવાની રૂહીના સંબંધમાં હું જણાવીશ કે ૧૮૪૬ સુધી 'મુંબઈ સમાચાર'માં તે દર વરસ પ્રગટ થતા હતાં, તે પછી અતયાર સુધી તે દર વરસે એક ચોપડીના આકારમાં બહાર પાડવામાં આવે છે. એ ચોપડી ૫૦૦ જેટલી છાપવામાં આવે છે અને તે લાઈબ્રેરીઓ, આગેવાન આસામીઓ વચે વહેંચવામા આવે છે. ૧૮૫૬ માં મી૦ નવરોજજી ફરદુનજીએ એક જાહેર સભામાં જણાવયું હતું કે પંચાયતના બીજા સભાસદો મરણ પામેલા હોવાથી ફકત ચારજ સભાસદો રહયા હતા, તેમાના પણ બેએ રાજીનામાં મોકલાવી આપયાં હતાં, તે છતા એ જગાએ પુરવામાં આવી નથી. તેઓએ બીજી ફરીઆદ એ કરી હતી કે સને ૧૮૫૧ ના ત્રસટડીડના ત્રસટીઓ તરીકે જે ચાર જણા કામ કરતા હતા તેઓને પંચાયતે ચુંટી કહાડેલા હતા નહી પણ તે છતાં તેઓ પંચાયતના ત્રસટીઓ તરીકે ઓળખાતા હતા. આ ત્રસટીઓ કોણ હતા તે હું જણાવું છું. તેઓ સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસટીટયુશનના ત્રસટીઓને ચુંટી કહાડવાનો જેઓ ૫૦૦ ઓછામાં ઓછા ભરે અથવા જેઓ વારસીક રૂ ૨ નો લવાજમ આપતા રહે તેઓને ચુંટી કહાડવાની ત્રસટડીડમાં સતા આપવામાં આવી હતી, તેઓ તરફથી ચુંટી કાહડવામાં આવયા હતા. આ ત્રસટીઓના ચુંટણી કોઈ પારસી અનજુમન તરફથી કરવામાં આવતી હતી નહી.

અત્રે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

### ખાણાં પછી ની તપાસ.

બપોરના ખાના પછી કોરટ બેસતાં નામદાર મી૦ જસટીસ બીમને ત્રસટીઓની નેમણુક બાબતના સવાલ વીશે મી૦ લેંગમેન શું કહેવા માંગે છે તે જાણવા માગયું હતું.

મી૦ લેંગમેને જણાવયું કે જુદાં જુદાં ફંડો છે અને તેની સંખયા ઘણી મોટી છે. જેમ દરેક ફંડ ઉપર હું આવતો જઇશ તેમ તે ઉપર હું વીવેચન કરતો જઇશ અને તે ઉપરથી આપ નામદાર જોઇ શકશો કે સઘળાં ફંડના ત્રસટીઓની નેમણુક બરાબર કરવામાં આવી છે અને તે ત્રસટીઓનેજ પોતાની જગયા ખાલી પડતાં પુરવાનો અધીકાર છે.

નામદાર મી૦ જસટીસ બીમને જણાવયું કે તે ઉપરથી કાંઇ ખયાલ પુગતો નથી.

નામદાર મી૦ જસટીસ દાવરે જણાવયું કે મુકદમો કેટલો લાંબો ચાલશે તે જોવાની જરૂર છે. બનવા જોગ છે કે હાલની બેંચ બેસતી કોઇપણ વખતે બંધ થાય અને પછી જો એક જજ તે નકાં કાંમકે તો પછી લાંબા વખત મુલતવી રહી જાય.

મી૦ લેંગમેને જણાવયું કે ૧૮૫૧ પછી જે ફંડો ત્રસટીઓના હાથમાં આવયાં છે અને જેનો એ વહીવટ કરતા આવયા છે અને પોતાની ખાલી પડતી જગયા તેઓ પોતેજ પુરતા આવયા છે તે ફંડો ઉપરનો પોતાનો હક જો મી૦ લાઉનડસ છોડી દે તો ગરમીની રજા સુધીમાં તે પોતાનો મુકદમો પુરો કરી શકશે.

મી૦ લાઉનડસે જણાવયું કે ૧૮૫૧ પછીના ફંડ સંબંધમાં ત્રસટીઓની નેમણુક સંબંધમાં હું કાંઇ દાવો કરતો નથી મારી તકરાર તો એવી છે કે ૧૮૫૧ ના ત્રસટડીડથી ત્રસટીઓ જે રીતે જગયા પુરતા આવયા છે તે પુરવાને તેમને હક નથી.

અત્રે મી૦ લેંગમેને પોતાનું બોલવું આગળ ચલાવયું હતું. ૧૮૫૯ માં સર જમશેદજી ઇનસટીટયુટના સભાસદના જગા પુરવા એક સરકયુલર બહાર પાડી નાણાં ભરનારાઓની સભા બોલાવવામાં આવી હતી, તેમાં કોઇ આખી કોમને નોતરવામાં આવી નહોતી. ૧૮૫૧ આગમજ પંચાયતને નાણાં સંબંધમાં કાંઇ અખતયાર નહોતો. એજ વરસમાં ત્રસટીઓની નેમણુંક સંબંધમાં ટીકા વરતમાન પત્રોમાં પ્રગટ થયા હતા અને ૧૮૬૦ માં તે સંબંધમાં પંચાયત તરફથી ખોલાસો પ્રગટ કરાવવામાં આવયો હતો. ત્રસટીઓએ ખુલાસો કરતાં જણાવયું હતું કે પંચાયત ફકત સંસારી મુકદમા સંબંધમાં ફડચો કરે છે. પંચાયત સંસારી મુકદમાનો કેવી રીત ફડચો કરતી હતી. તેનો દાખલો આપું છું. એક માણસ પોતાની છોકરીના લગન કરનાર હતો પરણનાર છોકરો મોડો આવયો અને બાપે દીકરીને બીજા સાથે પરણાવી દીધી. આથી પંચાયતે તે કુટું બને નયાત બાહેર મેલયું હતું અને તેમાં મરણ નીપજતાં પંચાયતે દંડ લેઇ રવાનને દોખમે ચઢાવવાનો હુકમ આપયો હતો.

નામદાર મી૦ જસટીસ દાવર—પણ તેને ત્રસટીઓની નેમણુક સાથ સંબંધ નથી.

મી૦ લેંગમેને આગળ ચાલતા જણાવયું કે ૧૮૫૧ પછી ત્રસટીઓ પોતાની ખાલી પડતી જગયા પુરતા આવયા છે અને એ રીતજ પારસી કોમને સારી રીતે જાણીતો છે. ત્રસટીઓ જે ફંડનો વહીવટ કરતા આવયા હતા તેનો તેઓ હીસાબ છપાવતા હતા અને ત્રસટીઓની નેમણુક કરવામાં આવતી હતી તેને લગતી ખબર પણ આપવામાં આવતી હતી. ૧૮૮૪ માં જયારે ત્રસટ રજીસટર કરવામાં આવયું હતું તયારે જાહેર નોટીસ આપવામાં આવી હતી. ૧૮૫૧ પછી ત્રસટીઓને હાથ ૧૫ ફંડ હતાં અને તે ફંડના ઉપજ વધી છ લાખની થઇ હતી એ પછી બીજાં ૨૫૦ ફંડો ઉભાં કરવામાં આવયાં હતાં. ૧૮૮૬ થી ફંડોનો વહીવટ ત્રસટીઓના હાથમાં રહેલો છે અને તેઓ તે વખતથી પોતાની ખાલી પડતી જગયા પુરતા આવયા છે. ૧૭૮૬ માં ફંડ ત્રસટીઓના હાથમાં હતાં જે ત્રસટીઓ કોમના આગવાન હતા

પણ તેમને કાંઇ કોમે ચુંટી કાઢેલા ન હોતા. એવી રીતે ત્રસટીઓ ૧૮૧૮ સુધી ચાલુ રહયા હતા. ૧૮૧૮ થી ૧૮૨૩ સુધી ફંડ ત્રસટીઓના હાથમાં હતાં તેઓને કોમે ચુંટી કાઢયા હતા પણ તે પછી ૧૮૫૧ સુધીમાં જે ત્રસટીઓ થયા તેઓ કાંઇ કોમથી ચુંટી કઢાવા નહોતા.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## ગઇ કાલની તપાસનો હેવાલ.

---

## મી૦ સ્ત્રેંગમેને આગળ ચલાવેલું ભાશણ.

---

## ત્રસટીઓને નવા ત્રસટીઓની નેમણુક કરવાનો હક.

---

## સુદરો કસતી પહેરાવયા વગર ના બાળકને હોખમે ચઢાવવા ના સંબંધમાં દલીલ.

---

## વાદીઓનો દાવો તદન ખરાબ હોવાનો મી૦ સ્ત્રેંગમેનનો એકરાર.

(અખબારે સોદાગર, તા૦ ૨૧ મી માર્ચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર હોરમસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૦ હોરમસજી એદલજી આલપાઇવાલા, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે લાંબાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમસજી દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ પેસતનજી ફરદુનજી તાલયારખાન, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ત્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### નવા ત્રસટીઓની નેમણુંક કરવાનો હક.

કોરટ બેસતાં મી૦ સ્ત્રેંગમેને પોતાનું અધુરૂ ભાશણ આગળ ચલાવતાં જણાવયું કે ગઇ કાલે તમો નામદારે જાણવા માંગયું હતું કે ૧૮૨૩ના પહેલાંનાં ફંડોના સંબંધમાં કાંઇ દસતાવેજી પુરાવો છે કે? મેં કહયું હતું કે તેવો કાંઇ પુરાવો નથી, પણ પાછળથી માલમ પડી આવયું છે કે વાડીયાજીના કબજામાં એક ચોપડી હતી, તેની નકલ છે, જે સામા પક્ષે તપાસી હતી. એ નકલ ઉપરથી જણાય છે કે છેક ૧૮૧૨ના સાલમાં રૂ ૫૮૬ જમા હતા. એ ચોપડી વાડીયાજીના કબજામાં હતી અને તે ફંડ ૧૮૨૬માં વધીને રૂ ૧૮૦૦૦ જેટલું થયું હતું. એ વખતે સામાનય ફંડ અને ધબાર ફંડ હસતીમાં હતા. હવે ૧૮૫૧ના ફંડોની વીગતમાં ઉતરવાની જરૂર છે અને તે એટલા માટે કે ૧૮૨૬ પછી કયા કયા ફંડો સથાપવામાં આવયાં હતા, તે જણાઇ આવે. વળી ૧૮૬૬ પહેલાં જે નાણાં અપાયા હતાં, તે વખતે નાણાં આપનારાઓ એવું ખુલ્લું જાણતા હતા કે નવા ત્રસટીઓ નેમણુક કરવાના સતા હયાત ત્રસટીઓને હતી. એવી સુચના કરવામાં આવી છે કે અમો પંચાયતના ચોપડા જોવા જોઇયે. ૧૮૬૨ સુધી પંચાયતનાં હસતી ચાલી આવી હતી, પણ ત્રસટીઓની નેમણુંક તો ૧૮૫૧ના ત્રસટ ડીડની રૂએ

રવામાં આવતી હતી. આ પ્રસંગે પચાસ તદન જુદું કામ કરતી હતી. તમો નામદારે સવાલ ઉઠાવ્યો હતો કે નેમણુકના સંબંધમાં કોરટ શા માટે યોજના ઘડી કહાડે નહી. જ્યારે હમણાં સઘળી સથાવર તેમજ જંગમ મીલકતોના અમે હકદાર ત્રસટીઓ છીએ ત્યારે માત્ર થોડા ભાગ માટે શા માટે યોજના ઘડી કહાડી નવા ત્રસટીઓ ઉભા કરવા જોઇયે. ત્રસટોનો હાલ જે રીતે વહીવટ ચલાવવામાં આવે છે તેથી સરસ વહીવટ કરવા માટે શું યોજના હોય તે સંમજી શકાતું નથી. અત્રે મી૦ લોંગમેને પોતાની દલીલના ટેકામાં ઇંગલંડના મુકદમાની સાહેદત ટાંકી બતાવી જણાવ્યું કે ત્રસટીઓની ખાલી પડતી જગા હઇયાત ત્રસટીઓએજ ભરવી જોઇયે એવા ચુકાદાઓ અવારનવાર અપાયલા છે.

**મી૦ જસટીસ દાવરની દલીલ.**

મી૦ લોંગમેને આગળ ચાલતાં જણાવ્યું કે ઇંગલંડના મુકદમાઓ જોશો તો જણાશે કે ત્યાં સઘળાં સખાવતનાં ત્રસટોનાં ત્રસટીઓનીજ ખાલી પડતી જગા પુરવાની સત્તા છે. કોરટના ઠરાવ્યા પરથીજ કાયદામાં તેવું પગલું ભરવામાં આવેલું હોવું જોઇયે.

આ૦ મી૦ જસટીસ દાવર—ઇંગલંડમાં તો ધરમખાતાંઓ માટે ખાસ કમીશનરો છે. અહીં તેવા સથપાયલા કમીશનરો નથી. અલબતાં અત્રે એડવોકેટ-જનરલ ધરમખાતાંઓપર નજર રાખનાર એક અમલદાર છે.

મી૦ લોંગમેન—ધારો કે કોરટ આ બરદાર માણસોને તેવી નેમણુક કરવાની સત્તા આપે તો વખતના વહેવા સાથ નહી ઇચ્છવાજોગ આદમીઓ અંદર આવે, તે પસંદ કરવા જોગ નથી હા. ત્રસટીઓ કાંઇ ગેરરીતભાત ચલાવે તો તેમને ખસેડી શકાય.

આ૦ મી૦ જસટીસ દાવર—સો વરસ સુધી એક સખાવતનું ખાતું હસતીમાં હોય અને સખાવત કરનારનાં કુટુંબના પ્રતીનીધીનો અવાજ તેમાં નહી હોય તેમજ હઇયાત ત્રસટીઓએ કશી પણ ગેરરીતભાત ચલાવી નહી હોય તો તેવા ત્રસટીઓ શું ઇચ્છવાજોગ નથી એમ નહી જણાય?

મી૦ લોંગમેન સર જમશેદજીના કુટુંબનો દાખલો લેઓ. પહેલા સર જમશેદજીએ મીસ્કત ત્રસટીઓના નામપર ચઢાવી આપી તે વેળાએ તેઓએ એવી શરત નાખી આપી છે કે હઇયાત ત્રસટીઓજ ખાલી પડતી જગા પુરે. ધારો કે ૧૦૦ વરસે સખાવત કરનારના કુટુંબનો સમાવેશ ત્રસટીઓ સાથ સામેલ નહી હોય તો તેનું કુટુંબ કાંઇ ફરીયાદ કરી શકે નહી. એ નીયમ સથાવર તેમજ જંગમ મીલકતને લાગુ પડે.

આ૦ મી૦ જસટીસ દાવર—ધારો કે એક ત્રસટી મરી જાય તો તેના કુટુંબનો કાંઇ અવાજ રહેતો નથી કે કુટુંબના ફલાણા ધણીને નેમો!

મી૦ લોંગમેન—એમ તો હાલ આલબલેસ, જીજીભાઇ તેમજ પીટીટ કુટુંબના પ્રતીનીધીઓ છે અને હવે મી૦ જહાંગીર કાવસજી રૂ ૪ લાખની રકમ સખાવતમાં આપે, મી૦ તાતા મોટી દોલત કહાડી આપે અને પોતાનો હક પ્રતીનીધી હાજર કરવાનો રાખવા માગે તો સંખયા બહુ વધી જાય તમો કહો છો તેમ તેમને કાંઇ આખી જીંદગી હક મળે નહી.

આ૦ મી૦ જસટીસ દાવર—અમે એમ કહયુંજ નથી.

મી૦ લોંગમેન—નીયમ વરસો થયાં ચાલતો આવ્યો છે. તે તોડવાની શું જરૂર છે. કેટલાક અસંતોશી આવી તે નીયમ ઉલટાવવા માંગે તે ચાલે નહી. બીજાં ખાસ કારણોસર કોરટ કોઇ પણ યોજનાં ઘડી કહાડી શકે. પણ અહી તેવું કશું કારણ મળ્યું નથી. વાદીઓનો દાવો તદન ખરાબ છે, અને હું કહુ છું કે કોઇ પણ યોજના ઘડવાની જરૂર નથી.

**ધરમખાતાઓનો ઉપયોગ કરવાનો હક.**

મી૦ લોંગમેને એ પછી આગળ ચાલતાં જણાવ્યું કે વાદીઆ તરફથી એવી દાદ ચાહવામાં આવી છે કે દોખમાઓ, સગડીઆ, નસાખાનાઓ અને

જોહાનસ્રા અગીઆરીનો જરથોસ્તી ધરમ પાળનારા સઘળાઓ ઉપયોગ કરવાનો હક ધરાવે છે. આ સવાલ આ મુકદમામાં ઘણો અગત ધરાવે છે. છ વાદીઓ આ મુકદમો લાવ્યા છે અને તેઓ ત્રસ્ટ એ હસતકની મીલકતોના લાભ ધરાવવાને દરેક રીતે હકદાર છે અને તેઓના હક કદી ના પાડવામાં આવ્યા નથી. એ હક જેઓ પારસી કોમના નહી હોય તેમનેજ ના પાડવામાં આવયો છે. એ વરગમાં વાદીઓ આવતા નથી. એમ છે તો તેઓ જે વરગના નહી હોય તે વરગને ગેરઇનસાફ કરવામાં આવે છે એવું જણાવી તેઓ આ મુકદમો માંડવાને કેમ લાયક ગણાય? જો કોઇ પણ મુકદમો માંડી શકે તો તે જે વરગના સવીકારવાને ના પાડવામાં આવી હોય તે મુકદમો માંડી શકે. ત્રસટીનો લાભ ભોગવવાને લગતા જે શખસોના હક ના પાડવામાં આવ્યા નહી હોય તેઓ અથવા તેઓ તરફથી એડવોકેટ-જનરલ ત્રસટના કારોબારમાં ફેરફાર કરવા માટેનો દાવો માંડી શકે નહી. ધારો કે તમો નામદાર વાદીઓની વીરૂધ ચુકાદો આપો તો માસીસ તાતા અને રજપુત આ તો તે ચુકાદાથી કોઇ પણ રીતે બંધાયલાં ગણાશે નહી, અને તેઓ પોતા તરફથી પાછો મુકદમો લાવી શકશે.

આ૦ મી૦ જસટીસ બીમન—આ મુકદમો ચોકસ નીયમ નકી કરાવવાની મતલબથી લાવવામાં આવયો છે ના?

મી૦ લેંગમેન—ખરી હકીકત તો એ છે કે આ મુકદમો માત્ર માસીસ તાતાના લાભ માટે લાવવામાં આવયો છે.

આ૦ મી૦ જસટીસ બીમન—પણ આ મુકદમાથી એક ચોકસ નીયમ તો નકી થશે?

મી૦ લેંગમેન—મારૂં કહેવું એવું છે કે આ મુકદમો જે વરગને ત્રસટના લાભમાંથી બાતલ રાખવામાં આવયો છે, તે તરફથી નહી પણ જે તે વરગના નહી ગણાય તેના તરફથી લાવવામાં આવયો છે. જે વરગને બાતલ રાખવામાં આવયો છે, તે વરગને લાભ આપવાનો નીયમ નકી કરવા માગતા હોય તો તે વા વરગના આસામીએ આ કોરટમાં આવવું જોઇતું હતું. સામના પક્ષકારો કાંઇ એમ નહી કહી શકે કે અમને ત્રસટના ચોકસ લાભમાંથી બાતલ રાખવામાં આવયા છે, જે લાભ અમને મળવા જોઇએ. હવે હું જરથોસતી માજદીયસની, પારસી વગેરે જુદા જુદા બોલોના સંબંધમાં બોલીશ. એ શબદો સન ૧૮૨૬ થી ૧૮૭૩ સુધીમાં સામાનય રીતે વપરાતા માલમ પડયા છે. આથી એ શબદો વાપરતી વખતે તે શબદ વાપરનારાઓના ધયાનમાં પારસી સીવાય બીજો કોઇ અરથ હતો કે તે આપણને જોવાનું છે. મી૦ લાઉંડસે જણાવયું છે કે માજદીયસની તથા જરથોસતી બોલનો અરથ પારસી જરથોસતીજ નહી પણ પારસી હોય કે નહોય પણ જે શખસ જરથોસતી ધરમ પાળતો હોય તેને તે લાગુ પડે. પણ ૧૮૨૬ થી ૧૮૭૩ સુધીમાં આ બોલો વપરાતા હતા, તે વેળા તેનો એવો અરથ કેવી રીતે થઇ શકે તે હું સમજી શકતો નથી. એ વખતે મુંબઇના કોઇ જુદદીનને પારસી ધરમમાં વટલાવવાનો બનાવ કોઇએ જોયો હતો નહી અથવા તો કોઇએ સાંભળયો હતો નહી, હવે તે વખતના પંચાયત ફંડના ત્રસટીઓ પોતે પણ જુદદીનને વટલાવવા સામે જબરી સુગ ધરાવતા હોવાનો એક દાખલો મળી આવે છે. એક ત્રસટી ફરામજી બનાજી બીજા એક ત્રસટી ઉપર પત્ર લખતાં જણાવે છે કે એક જુદદીનને સુદરા પહેરાવવામાં આવયો હતો, પણ તેને થોડાજ કલાકમાં તેની સામે દરશાવવામાં આવેલાં વીરૂધતાંને લીધે કહાડી નાખવો પડયો હતો, હવે ફંડને મદદ કરનાર એક ત્રસટી પોતે આગલાં ત્રસટડીડમાં પારસી તથા જરથોસતી બોલો ગમે તેમ વપરાતા હતા તેને બદલે કેમે પારસી તથા બીજા જરથોસતી એવો તફાવત દેખાડનાર સને ૧૮૮૪ નું ત્રસટડીડ બનાવવામાં સામેલ હતા. તેઓએ ૧૮૭૩ માં પારસી ફંડને એક સમડી બનાવી આપી હતી. ૧૮૮૪ ના ત્રસટડીડનાં આ સાડી સાઇ જાય છે, કે જે ત્રસટડીડની રૂએ

કે ઓ ધર્મે પારસી તથા ધરમે જરથોસતી હોય તેઓને તેનો લાભ મળી શકે પણ જો કોરટ એવા ઠરાવ ઉપર આવે કે જરથોસતી તથા માજદીઅસની ઓલનો અરથ જરથોસતી ધરમ પાળનાર કોઇ પણ શખસ એવો થાય છે તોપણ કોરટ એટલુજ કરી શકે કે ૧૮૮૪ ના ત્રસ્ટડીડમાં તે મુજબનો ફેરફાર કરવાને ફરમાવે અને તે પછી એ વરગમાં આવનાર શખસ અથવા શખસો ત્રસટનો લાભ મેળવવાનો દાવો માંડી શકે પણ હાલના વાદીઓ એવો દાવો લાવવાનો કાંઇ હક ધરાવતા નથી કારણ કે તેઓ તે વરગના નથી.

અત્રે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## તીફીન પછીની તપાસ.

બપોરના ખાના પછી મી૦ સ્ટ્રેંગમેન પોતાનુ ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે, જ્યારે મુદ્દા ઉભા કરાવવામાં આવ્યા ત્યારે મી૦ જસટીશ દાવરે ડીડના અરથ ઉઠાડવા સંબંધમાં મજબુત વાંધો લીધો હતો અને આજે હુ ખુશી છું કે તેને લગતો મુદ્દો ઉભો કરવામાં આવ્યો હતો. પહલો સવાલ નામદાર કોરટને આ મુકદમામાં તપાસવાનો છે તે એ છે કે ૧૮૮૪ નુ ત્રસટ ખોટી રીતે જાહેર કરવામાં આવ્યું હતુ કે નહી? હવે ત્રસટને મીલકત સંબંધમાં જાહેર કરવામાં આવ્યાં હતાં તે મીલકત શું છે? તે પાંચ દોખમાં અને તેના કમપાઉંડમાં આવેલી ત્રણ સગડીઓ છે. બીજી મીલકત સગડીવાળાનું મકાન છે અને તેને લગતું ત્રસટ ૧૮૫૦ નું છે હવે એ બને માલકતોના ત્રસટ ડીડમાં પારસીના વપરાશ માટે લબદો લખવામાં આવ્યા છે તે પારસી તે કોણ. તે પારસી કે જેને સદરો કસતી પહેરાવવા પછી જરથોસતી ધરમમાં લેવામાં આવે છે તે.

## બાળકને દોખમે ચઢાવવાની દલીલ.

નામદાર મી૦ જસટીસ દાવર—જો સદરો કસતી પહેરાવવા પછી જરથોસતી ધરમમાં લીધેલો ગણાય તો એક પારસીના બાળકને સદરો પહેરાવામાં આવ્યા હોય તેઓને દોખમે લેઇ નજવાય કારણ કે ગમાગ કહેવા મુજબ તે જરથોસતી બનતો નથી.

મી૦ સ્ટ્રેંગમેને જણાવ્યું કે મને કહેવામાં આવે છે કે એવી રીતે મરણ પામેલાં પારસી બાળકને જરથોસતી ધરમમાં લીધેલો છે એમ ગણવા માટે સુદરો કસતી પેહેરાવવામાં આવે છે.

મી૦ સ્ટ્રેંગમેને આગળ વધતાં જણાવ્યું કે ૧૮૮૪ માં જે ત્રસટ ડીડ કરવામાં આવ્યું છે તેમાં અસલ ત્રસટ ડીડથી કાંઇ ફેરફાર કરવામાં આવ્યો છે કે નહી. મી૦ ઓવને તે ત્રસટ ડીડ ઘડેલું છે અને હવે મી૦ લાઉનડસ એમ કહેવા માગે છે તેમાં પારસી જરથોસતીઓને બદલે નવોજ શબદ ૧૮૮૪ ના ત્રસટ ડીડમાં ત્રસટીઓએ દાખલ કરાવ્યો છે. હવે ૧૮૮૪ ના ત્રસટ ડીડમાં કાંઇપણ ફેરફાર કરવાની જરૂરજ નથી કારણકે ૧૮૭૧ માં સર દીનશાહ માણેકજી પીટીટ પારસી પંચાયતના ફંડના એક ત્રસટી છે અને ૧૮૭૩ માં તેવણ એક સગડી જરથોસતીઓને વપરાસ માટે ત્રસટીઓને સવાધીન કરે છે અને તેમ સવાધીન કરવા પછી જ્યારે નવું ત્રસટ ડીડ તઇયાર કરવામાં આવે છે ત્યારે પણ તેવણ પારસી પંચાયત ફંડના એક ત્રસટી તરીકે ચાલુજ રહે છે. આથી માજદીયસનીયન અને જરથોસતી લબદો જે ઠેકાણે વાપરવામાં આવે છે તેનો અરથ જરથોસતી મઝહબ પાળનાર થાય છે. મજદીયશનનો અરથ એક ખોદાને માનનાર અને ભલુ કામ કરનાર થાય છે. સર દીનશાહ ઘણા કાબેલ માણસ હતા અને જ્યારે તેમને સગડી બંધાવી જરથોસતી કોમના વપરાશ માટે આપી ત્યારે તેવને તે જરથોસતી ધરમ પાળનાર મઝદીયશનોને માટે આપવી હતી નહિ કે બીજા માટે નહી.

મી૦ જસટીસ દાવર—શું તમે એમ કહેવા માગો છો કે સર દીનશાહે તે ત્રસટડીડ વાંચ્યુ હતું.

મી૦ સ્ટ્રેંગમેન—નહી, પણ તેમને તે વાંચ્યુ હતું અને તેમના પત્ર જણાવે છે કે તેમને સગડી પારસી કોમના વપરાસ માટે આપી ત્યારે તેમને તેને લગતું ત્રસટડીડ બરાબર વાંચી તે સગડી

હવાલે કરી હતી. કહી એક આરગી ધારીએ કે બીજા ત્રસટ દીદોના સંબંધમાં તેવણુ સંભાળ બરેલા નહોતા, પણ આ અગ્યારી તો તેમને પોતે બંધાવી હતી અને જયારે તેમને દામના વપડાશ માટે આપી તયારે તે કોયના વપડાશ માટે આપી હોય એ સમજવુ સેહલ છે. મજદીયશ્નની એટલે એક ખોદાને માનનાર અને તે શબ્દ જરથોસત સાહેબ પેદા થયા તે આગમજનો વપરાંતો આવયો છે.

નામદાર મી૰ જસટીસ દાવર—મેહેરબાની કરી તમે કેહેશો કે જરથોસત કયારે જનમયા હતા?

મી૰ સ્ત્રેંગમેન—તે તો હું કહી શકતો નથી.

મી૰ જસટીસ દાવર—અને બીજાઓ પણ કહી શકવા નથી. જરથોસતના જનમને લગતી જુદા જુદાઓ જુદા જુદા વખત બતાવી ગયા છે.

મોદીવાલું દોખમું.

મી૰ સ્ત્રેંગમેને આગળ ચાલતાં જણાવયું કે, પેહેલું દોખમું મોદીવાલું દોખમું છે અને તેને વીશે જાણીતો મુસાફર પોતની મુસાફરીની ચોપડીમાં છેક ૧૮૬૮ માં મલબાર હીલ ઉપરની પારસી ઘોર તરીકે વરણવી ગયો છે. વળી તેને લગતો ઇશારો પારસી પ્રકાશમાં પણ છે જે ૧૮૪૮ માં પ્રગટ થયું હતું. આ દોખમા સંબંધમાં બીજો કાંઇ દસતાવેજ અતયાર સુધી હાથ લાગો નથી. બીજું દોખમું માણેકજી શેઠનું છે તેમને તે જાહેર ઉઘરાણાથી બંધાવયું હતું? હવે જાહેર ઉઘરાણું તો કોણ આપનાર. અલબતાં પારસી કોમ વગ્રા કાંઇ એવું તો સુચવવામા આવયું નથી કે તેવન જુદદીન હતા. તેવન પારસી હતા અને પારસી કોમના વપરાશ માટે તેમને તે દોખમું બંધાવયું હતું. આગળા તેમજ હાલના આ માણેકજી શેઠના દોખમા સંબંધમાં ડાકટર આયરસ પોતાની મુસાફરીની ચોપડીમાં ઇશારો કરી ગયો છે. આ બીજા દોખમાને લાગતા દસતાવેજો નથી. હવે ત્રીજું દોખમું જનાજીનુ છે અને ચોથુ બીસની દોખમુ છે અને એ બને દોખમા વીશે એ હનું અમતનું છે કે તેમાં માજદીયશ્નની અને જરથોસતી ધરમના શબ્દો વાપરવામાં આવયા છે અને તેનો અરથ પોતાની કોમના લોકો થાય છે.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## વધુ ચાલેલી તપાસનો હેવાલ.

---

## મી૰ સ્ત્રેંગમેનનું ભાશણ.

---

## જરથોસતી દીનમાં દાખલ થયલા જુદદીન લોકો.

---

(અખબારે સોદાગર, તા૰ ૨૪ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૰ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૰ રતનજી જમશેદજી તાતા, મી૰ બાપુજી સોરાબજી પટેલ, મી૰ રતનજી દાદાભાઇ તાતા અને ડા૰ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૰ હોરમસજી બેહેરામજી આલબલેસ, મી૰ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૰ મેહરવાનજી મનચેરજી કામા અને મી૰ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગયા શનીવારે હાઇ કોરટમાં નામદાર જડજ મી૰ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૰ મી૰ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમસજી દીનશાહ અને કંપનીની ફેરમાસથી મી૰ લાઉનડસ, મી૰ પેસતનજી ફરદુનજી તાલેયારખાન, મી૰ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૰ બાહાદુર અને પ્રતીવાદીઓ તરફથી સોલીસાટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૰ ધનજીશાહ, મી૰ રેકસ, મી૰ સ્ત્રેંગમેન અને મી૰ જે. બી. કાંગા હાજર થયા હતા.

મી૦ સ્ટ્રેંગમેને પોતાનું ભાષણ આ
ગળ ચલાવતાં જણાવયું કે દોખમાઓ
બાબે હું આગળ બોલી ગયો છું. હ
વે નસાખાનાઓમાં બાહેરકોટનાં નસા
ખાના માટે એક ખત મળે છે. તેમાં
જણાવયા મુજબ તે "જરથોશતી અં
જુમન"ના ઉપયોગ માટે બંધાયું હતું.
સગડીવાળાં મકાનના સંબંધમાં કાંઇ ખ
ત યા તખતી મળતી નથી. ગોદાવરાની
અગીયારી પેહલા સર જમશેદજીએ નવે
સરથી બંધાવી ૧૮૭૬ માં તે "અંજુ
મન"ને સવાધીન કીધી હતી. એ અસ
લ ૧૮૨૬ માં બંધાઇ હતી. ઉપલી વી
ગતો મુજબ ત્રણ પેહલાં દોખમા, જુ
ની સગડી, નસાખાનું તથા સગડીના
મકાનના સંબંધમાં કાંઇ દસતાવેજો યા
લેખો મળતા નથી. જે મકાનોનાં અસ
લ ખત નથી, તેના સંબંધમાં સામા પ
ક્ષને માથે જવાબદારી છે કે પ્રતીવાદી
ઓ તેના ખોટી રીતે નેમાયલા ત્રસટી
ઓ છે એમ પુરવાર કરવું. એ મકાનો
તેઓ જણાવે છે તેમ ખતી બોહળા વ
રગના વપરાસમાં હતાજ નહી કારણકે
પ્રતીવાદીઓ કેહતા આવયા છે કે જુદ
દીનોને આગળ જરથોશતી દીનમાં લેવા
માં આવયાજ નથી. જુદા જુદા લેખો
અને જુદી જુદી તખતીઓપર "પાર
સી," "જરથોશતી" અને "મજદયસ
ની" એવા જે શબદો વપરાયાછે તે સ
ઘળા વંશે પારસીઓ માટેજ છે કારણ
કે આગળ જુદદીનો જરતોશતી ધરમમાં
આવેલાજ નથી. હાલ એ શબદોનો કે
વો અરથ થાયછે, તે આપણને જોવાનું
નથી પણ ૧૮૨૬ થી ૧૮૭૬ સુધી એ
શબદો કેવી મતલબે વપરાયા હતા તે
જોવાનું છે. ધરમમાં પરદીનવાળાઓને
લેવાનું ફરમાન છે, પણ હીંદુસતાન આ
વયા પછી પારસીઓએ એ ફરમાન કદી
અમલમાં મુકેલું નથી. અનુભવીઓ
ની કમીટીના જે રીપોરટપર એરવદ બરૂ
ચા અને મી૦ બેહરામગોર અંકલેશ્વરા
યાએ સહી મુકેલીછે, તેમાં જણાવવા મુ
જબ એ ફરમાનપર હીંદુસતાનના પારસી
ઓ અમલ કરતા ન હતા અને તેમના
જણાવવા મુજબ ફકત એટલુંજ કે બે
મણ દેહવાતા પંડીતોને વટળાવયા હતા.

પણ એ બનાવ કેમ અને કયારે બનયો
તે બાબે ઘણો મતફેર છે. કોઇ છસેં
વરશપર તો કોઇ બારસેં વરષપર એ
બનાવ બનેલો જણાવે છે. વળી આગ
ળા વખતના લેખો વાંચતાં માલુમ પડે
છે કે પારસી ઓલાદના જુદદીનોને પ
ણ જરથોસતી ધરમના સઘળા સરખા
હકો આપવા સામે ચીવટ લાગણી હતી.
વાદી પક્ષના એક સાક્ષી મી૦ ખાનસાહે
બે આપણને જણાવયું છે કે એવા જુદ
દીનોની લાશને જુદાં દોખમામાં મુકવા
માં આવે છે. પારસીઓમાં આગળ જુ
દદીનોને જરથોશતી દીનમા લેવાનો રે
વાજ હતો તે દેખાડવા વાદી પક્ષે પ્રાં
ચીન પ્રવાસીઓનાં વરણનમાંના ફકરા કે
ટલીક વાર વગર આધારે ટાંકયા છે, જે
ઓમાંના ઘણાકે નજરે જોયલી નહીં પ
ણ સાંભળેલી વાત જણાવી છે. મી૦ લા
ઉંડસે વારંવાર ખા૦ બા૦ બહમનજી
પટેલને શાહેદ તરીકે બોલાવવાનો ઇસા
રો કીધો હતો, પણ તેઓએ ખરેખર
તેમ કીધું નથી, એ અજબ છે. એ
પછી મી૦ સ્ટ્રેંગમેને વાદી પક્ષે ટાંકેલા
પ્રવાસીઓના જુદા જુદા ફકરા લઇ, તે
પરથી જુદદીનો જરથોશતી ધરમમાં
આવેલા પુરવાર થતા નથી અને તેવાં
અનુમાનો માત્ર લેખકોએ બાંધવાં હતાં
એમ જણાવવા લાગયું. અને બાર મુકી
જણાવયું કે આગળ હીંદુસતાનમાં જુદ
દીનોને જરતોશતી ધરમમાં લીધાંજ ન
હતાં જુનાગઢવાળી બાઇ સુનાબાઇનો
દાખલો વાદી પક્ષના સાક્ષી રજુ કરી
તેને સુદરેહ કુશતી પેહરાવલો જણાવે
છે, પણ અમદાવાદમાં મરણ પામેલાં તે
નાં બાળકને દોખમે ચઢાવવા સામે તો
સખત વાંધો લીધામાં આવયો હતો અ
ને તેથી તે દાટવું પડયું હતું યાને તે
ને વંશે પારસી જેવાના હક મળયા ન
હતો. સુનાબાઇને સઘળાં પારસી સમજ
ત, પણ જો કોઇ જાણતે કે તે બાપે
પારસી નથી તો કોઇ તેને અગીયારી
માં જવા દેતે નહીં. મોબેદ સોહરાબજી
એ રજુ કીધેલા બીજા દાખલાઓ એ
ગા સમાન છે, અને તે સંબંધી કાંઇ
બી પાધરૂં તે પોતે જાણતો નથી. એ
પછી મી૦ સ્ટ્રેંગમેને મોબેદની જુબાની

અને ઉલટપાલટ તપાસ વચ્ચેનો ફેરફેર
બંબાણુથી દેખાડી આપયો. વળી સા
ક્ષીએ રોસ ખાનદાનનાં નામ સાથ ઘણી
અણઘટતી છુટ લીધીછે. અમારી પસો
ના દસતાવેજી પુરાવા મુજબ બીખાજી
એબાવીયાએપ્રીલ ૧૮૬૮ માં મરણ પામ
વાં હતા અને તેમનાં ઉઠમણાની સબા
બત સંબંધી નોંધ જાહેર દફતરે છે. વ
ળી જે છોકરા ધનજીશાહની નવજોત
બાબે તેણે વાંધો લીધેલો જણાવવામાં
આવે છે, તેનાં લગનની કુતાવાર સરટી
ફીકેટપરથી માલુમ પડે છે કે લગન બી
ખાજીનાં મરણ પછી ૨૫ વરષ થયાં હ
તાં અને તે વળા ધનજીશાહ લગભગ
૧૮ વરષનો હતો યાને મોટા બાવાના
મરણ પછી ૭ વરસે તે જનમયો હતો,
છતાં આ સાક્ષી આ જનમેલા છોકરાની
નવજોતપર તેના મોટા બાવાને વાંધો લે
તો જુદી રીતે ચીતારે છે ! એ દેખાડે
છે કે મોબેદ સોહરાબજી જુઠી જુબાની
આપી ગયો છે. તેણે જેમને "રોસ"
તરીકે એળખાવયા છે તેઓજ દસતાવે
જમાં જણાવેલા "એબાવીયા" છે એમાં
સંદેહ નથી ? અત્રે મી૰ લાઉંડએ એ
બાબે ખાત્રી કરવાને સાક્ષીને પાછો બો
લાવી રજુ કરવાની પોતાની મરજી જ
ણાવી. મી૰ સ્ટ્રેંગમેને તેની ખાસ અગ
તય ના પાડી અને શાહેદની સંબળી જુ
બાની બીનઅગતયની લેખી. એ પછી
વીદવાન મોનીયર વીલયમસ, પ્રોફેસર મે
કસમુલર વીગેરેની કીતાબોના ફકરા
ટાંકી મી૰ સ્ટ્રેંગમેને દેખાડવા માગયું.
કે એમના જણાવવા પ્રમાણે પારસીઓ
માં વટળેલ ન હતા. કોઇને વટળાવવા
માં આવતા ન હતા અને વંશે ઉતરેલા
સીવાય કોઇને પારસી જણાવવામાં આ
વતા ન હતા. અત્રે નામદાર જજે મી૰
સ્ટ્રેંગમેને યાદ આપી કે તેઓએ આમ
ણ સવીકારેલું છે કે જરથોશતી ધરમ
જુદદીનને લેવાની મના કરતો નથી.
મી૰ સ્ટ્રેંગમેને જણાવયું કે પ્રતવાદીઓ
અનુભવી નથી. અને તેઓનું કેહવું
એવું છે કે અનુભવીની કમીટીનું એવું
કેહવું ખરૂં હશે, પણ કમીટીએ હાલના
સંપુરણ શોધખોળને આધારે એ અભી
પ્રાય આપયો છે. આગળ (વસટો થયા

તયારે) એવો અભીપ્રાય લોકોમાં ન હતો
અને તે મેકસમુલરનાં લખાણોપરથી
મળે છે, જેમાં જણાવવા મુજબ જરથો
શતી ધરમમાં વટળાવવાનાં કામને ઉતેજ
ન આપવામાં આવતું નથી.

બપોર પછી મી૰ સ્ટ્રેંગમેને પોતાનું
ભાશણ આગળ ચાલુ રાખયું હતું. તે
ઓએ અનેક શબદકોશોમાંથી "પારસી"
શબદના અરથો સમજાવવા જે બાબે કે
ટલોક વાદવીવાદ ચાલયો હતો. બાદ સ
તરમી તથા અઢારમી સદીમાં છપાયલાં
લો, થોમસ હબરટ વીલયમ હેજીસ, એ
લીગટન મેનડેલસો, હેમીલટન, એડવરડ
આઇવસ, કેપટન લીટલ, ત્રેવરનીયરસ,
આઉસલે, વેલેનશીયા, ફારબસ, માલકમ,
બ્રીગસ, વીગેરેના પુસતકના ઉતારાઓ ર
જુ કરી મી૰ સ્ટ્રેંગમેને એવું દેખાડવા
માગયું કે આ લેખકો પોતાના પ્રવાસનાં
પુસતકોમાં પારસી ધરમ બાબે ઘણીક વી
ગત આપે છે, પણ તેમાં જુદદીનોને વ
ટળાવવા બાબે કાંઇ નથી, તેમજ "પાર
સી"નો અરથ ઇરાનથી આવેલા અસલ
જરથોસતીઓનોજ કરવામાં આવયો છે.
હેમીલટનનાં પુસતકમાં જણાવયા મુજબ
પારસીઓ તે વખત સુધી કદી પરકોમમાં
પરણતા ન હતા. અને તેમની જુદી સ
વચ્છ કોમ હતી જે પરકોમ સાથે કદી
ભેળાતી ન હતી. આગલા લેખકોની આ
સઘળી સાહદતો અસલ "પારસી" શબ
દનો અરથ શું થતો, વસટો બનાવયાં
તયારે તેનો અરથ કેવો હોવો જોઇયે
તે સમજાવે છે અને તેજ અરથ કોરટે
ને ધયાનમાં લેવાનો છે. મી૰ લાઉંડસ
ટોળો માત્ર ધરમથી બંધાયલો જણાવે
છે પણ એ તો એક આખી કોમ છે
એમ પુરવાર થાય છે કે જે કોમ માજ
દયસના ધરમ પાળનારી એકત્ર કોમ છે:
એજ કારણે એ ધરમમાંથી વટલી જના
ર ટોળામાંનો એક કદી લેખાતો નથી.
જે જરથોસતી ન રહે, તે જોકે પારસી
કોમનો છતાં વધુ વાર "પારસી" લેખા
તો નથી અને તે જો પાછળથી ગીરદે
શ હાલતમાં આવે અને મુફલેસ પારસી
ઓનાં ફંડનો લાભ માગતો આવે તો
તે નીરાશ્રીત ફંડનો લાભ લઇ શકે ન
હી, પણ જો તે પાછો પારસી થાય તો

ભલભતે એક જરથોસતી અને એક પારસી તરીકે એને એ ફંડોપર હક રહેવો જોઇએ અને કાયદા મુજબ તે રહે છે. એ પછી મી૦ સ્ટેગમેને સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુશનનું સાલ ૧૮૪૯ નું ત્રસટ ડીડ રજુ કરી તેમાંના અનેક ફકરા વાંચી તેમાં "પારસી' શબદ કોમને માટે "પારસી લોક" એવી રીતે વપરાયલો જણાવયો. એક જગાએ "જરથોસતી ધરમ પાળનારાઓ માટે" એમ જણાવયું છે તેની ખરી મતલબ એ કે તે જમાનામાં કેટલાક પારસીઓ ખ્રીસતી થયા હતા અને બીજા ખ્રીસતી થવા નીકળયા હતા તેમને બાકત રાખવાની હતી અને જુદદીનોને લાગુ પડશે એવો તો તેમને ખયાલ ન હતો અને જો સર જમશેદજી આજે હયાત હતે તો તેમના શબદોનો અરથ આવી રીતે ઉથલાઇ જતો જોઇ જરૂર અજબ થતે. ડોકટર વીલસન પારસી જવાનોને ખ્રીસતી થવાને લલચાવતો હતો તે બાબેનો ખીયાલ પહેલા સર જમશેદજીનાં મનમાં હતો. એ પછી મી૦ સ્ટેગમેને નસરવાનજી મનચેરજી કામાનાં ધરમખાતાંનુ ૧૮૫૫ નું ત્રસટ ડીડ રજુ કીધું, જેમાં પણ "જરથોસતી ધરમ પાળનાર પારસી" બાબે એવીજ મતલબ સમજાવેલી હતી. એમાં બીજી બાધ હતી તે પારસી ધરમમાંથી પરધરમમાં વટલનારાઓ માટે હતી. એજ મુજબ ઇરાની જરથોસતીઓની હાલત સુધારનારી મંડળીનું ત્રસટ ડીડ રજુ કરી મી૦ સ્ટેગમેને તેમાંથી "પારસી" શબદનો આપેલો અરથ સમજાવયો હતો અને તે "પારસી કોમ" માટે વપરાયલો જણાવયો હતો, એ મુજબ ઇરાનીઓને પણ "પારસી કોમ" માં ગણેલા હતા. વાડીયાજીનાં અતશબેહેરામના ૧૮૫૧ ના ત્રસટ ડીડમાં પણ "પારસી કોમ"નો ઇશારો હતો. એ સઘળાં "ડીડો"માં "પારસી' અને "જરથોસતી" શબદો "પારસી કોમ" માટે ભેળસેળ વપરાયા હતા.

એ બાદ મી૦ સ્ટેગમેનનું ભાશણ અધુરું રાખી કોરટ ઉઠી ગઇ હતી.

## બઇ કાલની તપાસ.

બઇ કાલે મુકદમાની સુનાવણી નીકળતાં મી૦ સ્ટેગમેને પોતાનું અધુરું ભાશણ આગળ ચાલતાં જણાવયું કે જુદદીનોને જરથોસતી ધરમમાં લેવાના સંબંધમાં જે દસતાવેજો આગલા વખતમાં લખાયાં હતાં, તે ઉપર હું આવું છું. પહેલો દસતાવેજ તા૦ ૧૦ મી આગસટ ૧૮૨૬ નો છે તેમાં શરાની સગડી બાંધનારા ત્રણ ભાઇઓ તરફથી વહાડીઆજી નવરોજજી જમશેદજી અને તેમના પંચાયતના ગોઠવાઓ ઉપર લખયો હતો. એ પત્રમાં જણાવયું હતું કે પારસી બેરામજી કાવસજી બનાજીએ એક હુબશીને સદરો પહેરાવી પોતાના મકાનમાં રાખી છે. તેની ઉપર એક પત્ર લખી જણાવવામાં આવયું છે કે તેણીનો સદરો કહાડી નાખવો. પાલખીવાળા નામના એક પારસીએ પણ એક બઇરીને સદરો પહેરાવી રાખી છે. એ બંને જણાને બોલાવી તેઓનો ઇનસાફ કરવા માટે આપણે સાથે ભેગા મળીશું. બીજો પત્ર તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૨૮ નો છે. એ પત્રમાં જણાવવામાં આવયું હતું કે કેટલાક પારસીઓ પરજાતની ઓઓને રાખી તેઓને પાછળથી સદરો પહેરાવે છે તથા તેઓને પેટે છોકરાંઓ થાય છે, તેમને પારસી કોમમાં ગમે તેમ લે છે, તેમજ પારસી મરદો બીજી ઓઓ કરે છે, તેને ત્રસટીઓ અટકાવતા નથી. કોઇ પણ પારસી જુદદીન ઓ સાથે સંબંધ રાખે તેને ન્યાત બહાર કહાડવો જોઇયે છે તથા તેને દોખમામાં પણ નાખવો જોઇયે નહી. એ પછી અંજુમને સાત ઠરાવો પસાર કીધા હતા. જે સને ૧૮૩૦ માં પસાર કરવામાં આવયા હતા. રાખેલી ઓઓનાં છોકરાંઓને સદરો પેહેરાવી આપણા ધરમમાં લેવાનો રીવાજ પડી ગયો છે. અતયાર સુધીમાં લેવામાં આવેલાં છોકરાંઓને ધરમમાં લેવાં, પણ હવે પછી અટકાવ નાખવો, કારણ કે તેથી આપણા ધરમને ઘણું નુકસાન થાય છે. રાખેલી ઓઓને પેટે થયલાં ફરજંદોને ધરમમાં લેતા અટકાવવા તથા તેઓની લાશોને દોખમામાં નાખવા દે

વી નહી. રાખેલી જુદ્દીન ઓરતોના છોકરાંને હવે પછી કેથે પણ સદરો પહેરાવવામાં આવ્યો હોય તેઓને જરથોસ્તી તરીકે સવીકારવા નહી તથા સદરો પહેરાવનાર મોબેદને મોબેદીનું કામ કરતો અટકાવવો. બહારગામથી જે કોઇ જુદ્દીન ઓરતને લાવી પોતાના મકાનમાં રાખે તેને નયાત બહાર મુકવો તથા તેને જમણ વગેરેના તેડાં કરવાં નહી. એ ઠરાવો ઉપર ફરામજી કાવસજી બનાજી અને બીજાઓએ સહી કરેલી છે. ૧૮૩૧ માં બનાજીએ પોતે દોખમું બાંધવાનું જાહેર કર્યું હતું. તેઓ પારસી બાપ અને જુદ્દીન માને પેટના છોકરાંને દોખમામાં નાખવાની બહુ મોટી સુગ ધરાવતા, તથા રે એક સદંતર જુદ્દીનને દોખમામાં નાખવાનો વીચર તેઓએ કદી પણ રાખ્યો હોયકે તે કોરટે જોવાનું છે. તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૩૫ ને દીને પંચાયતની સભામાં પાલનજી નામના એક ભરૂચા પારસી પોતાની રાખેલી ઓરતના છોકરાને સદરો પહેરાવી આતશબેહેરામમાં જઇ ગયો હતો, તે ઉપરથી આતશબેહેરામ પાક કરવાની કીયા કરાવવા તેમજ સદરો પહેરાવનાર મોબેદને મોબેદીનું કામ કરતાં અટકાવવાનો ઠરાવ કરવામાં આવયો હતો જુદ્દીન માને પેટના છોકરાઓ પારસી ધરમના મકાનોનો ઉપયોગ લે તે સામે આવી સુગ હતી તો બનાજી, બીસની વગેરે તરફથી દોખમાં બાંધવામાં આવયા તે વેળા તેઓ ઘણું જુદ્દીનોને દોખમે નાખવા સામે કેટલી હદ સુધી સુગ ધરાવતા હતા તે એટલા ઉપરથી જણાઇ આવે છે. તા૦ ૮ મા જુન ૧૮૩૬ ને દીને નવરોજજી વાડયાએ પંચાયતના સભાસદ તરીકેનું પંચાયત ઉપર એક પત્ર લખી પોતાનું રાજીનામું આપયું હતું અને તેમા એવું કારણ દરશાવયું હતું કે પારસી કોમમાં તે વખતે ઘણીક બદીઓ દાખલ થઇ હતી, જે સામે તેઓ મોટી સુગ ધરાવતા હતા. ફરામજી કાવસજીએ રાજીનામા ઉપર શેરો મારયો છે કે પારસી કોમમાં ઘણીક બદીઓ દાખલ થવા પામી છે. જે અટકાવવાને હાલની પંચાયત શકતીમાન ન હોવાથી બહાર કોઇ તથા કોરટના કામો જુદા પાડી તે

આટોપવા માટે ખાસ જુદી જુદી કમીટીઓ નેમવી જોઇએ. નવરોજજી વાડયાએ લખેલા ઉપલા પત્રને લીધે ઉપલા ઠરાવો અનજુમને પસાર કીધા હતા. એક જાલ નામનો મહોમેદન ઇગની હતો, તે સદરો પહેરી એક પારસી છોકરી સાથ પરણયો હતો, જો આવા દાખલા બને તો અંજુમનનું કામ કેમ ચાલે, એવા દાખલા ઉપલા પત્રમાં જણાવયા હતા કે આવા દાખલાનો કશો ઇલાજ લેવામાં આવે નહી તો પારસી કોમનું શું થાય. મારા મીત્ર મી૦ લાઉડસે આ દાખલાપર ભાર મુકયો હતો કે મુંબઇમાં દુરવંદને જરથોસ્તી ધરમમાં લેવાનો આ એક દાખલો હતો. મારૂં કહેવું એ છે કે એ શખસને કોઇએ પણ સદરો પહેરાવયો ન હતો. તેણે પોતે પહેરી લીધો હતો. અને પોતાને પારસી ઇરાનીમાં ખપાવી પારસી ઓરત સાથ પરણયો હતો. તે આવી છુપી રીતે પારસી ધરમમાં આવયો હતો. તે ઉપરથી જુદ્દીનોને આગલા વખતમાં જરથોસતી ધરમમાં લેવામાં આવયા હતા એમ કેમ કહી શકાય? આ દાખલા ઉપર તથા પારસી ઓરતો ગાનારી તરીકે કામ કરતી હોવાની ફરીઆદ જાગવાથી અંજુમને મેં ઉપર કહેલા ઠરાવો પસાર કીધા હતા એ ઉપરથી ખુલ્લું થાય છે કે આગલા વખતમા પારસી કોમ જુદ્દીનોને જરથોસતી ધરમમાં લેવાની વીરૂધ મજબુત લાગણી ધરાવતી હતી અને કામમાં જે કોઇ બદી દાખલ થવા પામી હતી, તેનો ભવીશમાં અટકાવ કરવાનો ઇલાજ કરવામાં આવયો હતો. તા૦ ૨૮ મી જુન ૧૮૩૬ ને દીને પચાયતની મળેલી સભામા આ૦ બરજોરદારૂ તથા સોરાબ દારૂએ એક પારસીએ રાખેલી ઓરતનાં છોકરાંઓને સદરો પહેરાવયો તે માટે તેમને નાત બાહાર મુકવાનો ઠરાવ કરવામાં આવયો હતો.

આ૦ મી૦ જસટીસ દાવર—નાત બાહાર મુકવાથી અસર શું થતા હતા, તેમને શું શું હકોથી બાતલ કરવામાં આવતા હતા.

મી૦ બેંગમેન—તેમને ધરમના સરવે

મકાનો આતશબેહેરામો અગીયારીઓ વગેરેમાં જતાં અટકાવવામાં આવતા, તેમજ તેમને ગ્નાતી જમણ વખતે ઇજન કરવામાં આવતું નહી તથા તેમના રવાનાને દોખમે ચહડાવવામાં આવતાં નહી યાને તેઓને કોમથી દરેક રીતે અલગ રાખવામાં આવતા હતા.

મી૦ બાઉનાસ–હું આવી ટીકાની નોંધ લેવાવા સામે વાંધો લઉં છું. મારા મીત્ર ભલેને જબાનીથી પુરાવો રજુ કરે, પણ પોતાને મહોડેથી તેવું કશું કહી શકે નહી.

આ૦ મી૦ જસટીસ દાવર–હું નોંધ લેતો નથી. પણ માત્ર જાણવા માગતો હતો.

મી૦ સેંગમેને આગળ ચાલતાં જણાવયું કે આ બાબદમાં નીચે મુજબ સુચવું છું કે વાદીઓ સઘળા જરથોસતીઓ છે અને પારસી છે, અને તેમના હકો સવીકારવાને કદી ના પાડવામાં આવી નથી, માટે ૫૩૯ મી કલમ પ્રમાણે તેમનો દાવો ટકી શકતો નથી, યાને તેઓને દાવો માંડવાનો હક નથી. વાદીઓ જણાવે છે કે ૧૮૮૪ ના ત્રસટડીડમાં અમો પ્રતીવાદીઓએ ખાલી જરથોસતી શબદને બદલે ધરમે જરથોસતી અને બાપદાદે પારસી એવા વધારાના શબદો દાખલ કરી દીધા છે, તે ગેરકાયદેસર છે અને તેટલા માટે ત્રસટમાં ફેરફાર કરવાની જરૂર છે અમારૂં કહેવું એ છે કે એ શબદો એટલા માટે ઉમેરવામાં આવયા છે કે આટલાં ત્રસટડીડમાં માઝદી અસની ધરમના લોકો તથા જરથોસતી ધરમના લોકો એવા જે શબદો આવયા છે, તે શબદો વાપરવાની અસલ મતલબ ધરમે જરથોસતી અને બાપદાદે પારસી એવા લોકો માટે વાપરવામાં આવયા છે. જો કોરટ અમારા આ કહેવા સાથ મળતી નહી થયા તો કોરટ કહે તે મુજબનો ફેરફાર કરવાને તઇયાર છીયે, પણ તેજ વેળા જેઓને ત્રસટનો લાભ લેવા ના પાડવામાં આવયો હોય અને લાભ લેવા માંગતા હોય તેવાઓએજ તે ફરયાદ કરવું જોઇયે છે. મારા મીત્ર મીત્ર મી૦ લાઉંડસ કહે છે કે અમે પ્રવેશ કરી ત્રસટી બનયા છીયે.

મી૦ લાઉંડસ–મેં તેવું સુચવયું નથી.

મી૦ સેંગમેન–એવા શબદો બોલયા નથી, પણ તેનો સાર એજ આવે છે. મી૦ લાઉંડસ કહે છે કે અમને મીલકત ઉપર કશો હક નથી, તેમજ ત્રસટી હોવાનો પણ હક નથી.

મી૦ સેંગમેને આગળ ચાલતાં જણાવયું કે ૧૮૫૧ અને ૧૮૮૪ માં ત્રસટડીડો થયાં તે વચેના ગાળામાં ત્રસટીઓની ખાલી પડતી જગા બાકીના હઇયાત ત્રસટીઓ પુરતા આવયા હતા અને ૧૮૮૪ ના ત્રસટડીડમાં ખાલી પડતી જગા પુરવાની સતા હઇયાત ત્રસટીઓમાં જણાવી છે તેવીજ ચાલુ રહેવી જોઇયે. તમો નામદારોનો ચુકાદો દાખમાઓ, કોટનું નસાખાનું......ને લાગુ પડવો જોઇયે.

મી૦ જસટીસ દાવર–જે મીલકતના અસલ દસતાવેજ હોય તેને !

મી૦ સેંગમેન–એ દાખમા, એક અગીઆરી, અને બહારકોટના નસાખાનાને અને તેજ કારણસર ૧૮૮૪ ના ત્રસટડીડમાં આવેલી સઘળી મીલકતને મારા મીત્ર મી૦ લાઉંડસ કહે છે કે ત્રસટીઓની નેમણુક કરવાની સતા મુંબઇના જરથોસતીમાં છે, અને પ્રતીવાદીઓને કાંઇ અંજુમને નેમયા નથી, પણ ૧૮૮૪ નું ખુલ્લું છે, અને આગલા વહીવટ પ્રમાણે ત્રસટીઓના એ સતા સામે વાંધો ઉઠાવી શકાય નહી. જો કોરટ નેમણુંક સંબંધી યોજના ઘડી કહાડવા માંગતા હોય તો કોરટે એટલું તો ઠરાવવુંજ જોઇએ કે અમે કાયદેસર નેમાયા નથી, અને તેટલા માટે અમને ખસેડવામાં આવે છે.

## એરવદ જીવણજી મોદીની જબાની.

એરવદ જીવનજી જમશેદજી મોદીએ મી૦ સેંગમેનની તપાસમાં જણાવયું કે હું પારસી પંચાયતના ફંડો તથા સથાવર મીલકતોના ત્રસટીઓનો સેક્રેટર છું. હું એ ઓધા ઉપર ૧૮૫૭ ના સાલપર આવયો હતો. તે પહેલાં મી૦ નસરવાનજી બેરામજી સેક્રેટરી હતા. ત્રસ

ટીઓ ચોકસ સથાવર મીલકતો ધરાવે છે, તેમાંની કેટલીક માટે અસલ દસતાવેજ નથી. તા૦ ૧ લી જુન ૧૮૨૬ ના દીવસનું સરવથી જુનું ગુજરાતી ખાતા ગોદાવરા અગીયારીના સંબંધમા છે ૧૮૨૩ થી અતયાર સુધી ત્રસટીઓએ જે કાંઇ હીસાબ રાખયો હોય તેથી હું બરાબર વાકેફગાર બનયો છું. તે પરથી હું કહી શકું છું કે ત્રસટીઓ છે. ૧૮૨૩ ના સાલથી ચોકસ સથાવર મીલકતોનો કબજો ધરાવતા આવયા છે.

સ—તમારા અનુભવથી તમો કહો છો કે ૧૮૨૩ માં કાંઇ મીલકત હતી?

મી૦ લાઉનડસે એ સવાલ પુછવા દેવા સામે વાંધો લેતાં જણાવયું કે સાક્ષીને કશો જાતી અનુભવ નથી, અસલ દસતાવેજ હોય તો જુદી વાત છે.

આ૦ મી૦ જસટીસ દાવર—અભયાસ ઉપરથી કહી શકે.

મી૦ લાઉનડસ—કાયદાની રૂએ તેવી સતા અપાતી નથી. જેની હસતીજ નહી તેનો કેમ પુરાવો આપે.

મી૦ સ્ટ્રેંગમેન—હું તો માત્ર કોરટની સગવડ માટે સવાલ પુછું છું જો કોરટ ના પાડે તો હું આગળ ચલાવું.

મી૦ જસટીસ બીમન—શું ખાસ સવાલ છે?

મી૦ સ્ટ્રેંગમેન—તમારા અભયાસ ઉપરથી કહી શકશો કે ૧૮૨૩ ના સાલમાં ત્રસટીઓના કબજામાં શું ધરમાદા મીલકતો હતી.

કોરટે આ સવાલ પુછવા દેવાની પરવાનગી આપી હતી, પણ વખત થવાથી કોરટ ટીફીન માટે ઉઠી હતી.

એરવદ જીવણજી જમશેદજી મોદીએ બપોરના ખાણા પછી મી૦ સ્ટ્રેંગમેનની તપાસમાં જણાવયું કે ૧૮૨૩ ના સાલમાં પારસી પંચાયતના હાથમાં દેખાવાવાલી જમા અને તે ઉપર મોદીનું માણેકજી શેઠનું દેખસુ અને અનજુમનનુ દેખસુ હતુ, વળી તેમાં ખાસ શરાફના શખડા પણ હતા વળી હું નકશો રજુ કરું છું જે ઉપરથી જાવામા આવશે કે કોટનું નસાખાનુ અને શખ ડીવાળાનુ ઘર પણ દરશાવેલું છે.

મી૦ લાઉંડસે જણાવયું કે પતીવાદીઓના કબજામાં જે ચોપડીઓ છે તે ઉપરથી હું કબુલ રાખુ છુ કે ૧૮૨૩ થી તેમના હાથમાની મીલકતમાંથી આવક અને ખરચ કરવામાં આવતો હતો અને તેને લગતી નોંધ તે ચોપડીઓમા છે.

મી૦ મોદીએ જણાવયુ કે, ૧૮૨૩ ના સાલથી પંચાયતના દફતરમાં જુદા જુદાં ખાતાં પાડવામાં આવયાં છે. બનારસનુ નસાખાનું અને ગોદાવરા અગીયારી પણ ત્રસટીઓના હસતકમાં છે. ચોકસ ઘર પાછળ ખરચ કરી અગીયારી કરવામાં આવી હતી તે માટેના નાણાંનો થોડો ભાગ જાહેર નાણું ઉઘરાવીને લેવામા આવયો હતો. જાહેર ઉઘરાણુ પારસી કોમ તરફથી હતું.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## ગઇ કાલે ચલેલી તપાસનો હેવાલ.

---

## એરવદ જીવણજી મોદીની જુબાની.

(અખબારે સોદાગર, તા૦ ૨૫ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રકે મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦

જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

મી૦ લાઉંડસે શરૂઆતમાં જણાવયું કે તા૦ ૨૨ મી જુન ૧૮૭૪ નું લખત કાયદેસર નથી એમ હું કહુછુ., કારણ કે એકઝીક્યુટરોમાનો એક ૧૮૬૨ માં મરણ પામયો હતો જે પછી છેક ૧૨ વરસે યાને ૧૮૭૪ માં હઇયાત ત્રસટીઓએ તકરારી મીલકત પંચાયતના અધીકારીઓને નામે ચઢાવી આપી તે વેળા તેમાં તે અધીકારીઓને ખાલી પડતી જગા પોતે પુરવાની સતા છે, તે કાયદા વીરૂધ અપાયલી છે.

મી૦ સ્રેંગમેને જણાવયું કે જુદા જુદા ત્રસટડીડોની રૂએ મારા કુલો કાયદેસરના ત્રસટીઓ નેમાયા છે એવું પુરવાર કરવાની જવાબદારી અમારે શીર છે, પણ મારા મીત્ર જયારે અમારો આ બતો આવેલો હક સવીકારવાની ના પાડે છે કે અમો કાયદેસરના ત્રસટીઓ નથી તો તે પુરવાર કરવાનું કામ તેમનું પોતાનુ છે. જો તેઓ તેમ પુરવાર કરે નહી તો તેમનો દાવો રદ થવો જોઇયે.

આ૦ મી૦ જસટીસ હાવર—ઉલટપાલટ તપાસથી તેવું પુરવાર કરવાનુ કામ મી૦ લાઉંડસને શીર રહે છે.

મી૦ લાઉંડસ—ગઇ કાલે રજુ થયલા દસતાવેજો તપાસવાને મને પુરતો વખત મલયો નથી. હું જે કાંઇ તપાસી શકયોછું તે ઉપરથી કહી શકુછુ કે હાલના ત્રસટીઓને ત્રસટડીડમાં જણાવવામાં આવેલી મીલકતોનો વહીવટ કરવા માટે કાંઇ સતા આપવામાં આવી નથી એમ હું એ દસતાવેજો ઉપરથી જોઇ શકયો છું. વળી જમાં સતા આપવામાં આવી છે, તયાં તેવી સતા આપનારને તેમ કરવાનો હક ન હતો. દાખલા તરીકે ગોદાવરા અગીઆરીના સંબંધમાં જણાય છે કે અસલ ત્રસટડીડમાં ખરીદનારાઇએ મીલકત કાંઇ ત્રસટીઓને સવાધીન કીધી ન હતી, પણ ૧૮૭૯ માં સર જમશેદજીએ તે સમરાવયા પછી ત્રસટીઓના નામપર કરી આપી હતી. અત્રે એટલુ યાદ રાખવું જોઇયે કે તે પંચાયતના નામ ઉપર નહી પણ ફકત ત્રસટીઓના નામપર કરી આપવામાં આવી છે.

**એરવદ જીવણજી મોદીની જુબાની.**

સમશુલઓલમા એરવદ જીવનજી જ. મોદીએ એ પછી મી૦ સ્રેંગમેનની તપાસમાં જણાવયુ કે તા૦ ૨૩ મી એપ્રેલ ૧૮૫૫ ને દીને એક હાથ ઉપર બમનજી હોરમસજી અને એક બીજો અને બીજા હાથ ઉપર સર જમશેદજી જીજીભાઇ અને બીજાઓ (તે પંચાયતના ત્રસટીઓ) વચે નામે ચઢાવવાનું (કનવેઅનસ) લખત થયું છે. એ લખત બાબુલનાથના મંદીરની પાસેની જગાને લગતું છે. એ મીલકતનો ખરચ પારસી પંચાયતને લગતાં જનરલ ફંડમાંથી કરવામાં આવયો છે. હીસાબના ચોપડાના મથાળાં છે. ૧૮૨૩ ના સાલથી આજ સુધી લખાતાં આવયાં છે. પારસી પંચાયતનો સંવત ૧૯૧૧ ના સાલનો મેલ રજુ કરૂં છું. તેમાં એ મીલકત ખરીદવા પાછળ રૂ. ૫૭૦૦ ખરચેલા જણાવયા છે, જેની ઇંગ્રેજી તા૦ ૯ મી જુન ૧૮૫૫ની છે.

અત્રે મી૦ લાઉંડસે જણાવયું કે મઇ સાંજે મારા હાથમાં દસતાવેજોનો જથો મુકવામાં આવયો છે, જે મેં તપાસયો નથી અને મને તપાસવાનો વખત પણ મળયો નથી.

મી૦ સ્રેંગમેન તરફથી રજુ કરવામાં આવતા મુકદમાના સંબંધમાં હુ કાંઇ હરકત કરવા માંગતો નથી. પણ આ બધાં દસતાવેજો રજુ કરવાના સંબંધમાં સામી પક્ષે પોતનાં સોગંદનામામાં કાંઇ પણ જણાવયું હતું નહી અને હમણાં એકદમ સંખયાબંધ ઓઅરઝીઓ રજુ કરવામાં આવે છે, જેની

જખતસર તપાસ લેવાનું અમારે માટે અશક્ય છે. આવી રીતે મુકદમો જો રજુ કરવામાં આવે તો એ દસતાવેજો અમને તપાસવાનું બને તે માટે મુકદમો યા તો મુલતવી રાખવાને અથવા તો આ બધાં ઓચરવા દાખલ કરવા સામે વાંધો લેવો પડશે. સોગંદનામામાં જણાવ્યા ઉપરાંત અરધીક ડજન ઓચરવાં રજુ કરવામાં આવે તો તે જુદી વાત છે પણ આવી રીતે ઢગલાબંધ ઓચરવાંઓ રજુ કરવામાં આવે તે તો અતેરું થયું.

આ૦ મી૦ જસટીસ બીમન—તમો જણાવી ચુકયા છો કે સને ૧૮૫૧ ની આગમજના ફંડોના સંબંધમાં ટ્રસટીઓની ખાલી પડતી જગયા પુરવાના સંબંધમાં કાંઇ હક આપવામાં આવેલો તમો બતાવી શકતા નથી પણ તે પછી પારસી કોમ ખુલ્લી રીતે જાણતી આવી છે કે તમોને તેવો હક હતો અને તેવી જાણથી ફંડમાં જુદા જુદા આસામીઓએ નાણાં ભરયાં હતાં.

મી૦ સેંગમેન—હા.

આ૦ મી૦ જસટીસ હાવર—તમો જે દસતાવેજો રજુ કરવા માગો છો તે એવી મતલબના કે નાણાં તમને અથવા તમારા આગળના ટ્રસટીઓને તેનો વહીવટ કરવાની સતા સાથે મળયાં હતાં?

મી૦ સેંગમેન—હા, અમને કેવી રીતે ફંડો મળયાં હતાં તે વગેરે હું એ દસતાવેજોથી સાબેત કરવા માગું છું.

આ૦ મી૦ જસટીસ હાવર—તમો તરફથી રજુ કરવામાં આવતાં પત્રોમાં ટ્રસટીઓની નેમણુંક કરવાની પણ સતા આપવામાં આવી છે?

મી૦ સેંગમેન—એ પત્રોમાં જણાવવામાં આવયું છે કે અમો નાણું તમોને તથા તમારા પછી આવનાર ટ્રસટીઓના હાથમાં સોંપયે છીયે.

મી૦ સેંગમેને તે બાદ જણાવયું કે સને ૧૮૫૧ ના વરસ પછી જુદાં જુદાં બખીસો ફંડો થયલાં જોવામાં આવે છે. આ દરેક ફંડને લગતું પહેલું પત્ર તથા ચોપડામાં કરવામાં આવેલી પહેલી નોંધ હું રજુ કરવા માગું છું. દરેક ફંડ માટે જુદું ટ્રસટડીડ થયું છે તથા એ ફંડમાં નાણું ટ્રસટીઓને પોતાની ખાલી પડતી જગયા પુરવાનો હક છે એવું જણાવયા પછી પારસી કોમ તરફથી આપવામાં આવયું છે.

આ૦ મી૦ જસટીસ બીમન—એવું તમો અનુમાન ખેંચો છો. એકબારગી પારસી કોમ સામાનય જાણતી હોય કે તમને ખાલી પડતી ટ્રસટીઓની જગયા પુરવાનો હક છે તે છતાં એ હક તદન ખયાલી હોય તે બનવા જોગ છે.

મી૦ સેંગમેન—દસતાવેજો રજુ કરી અમો એ અમારી દલીલ પુરવાર કરવા માંગીયે છીયે.

આ૦ મી૦ જસટીસ બીમન—પણ પારસી કોમની સામાનય માન્યતા વગેરેને લગતી તમારી તકરાર સામે હું ધારું છું કે સામી પક્ષ તરફથી વાંધો લેવામાં આવતો નથી તયારે તે પુરવાર કરવાની જરૂર શું છે?

મી૦ સેંગમેન—અમો ઘણી કફોડી સથીતીમાં મુકાયા છીયે. વાદીઓએ પોતાના ફરીઆદનામામાં ખુલ્લી રીતે આરોપ મુકયો છે કે ટ્રસટીઓ તરફની અમારી નેમણુક કાયદેસર થઇ નથી. પણ તેજ વખતે અમારા હાથની માલકી કેવા પ્રકારની છે તે અમારા હાથમાં કેવી રીતે આવી પામી અને શા માટે આવી તે તેઓ કાંઇ જણાવતા નથી. એ પુરવાર કરનારી જોખમદારી મી૦ લાઉંડસને માથે ગણાવી જોઇએ. પણ તેઓએ તે કાંઇ જણાવયું નથી તયારે મારે એ બધી વીગતો આપવી પડશે.

આ૦ મી૦ જસટીસ બીમન—પણ એ બધી વીગતોમાં બારીકીમાં ઉતરવાથી શું લાભ થનાર છે?

મી૦ લાઉંડસ—હું સુચના કરું છું કે રજુ કરવામાં આવેલા દસતાવેજોમાંથી બંને પક્ષના સોલીસીટરોએ એક કોમન ઓગરીમેન્ટ નમુના તરીકે છુટી કાઢવા અને તેટલા દસતાવેજોને જ વળગી રહી બંને પક્ષે તકરાર ચલાવવી.

મી૦ સેંગમેન—ઠીક છે! હું એ સુચના ઉપર વીચાર કરી પાછળથી જવાબ આપીશ.

એજ વાતોમાં એ પછી આગળ

મઝકુરા જણાવ્યું કે તા૦ ૨૨ મી જુન ૧૮૭૪ નું લખાણ છે, જે બાગુરાના થતી નજદીકની જગાને લગતું છે. એ લખતમાં ખાલી પડતી જગા પુરવાની હયાત ત્રસટીઓને સતા આપવામાં આવી છે. એ મીલકત પંચાયતના એકલાના વપરાસ માટે છે. સર જમશેદજીએ એ કનવેયનસ કરી આપ્યું છે. એ લખતમાં સર જમશેદજીએ ત્રસટીઓની ખાલી પડતી જગા પોતે તેમજ હયાત ત્રસટીઓએ પુરવાની સતા છે. એ મીલકત જનરલ ફંડમાંથી ખરીદવામાં આવી છે અને જનરલ ફંડમાં જો હયાત ત્રસટીઓને ખાલી પડતી જગા પુરવાનો હક હોય તો પછી આ વકરારી જગાના સંબંધમાં પણ તેવો હક મળેલો છે.

ના૦ મી૦ જસટીસ હાવર—ત્યારે તમે એ દસતાવેજ ઉપર આધાર રાખવા નથી.

મી૦ બ્રેંગમેન—નહીંજ.

મી૦ મોદીએ જણાવ્યું કે તા૦ ૯ મી નવેમબર ૧૮૫૫ ને દીને રૂ. ૫૭૫૫ જમા થયા છે, તેમાં એવું જણાવવામાં આવ્યું છે કે એ રકમ જનરલ ફંડની છે. તા૦ ૨૨ મી જુન ૧૮૭૪ ના ડીડ પોલમાં એક શેરો મારવામાં આવ્યો છે, જેની રૂએ તે વખતના હયાત ત્રસટીઓ સર જમશેદજી, મી૦ હીરજીભાઈ રેડીમની, મી૦ પાંડે, મી૦ પારખ અને મી૦ પીટીટ જેઓ તે વખતના ત્રસટીઓ હતા, તેમને ખાલી જગા પુરવાની સતા આપવામાં આવી છે, નકશામાં જે આઠ અને નવમી મીલકત દરશાવી છે, તે માટે આ દસતાવેજ ઉપર આધાર રહેલો છે. એના સંબંધમાં પહેલો દસતાવેજ તા૦ ૨૯ મી મે ૧૮૫૯ ના દીવસનો છે. આઠમી અને નવમી મીલકત નકશામાં 'ઢ' અને 'એફ' તરીકે દરશાવી છે. તા૦ ૨૯ મી મે ૧૮૫૯ ના કનવેયનસમાં ત્રસટ જાહેર કરેલું જણાવ્યું નથી, તેમજ નેમણુંક સંબંધી સતા આપવામાં આવી નથી. રેકડ રૂપીઆમાં એ જમીનોની કીમત રૂ. ૬૦૦ ની જણાવી નોંધ લેવામાં આવી છે. એ રકમ એપ્રોટેક એકાઉંટમાં જમા કરી જનરલ ફંડમાં તેનો ખરચ ઉધારવામાં આવ્યો છે. એજ મીલકતના સંબંધમાં તા૦ ૨૯ મી એપ્રેલ ૧૮૭૪ ના ડીડપોલમાં ઇશારો કરવામાં આવ્યો છે કે જે ડીડ હીરજીભાઈ હોરમસજીએ કર્યું હતું એ પછી તા૦ ૨૨ મી જુન ૧૮૭૪ નું કનવેયનસ લખત છે, જે એક હાથપર સર જમશેદજી અને બીજા હાથપર હીરજીભાઈ હોરમસજી વચ્ચે થયલું છે, જે નકશામાં જણાવેલી 'જી' અને 'એચ' મીલકતને લગતું છે.

અત્રે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

ટીફીન બાદ કોરટ પાછી બેસતાં મી૦ બ્રેંગમેને ગોવાલીયા ટેંક રોડ નજદીકની હોસ્પીટાલને લગતી જગયાનું ૧૮૭૪ નું ત્રસટડીડ રજુ કર્યું હતું અને જણાવ્યું હતું કે તે ત્રસટડીડમાં ત્રસટીઓની ખાલી પડતી જગયા હયાત ત્રસટીઓ પુરે એવું જણાવવામાં આવ્યું છે.

મી૦ જીવણજી મોદીએ જણાવ્યું કે ત્રસટીઓની ૧૨ મી મીલકતનો દસતાવેજ ૧૮૭૪ માં અને ૧૩ મી મીલકતનો દસતાવેજ તેજ વરસના ડીસેમબર માસમાં કરવામાં આવ્યો હતો. ૧૫ મી મીલકત ચરનીવાડીનું નસોખાનું છે તેને લગતું લખાણ ૧૮૫૨ માં કરવામાં આવ્યું હતું અને તેમાં પણ હયાત ત્રસટીઓને ખાલી પડતી જગયા પુરવાનો હક આપ્યો છે.

મી૦ બ્રેંગમેને ત્યારબાદ કેટલાક વધુ દસતાવેજો રજુ કર્યા હતા. એ પછી વધુ તપાસ મુલતવી રહી હતી.

## પારસી પંચાયત કેસ.

(અખબારે સોદાગર, તા૦ ૨૭ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રકે મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહેરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એફ. તાલેયારખાન અને મી૦ બાહમાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

## એરવદ મોદીની વધુ જબાની.

એરવદ જીવનજી જમશેદજી મોદીએ મી૦ સ્ટ્રેંગમેનની વધુ તપાસમાં જણાવ્યું કે ૧૬ મા માલકતને લગતું બખત તા૦ ૫ મી ફેબરવારી ૧૮૬૬ ને દીને એક હાથપર, દાદાભાઇ પેસતનજી અને બીજા હાથપર સર જમશેદજી જીજીભાઇ (બીજા બારોનેટ) અને બીજાઓ વચે થયું હતું. એજ એ બખતપર તા૦ ૨૬ મી અપ્રેલ ૧૮૭૩ ને દીને એક હાથપર હીરજીભાઇ હોરમસજી રેડ અને બીજાઓ, બીજા હાથપર સર જમશેદજી જીજીભાઇ અને બીજા હાથપર સર જમશેદજી જીજીભાઇ અને બીજાઓ વચે એનડોરસમેંટ થયું હતું. એ બખત આગલા હયાત ટ્રસટીઓએ નવા ટ્રસટીઓની સાથે પોતાના નામપર ચઢાવયું હતું. ત્રેરમી મીલકતનું બખત તા૦ ૨૮ મી મારચ ૧૮૪૫ ને દીને એક હાથપર બરજોરજી ભીખા અને બીજા હાથપર સર જમશેદજી જીજીભાઇ અને બીજા ઘણાના વચે થયું હતું, એ વેળા ચારજ ટ્રસટીઓ હતા. એ મીલકતને લગતી ફેટ સીક જમીન જનરલ ફંડના નાણામાંથી પણ ખરીદવામાં આવી હતી. એ બખતમાં ટ્રસટીની ખાલી પડતી જગા હયાત ટ્રસટીઓએ પુરવાની સતા આપવામાં આવી હતી. જનરલ ફંડમાંથી નાણાં ખરચવાની નોંધ ૧૮૪૫ ના અકટોબર માસની તા૦ ૨૭ મીએ કરવામાં આવી છે.

આ૦ મી૦ જસટીસ બીમન—જનરલ ફંડમાંથી ખરીદવામાં આવેલી સઘળી મીલકતોની ટીપ રજુ કરવામાં આવે તો મહેનત બચે અને વખત નકામો જાય નહી.

મી૦ સ્ટ્રેંગમેન—મારૂં કહેવું એવું છે કે જે મીલકતો જનરલ ફંડમાંથી ખરીદવામાં આવી હોય તે જનરલ ફંડની સખીતીપરજ મુકાયલી છે.

આ૦ મી૦ જસટીસ દાવર—જો તમો એક પત્રક બનાવી તેમાં જણાવો કે ફલાણી ફલાણી મીલકતો જનરલ ફંડમાંથી ખરીદવામાં આવી છે તે ફલાણે વખતે ખરીદવામાં આવી છે અને ફલાણી ફલાણી મીલકતોના સંબંધમાં ખાલી પડતી ટ્રસટીઓની જગા પુરવાની હયાત ટ્રસટીઓને સતા છે અને ફલાણીમાં નથી એવું પત્રક રજુ કરશો તો મહેનતનો ઉગારો થશે.

મી૦ લાઉનડસ—મેં એક તેવું પત્રક અતયાર આગમજનું બનાવ્યું છે અને તેનો મારા મીત્ર ઉપયોગ કરવા માંગતા હોય તો હું તે આપવા તઇયાર છું.

મી૦ સ્ટ્રેંગમેન—જનરલ ફંડમાંથી ખરીદવામાં આવેલી બીજી મીલકત હવે ઘણી થોડી છે, છતાં તેવું પત્રક બના

તેત્રીસમી મીલકતનું લખાણ તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૮૩ ને દીને એક હાથપર કરમસી દામજી અને બીજા હાથપર સર જમશેદજી અને બીજાઓ (ત્રસટીઓ) વચે થયું હતું. એ મીલકત રૂ. ૧૫૦૦૦ માં ઉપલાંજ ફંડમાંથી ખરીદવામાં આવી હતી. એને લગતો ખરચ તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૮૩ ને દાને ભેળમાં પાડવામાં આવ્યો છે. ચોત્રીસની માલકતનું લખાત અને ત્રસટ ડીડ તા૦ ૧૫ મી નવેમબર ૧૮૮૩ ને દીને એક હથાર આ દાવાના બીજા વાદી જહાંગીર કાવસજી જહાંગીર અને બીજા હાથપર સર જમશેદજી અને બીજાઓ (ત્રસટીએ) વચે થયું હતુ.

આ૦ મી૦ જસટીસ હાવર—એ બીજા વાદીએ આપી છે?

મી૦ ઈંગમેન—હા નામદાર, અને હવે તેઓ પાછા લઈ લેવા માંગે છે (હસાહસ).

આ૦ મી૦ જસટીસ હાવર—તેમાં ત્રસટીઓની નેમણુકની સતા આપવામાં આવી છે?

મી૦ ઈંગમેન—નહી.

એ લખતમાં જણાવવામાં આવયું હતું કે એ મીલકત પારસી કોમના વપરાસ માટે હંમેશ સારૂ આપવામાં આવે છે. એ વખતે ત્રસટીઓ સામાનય ત્રસટડીડ બનાવી તેમાં સઘળી મીલકતો સમાવવાનો વીચાર ચલાવતા હતા અને તેવી યોજના અમલમાં મુકવામાં આવે તો તેમાં આ મીલકત પણ સમાવવાને સતા આપવામાં આવી હતી. ત્રસટીઓને તે ઉપરાંત મીલકતના સંબંધમાં ત્રસટમાં જણાવવામાં આવેલા સામાનય નીયમને અનુસરી કાંઈ ઘટતા અંકુશ મુકવાના જરૂર જણાય તો તે મુકવાની સતા આપવામાં આવી છે.

એરવદ મોદીએ આગળ ચાલતાં જણાવયું કે પચીસમી મીલકતને લગતું લખત તારીખ ૧૯ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને એક હાથપર જમશેદજી નશરવાનજી દાદી અને બીજા હાથપર સર જમશેદજી અને બીજાઓ (ત્રસટીઓ) વચે થયું હતું. છવીસમા મીલકતનું લખત તા૦ ૧૪ મી આગસટ ૧૮૮૪ ને દીને એક હાથપર મનચેરજી જમશેદજી ભગા અને બીજા હાથપર સર જમશેદજી અને બીજાઓ (ત્રસટીઓ) વચે થયું છે. એ જમીન ધરમના કામો માટે આપવામાં આવી છે, અને ઉપયોગ અથવા સતા ઉપર અંકુશ મુકવા અથવા તેમાં વધઘટ જાહેર કરવાની ત્રસટીઓને સતા આપવામાં આવી છે.

અરે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

બપોરના ખાના પછી કોરટ પાછી બેસતાં મા૦ ઈંગમેને જણાવ્યું કે, ૧૮૮૪ સુધીના ત્રસટ ડીડોને લગતી જુબાની મેં રજુ કરી છે પણ હું જાણવા માગું છું કે તે પછીના ત્રસટ ડીડ વીરૂધ, ત્રસટીઓ નેમાતા આવ્યા છે તે મારા માત્ર કબુલ રાખે છે કે નહીં.

મી૦ લાઉનડસ—હું તે કબુલ રાખું છું.

એરવદ જીવણજી જમશેદજી મોદીએ આગળ ચાલતા જણાવયું કે ૧૮૮૪ પછી બીજા દસતાવેજોની રૂહે ત્રસટીઓને હસતક બીજી મીલકતો આવી છે. તેમાં એક મીલકત વાંદરાનું નસાખાનું છે.

મી૦ લાઉનડસે જણાવયું કે આ મીલકત કોરટની હદ્દો બહાર છે અને તે મીલકતને આ મુકદમા સાથ લાગતું વલગતું નથી.

મી૦ ઈંગમેને જણાયું કે તે જગાના લખત ઉપરથી હું એટલુંજ દેખાડવા માગુછુ કે પારસી પંચાયતના ત્રસટીઓ ત્રસટીઓ તરીકે ઓળખાતા આવયા છે.

મી૦ જસટીસ બીમન—મી૦ ઈંગમેન તમે તે પુરાવા તરીકે કેવી રીતે રજુ કરવા માંગો છો

મી૦ ઈંગમેન—૧૮૮૪ ના સાલ પછી પારસી કોમના લોકો પ્રતીવાદીઓને ત્રસટીઓ તરીકે ઓળખતા આવયા છે.

મી૦ જસટીસ દાવર—તે લખતના એક બનાવનાર મી૦ દાદાભાઈ મુકાદમે તેમ કબુલ રાખેલાં છે કે?

મી૦ ઈંગમેન—એક કરતાં વધુએ તેમ કબુલ રાખેલું છે.

કેટલીક તકરાર પછી તે દસતાવેજ પુરાવામાં દાખલ કરવા દેવાની નામદાર જડજોએ રજા આપી હતી.

મી० જીવણજી મોદીએ આગળ ચાલતાં જણાવ્યું કે ૧૮૫૭ માં બંગીખાનાને લગતી મીલકત કોરટ મારફતે ટ્રસટીઓએ મેળવી હતી.

મી० જસટીસ બીમન—તમે મી० એંગમેન તે કેવી રીતે પુરાવામાં રજુ કરવા માંગો છો?

મી० એંગમેન–તે મીલકત ટ્રસટીઓને કેવી રીતે મળી હતી તે ઉપલા દસતાવેજ ઉપરથી જણાય છે.

નામદાર જજોએ ઉપલો દસતાવેજ પણ પુરાવા તરીકે દાખલ કરવા દેવાની રજા આપી હતી.

એરવદ મી० મોદીએ આગળ વધતાં જણાવ્યું કે, દદરનું નસાખાનું ૧૮૫૮ માં ટ્રસટીઓને બક્ષેસ મળ્યું હતું. ૧૯૦૬ માં મી० બમનજી દીનશાહ પીટીટે પારસી જનરલ આસપીટાલ માટે પોતાની ખંબાલા હીલ ઉપરની જમીન પારસી પંચાયતના ટ્રસટીઓને નામે ચઢાવી આપી હતી અને તેને લગતું એક ડીડ કરયું હતું. ૧૮૦૪ થી ૧૮૨૩ સુધી વછાડયાજી હોરમસજી બમનજી પાસે પંચાયતના જે નાણાં હતાં તેને લગતા હીસાબની ચોપડી હાલ મળી આવે છે.

મી० લાઉનડસે તે ચોપડી પુરાવા તરીકે રજુ થવા દેવા સામે વાંધો ઉઠાવ્યો હતો.

મી० એંગમેને જણાવ્યું કે, વછાડયાજી હોરમસજી બમનજી ઘણા વરસો ઉપર મરણ પામયા છે અને તેમની ચોપડી ઉપરથી આ નકલ કરવામાં આવી છે.

નામદાર જજોએ કેટલીક વધુ તકરાર પછી ઉપલો દસતાવેજ પુરાવા તરીકે દાખલ કરવાની રજા આપી હતી જે બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

(અખબારે સોદાગર, તા० ૨૮ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી० રૂસતમજી નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, મી० રતનજી જમશેદજી તાતા, મી० બાપુજી સોરાબજી પટેલ, મી० રતનજી દાદાભાઈ તાતા અને ડા० નાનાભાઈ નવરોજી કાત્રક મુંબઈના પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, મી० હોરમસજી એદલજી આલબલેસ, મી० જમશેદજી ખરશેદજી જમશેદજી, મી० મેહરવાનજી મનચેરજી કામા અને મી० બમનજી દીનશાહ પીટીટ સામે ગંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઈ કાલે હાઈ કોરટમાં નામદાર જડજ મી० દીનશાહ ધનજીભાઈ દાવર અને આ० મી० જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી० લાઉંડસ, મી० ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી० પેસતનજી ફરદુનજી તાલયારખાન અને મી० બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી० ઈનવેરારીટી, મી० રેકસ, મી० એંગમેન અને મી० જે. બી. કાંગા હાજર થયા હતા.

કોરટ બેસતાં આ० મી० જસટીસ દાવરે જણાવ્યું કે જો આ મુકદમો ગરમીની રજા પહેલાં પુરો ન થાય એમ હોય તો આ મુકદમાના ધારાના હીમાયતીઓને જે અગવડ પડે છે તે ધયાનમાં લઈ હું ચેમબરનું કામ એક દીવસ નહી લેતાં ચેમબરને લગતા કામ માટે આગમી રૂઢી અખતયાર કરવા માગુ છુ. મારા જોડયા મી० બીમન લાંબી રજાપર જનાર છે, તેઓ તા० ૧૮ મીના મેલમાં ઉપડી જનાર છે. તો તા० ૧૭ મી સુધી મુકદમો સાંભળીશું.

મી० લાઉંડસ—જો આ० મી० જસટીસ બીમન એક અઠવાડીયું મોડેથી ઉ

ગલાંડ જાય અને રજાના દીવસો કોરટ બેસે અને મુકદમો પુરો થાય તે જોવાને હું ખુશી છું. જો મુકદમો પુરો કરવામાં ન આવે તો છેક નવેમબર સુધી તે મુલતવી રાખવો પડે અને તે ઘણુ અગવડભરેલુ થઈ પડશે. અનજુમન આગળ સવાલ લઈ જવાથી જે ઢીલ થવાની હતી, તે સવાલ સાથ હું પણ આનાકાનીથી મલતો થયો હતો. જો મારા મીત્ર મારી સુચના પસંદ કરે તો ચોક્કસ તારવી કહાડેલા દસતાવેજોજ રજુ કરવાનો વખત રોકાશે નહી વળી હું ઘણીજ અગતયની બાબદો ઉપરજ ઉલટપાલટ તપાસ લઈશ.

આ૦ મી૦ જસટીસ દાવર—સામી પક્ષને પોતાનો મુકદમો બને એટલો ટુકમાં રજુ કરવાની અમો અરજ કરી શકયે પણ આવા અગતના મુકદમામાં તો તેના આંકોશ મેલવાનું જરા પણ વાજબી ગણાય નહી.

મી૦ સ્ટેંગમેન—હું પણ આ મુકદમો બનતી ઉતાવળે પુરો કરવાને ખુશી થઈશ પણ મી૦ લાઉંડ્સની સુચના હું એકલીજ સવીકારી શકું કે સને ૧૮૭૧ પછીના વરસો માટેના સઘળા દસતાવેજો ઉપર ધયાન લેવાનું દેખાતુ નહી કરતાં તેમાનાં ચુંટી કહાડેલા અનેક દસતાવેજો ઉપરજ મદાર બાંધવાનો તઈયાર છઉં. આ વરસ આગમજના સઘળા દસતાવેજો રજુ થવા જોઈએ.

આ૦ મી૦ જસટીસ દાવર—તે ઉપરાંત બીજી જબાની રજુ કરશોની?

મી૦ સ્ટેંગમેન—તે વીશે હું મસલત ચલાવવા પછી જવાબ આપીશ.

સેવટે આ૦ મી૦ જસટીસ દાવરે જણાવયું કે આ મુકદમો મહીનાઓ સુધી મુલતવી રાખવા નહી પડે તે માટે નામદાર જડજ મી૦ બીમન એક અઠવાડયું મોડા ઈંગલંડ જવાને અથવા તો પોતાની રજામાં ફેરફાર કરાવવાને ખુશી થશે. એ બાબે વડા જડજ સાથે મસલત ચલાવી કાંઈ ગોઠવણ થશે કે તે પાછળથી જોઈ લેશું.

**એરવદ મેહરજીરાણાની વધુ જબાની.**

એ પછી એરવદ જીવનજી જમશેદજી મોદીએ મી૦ સ્ટેંગમેનની વધુ તપાસમાં જણાવયું કે વડાડપાજી હોરમસજી બમનજીએ રાખેલા હીસાબની ચોપડીમાં જે બાકી કહાડવામાં આવી છે, તે તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૩ ને દીને ચાર ગસટીઓ વાડાડપાજી હોરમસજી બમનજી ફરામજી કાવસજી બનાજી, વડાડપાજી નવરોજજી જમશેદજી અને જમશેદજી જીજીભાઈએ તે પોતાના કબજામાં લેતાં તે વરસથી તેને લગતો નેગ હીસાબ ના ચોપડામાં માંરવામાં આવયો છે. એ પછી તા૦ ૩૧ મી ડીસેમબરે એ ચારે ટ્રસટીઓએ પંચાયતના રૂ ૧૮૦૫૨ ના ણું રમાંગઠન અને કાહરડમાં તથાં વધા જે અનામત મુકયાં હતાં તેની રસીદની નકલ ખોલાસે પંચાયતમાં જણાવી છે, તે હું રજુ કરૂં છું. પહેલી નોધ બુક સંવત ૧૮૮૦ થી ૧૮૮૯ ના સાલ સુધીની છે. પણ તેમાં ૩ ક વરસ માટેનુ ગમાણું છે. બીજી નોધ બુક સંવત ૧૮૮૩ થી ૧૯૦૭ સુધીની છે, પણ તેમાં દર વરસનુ જુદું ગથાલું છે. સંવત ૧૮૮૦નુ સાલ ૪૦ સ૦ ૧૮૨૩ ના અકટોબરથી શરૂ થાય છે. સંવત ૧૮૮૦ ના સાલની ખાતાવહી હું રજુ કરૂ છું, જે ફરામજી કાવસજી બનાજીના અખતયારમાં હતી. સંવત ૧૮૯૯ સુધી દર સાલના મથાળાં એકસરખાં હતાં, પણ સંવત ૧૯૦૦ થી તેમાં સેહેજ ફેરફાર કરવામાં આવયો હતો. એ મથાળાંનુ ફારમ સંવત ૧૯૦૦ સુધી ચાલુ રહયું હતું. સંવત ૧૯૦૧ થી સંવત ૧૯૦૭ સુધી ખાતાવહીનુ મથાળું દર વરસે આગળ માફકજ ચાલુ રહયુ હતું. સંવત ૧૯૦૫ સુધી મેળ જેવુ કાંઈ ન હતુ, પણ સંવત ૧૯૦૭ થી મેળ રાખવામાં આવયા હતો. સંવત ૧૯૦૬ થી માત્ર ખાતાવહી રાખવામાં આવી હતી. સંવત ૧૯૦૭ થી આજના દીવસ સુધી ત્રણ બુકો રાખવામાં આવે છે; તેના નામ નોંધ, ખાતાવહી અને મેળ. સંવત ૧૯૦૭ ના સાલના મેળનું મથાળું એજ સાલની નોધમાંના મથાળાને બરાબર મળતું આવે છે.

આ૦ મી૦ જસટીસ દાવર—એ મથાળે રજુ કરવાની મતલબ શું?

મી૦ સેંગમેન—મારા મીત્ર મી૦ લાઉંડસ કહે છે કે ચોપડા પંચાયતના છે અને ટ્રસટીઓના નથી. હું એ મથાળાંઓ ઉપરથી દેખાડવા મંગુ છું કે એ ચોપડા ટ્રસટીઓ રાખતા હતા અને તે તેમના હતા. હું કહું છું કે મી૦ લાઉનડસનું કહેવું ખોટું છે.

મી૦ લાઉનડસ—હું કહું છું કે ટ્રસટીઓ એક વખતે પંચાયતના મેમબરો હતા અને તેઓ હાલ તેમ છે.

એરવદ મોદીએ આગળ ચાલતાં જણાવ્યું કે સંવત ૧૯૦૪ થી સંવત ૧૯૩૧ સુધીની ચોપડીઓનાં મથાળાં પણ ઉપલા ચોપડાઓની માફક તે વખતના ટ્રસટીઓનાં નામથી શરૂ કરવામાં આવ્યાં છે અને તેમને પારસી પંચાયતના ટ્રસટીઓ તરીકે તેમાં લેખવામાં આવ્યાં છે અને કેટલાકમાં તો તેઓને પારસી પંચાયતનાં ફંડોના ટ્રસટી તરીકે લેખવામાં આવ્યા છે. સંવત ૧૯૩૧ થી આજના દીવસ સુધીના ચોપડાઓને મથાળાં બીલકુલ આપવામાં આવ્યાં નથી. ખોલાસો પંચાયતમાં એવું જણાવ્યું છે કે ટ્રસટીઓ હયાતતામાં આવ્યા ત્યાં સુધી નાણાં ભેગાં કરવાની કોઈએ મેહેનત લીધી નહતી. સને ૧૮૫૧નાં ટ્રસટડીડથી હું માહીતગાર છું. એ ડીડમાં ૧૫ ફંડો જણાવ્યા છે, તેનું શીડયુલમાં તારવી કહાડયું છે જેમાં એ ૧૫ ફંડોની વીગત દરશાવી છે. એ શીડયુલ ખરું છે અને મી૦ મોદીએ શીડયુલ કેવા આકારમાં તઈયાર કરયું છે, તેને લગતી હકીકત જણાવી હતી. ૧૮૫૦ નું ડીડ થયું તયારથી તા૦ ૩૧ મી ડીસેમબર ૧૯૦૬ સુધીમાં ફંડનાં નાણામાં ઘણોજ મોટો ઉછાળો થયો છે, તા૦ ૩૧ મી ડીસેમબર ૧૯૦૬ સુધીનો હીસાબ નક્કી કરવામાં આવયો છે, ઘણીક બક્ષીસો મળી છે, નાણાંની રકમો મળી છે અને વયાજ વધયું છ એમ કરી ફંડો મોટી રકમનાં થવા પામયાં છે.

અહીં કોરટ ટીફીન માટે ઉઠી હતી.

બપોરના ખાણા બાદ તપાસ આગળ ચાલતાં એરવદ જીવણજી જમશેદજી મોદીએ મી૦ સેંગમેનના તપાસમાં જણાવયું કે ૧૮૪૭ માં જે ટ્રસટ ડીડ થએલ માં આવયું છે તેમાં પંદર જુદાં જુદાં ફંડો છે. એ ફંડોને લગતો એક બીજો દસતાવેજ છે જે આગસટ ૧૮૫૯ માં કરવાં આવયો છે. તે એક અસલ દસતાવેજ છે અને કાગળ ઉકેલવામાં વાંચવામાં આવયો હતો તેમાં જણાવવામાં આવયું હતું કે મી૦ પારખે રૂ ૨૦૦૦ ની રકમ ટ્રસટીઓને તેના વયાજ ખરચવા માટે પોતાના ધણીઆણીના પુન અરથે સવાધીન કરવા હતા.

મી૦ જસટીસ દાવર—આવી મતલબના બીજા કેટલા દસતાવેજો છે?—

મી૦ સેંગમેન—જાણે છે.

મી૦ જસટીસ દાવર—અને બીજા બાકીના ફંડોના કેટલા દસતાવેજો છે?

મી૦ સેંગમેન—થોડા છે.

મી૦ સેંગમેને તયાર પછી અસલ કાગળો અને તેને લગતી ચોપડામાં લેવાયતી નોંધો રજુ કરી હતી.

મી૦ મોદીએ આગળ ચાલતાં જણાવયું કે પંદરમા નંબરવાળું ફંડ સામાનય ધરમખાતું છે અને તેમાં સથાવર મીલકતોના નફો ઉમેરવામાં આવયો છે. બીજાં ફંડો છે તેનો મોટો ભાગ અસલ બક્ષીસો અને તેના વયાજના બનેલાં છે. ૧૮૭૧ સુધીમાં એવાં બીજાં ૨૩ ફંડો વધયાં હતાં અને તેને લગતાં વીગતો ૧૮૭૯ ના ટ્રસટડીડમાં સમાવવામાં આવી છે. આ ફંડોને લગતું એક શીડયુલ તઈયાર કરવામાં આવયું છે જેના પાંચમા કોઠામાં ફંડ સથાપવાના નેમ બતાવી છે.

મી૦ સેંગમેને તે રજુ કરવા માંગયાં હતાં જે સામે મી૦ લાઉનડસે વાંધો લીધો હતો. આ દસતાવેજોના તરજુમા થયા નહોતા જેથી તે રજુ કરવાનું દાખલ કરવામાં આવયું નહોતું.

મી૦ મોદીએ આગળ ચાલતાં જણાવયું કે ટ્રસટીઓએ અને તેમના સગાંઓએ વખતોવખત નાણાની મોટી રકમો ટ્રસટીઓને સોંપી હતી. સર જમશેદજી, પીટીટ અને બાનાજીસ કુટુંબે લગભગ રૂ. ૧૩ લાખ જેટલી રકમ કાઢી આપી છે. ૧૮૨૩ થી ટ્રસટીઓની નેમણુક થઈ. અને તયારથી તેને લગતો હીસાબ "મુંબાઈ સમાચાર"માં પ્ર

મટ થતો આવયો છે. હું સેક્રેટરી નેમાયો ત્યારથી કોમાઓને લગતી ૫૦૦ ચોપડીઓ છપાવવામાં આવે છે જેમાં ફંડોને લગતો વીગતવાર હેવાલ આપવામાં આવે છે. ટ્રસટીઓની નેમણુકના સંબંધમાં વરતમાનપત્રોમાં વખતો વખત ખબર પ્રગટ થઇ હતી.

અત્રે વખત થઇ જવાથી કોરટ ઉઠી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

(અખબારે સોદાગર, તા૦ ૩૦ મી મારચ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મહેરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ પરમ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેસર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનાસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એફ૦ તાલીયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

શરૂઆતમાં મી૦ સ્ટ્રેંગમેને તા૦ ૪ થી સપટેમબર ૧૮૫૯ નું 'રાસત ગોફતાર' પત્ર રજુ કીધું હતું, તેમાં એવું જણાવવામાં આવયું હતું કે એક ટ્રસટીની ખાલી પડેલી જગયા લેવાને મી૦ પટેલને કહેવામાં આવયું હતું. તેવણે ના પાડવાથી મી૦ દાદીશેઠને અરજ કરવામાં આવી હતી અને તેવણે પણ ના પાડવાથી મી૦ પાંડેને આપવામાં આવી હતી તેમાં વળી તે વખતના પાંચે ટ્રસટીઓના નામો આપવામાં આવયાં છે. ટ્રસટ ડીડની રૂયે ખાલી પડેલી એ જગા હયાત ટ્રસટીઓએ પુરી હતી યાને મી૦ પાંડેની ટ્રસટી તરીકે નેમણુક થઇ હતી. આ પત્ર ઉપરથી જણાય છે કે તે વખતે ટ્રસટડીડ પ્રગટ કરવાને ટ્રસટીઓને આગ્રહ કરવામાં આવયો હતો. એ પ્રસંગે કોમ એવું માનતી હતી કે ૧૮૫૧ ના ટ્રસટડીડની રૂએ ટ્રસટીઓને ખાલી પડેલી જગા પુરવાનો હક છે અને તે પુરવાર કરવા હું આ પત્ર રજુ કરવા મંગુ છુ.

મી૦ લાવ્રંડસ—પંચાયતના ફંડમાં નાણા ભરનારાઓમાંનો એક પણ શખસ એ પત્રનો ઘરાક હતો કે તે પુરવાર કરવાને મારા મીત્ર તઇયાર છે?

મી૦ સ્ટ્રેંગમેન—એ એક અઠવાડીક ગુજરાતી પત્ર છે અને તે પારસીઓ મોટી સંખયા વાંચે છે.

### એરવદ મોદીની જબાની.

એરવદ મોદીએ મી૦ સ્ટ્રેંગમેનની તપાસમાં એ પછી જણાવયું કે 'રાસત ગોફતાર' પત્ર પારસીઓની મોટી સંખયા વાંચે છે. 'સતવ મીત્ર' નામનું એક બીજું અઠવાડીક પત્ર પ્રગટ થતું હતું તે આઠ કે દસ વરસ થયાં પ્રગટ થતું બંધ થયું છે. તેના પણ ઘણાક પારસીઓ ઘરાક હતા.

સ—તે પારસીઓમાં સારી પેઠે જાણીતું હતું?

મી૦ લાઉંડસ—તે મી૦ મોદી કેમ કહી શકે? મારી કોમના કેટલા 'ટાઇમસ ઓફ ઇંડયા' વાંચે છે અને કેટલા બોંમબે ગેઝેટ વાંચે છે તે હું કેમ કહી શકું.

આ૦ મી૦ જસટીસ દાવર—એક પત્ર બીજા કરતાં વધતું ઓછું વંચાય છે એટલું તો કહી શકો?

મી૦ લાઉંડસ—હા.

આ૦ મી૦ જસ્ટીસ હાવર—એરવદ મોદીનો જવાબ પણ એજ પ્રકારનો છે.

મી૦ સ્પેંગમેને જણાવ્યું કે રાસત ગોફતાર પત્રના ઉપલા લખાણની તરફેણ કરતાં 'સતય મીત્ર' પણ જણાવયું હતું કે ત્રસટીઓની ખાલી જગાપર નેમણુક કરવાની સતા અંજુમનને છે, અને હસતી ધરાવતી રૂઢી ઇચ્છવાજોગ નથી.

એરવદ મોદીએ આગળ ચાલતાં જણાવયું કે 'મુંબઇ સમાચાર' રોજીંદુ પત્ર છે,તેનીપણ સારી જેવી સંખયા આગલા વખતમાં પારસી કોમમાં ખપતી હતી. હાલ પણ તે પારસી કોમમાં સારૂ વંચાય છે.

તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૮૮ ના 'મુંબઇ સમાચાર' ના અંકમાં આવેલું એક લખાણ મી૦ સ્પેંગમેને અત્રે દાખલ કરાવવા માગયું હતું, પણ તેનો સતાવાર તરજુમો કરવામાં આવેલો નહીં હોવાથી મી૦ લાઉંડસે વાંધો લેતાં તે પુરાવા તરીકે સવીકારવામાં આવયું ન હોતું.

એરવદ જીવનજી મોએ એ પછી જણાવયું કે પ્રગટ કરવામાં આવેલા હીસાબમાં સને ૧૮૫૧ ના ત્રસટડીડને લગતો ઇશારો આવયો છે. સંવત ૧૯૪૧ ના પ્રગટ કરવામાં આવેલા પંચાયતના હીસાબના રીપોરટમાં સને ૧૮૮૪ ના ત્રસટ ડીડ વીશે ઇસારો આવયો છે, તેમાં જણાવવામાં આવયું છે કે ડુંગરવાડીની મીલકત વગેરે મળી ૨૩ મીલકતોના સંબંધમાં મેશરસ ક્રેગી, લીંચ અને એવન સોલીસીટરો પાસે સામાનય ત્રસટ ડીડ કરાવવામાં આવયું છે. પંચાયત ૧૮૬૨ સુધી ચાલુ રહી હતી. ૧૮૬૦ ના સાલમાં પંચાયતને એક ચોપાનીયું પ્રગટ કરાવી તેમાં પોતે કીધેલાં કામોનો રહયો આપયો હતો.

મી૦ સ્પેંગમેને એ ચોપાનયાના પ્રસતાવના તેમજ છેડેલાં આઠ પાના પુરાવા તરીકે રજુ કરવા માંગયા હતાં.

આ૦ મી૦ જસટીસ હાવર—એમાં તમારી મતલબ શી છે?

મી૦ સ્પેંગમેન—અમે એવું દેખાડવા માંગયે છીયે કે પંચાએત તે વખતે પારસીઓ વચે ઉભા થતા સંસારી મુદ્દમાઓ વગેરેનું કામ લવાદ તરીકે કરતી હતી, તેને ત્રસટ ફંડના વહીવટ સાથે સેહેજ પણ નીસબત નહોતી.

એરવદ મોદીએ એ પછી જણાવયું કે ૧૮૪૯ ના વરસમાં સર જમશેદજી ઇનસટીટયુશન સથાપવામાં આવયું તયારથી એ ખાતાંના બાર ત્રસટીઓ પંચાએતના ત્રસટીઓ તરીકે કામ કરતા હતા એમ મી૦ લાઉંડસે કહયું છે તે ખરૂં છે. એ ખાતાંના ત્રસટીઓને પંચાયતના સભાસદો તરીકે ઓળખાવવામાં આવયા છે. ૧૮૪૯ થી ૧૮૬૨ સુધી એ ખાતાંના જે ત્રસટીઓ તરીકે કામ કરતા હતા.

સ—દસતાવેજોની તપાસ ઉપરથી તમે કહી શકો છો કે ૧૮૪૯ થી ૧૮૬૨ સુધી સર જમશેદજી ઇનસટીટયુશનના જે ત્રસટીઓ હતા, તેઓજ પંચાયતના ત્રસટીઓ હતા?

મી૦ લાઉડસે એ સવાલ સામે વાંધો લેતાં જણાવયું કે ચોકસ દસતાવેજો રજુ કરીને તે ઉપરજ સાક્ષીને સવાલ પુછી શકાય.

મી૦ સ્પેંગમેને ઉપલો સવાલ પુછવાનું દબાણ કરયું ન હતું.

એરવદ મોદીએ આગળ ચાલતાં જણાવયું કે મારા હાથમાં મુકવામાં આવેલા દસતાવેજપર તા૦ ૧૦ મી આકટોબર ૧૮૮૫ ને દીને શેરો મારવામાં આવયો છે, તેમાં જણાવવામાં આવયું છે કે રૂ ૫૦૦૦ ની રકમ ત્રસટીઓના હાથમાં આ ત્રસટડીડની રૂએ આપવામાં આવી છે.

મી૦ લાઉંડસ—રેખીત બચાવનામામાં જણાવવામાં આવયું છે કે ત્રસટીઓના હાથમાં લાખો રૂપીઆની જંગમ મીલકત છે, જે સરવે તેઓ ૧૮૫૧ ના ત્રસટડીડની રૂએ ધરાવે છે અને હવે મારા મીત્ર વદન નવુંજ ત્રસટડીડ રજુ કરે છે, કે કે જેમાંના રૂ ૫૦૦૦ સને ૧૮૫૨ ના ત્રસટડીડની રૂએ નહી પણ તદન અનાહેદું ડીડની રૂએ ધરાવે છે.

મી૦ સ્પેંગમેન—તપાસ કરતાં થોડાજ દીવસપર આ દસતાવેજ મળી આવયો છે, જેની નકલ અમે મધ્ય ધાણે સામી

પણ મને આપી છે કે ત્રસટ ફંડનો વહીવટ ચલાવવા માટે કોરટે કાંઇ યોજના ઘડી કહાડવાનું સલાહકારક ધારે તો કોરટને મદદ મળે એવી મતલબથી અમો પાસેનાં સઘળાં દસતાવેજો કોરટ સનમુખ રજુ કરવા માંગું છું. જો કોરટ ધારે કે આ દસતાવેજ અમને જોઇતા નથી તો હું તે ખેંચી લઇશ.

મી० લાઉંડસ—આ ડીડ ૧૮૫૧ થી તદન ઉલટુંજ છે. તેને લગતી રકમ તદન અલાહેદી છે, માટે જો તે પુરાવા તરીકે મારા મીત્રો રજુ કરવા માંગે તો લેખીત બચાવનામામાં તેઓ સુધારો કરે.

અત્રે કોરટની સુચનાથી બચાવનામામાં એવો સુધારો કરવામાં આવયો હતો કે એક અલાહેદા ત્રસટ ડીડની રૂએ ત્રસટીઓને રૂ ૫૦૦૦ મલયા છે, તે સીવાયની સઘળી મીલકતો તેમને ૧૮૫૧ ના ડીડની રૂએ મળી છે.

એરવદ મોદીએ આમલ ચાલતાં જણાવયું કે રૂ ૫૦૦ થી વધુ રકમ મોકલનારાઓ તે સાથે સામાનય રીતે એક પત્ર મોકલે છે. જે ત્રસટીઓના નામે ઘણુ કરીને મોકલવામાં આવે છે.

અત્રે મી० એંગમેને એક ઓચરવાંના સંબંધમાં સાક્ષીને એક સવાલ પુછતાં તે સામે મી० લાઉંડસે વાંધો લીધો હતો અને આખરે કેટલીક તકરાર પછી એવું ઠેરાવવામાં આવયુ હતુ કે મી० એંગમેન પોતે કઇ જાતના ઓચરવાંઓ રજુ કરવા માગે છે તે એકદમ જાહેર કરવું તથા તેમાંથી નમુના તરીકે મી० એંગમેને ૬ ઓચરવાંઓ ચુંટી કહાડવા, મી० લાઉંડસને જો એ ઓચરવાં સામે વાંધો નહી હોય તો તેજ ઉપરજ તકરાર ચલાવવી અને નહી તો મી० લાઉંડસ પોતા તરફના બીજા છ ચુંટી કહાડે અને તે ૧૨ ઉપર તકરાર ચલાવવી. આ ગોઠવણ સોમવારે બનતાં સુધી અમલમાં મુકવાનુ ઠરાવવામાં આવયુ હતું.

મી० એંગમેને પુછેલા સવાલના જવાબમાં સાક્ષીએ જણાવયુ કે પંચાયતના હીસાબના રીપોરટ પ્રગટ કરવામાં આવે છે તેમાં દરેક હીસાબની વીગતો આપવામાં આવે છે.

મી० એંગમેને જણાવયું કે હવે હું મારા મુકદમાના બીજા મુદા ઉપર એટલે વટલેલા જુદદીનો ધરમખાતાંઓનો લાભ આપવાના ઉઠાવવામાં આવેલા સવાલ ઉપર આવુછુ.

તે બાદ મી० એંગમેને એ બાબદને લગતા કેટલાક ઓચરવાંઓ રજુ કીધાં હતા, તેટલાં વખત થઇ જવાથી કોરટ ખાણાં માટે ઉઠી હતી.

## જુદદીન સવાલપર એરવદ જીવનજી મોદી.

મી० જીવણજી મોદીએ કેટલાક વધુ દસતાવજો બપોર પછી રજુ કરયા હતા. ૧૮૩૫ માં વહાડગાજીના ઘરમાં મળેલી પંચાયતની સભાનો એક ઠરાવ મી० મોદીએ રજુ કરયો હતો. તેમાં પંચાયતે એક ઠરાવ કરી એક મોબેદનું બરશનુમ ભાંગેલું જાહેર કરયું હતું અને જુદદીન પેટના બાળકની ગેહ સરાવનાર બે પારસીઓને નયાત બાહેર મુકવામાં આવયા હતા.

મી० લાઉનડસે જણાવયું કે જે ચોપડામાંથી ઉપલો ઉતારો લેવામાં આવયો છે તે અમને બતાવવામાં આવયો નથી. તેજ મુજબ ૧૮૩૬ ની પંચાયત ની સભામાં જુદદીન બાળકોની નવજોત કરનાર બે મોબેદોને નયાત બહાર કાઢવાનો પંચાયતનો ઠરાવ પણ બતાવવામાં આવયો નથી.

મી० મોદીએ આમલ ચાલતાં જણાવયું કે છઠા પ્રતીવાદીના ધણીઆણી અને એક બીજા દાખલા શીવાય જુદદીનને પારસી ધરમમાં લેવામાં આવયા હોય એમ મુંબઇમાં બનેલા દાખલા હું જાણુતો નથી. અનુમતીઓની કમીટીમાં હું હતો અને તેમાં જે વીચારો દરશાવવામાં આવયા છે તેથી હું જુદો પડતો નથી. મેં પારસી ધરમનો અભયાસ કરયો છે અને તે ઉપરથી હું કહું છુ કે પારસીઓ હીંદુસતાનમાં આવયા તયારથી તેઓમાં વટલાવવાનું કામ ચાલયું નથી.

મી૦ લાઉનડસ–ખરી બીનાના સંબંધમાં સાક્ષીના અનુમાનની જુબાની લેવાય નહીં.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે અનુભવીઓની કમીટીના રીપોરટમાં ભણેલા પંડીતોની બાબદ જણાવવામાં આવી છે. તેના સંબંધમાં હું ખુલાસો કરીશ. જેમ મુબાં બોલ પારસીઓમાં વપરાય છે તેમ બનવા જોગ છે કે તે પંડીતો ભણેલા હોય અને પારસીઓ હોય તોપણ તેઓ પંડીતો કહેવાયા હોય. મે જયારે રીપોરટ ઉપર સહી કરી તયારે હું એકમત ધરાવતો હતો કે આ પારસી ધરમમાં વટલાવવામાં આવેલા હશે પણ પ્રોફેસર બંડારકર સાથ તે સંબંધમાં વાત ચીત કરતાં તેમજ તે બાબદના મારા વધુ અભયાસ ઉપરથી હાલ હું કહું છું કે તેઓ પારસી હોવા જોઇયે પણ ભણેલા તેથી તેઓ પંડીત કહેવાતા હતા અને તેજ પ્રમાણે પારસીઓમાં ભણેલાઓને મુસાંફી અટકથી ઓળખવામાં આવે છે. પીરદુશી વુશીનું નામ અહણુમા બોલાય છે. તે મણે પારસીઓની સારી સેવા બજાવી હતી તેથી તે નામ દેવાય છે પણ તે મને પારસી ધરમમાં લેવાંમાં આવયા ન હોતા તેમજ તે પંડીતોએ બજાવેલી સેવાને લીધે તેમના નામો પણ નામ અહણુમાં લેવાતાં હશે પણ તે ઉપરથી કાંઇ એમ થતું નથી કે તેઓ ? વટલાવવામાં આવયા હોય,

મી૦ જસટીસ બીમન–તેઓ કયારે થઇ ગયેલા હોવા જોઇએ ?

સાક્ષી–બારસો વરસ ઉપર.

મી૦ જસટીસ બીમન–જે વખતે પારસીઓ પેહેલા હીંદુસતાનમાં આવયા હ હતા તયારે ?

સાક્ષી–હા.

મી૦ જસટીસ બીમન–પણ તે વખતે પારસીઓને તેવા પંડીતો ઉભા કરવાની જરૂર નહોતી કારણ કે તેઓ નો તેજ વખતે હીંદુસતાનમાં આવયા હતા.

સાક્ષી–નેરીઓસંગ તે વખતમાં સરવથી ભણેલા ગણાતા હતા અને તેમણે રાજાઓને સંસક્રીત શીખવયું હતું.

મી૦ મોદીએ આગળ ચાલતાં જણાવયું કે ૧૮૪૯ પછીના ચોપડાઓની મે તપાસ લીધી છે અને તે ઉપરથી કહું છું કે તે વખત પછીના ત્રસટીઓ પારસી પંચાયતના સભાસદોજ હતા પોતાના બોલવાના ટેકામાં મી૦ મોદીએ પોતાના સોલીસીટરોને લખેલો પત્ર મી૦ એંગમેને રજુ કરી તે ઉપરથી યાદદાસત તાજી કરવા મી૦ જીવનજીને આપયો હતો.

મી૦ લાઉંડસે તે સામે વાંધો લીધો હતો અને તે ઉપરથી નામદાર કોરટે ત્રસટીઓને એવો હુકમ કરયો હતો કે તેઓએ સોમવાર સુધીમાં પંચાયતની આફીસમાં જે દસતાવેજો ઉપર તેઓ આધાર નેમવા માંગતા હોય તે સઘળા બતાવવા.

મી૦ લાઉંડસની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે પંડીતોના સંબંધમાં મેં મારો વીચાર ફેરવયો છે. અનુભવીઓની કમીટીના રીપોરટ પછી મી૦ શાપુરજી કાવસજી હોડીવાળાએ જે બે અંગ્રેજી પત્રો લખયાં હતાં તે ઉપરથી મેં મારૂં મત ફેરવયું હે.

સ–બીજી શોધ તમે શું કરી છે કે જે ઉપરથી તમે તમારૂ મત ફેરવયું છે ?

જ–પીરદુશી વુશીનુ નામ અહણુમાં લેવામાં આવેલું જોઇને.

સ–તે શામા છે ?

જ–મી૦ રૂસતમજી ઉનવાલા પાસે જુના પુસતકો છે તેમાંનાં એક પુસતકમાંથી.

સ–તે ચોપડી તમારી પાસે છે ?

જ૦–સોમવારે હું તે લઇ આવીશ.

સ૦–તે હસત લેખનો બનાવનાર કોણ છે ?

જ૦–તેનો કરતા લખેલો નથી અને તે કોણુને હાથે લખાયલી છે તે હું જાણતો નથી. એવી બધી ચોપડીઓમાં કરતાનું નામ આવતું નથી.

સ૦–એક ચોપડી જેનો કરતા ન હોય અને જે કોઇ બીજાને હાથે લખાયલી હોય તો ભણેલા માણુસ તરીકે તમે તેને સારી સતા લેખો છો ?

જ૦–આ બાબદમાં હું તેને સારી સતા લેખું છું.

સ૦—ધુપનીરંગ જેમાં પંડીતોના નામ આવે છે તેની ઘણી નકલો છે ?

જ૦—તેવી ઘણી થોડી ચોપડી મારી જાણમાં છે.

સ૦—અને ફીરદોશીનું નામ જોયું છે તેની તો એકજ ચોપડી છે ?

જ૦—હા, પણ તેમાં ફીરદોશીનું નામ વચમાં આવે છે.

મી૦ જસટીસ દાવર—તેમાં તે નામ કેવી રીતે આવે છે ?

સાક્ષી—ફીરદોશી તુશી એહરીયાદબાદ રૂવા તે રૂવાની.

મી૦ લાઉનડસ—એ નામ આ દાવો માંડ્યા આગમજ તમારા વાંચવામાં આવયું નહોતું ?

સાક્ષી—સાત વરસ ઉપર મેહેરજીરાણાની બાબદમાં તપાસ કરતાં મેં વાંચયું હતું અને આ દાવો મંડાયા આગમજ તે મેં સાંભળ્યું હતું.

મી૦ લાઉનડસ—પારસીઓમાં મોટો નામ ધારે છે કે તે એક પારસી હતો ?

સાક્ષી—નહીં, પણ તે પારસી ધરમ માટે તેને લાગણી હતી.

સ૦—તમે કોઈ પારસી પંડીત હોય એવું તમે તમારા અભયાસ દરમયાન જોયું છે?

જ૦—ભણેલો હોય તેને પંડીત તરીકે કહેવામાં આવે છે.

સ૦—મુદ્દલાં એ તો શુધ પારસી શબ્દ છે ?

જ૦—હું કહું છું કે તે આરબી બાશાનો છે પણ ફારસીમાં ઉપયોગમાં લેવામાં આવયો છે.

સ૦—તમે ઘણા ગ્રંથો રચયા છે ?

જ૦—હા, મારી શકતી મુજબ મેં લખયાં છે.

સ૦—અને તે વીદવાન મંડળોને પુરાં પાડેલાં છે ?

જ૦—હા.

સ૦—તમે એનથરોપોજીકલ સોસાયટી માટે ઘણા લખાણો કરવાં છે.

જ૦—હા.

સ૦—અને રોયલ એશીયાટીક સોસાયટીમાં પણ તમે ઘણું લખેલું છે ?

જ૦—હા.

સ૦—અને તમે જુદી જુદી સાહીતયની બાબદમાં જુદાં જુદાં બાશણો આપયાં છે ?

જ૦—હા.

બાદ મુકદમો મુલતવી રહયો હતો.

# પારસી પંચાયત કેસ.

**(અખબારે સોદાગર, તા૦ ૩૧ મી મારચ ૧૯૦૮.)**

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઈ તાતા અને ડા૦ નાનાભાઈ નવરોજી દાત્રકે મુંબઈની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, મી૦ હારમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઈ કાલે હાઈ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઈ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ધનજેશારીટી, મી૦ રેકસ, મી૦ એંગમે અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

કોરટ બેસતાં આ૦ મી૦ જસટીસ દીનશાહ દાવરે જણાવયું કે આ મુકદમો આવતી કાલથી આખો દીવસ સાંભળવાની આપણે ગોઠવણ કરીશું. તેથી ચેમબરનું કામ હું રાબેતા મુજબ ૧૧॥ વાગે હાથ નહી ધરતાં ... કે બાદ વહેલું યાને ૧૧ વાગે હાથ ધરીશ અને તે ૧૧॥ વાગ્યા સુધામાં પુરૂં નહી થશે તો હું સાંજના ૫॥ વાગ્યા

પણ જાય બરીશ. એવી જાહેરાતથી આ મુકદમો ૧૧I વાગાથી ૫II વાગા સુધી બરાબર આખો દીવસ સાંભળવાનું બની શકશે.

## એરવદ મોદીને મી૦ લાઉંડસની સુચના.

એ પછી મી૦ લાઉંડસે સમશુલ ઓલમા એરવદ જીવણજી જમશેદ મોદીને જણાવયું કે હું તમોને ઉલટ પાલટ તપાસવા માગું છું. તેથી તમો કોઇ રીતના લંબાણ ખુલાસામાં બનતાં સુધી ઉતરયા વગર મારા સવાલોના બરાબર જવાબ આપશો હું જે સવાલો ઉઠાવું તે સાથે જો તમો મળતા નહી થાવો તો ટુંકમાં તેમ કહેશો. પણ લંબાણ ખુલાસા અથવા તકરારમાં બનતાં સુધી ઉતરશો નહી અને મારા સવાલને વળગી રહીનેજ તેના બરાબર જવાબ આપશો.

## એરવદ જીવનજી મોદીની ઉલટપાલટ તપાસ.

પંચાયતના સેક્રેટરી સમશુલ ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ મી૦ લાઉંડસની ઉલટપાલટ તપાસમાં એ પછી જણાવયું કે હું પરચુટણ લખાણોની એક ચોપડી રજુ કરૂં છું. તે અવસતા ભાશામાં લખેલી છે. એક બીજી પણ ચોપડી હું રજુ કરૂં છું. એ ચોપડીઓમાં નામગરણમાં ફીરદોશી તુસીનું નામ છે. બીજી એક ચોપડી હું રજુ કરૂં છું જેમાં પંડીત અને શાસ્ત્રી તરીકે એક જરથોસતી દસતુરને ઓળખાવેલા છે. એ ચોપડી "પારસી મરતયુક" નામની ગુજરાતી ચોપડી છે. તેમાં દસતુર એદલજી દારાબજી સંજાનાને પંડીત તથા શાસ્ત્રી તરીકે ઓળખાવેલા છે. એ ચોપડી ખા૦ બા૦ બહમનજી બેહેરામજી પટેલે પ્રગટ કીધેલી છે. એ ચોપડીમાંનો મજકુર ફકરો "જામે જમશેદ" ની ૬૦ વરસ ઉપર લખાયલી એક આરટીકલમાંથી ઉતારી લીધેલો છે. મજકુર ફકરામાં એ દસતુરને પહેલવી તથા અવસતા ભાશામાં પંડીત તરીકે ઓળખાવેલા છે, એ આરટીકલની તારીખ ૫ મી સપટેમબર ૧૮૪૭ ની છે. જાયો પંડીત તે જેસુ પંડીતનો છોકરો તે સોમલ પંડીતનો છોકરો એવા જે નામો આવે છે તે ખરાની નામો નથી, પણ કદાચ તે પારસી નામો હોય બાધો જેસુ તથા સોમલ એવા પારસી નામો મેં કદી સાંભળયાં નથી.

આ૦ મી૦ જસટીસ દાવરના પુછવાથી સાક્ષીએ જણાવયું કે પારસીઓ હીંદુ નામો વાપરે છે. માણેકજી જીવનજી એવા પારસીઓના નામો હીંદુ નામો છે.

મી૦ લાઉંડસની વધુ તપાસમાં સાક્ષી બોલયા કે આ હીંદુઓના નામો છે એવું આપણે માની લઇયે તો બીજા હીંદુઓને જરથોસતી ધરમમાં વટલાવમાં આવે તો તેઓ પણ પોતાના આગલા હીંદુ નામો જરથોસતી ધરમમા વટલવા છતાં પણ વખતે કદાચ રાખે.

## સાક્ષીએ કોરટનું માગેલું રક્ષણ.

અત્રે મી૦ લાઉંડસે એરવદ મોદીને જણાવમે કે તમોએ મારા સવાલનો ફકત હા કે ના કરીને જવાબ આપવો અને કોઇ રીતની તકરાર અથવા ખુલાસામાં ઉતરવું નહી.

આ ઉપરથી એરવદ જીવનજી મોદીએ કોરટનું રક્ષણ માંગતાં જણાવયું કે મારા લોરડ હું મને પોતાને તદન કોરટના હાથમાં મુકું છું. મી૦ લાઉંડસ કહે છે કે મારા સવાલનો તમોએ ફકત હા કે ના જવાબ આપવો પણ આ બાબદ કાંઇ એવી નથી કે એવી રીતનોજ જવાબ વાળીને હું સંતોશ પકડી શકું. મારી સથીતી વીચીત્ર પ્રકારની છે, અને મને મારા જવાબનાં સંબંધમાં જરૂર જણાતાં કોરટે ઘટતો ખુલાસો કરવાની રજા આપવાની મેહેરબાની કરવી. નહી તો મારી સથીતી કફોડી થઇ પડશે, અને હું કઢંગી હાલતમાં મુકાઇશ.

## ફીરદોશીની હકીકત.

એ પછી મી૦ લાઉંડસની વધુ તપાસમાં એરવદ મોદી બોલયા કે ફીરદોશીનાં શાહનામાની પ્રસતાવનામાં તેણે એવું લખયું છે કે હું ૩૦ વરસ ઇરાનમાં ફરયો છું. શાહનામામાં ફીરદોશીએ પોતે લખેલી કવીતા છે. શાહનામામાં

મોહનના દીબાચાવાળી ચોપડી એ પછી મી૦ લાઉંડસે રજુ કરી સાક્ષીને તેના સંબંધમાં સવાલો પુછતાં એરવદ મોદીએ જણાવયું કે એ ચોપડી મુજબ પીરબીદોશી જરથોસતીઓ સાથે ઘણા મગયા હતા અને તેમની રીતો તથા રાવાજો તેવણે અખતયાર કીધા હતા તે આધારે તેવણને કેટલાકોએ જરથોસતી તરીકે લેખવા પણ હોય. પણ એ કેટલાક લખનારાઓએ પીરદોશીનુ નામ ધુપ નીરંગમાં દાખલ કીધું હોય એમ હું કહેવા માંગતો નથી. પીરદોસી તુશી આશરે ૧૦૦૦ બરસ ઉપર થઇ ગયો છે.

**નામદાર જડજની સાક્ષીને સલાહ.**

આ૦ મી૦ જસટીસ દાવરે અત્રે એરવદ મોદીને જણાવયું કે તમોએ મી૦ લાઉંડસના સવાલોને વળગી રહીને જ તેના જવાબો વાળવા તમોએ તમારા બારીસટરપર મી૦ સ્ટ્રેંગમેનપર વીશવાસ અને આધાર રાખવો. તમારે મોહોડેથી કાંઇ ખુલાસો કહડાવવાની જરૂર હશે તો મી૦ સ્ટ્રેંગમેન તેમ કરશે.

મી૦ લાઉંડસના પુછવાથી એરવદ મોદી બોલ્યા કે હુ એક ધારમીક માણસ છું. દુનીયાઇ બાબદો અને ધરમની બાબદો જયારે એકમેક સાથે અથડામણમાં આવે તયારે હું અલબતાં ધરમની બાબદોને સરસાઇ આપું.

મી૦ લાઉંડસે અત્રે એવો સવાલ પુછયો કે ધરમ જો એક ચીજ કરવા કહે અને કોમનો અવાજ બીજી ચીજ કરવા કહે તો તમો શું કહો?

શાક્ષી-મારા લોરડ આ સવાલનો જવાબ આપવાને હું બંધાયલો છું કે?

આ૦ મી૦ જસટીસ દાવર—હા.

સાક્ષી-ધરમના "સપીરીટ" પ્રમાણે હું ચાલું.

સ—તમારો ધરમ કયો છે?

જ—જરથોસતી.

મી૦ લાઉંડસની વધુ તપાસમાં સાક્ષી બોલયા કે મારો ધરમ ખોદાપરનો એતેકાદ, બવીશની જીંદગીનો એતેકાદ અને આ દુનીયાનાં કામોની માણસની જોખમદારીનો એતેકાદ શીખવે છે.

સ—જરથોસતી ધરમનું એ સામાનય શીક્ષણ અને માનયતા છે કે?

જ—એકલા જરથોસતી ધરમતીજ નહી પણ બીજા બધા ધરમોની પણ એવી સામાનય માનયતા છે.

આ૦ મી૦ જસટીસ બીમન-જરથોસતી ધરમનુ ખાસ સવરૂપ શું છે?

એરવદ મોદી-જરથોસતે મેં દરશાવેલા આ ત્રણ એતેકાદોના સંબધમાં જે કાંઇ શીક્ષણ આપેલું છે તે મુજબ દરેક જરથોસતીએ ચાલવુ જોઇયે અને જે કોઇ તેવી રીતે ચાલે તે જરથોસતી કહેવાય સુદરે અને કુસતી એક માણસને જરથોસતી ધરમમાં દાખલ કરવા માટેનાં સવીકરાયલાં ચીનહો છે.

**અમેરીકામાં જરથોસતી ધરમ પાળતો ટોળો.**

આગળ ચાલતાં મી૦ લાઉંડસની તપાસમાં સાક્ષી બોલયા કે બાજદીયસતી ધરમ માનતા કોઇ શખસે સુદરેહ કુસતી નહી પહેરયો હોય તો તેને હું જરથોસતી તરીકે ગણું. પણ હું તેને સવીકારૂં નહી. હું તેને પારસી કોમનો મેમબર ગણું નહી.

મી૦ લાઉંડસ—તમો બે રીતના જવાબો આપો છો. તમારો ખરો જવાબ શું છે તે જણાવશો? તમો જવાબ આપતાં ગડ વખત લેવો છો.

સાક્ષી-હુ તેને જરથોસતી કોમનો મેમબર લેખું નહી.

સાક્ષીએ વધુ જણાવયું કે કોઇ પારકા આદમીએ સુદરેહ કુસતી પહેરયો હોય અને તે જરથોસતી ધરમ માનતો હોય તોપણ હું તેને જરથોસતી કોમનો મેમબર ગણું નહી. જરથોસતીઓને બાંધનારો સામાનય ગાંઠ ધરમ ઉપરાંત કોમનો છે. કેટલાક એવા જરથોસતીઓ છે કે જેઓ જરથોસતી કોમના મેમબરો તરીકે ગણાય નહી. જરથોસતી ધરમ પાળતી જણાયલી બે જુદદીન સ્ત્રીઓ ઉપરાંત અમેરીકામાં જરથોસતી ધરમ પાળતો ટોળો છે એવું મેં વાંચયું છે. પણ તે ટોળાના શખસો જરથોસતી કોમના મેમબરો ગણાય નહી. તેઓને હું જરથોસતીઓ તરીકે માનું છું, પણ તેઓને હું જરથોસતી કોમના મેમબરો તરીકે લેખતો નથી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું:

કે મેં ફક્ત સાંભળયું છે કે અમેરીકામાં ચોકસ લોકો જરથોસતી ધરમ પાળે છે. પણ તેઓ શું ફરમાનો માને છે તથ પાળે છે તે જયાં સુધી હું જાણુ નહી ત્યાંસુધી હું તેઓને જરથોસતી તરીકે માનું છું એમ કહેવાને હું તઇયાર નથી.

**જરથોસતી ધરમમાં દાખલ થવાની બે અમેરીકનોની ખાહેશ.**

મી૦ લાઉંડસ—તયારે જે લોકો વીશે તમો કાંઇ જાણતા નથી તેઓ બા જુએ મુકો અને કહો કે તમો કોઇ એવા શખસોને જાણો છો કે જેઓ જર થોસતી ધરમ પાળે છે પણ જેઓ જર થોસતી કોમના મેમબરો નથી.

સાક્ષી—હું જાણું છું. પણ તેઓના નામ મને હમણા યાદ નથી. હું બપોરના મારી નોટમાં જોઇને તેઓના નામ રજુ કરીશ થોડાંક વરસની વાત ઉપર બે અમેરીકન ગ્રસથોએ મને લખ યું. હતુ ૧૮૯૩ માં તેઓએ લખયું હ તું અને પોતાને જરથોસતી ધરમના મેમ બરો બનાવવાની મને એનતમાસ કીધી હતી.

એરવદ મોદીએ ઓઅરયાંઓ જોઇ જ ણાવયું કે એક ગ્રહસથનુ નામ મારટીન મોહેની અને બીજા ગ્રહસથનું નામ રીચરડ એલસો વપોનરોપ છે, તેઓ બંને એ અલાહદાં કાગળો લખયાં હતાં બંને એ એકજ વરસમાં કાગળો લખયાં હતા એ પત્રોની તારીખો ૨૨ મી અકટોબર ૧૮૯૩ અને તા૦ ૩૦ મી નવેમબર ૧૮૯૩છે ૧૮૯૩ ના વરસમા ચીકાગોમાં જુદા જુદા ધરમોના પ્રતીનીધી ઓની કા નગ્રેસ મળી હતી. તેમાં જરથોસતી ધર મપર રેસાલો વાંચવામાં આવયો હતો. તે ઉપરથી આ બે અમેરીકનોએ જર થોસતી ધરમમાં દાખલ થવાના ખાએશ બતાવી હતી.

આ૦ મી૦ જસટીસ બીમનના પુછવાથી શાક્ષો બોલયા કે આ બે ગ્રહસથો તરફથી જુદાં જુદાં કાગળો મળયાં હતાં.

મી૦ લાઉડસની તપાસમાં સાક્ષીએ જ ણાવયુ કે એક ત્રીજા ગ્રહસથ વીશે પણ હુ જાણુ છું. તેવણે પણ મને લખયુ હતું તેવણનું નામ નથી તેમણે કયારે લખયું હતું તે મને યાદ નથી. પણ હું ધારૂં છું કે ઉપલાં બે કાગળો મળવા પછી કેટલેક વખતે તેવણે મને લખયું હતું. હું જાણું છું ત્યાં સુધી એ ત્રણ ગ્રહસથો ઉપરાંત બી જા એવી હોય તે હું જાણતો નથી કે જેઓ ધરમે જરથોસતી હોય પણ જે ઓ જરથોસતી કોમના મેમબરો નહીં હોય.

**ઉતર અફધાનીસતાનમાં જરથોસતી ધરમ પાળતો ટોળો.**

ઉતર અફધાનીસતાનમાં એક ટોળો જ રથોસતી ધરમ પાળતો હતો એવું મેં સાંભળયું છે. જરથોસતના વખતથી ૧૮૯૩ સુધી અફધાનીસતાનના એ ટોળાને બાજુએ મુકતાં બીજા એવા કોઇ શખસ વીશે હું જાણતો નથી કે જે ધ રમે જરથોસતી હોય પણ જરથોસતી કોમનો મેમબર નહી હોય. પેલી બે અમે રીકનોએ તથા ત્રીજા શખસે સુદરેહ કુ સતી પહેરયો નહી હતો. અફધાનીસતાનનો પેલો ટોળો પણ હું જાણું છું ત યાં સુધી સુદરેહ કુસતી પહેરતો નહી હતો.

**ફ્રેંચ બાનુની નવજોતની કથા.**

આ મુકદમામાં જણાવેલી બંને બાનુઓએ યાને ફરેંચ તથા રજપુત બાનુએ સુદરેહ કુસતી પહેરયો છે. વાદીઓ માંહેલા એકની ફરેંચ મોહોરદારને મુંબઇના એક મુખય દસતુરે સુદરેહ કુસતી પહેરાવયો હતો એ વાત ખરી છે. પણ તેણીને પુરા ગભીરાઇ સાથની ધરની કીયાથી સુદરેહ કુસતી પહેરાવવામાં આવયો હતો એમ હું માનતો નથી. તેણીની નવજોત વેળા સારા મોબાદાર પારસીઓની મોટી સંખયા હાજર હતી નહી. દસ બાર જણા હાજર હશે. હું કદાચ ખોટો પણ હોઉ આપણા માજી વડા જડજ સર લોરેનસ જેનકીનસ પણ હાજર હતા. મોબેદોની મોટી સખયા તે વેળા હાજર હતી કે નહી તે હું કહી શકતો નથી. મોબેદોના સંખયા કેટલી હતી તે હું કહી શકતો નથી પણ તેઓની સંખયા સારી હતી, પુનાના વડા દસતુર પણ હાજર હતા. હું પોતે તે વેળા હાજર હતો નહી પણ એ વાત જાહેરમાં સારી રીતે જાણીતી થયેલી છે તેણીની નવજોત

પુર બજીગાઇ સાપની પડતી ક્રીયાઓ સાથે કરવામાં આવી હતી નહી કારણ કે ક્રીયા કરનારા વડા દસ્તુર એવું માનતા હતા કે સઘળી ક્રીયા કરવામાં આવી હતી નહી. બરસનુમની ક્રીયા અને બીજી નવજોતની ક્રીયા કરવામાં આવી હતી નહી. ખુદ વડા દસ્તુરે પોતે એમ કહ્યું હતું. નવજોતની ક્રીયા કરનારા વડા દસ્તુરને અત્રે સાક્ષી તરીકે બોલાવવાનો અમારા પક્ષનો ઇરાદો નથી. સુદરેહ કુસતી પેહેરાવવાની ક્રીયા નવજોત કહેવાયછે.

### બરશનુમનો સવાલ.

નવજોતની એવી ક્રીયાના હું ઘણા દાખલા જાણું છું કે જયારે બરસનુમની ક્રીયા કરવામાં આવી હતી. પારસી બાપ અને જુદ્દીન માતાને પેટનાં બાળકોના સંબંધમાં બરશનુમની ક્રીયા નવજોત પછી કરવામાં આવી છે. એવા કોઇ પણ પ્રસંગે હું કદી પણ હાજર હતો નહી મજગામ ખાતે જે અરધ જુદ્દીનાને સુદરેહ કુસતી પહેરાવવામાં આવયો હતો તેઓ સરવેને બરશનુમ આપવામાં આવયું હતું તે વીશે હું તદન ખાત્રીપુરવક છું. વંદીદાદમાં બરશનુમની ક્રીયાના સંબંધમાં જણાવેલું છે. જરથોસતી ધરમ મુજબ એવી નવજોત પછી બરશનુમ આપવાની જરૂર છે. વંદીદાદના નવમા પ્રકરણમાં બરશનુમ વીશે જણાવેલું છે. તેમાંથી ખુલ્લા શબદોમાં કાંઇ ફરમાવી બતાવી શકાય તેમ નથી. પણ એ પ્રકરણનો સાર એ નીકળે છે કે એવા અરધ જુદ્દીનોની નવજોત કીધા પછી તેઓને બરશનુમ આપવું જોઇએ. મી૦ ડારમસટેટર જણાવે છે કે પંદર વરસની ઉમરની ઉપરના દરેક પારસીની નવજોત કરવા પછી બરશનુમની ક્રીયા કરવી જોઇએ. સાત વરસની ઉમરના બાળકને બરશનુમ આપવાની જરૂર નથી.

### મજગામમાં વટળાવવાની ક્રીયા.

મજગામમાં ૧૮૮૨ માં વટલાવવાની ક્રીયા થઇ હતી.

મી૦ બેંગમેન–વટલાવવાની નહી પણ દીનમાં લેવાની.

સાક્ષીએ મી૦ બાઉંડસની તપાસમાં વધુ જણાવેયું કે તે દાખલાઓ બનવા પછી દસ્તુર પેશોતને એક ચોપાનીયું પ્રગટ કરયું હતું. દસ્તુર જામાસપજીએ વણે તેઓને ધરમમાં લેવાની ક્રીયા કીધી હતી તેવણના સંબંધમાં દસ્તુર પેશોતને પોતાનાં ચોપાનીયાંમાં એવો કસુર કાઢયો છે કે બરસનુમની ક્રીયા પહેલાં કરવામાં આવી હતી નહી.

આ૦ મી૦ જસટીસ હાવર–ચોપાનીયાં ઉપરથી જણાયછે કે દસ્તુર પેશોતન એવો કસુર કાઢે છે કે દીનમાં લેતી વખતે પહેલાં બરસનુમ આપવામાં આવયું હતું નહી.

સાક્ષી–હા તેમજ છે.

આ૦ મી૦ જસટીસ હાવર–તમો એમ કહો છો કે તમો ખાત્રીપુરવક છો કે તે વેળા બરશનુમ આપવામાં આવયું હતું ?

સક્ષી–હા. કારણ કે મેં ચોકાસી કરી ખાત્રી કીધી છે. દસ્તુર પેશોતનની ફરીઆદ એવી છે કે પહેલાં રીમન બરશનમ આપવું જોઇતું હતું. તે પછી નવજોત કરવા જોઇતી હતી, અને તે પછી મોટું બરશનુમ આપવું જોઇતું હતું. દસ્તુર જામાસપજીએ નવજોતનુ મોટું બરશનુમ તેઓને આપયું હતું. દસ્તુર પેશોતનના ચોપાનીયાંના જવાબમાં દસ્તુર જામાસપજીએ ચોપાનીયું બાહેર પાડયુ હતું. એ ચોપાનીયામાં દસ્તુર જામાસપજી જણાવે છે કે રીમન બરશનુમની જરૂર નથી. દસ્તુર જામાસપજીનાં ચોપાનીયામાં એવું બતાવનારૂં કાંઇ છે કે નહી કે મોટું બરસનુમ આપવામાં આવયું હતું નહી તે કહેવાને એ આખું ચોપાનીયું વાંચયા વગર હું તઇયાર નથી.

એ પછી કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

### ખાણા પછીની તપાસ.

બપોરના ખાણા પછી મી૦ જીવણજી મોદીએ આગળ ચાલતાં જણાવયું કે દસ્તુર જામાસપજીના ચોપાનીયામાં એવું કાંઇ પણ નથી કે મોટું બરશનુમ આપવામાં આવયું હતું. પણ તેમાં એવું છે કે મોટું બરશનુમ આપવું જોઇએ.

બીજા લોકોએ જે કહયું છે તે આધારે તેમજ દસતુર જામાસપજીના ચોપાનીયામાં છે તે આધારે હું કહું છું કે, બરસનુમ આપવામાં આવ્યું હતું.

સ૦—તમારા ધરમ પુસતકમાં એકજ પ્રકારનુ બરશનુમ જણાવેલું છે ?

જ૦—નહીં.

સ૦—દરેક નવજોતમાં નાન હોમ છે ?

જ૦—હા.

સ૦—વંદીદાદની ફરગરદમાં નવરાતનુ બરશનુમ છે તે શીવાયનું બીજું બરશનુમ શામાં છે ?

જ૦—આવતી કાલે તપાસ કરી હું કહીશ.

સ૦—નવજોતની ક્રીયા જરથોસતી ધરમમાં દાખલ થવાની એમ કહો છો તયારે પેલી બે બાનુઓની નવજોતની ક્રીયા કરવામાં આવી હતી કે નહી?

મી૦ સ્લેગમેન તે સામે વાંધો લીધો હતો.

નામદાર જડજોએ જવાબ આપવાનું ફરમાવવાથી મી૦ મોદીએ જણાવયું કે નવજોતની ક્રીયા કોઇ પણ મોબેદ કરી શકે, ઇરાની જરથોસતીઓમાં પણ સુદરો કુસતી પેહેરાવવાની આવીજ ક્રીયા કરવામાં આવે છે, એવી રીતે સુદરો કુસતી પેહેરાવવો તે જરથોસતી ધરમમાં દાખલ કરવાની બહારની નીશાની છે પણ ઇરાની પારસીને કે, હીંદુસતાનના પારસીને તે પેહેરાવેલો હોવો જોઇએ, એક બાળકને સુદરો કુસતો પેહેરાવવામાં આવયો તયારથી તે જરથોસતી ધરમમાં દાખલ થયેલો કહેવાય. ગાહગરના ગ્રંથનો દસતુર દારાબ પેશોતને તરજુમો કરયો છે. તેના ૫૮ મેં પાને બીજા ફકરામાં સુદરો કુસતી પેહેરાવવા માટે જે લખયું છે તે સાથ હું મળતો થાઉં છું. જરથોસતી ઇસુ પ્રોસત પુરવે ૭૦૦ વરસ ઉપર થઇ ગયા હતા એમ હું કહું છું. મારૂ કહેવું એવું છે કે જરથોસતી કોમ કાંઇ એકજ નથી દરેક દેશની જરથોસતી કોમ છે જેમ કે ઇરાનની જરથોસતી કોમ, તુરાનની જરથોસતી કોમ, ચીનની જરથોસતી કોમ વીગેરે. ઇંગલાંડની જરથોસતી કોમનો કોઇ મુંબાઇમાં આવે અને તે મુંબાઇની જરથોસતી કોમના રહા રીવાજ મુજબ ચાલવા ન માંગે તો તેને મુંબાઇની જરથોસતી કોમ પોતાના એક સભાસદ તરીકે લેખવા ના પાડે તેમાં તેઓ વાજબી છે. મી૦ દાદાભાઇ નવરોજી ચાલીસ વરસ ઇંગલંડમાં રહયા હતા તે દરમયાન તેઓ મુંબઇના જરથોસતી કોમના મેમબર લેખાવા જોઇએ.

સ૦—પેલી બે બાનુ કઇ જરથોસતી કોમની તમે કહેશો?

જ૦—હું ફ્રેંચ લેડીને મુંબઇની ફ્રેંચ જરથોસતી કોમની અને રજપુતાનીને મુંબઇની જરથોસતી રજપુતાની કોમની કહું પણ તેમને કેવી રીતે કહેવાં તે હું કહી શકતો નથી.

નામદાર મી૦ જસટીસ દાવર—તમે કહો છો કે ઇંગલંડનો જરથોસતી મુંબઇમાં આવે અને મુંબઇના જરથોસતીઓના રહા રીવાજ પ્રમાણે ચાલે નહી તો મુંબઇના જરથોસતીઓ તેને પોતાની કોમનો સભાસદ ગણવા વાજબી રીતે ના પાડે. ધારો કે ઇંગલંડનો એક જરથોસતા મુંબઇમાં આવે અને ઉઘાડે માથે ફરે તો તમે તેને મુંબઇની જરથોસતી કોમનો નહી કહેશો ?

મી૦ મોદી—તે નજીવી બાબદ છે.

મી૦ જસટીસ દાવર—ધારો કે તે મોઢાંમાં બીડી લેવા બેસે ?

મી૦ મોદી—એ પણ નાની બીના છે,

મી૦ લાઉનડસ—ધરમમાં વટલાવવાનું ફરમાન છે ?

જ૦—મારો ધરમ વટલાવવાની રજા આપે છે. ધરમમાં તેવું ફરમાન છે પણ તે ફરમાન એવી રીતનું છે કે તેથી જરથોસતી કોમને ઇજા નહી થાય,

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

## એરવદ મોદી સામે મી૦ જસટીસ બીમનના ટીકા.

## એરવદ મોદીની મુશકેલી.

## આ૦ મી૦ જસટીસ દાવરે સાક્ષીને આપેલો ધીરજ.

## મી૦ લાઉંડસ અને મી૦ મોદી વચે ઉઠેલો ઝઘડો.

## એરવદ મોદીએ કોરટનું માંગેલું રક્ષણ.

## આ૦ મી૦ જસટીસ દાવરે કરાવેલી સમાધાની.

(અખબારે સોદાગર, તા૦ ૧ લી એપ્રેલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડાં૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહેરવનજી મનચેરજી કામા અને મી૦ બહમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટનાં નામદાર જજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હત વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એદ. તાલ્યારખાન અને મી૦ પાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સાલીસીટરો મેસરસ ક્રેગી, લીચ અને ઓતની ફરમાશથી મી૦ ઇનવેરાટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

## એરવદ મોદીની વધુ ઉલટપાલટ તપાસ.

એરવદ જીવનજી જમશેદજી મોદીએ મી૦ લાઉંડસની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવયું કે કોમને નુકસાન નહી થાય તેવા દાખલાઓમાં જુદદીનોને વટલાવવાનાં સંબંધમાં મારાં ધરમપુસતકોમાં બીજી કોઇ સાહાદત શોધી કહાડવા માટે મેં ગઇ સાંજ પછી જોયું નથી. જરથોસતના ગાથા અવસતાનો એક સઉથી નામીચો ભાગ છે. યસન ૩૧ તેમાંનો સરવથી સરસ જણાયલો ભાગ છે. તેમાં ખુદ પેગમબર પોતે બોલે છે. પ્રોફેસર જેકસનમાં યસન ૩૧ ના ત્રીજી કલીનાં તરજુમા ઉપરથી જે જણાય છે કે અમારા પેગમબર જુદદીનોને વટલાવવાના સંબંધમાં કાંઇ બાધ મુકતા નથી. પ્રોફેસર જેકસન અવસતાના એક નામીચા સકોલર છે. પણ પ્રોફેસર જેકસનના તરજુમાથી હું જુદો છું. એ ફકરામાં જુદદીનોને વટલાવવાની વાત નથી. સકોલરો અવસતાનો તરજુમો કરવામાં વારંવાર જુદા પડે છે. એ ફકરાનો હું જુદી રીતે તરજુમો કરૂં છું. વંદીદાદનાં ૮ માં પ્રકરણના ૯૭ થી ૧૦૩ સુધીના ફકરાઓમાં રીમન બરશનુમના સંબંધમાં જણાવેલું છે. એક અરથ જુદદીનને દીનમાં લેવા આગમજ રીમન બરશનુમની જરૂર છે એવું મારૂં કેહેવું એ ફકરાઓ ઉપરથી વાજબી ઠરે છે. એ આખાં પ્રકરણમાં રીમનની રૂહીના સંબંધમાં જણાવેલું છે. રીમન શબ્દને "રૂમેટીઝમ" શબદ સાથે સંબંધ છે. ફારસી વજરકરદે દીનીમાં આવેલાં લખાણ ઉપરથી આ પ્રકરણમાં જણાવેલી રીમન ફીવાને જુદદીનને ધરમમાં વટલાવવાની ક્રીયા સાથે સબંધ છે.

### આ૦ મી૦ જસટીસ બીમને સાક્ષીને દીધેલો ઠપકો.

મી૦ લાઉંડસ—એ કાંઇ તમારૂં ધરમનું પુસતક નથી એ ખરૂં કે?

સાક્ષી—પણ એ......

મી૦ લાઉંડસ—તમો ખુલાસો આપવાના મંડી જાવો. હું જે સવાલો પુછું તેના સીધા જવાબો આપો.

આ૦ મી૦ જસટીસ બીમન—મી૦ મોદી હું ઘણો દલગીર છું કે તમો કોરટનો ઘણો વખત નકામો બરબાદ કરો છો. તમો ખુલાસા ના કરો, પણ સીધા જવાબો આપો.

સાક્ષી—કોરટ જો એમ ધારતી હોય કે હું વખત બરબાદ કરૂં છું તો હું દલગીર છું. પણ ધરમની બાબદમાં એક લખાણનો બીજાં લખાણ સાથનો સંબંધ મારે ખુલાસાવાર બતાવી આપવો જોઇયે. કારણકે આવી બાબદમાં મારા જવાબો ખુલ્લા પ્રકારના બતાવવાની હું જરૂર વીચારૂં છું.

આ૦ મી૦ જસટીસ દાવર—પણ અમો તમોને કહી ચુકયા છીયે કે તમારા બારીસટર અત્રે બેઠેલા છે, અને તેવણ તમારા મોહડાંમાંથી જે કાંઇ ખુલાસો કહડાવવાના જરૂર હશે તે કહડાવવાની ખચીતજ સંભાળ રાખશે.

એરવદ મોદી—પણ મી૦ લાઉંડસ જો મારી ઉલટપાલટ તપાસ હમણા થોડા વખતમાં પુરી કરી નાંખે, અને તે પછી તુરતજ અમારા ધારાના હીમાયતી મારી ફરી તપાસ શરૂ કરે, તો મારે મોહોડેથી કયા ખુલાસાઓ કહેવડાવવા તે જાણી લેવાની તેવણને તક મળશે નહી અને તેથી મારે મોહોડેથી જોઇતો ખુલાસો કહડાવવાને તેવણ અશકત થઇ પડશે.

આ૦ મી૦ જસટીસ દાવર—મી૦ મોદી હું તમોને કબુલાત આપું છું કે કોરટ તમોને જોઇતો ખુલાસો કરવાની દરેક પ્રકારની પુરેપુરી તક આપશે. માટે તમો હાલ તુરત તો મી૦ લાઉંડસના સવાલોના સીધા જવાબો આપીનેજ સંતોશ પકડો, અને કોઇ સવાલના સંબંધમાં તમો ખુલાસો કરવા માંગતા હોવો તો તે વીશે તમારો પાસે કાગળનો એક ટુકડો રાખીને તેની ઉપર નોંધ કરતા જાઓ.

એરવદ મોદી—તમો નામદારે આપેલી કબુલાત માટે હું કોરટનો ઉપકાર માનું છું.

મી૦ લાઉંડસ—સાક્ષીને ખુલાસો કરવાની તક કોરટ જો આપવા માંગતી હોય તો તેમાં મને સેહેજ પણ વાંધો નથી.

### મી૦ લાઉંડસ અને મી૦ એરવદ મોદી વચ્ચે ઉઠેલો ઝઘડો.

મી૦ લાઉંડસ—વંદીદાદનાં નવમાં પ્રકરણમાં જણાવેલાં નવરાતનાં બરશનુમ માટેના કાનુનોમાં અસલી જમાના કરતાં આજના જમાનામાં ઘણી છુટ મુકવામાં આવી છે એ વાત ખરી છે કે નહીં?

સાક્ષી—તમારો સવાલ હું સમજી શકતો નથી. અને તેનો હું જવાબ આપી શકતો નથી. "બરશનુમના કાનુનો" એ શબ્દો બોલીને તમો શું કહેવા માંગો છો તે હું સમજી શકતો નથી. તેથી તમો જો મને તમારો સવાલ ખુલાસો આપીને સમજાવો તો હું તેનો જવાબ આપી શકું. બરશનુમના કાનુનો એટલે શું? બરશનુમની કીયાઓ દરમયાન પાળવામાં આવતા રીવાજો એમ તમો કહેવા માંગો છો?

મી૦ લાઉંડસ—(નામદાર જડજોને) તમો નામદારો મી૦ મોદીનો જવાબ નોંધી લેશો. તેવણ કહે છે કે તમારો સવાલ હું સમજી શકતો નથી, અને તેનો જવાબ હું આપી શકતો નથી. મારે કહેવું જોઇયે કે તેવણનો એ જવાબ પ્રમાણીક નથી.

એરવદ મોદી—(નામદાર જડજોને) હું પ્રોટેસટ ઉઠાવું છું, કે હું કોરટનું રક્ષણ માગું છું. મી૦ લાઉંડસ કહે છે કે મારો જવાબ પ્રમાણીક નથી. તેવણના એ શબ્દો સામે હું પ્રોટેસટ ઉઠાવું છું.

આ૦ મી૦ જસટીસ દાવર—(મી૦ લાઉંડસ) તમો પુછો છો કે બરશનુમ

ના કાનુનોમાં છુટ મુકી છે કે નહી? મી૦ મોદી કહે છે કે નહી. તમો જો એમ પુછવા માગતા હોવો કે બરશનુમની કીયા આગલા વખત કરતાં હમણાં ઓછી વારવાર કરવામાં આવે છે કે કેમ તો મી૦ મોદી તેનો જવાબ આપશે. મી૦ મોદીનો જવાબ અપ્રામાણીક બીલકુલ હતો નહી.

મી૦ લાઉંડસના પુછવાથી મી૦ મોદી બોલ્યા કે અસલી જમાનાની જેટલી બધી વારંવાર હમણાં બરશનુમની ક્રીયા અમલમાં મુકવામાં આવતી નથી. આજ જેટલા દાખલાઓમાં બરશનુમ લેવામાં આવતું હતું તેટલા બધાં દાખલાઓમાં બરશનુમ લેવાની હવે જરૂર લેખવામાં આવતી નથી. આમલા વખતમાં દરેક પારસીને જીંદગીમાં એક વખત પણ બરશનુમ લેવાની ફરજ નહી હતી સદ્દાર અમારી ધરમની એક ચોપડી છે મેં ઘણાં લખાણો કીધાં છે.

આનરેબલ મી૦ જસટીસ દાવર—તમોએ ધરમ સંબંધી બાબદોપર ઘણાં લખાણો કીધાં છે?

સાક્ષી—હા મારા લોરડ.

મી૦ લાઉનડસ— તમારાં કોઇપણ લખાણમાં સદ્દાર ચોપડીમાંની કોઇપણ બાબદ સામે તમે કદી પણ શક બતાવયો છે કે?

એરવદ મોદી—મને હમણા તે યાદ નથી હું કાલે ચોપડીઓ જોઇને કહીશ.

મી૦ લાઉંડસ—મી૦ મોદીની આખી લાઇબરેરી હમણા તેવણુની સામે પડેલી હું તો જોઉં છું.

મી૦ લાઉંડસની તપાસમાં એરવદ મોદી એ પછી બોલ્યા કે મુકતાદ કેસમાં મેં સાક્ષી આપી હતી. તે વેલા મે સદ્દારમાંના ફકરા ટકયા હતા.

સ—તે વેળા તમોએ તેને સતાદાર પુસતક તરીકે ગણાવયું હતું?

જ—મેં મારી જબાનીમાં મને જે કાંઇ પુછવામાં આવયું હશે તે જણાવયું હશે. એ પુસતક સાથે બધીજ રીતે મારે મળતા થવું જોઇએ એવું કાંઇ નથી.

સ—મુકતાદ કેસ ગયાં ચોમાસામાં ચાલયો હતો તે તમને યાદ છે કે?

જ—હા.

મી૦ લાઉંડસ—અને તે છતાં ફકત ગયા ચોમાસામાં બનેલી વાત તમને યાદ નથી તેથી હું અજબ થાઉં છું.

## જુદદીનને વટલાવવાનો સવાલ.

એરવદ મોદીએ મી૦ લાઉંડસની વધુ તપાસમાં જણાવયું કે મારો ધરમ મોબેદને કોઇને વટલાવાની જો તાકીદ ફરમાવતો હોય તોપણ હું મોબેદને કોઇને વટલાવતાં અટકાવું કારણ કે હું એવું માનું છું કે બદલાયલા દેશમ ફેરવાયલા વખતમાં અને બદલાયલા સંજોગોમાં ખુદ જરથોસતે પોતે પણ તેમજ કીધું હતે. હું એમ કહીશ કે જુદદીનોને પારસી જરથોસતી કોમમાં વટલાવતાં હું મોબેદને અટકાવું. કોઇપણ કોઇને જરથોસતી બનતો અટકાવી શકે નહી. સંસારી તથા બીજા સબબોસર લોકોને પોતાના ધરમના ફરમાનો પાલતાં અટકાવવામાં કોમ તદન વાજબી છે. બદલાયલા સંજોગોમાં સંસારી તથા બીજા સબબોસર અમારા ધરમના કેટલાંક ફરમાનો બાજુએ મુકવાં પડે અને એવી રાતે તે બાજુએ મુકવામાં આવયાં છે તેના હું દાખલા આપી શકીશ. બદલાયલા વખત અને સંજોગો વચે ગમે તેવા સંજોગોમાં પણ અમારા ધરમમાં જુદદીનોને લેવાનુ હું દરસત ધારતો નથી કારણકે જુદદીનાને બદલાયલા સંજોગો વચે અમારા ધરમમાં લેવાથી અમારી કોમને ઘણું મોટુ નુકશાન થશે એમ હું માનુ છું.

સ-તમો શુ એમ ધારો છો કે કોઇ સામા માણુસો તમારા ધરમમાં આવવા માંગે તો તેઓને ધરમમાં લેવાનુ સલાહકારક છે?

જ—હાલના બદલાયલા સંજોગોને લીધે કોઇપણ જુદદીનોને કોઇપણ સબબસર અમારા જરથોસતી ધરમમાં લેવાનુ હું દરસત ધારતો નથી.

સ—અનુભવીઓની કમીટીનો જે રીપોર્ટ રજુ થયો છે તેમાં એવું જણાવવામાં આવયું છે કે કોઇ પસંદ કરવા જોગ જુદદીન સાચાં દીલથી જરથોસતી દીનમાં દાખલ થવા માગે તો તેને ધરમ

માં લેવા સલાહકારક છે. એ રીપોર્ટનો ખરડો તમે પોતે ઘડી કહાડયો હતો કે?

જ—હા.

સ—એ રીપોરટપર તમે સહી કીધી છે કે?

જ—હા.

સ—અને હવે શું તમે તમારો વીચાર ફેરવયો છે?

જ—મારો વીચાર એવો છે કે કોમને નુકસાન નહી થતું હોય તોજ જુદ્દીનને દીનમાં લેવો. હાલ સંજોગો બદલાઇ ગયા છે. પારસી કોમની હાલની નાણાં સંબંધી, સંસારી, વગેરે હાલત જોતાં કોઇ પણ સંજોગ વચે કોઇપણ જુદ્દીનને જરથોસતી ધરમમાં લેવાનું હું હવે સલાહકારક લેખતો નથી.

સ—તયારે મજકુર રીપોરટ બહાર પડયા પછી તમોએ તમારો વીચાર શું ફેરવયો છે?

જ—હા, મને મારો વીચાર ફેરવવાનો સબબ તમોએ પોતેજ આ મુકદમામાં રજુ કીધેલી જબાનીપરથી મળયો છે.

સ—તે કઇ જબાની?

જ—પેલા સુરતવાળા, અને એવા બીજા ઘણા સાક્ષીઓની જબાની.

એરવદ મોદીએ એ પછી ખુલાસો કીધો કે અનુભવીઓનો રીપોરટ ફકત ધરમ સંબંધી બાબદો ઉપરજ ધયાન આપીને તઇયાર કરવામાં આવયો હતો. તે કમીટીએ સંસારી બાબદોપર ધયાન આપયું હતું નહી.

સ—મજકુર રીપોરટ બાહેર પડવા પછી તમોએ તમારો વીચાર ફેરવયો તે વાત પણ તમોએ બાહેર પાડી હતી કે?

જ—નહીં.

સ૦—કોરટના પુછવાથી પોતાનાં કુળો સાથે મસલત ચલાવયા પછી મી૦ સેંગમેન કોરટને એવું જણાવયું હતું કે ચોકસ કોયાઓ કરવા પછી જુદ્દીનને જરથોસતી ધરમમાં લેવના સંબંધમાં ધરમ સંબંધી અનુભવીઓની કમીટીનો રીપોરટ સવીકારવા અમો તઇયાર છીએ. મી૦ સેંગમેને એ મસલત ચલાવી તયારે તમો હાજર હતા કે?

જ૦—હા.

એરવદ મોદીએ મી૦ લાઉંડસની તપાસમાં વધુ જણાવયું કે એ મસલત ચલાવવામાં આવી તે આગમજ મેં મારો વીચાર ફેરવયો હતો. એવું મેં કાંઇ મી૦ સેંગમેનને જણાવયું હતું નહી. ગુચવાડો થતો અટકાવવા હું જણાવવા માગું છું કે કમીટી એ રીપોરટ કરતી વેળા ધરમનીજ બાજુ ધયાનમાં લીધી હતી જયારે મેં સંસારી બાજુ પણ ધયાનમાં લઇ મારો વીચાર બદલયો છે.

અત્રે મી૦ સેંગમેન ખુલાસો કરવા ઉઠવાથી સાક્ષીને બાહેર જવા જણાવવામાં આવયું હતું.

મી૦ સેંગમેને ખુલાસો કીધો કે જુદ્દીનને જો જરથોસતી ધરમમાં લેવામાં આવે, તો કેવી કોયા કરવા પછી તેને જરથોસતી ધરમમાં લઇ શકાય તે વીશે કોરટે મારો અભીપ્રાય માંગયો હતો. તેના જવાબમાં મારાં કુળો સાથે મસલત ચલાવયા પછી મેં જણાવયું હતું કે ધરમ સંબંધી કમીટીએ દીધેલા રીપોરટ મુજબ ચાલવાને અમે તઇયાર થઇશું.

મી૦ લાઉંડસ બોલયા કે જુદ્દીનને દીનમાં લેવા માટે ચોકસ કોયા કીધેલી જોવાને મી૦ સેંગમેન તઇયાર થયા તે બતાવે છે કે તેઓએ ચોકસ સંજોગો વચે જુદ્દીનોને દીનમાં લેવા સામે વાંધો હતો નહી. પણ હવે એરવદ મોદી કહે છે કે તેવણ કોઇપણ સંજોગ વચે એક જુદ્દીનને જરથોસતી દીનમાં લેવા માંગતા નથી; ધરમ સંબંધી કમીટીએ જુદ્દીનને દીનમાં લેવા ચોકસ કોયા કરવાની જરૂર બતાવી છે. તે સાથે સાક્ષી મળતા થયા હતા. પણ હવે તેવણે પોતાનો વીચાર ફેરવયો છે. તેવણ કહે છે કે તેવણ હવે કોઇપણ સંજોગ વચમે જુદ્દીનને જરથોસતી દીનમાં લેવા માગતા નથી.

નામદાર જડજોએ બંને પક્ષોના ધારાના હીમાયતીઓના ખુલાસાની નોંધ લીધી હતી.

## જુદદીનને વટલાવવાના સવાલની ધરમ સંબંધી અને સંસારી બાજુ.

મી૦ લાઉંડની વધુ તપાસમાં એરવદ મોદી બોલયા કે ધરમ સંબંધી નજરે મને પુછવામાં આવે તો હું કહું છું કે જુદદીને દીનમાં લેવામાં નુકશાન નથી. પણ સંસારી નજરે જોતાં હું જુદદીનને દીનમાં લેવાનું દરૂસત નથી એવા વીચાર ઉપર હું આવયો છું. પારસી સંસાર મંડળને જો નુકશાન થતું નહી હોય તો એક જુદદીનને દીનમાં લેવામાં વાંધો નથી એવો મારો હજી પણ અભીપ્રાય છે. સંસારી નજરે જોતાં મેં મારો અભીપ્રાય બદલયો છે. મેં મી૦ બેંગમેનને તથા મારા ત્રસટીઓને આ મુકદમાના પ્રતીવાદીઓને તેઓ સાથની મસલત વેળા એમ કહયું હતું નહી કે મેં મારો વીચાર બદલયો છે. તેઓ મારો એવો વીચાર જાણતા હતા કે જુદદીનને ધરમમાં લેવાનું નુકસાનકારક છે.

આ૦ મી૦ જસટીસ દાવરના પુછવાથી મી૦ મોદી બોલયા કે મારા ત્રસટીઓ તથા મી૦ બેંગમેન વચે મસલત ચાલી હતી નહી. પણ ત્રસટીઓની સભા મળી હતી અને તેઓનાં ઠરાવથી મારા ધારાના હીમાયતીને વાકેફ કરવામાં આવયા હતા.

આ૦ મી૦ જસટીસ દાવર—તયારે તમે હમણાં એમ કેમ કહયું કે મસલત ચલાવી હતી?

સાક્ષી— મેં એમ કહયુ હોય તો તે ભુલ હોવી જોઇયે.

આ૦ મી૦ જસટીસ દાવર—તમો સવાલના બરાબર જવાબ આપતા નથી, અને ખાલી ફરયાદ કરો છો

એરવદ મોદી મી૦ લાઉંડસના પુછવાથી વધુ બોલયા કે આ સવાલની સંસારી બાજુના સંબંધમાં લોકો જુદા પડે એ બનવાજોગ છે એ સવાલની ધરમ સંબંધી અનુભવીઓના કમીટીના રીપોરટ એકમતે કરવામાં આવયો હતો. વળી એક સબ કમીટી એ સવાલની સંસારી બાજુપર વીચાર ચલાવવા બેઠી તે કમીટીનો હું સેક્રેટરી હતો હું અગળી કમીટીએ બે સેક્રેટરી હતા સબ કમીટીમાં બને આ બે નવ નવ મતો આપવાં હતા બીજાઓએ મત આપવાં હતાં નહી.

આ૦ મી૦ જસટીસ દાવર—ત્યે ધરમમાં દાખલ કરવાની તરફેણમાં અને કોઇપણ સંજોગ વચે ધરમમાં દાખલ નહી કરવાની તરફેણમાં મત આપયા હતાં?

સાક્ષી—હા મારા લોરડ.

આ૦ મી૦ જસટીસ બીમન—તમોએ મત આપયું હતું કે?

સાક્ષી—મેં મત આપયું હતું નહી.

## જુદદીનોની લાશો દોખમે ચઢાવવાનો સવાલ.

શાક્ષીએ મી૦ લાઉંડસના વધુ પુછવાથી જણાવયુ કે દીનમાં લેવાની હીમાયત કરનારા ૯ જણા હતા એમ જો ધારયે અને તેઓ જો જુદદીનોને દીનમાં લે, તોપણ મારા અભીપ્રાય મુજબ તેઓના બેથીઓને તેઓની લાસો દોખમામાં મુકવાનો હક નથી. ફકત નવ જણ તરફેણમાં મત આપે તેથી કાંઇ તેઓને એવો હક મળે નહી એમ હું કહેવા માગું છું. મારી કોમના મેમબરોની લાશો દોખમામાં ખુલ્લી મુકવી એ મારા ધરમ મુજબ એક મુખય અગતનું હોય એમ જો માની લઇયે તો તેઓની લાશો ઠેકાણે પાડવા માટે કોમે તેઓના બેથીઓને તેઓને પોતાના દોખમાઓ પુરાં પાડવા જણાવવુ જોઇએ ધારો કે એક શખસ મુબઇમાં આવે અને તે એકદમ મરી જાય તો તને માટે કોણે દોખમું પુરૂ પાડવુ એ સવાલનો જવાબ હું આપી શકતો નથી. તેણે પોતા માટ આગમજથી સાવચેતીથી ગોઠવણ કરી રાખવી જોઇયે.

મી૦ મોદીએ મી૦ લાઉનડસની તપાસમાં આગળ ચાલતાં જણાવયુ કે મી૦ બમનજી બેરામજી પટેલ અને મી૦ હોડીવાળા ૭૮ રેવાયતો સાથે લઇ જાય છે. મુંબઇમાં વટલેલ જુદદીનોની લાસ ઠેકાણે પાડવા માટે દોખમાઓના સંબંધમાં સવાલ ઉઠાવવામાં આવયો છે તે શીવાય બીજુ એક પણ દોખમું નથી. વળી જુદદીનોને માટે એક પણ

અગીયારી કે આતશબેહેરામ હસતી ધરાવતું નથી. તેઓને જોઇએ તો તેઓ જુદું આતશબેહેરામ અને જુદી અગીયારી ઉભી કરે. મારા ધરમ પુસ્તકમાં જ જણાવેલું છે કે એક લાસ દોખમામાં નહી મુકવી એ માફ નહીં કરાય એવો ગુનાહ છે. પણ મારા વીચાર પ્રમાણે તે હાલના સઘળા સંજોગોને અને સઘળા જમાનાઓ માટે નથી. મારા વીચાર પ્રમાણે તે હાલના જમાનાને લાગુ પડતું નથી. વંદીદાદના જમાનામાં ધરાની જરથોસતી કોમે પોતાની કોમને લગતા, નહી હોય એવા જરથોસતીઓને પોતાના દોખમામાં નાંખવા દીધા હોતે કે નહી તે હું સોગંદ ઉપર કહેવા તઇયાર નથી. વંદીદાદના જમાનામાં જુદીનોને વટલાવવામાં આવતા હતે તો પણ તેવા વટલેલોની લાસ અસલ જરથોસતીઓના દોખમામાં નાખવા દેવામાં આવી હતે નહી. તેવુઇ કહેવાના ટેકામાં વંદીદાદમાંથી હું કાં ફકરો બતાવી શકતો નથી. જયારથી. પારસીઓ હીંદુસતાનમાં આવયા તયારથી જુદદીનોને પારસી ધરમમાં લેવાનું નહી બની શકે એવું થઇ પડયુ. છે. અને સને ૧૮૮૨ માં દસતુર પેશોતને મજગામના દાખલામાં જે ચોપાનીઉ છપાવયું છે તેમાં તેમને જુદદીન શબદ વાપરેલો છે પણ તેમાં તેવન અરથ જુદદીન માટે લોધે છે, જુદદીનમાં અને પારસી બાપના પેટના છોકરાંને સદરો પહેરાવવા આગમજ હું જુદદીન કહું જુદદીનનો અરથ જુદો ધરમ પાળનાર બાપ છે હું તેને મારા ધરમનો છે એમ કહુ નહીં.

સ૦—તયારે તેવાને સુદરો પેહેરાવી જરથોસતી ધરમમાં લેવાખાં આવે તો તેમને વટેલાવેલાં કહેવાય.

જ૦—દીનમાં વટલાવવા કરતાં દીનમાં લેવા તરીકે લેખું.

સ૦—મજગામવાળામાં એકતો પાંત્રીસ વરસનો હતો.

જ૦—હા.

સ૦—અને તે જુદદીન હતો?

જ૦—ચોપાનીયામાં ઉપરથી કહું છું કે તે પારસી ધરમ માનતો હતો.

મી૦ બેહેરામે આગળ ચાલતાં જણાવયું કે, મજગામના દાખલાઓમાં છોકરાંઓના બાપને સુદરો પેહેરાવવામાં આવયો નહોતો અને પારસી કોમનો તે કાંઇ સભાસદ નહોતો હું તે બાપને પારસી કહુ જો તેનો બાપ પારસી હોય તો તેને દોખમામાં લઇ જવો જોઇએ નહી કારણ કે તે જ થોસતી ધરમ પાળનાર પારસી નહોતો. નસા એ મારા ધરમ પ્રમાણે અપવીત્ર ચીજ છે. લાસ એ નસા છે અને તેને નહીં અડકવાની ઘણી તાકીદ કરવામાં આવી છે. લાસને અડકવા માટે નસેસાલારોને મોજાં પેહેરાવવામાં આવે છે. વંદીદાદ પ્રમાણે કોઇ પણ લાસને જમીનમાં દાટવાથી જમીનને ખરાબ કરવાનું છે. ઇરાનમાં આગળ વટલાવવામાં આવતા હતા તે વીશે મને કાંઇ શક નથી પણ તેવા વટલેલાઓ માટે તેઓનું જુદું દોખમું હોય એ બનવાજોગ છે. અકબરને સુદરો પેહેરાવવામાં આવયો હતો એવું પુરવાર કરવા માટે મેં કાંઇ ચોપડી વાંચી નથી. હું કહું છું કે અકબરને સુદરો પેહેરાવવામાં આવયો નહોતો.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

## એરવદ જીવનજી મોદીએ અરશનુમ સામે ચલાવેલી લડત.

## પાછળથી અરશનુમ લેવાની તેવણુને પડેલી ફરજ.

## દીનમાં જુદદીનોને લેવાનો તેવણુનો સખત વાંધો.

## શાહેનશાહ અકબરની દરબારમાં પારસીઓ.

## પંચાયત બંધ પડવાની લેખાન સહાદતો.

(અખબારે સોદાગર, તા૦ ૩ જી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દાનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી ફરદુનજી તાલયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### એરવદ જીવનજી મોદીની વધુ ઉલટપાલટ તપાસ.

પંચાયતના સેક્રેટરી સમશુરઓલમાં એરવદ જીવનજી જમશેદજી મોદીએ મી૦ લાઉંડની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવયુ કે આર. એસ. રૂસતમજી જેવણ અત્રે સાક્ષી આપી ગયા છે તેવણુને હું પીછાણું છુ. તેવણુ ખ્રીસતી ધરમમાં આવી ગયા હતા. તેવણને પાછળથી ખ્રીસતી ધરમમાંથી જરથોસતી ધરમમાં વટલાવવામાં આવયા હતા. મેં તેવણુને કાંઇ શીખવયું હતુ નહી. તેવણુ મારી આગલ આવ્યા, અને મારી સલાહ પુછી કે જરથોસતી ધરમને લગતી કેઇ ચોપડીઓ અમારા ધરમનો અભયાસ કરવા માટે તેવણે વાંચવી જોઇયે કે કેમ? કે ખ્રીસતી ધરમ ઉપરનો તેવણુનો એ તેકાદ ડામાડોળ બનયો હતો. તેવણે જો એમ કહ્યુ હોય કે તેવણે ત્રણ માસ સુધી મારા હાથ હેઠળ જરથોસતી ધરમનો અભયાસ કરયો હતો તો તે વાત ખોટી છે. અમારા ધારાના હીમાયતી મી૦ સ્ટ્રેંગમેને જયારે તેવણુની ઉલટપાલટ તપાસ કરી તયારે હું મી૦ સ્ટ્રેંગમેન આગળ બેઠેલો હતો. પણ મેં મી૦ સ્ટ્રેંગમનને એમ કહયુ હતુ નહી કે તેવણુ કહેલી વાત ખોટી હતી. મેં તેવણુની રાહબરી કરી હતી તથ તેવણુને મદદ આપી હતી. તેથી તેવણુ એમ કહેવામાં સલામત લેખાય કે તેવણે મારા હાથ હેઠળ અભયાસ કરયો હતો. તેવણુને દસતુર દારાબે જરથોસતી દીનમાં દાખલ કરયા હતા. નજગામતા દાખલાઓ સંબંધી ૧૮૮૨ નું ચોપાનયું બાહેર પાડનારા દસતુર પેસોતનના દસતુર દારાબ બેટા છે દસતુર દારાબે અનુમ વીની કમીટીના રીપોરટ ઉપર સહી કરયેલી છે, અને તેથી હું કહુ છું કે તેવણુ વ

ટલાવવાના સવાલના સંબંધમાં મારા વીચારોને મળતા વીચારો ધરાવે છે. હું ધારૂં છું કે તેવણુ અહીં મને ટેકો આપવા આવનાર છે. હું એમ કહેતો નથી કે તેવણુ મારા વીચારોને ટેકો આપવા આવનાર છે, પણ હું એમ કહું છું કે તેવણુ અત્રે સાક્ષી આપવા આવનાર છે. અનુભવીઓની કમીટીનો રીપોરત જોતાં હું વકી રાખું છું કે તેવણુ મારા વીચારોને ટેકો આપશે. આર. એસ. રૂસતમજીને વટલાવવાના દાખલાના સંબંધમાં નવ રાતના બરશનુમની જરૂર હતી એમ દસતુર દારાએ સુચવ્યું હતું કે નહી તે હું જાણુતો નથી. દસતુર દારાબે તેવણુને ચોકસ કીયાઓમાંથી પસાર કીધા હતા પણુ તે કીયાઓ શું હતી તે હું જાણુતો નથી. આ૨૦ એસ૦ રૂસતમજીની નવજોત વખતે તેવણુનાં લગન થયાં હતાં એમ હું ધારૂં છું. તેવણુના લગનની કીયા મેં કીધી હતી. તેવણે બરશનુમ લીધું હતું કે નહીં તે વીશે મેં તપાસ કીધી હતી નહીં. કારણુકે કીયા વડા દસતુરે કીધી હતી. મેં એવી વકી રાખી હતી કે દસતુર દારાએ ઘટતી કીયાઓ કીધી હતી.

## એરવદ જીવનજી મોદીને બરશનુમ આપવાનો ઉભો થયલો સવાલ.

હું અમેરીકા ગયો હતો નહી. હું યુરોપ ગયો હતો. હું યુરોપથી પાછો ફરયો તયારે જે અગીયારી સાથે મને સંબંધ હતો તે અગીયારીના ત્રસટીઓએ મને બરશનુમ લેવા કહયું હતુ અને મેં તે લીધું હતું. મજકુર અગીયારીના ત્રસટીઓ ધરમ સંબંધી બાબદોના અનુભવીઓ નથી. મેં બરશનુમ લેવા અગમજ તે સામે રુખત વાંધો લીધો હતો અને મે તેઓને કહયુ હતું કે બરશનુમ લેવાની જરૂર હતી નહી. હું હજી પણુ તેમ માનું છું. મેં રાજીનામું આપયુ હતું. આ ઉપરથી મેને જીંગ ત્રસ્ટીએ મને જણાવયું કે બરશનુમ લેવાની જરૂર નથી તો ભલે પણુ તમે તે લેશો તો મારૂં કુટુંબ ખુશી થશે કારણુકે તમો મારાં કુટુંબને તયાંની ધરમકીયાઓ કરો છો. મને બરશનુમ લેવા સમજાવવામાં આવયો હતો. બરશનુમ હું ચાહું તો લઇ શકુ. તેમાં કાઇ ખોટું હતું નહી. મારા મીત્રોએ પણુ મને બરશનુમ લેવા સમજાવયો હતો. દસતુર દારાબ પેશોતને ડા૦ ગાઇગરની ગાથામાં ગરથોસતીવાલી ચોપડીનો તરજુમો કીધેલો છે. તેવણુ દસતુર પેશોતનના બેટા છે અને તેવણુજ અત્રે જમાની આપવા આવનાર છે. ૧૮૯૭ માં ત્રસટીઓની મદદથી એ તરજુમો બાહેર પાડવામાં આવયો હતો. એ તરજુમામાં કેથે કેથે નોટ કીધેલા છે પણુ તે તરજુમો કરનારાની નોટ છે કે અસલ ગ્રંથકારની નોટ છે તે હું કહી શકતો નથી. જુદદીનોનો દીનમાં લેવાનો રીવાજ સેંકડો વરસો થયાં નાબુદ થયલો હોવા છતાં એ તરજુમામાં જુદદીનોને દીનમાં લેવાની પવીત્ર ફરજ એવો ફકરો દસતુર દારાબે કથી પણુ નોંધ કીધા વગર શા માટે પસાર થવા દીધો તેનો ખુલાસો હું આપી શકતો નથી.

## છઠા વાદીની બાયડીની નવજોત.

છઠા વાદીની બાયડીની નવજોત કરવામાં આવી તે આગમજ તેના સંબંધમાં મારી સલાહ પુછવામાં આવી હતી નહી મને બતાવવામાં આવતું કાગજ મેં લખયું હતું. તે મજકુર બાનુની નવજોત કરવામાં આવી તેની ૩-૪ કલાક આગમજ લખવામાં આવયું હતુ મી૦ લાઉંડસે મજકુર કાગળ કોરટ સનમુખ રજુ કીધું હતું.

એરવદ મોદી મી૦ લાઉંડસની તપાસમાં વધુ બોલયા કે એ કાગળમાંના મારા વીચારો "જામે જમશેદ" માં પ્રગટ થઇ ગયા છે. મી૦ આર. ડી. તાતા મને નોતરૂં કરવા આવયા તયારે મેં તેવણુને કહયું હતું કે મારી સનમુખ મુકવામાં આવેલા સંજોગો જોતાં કાઇને પણુ દીનમાં લઇ શકાય નહીં એ કાગળ લખવામાં આવયું તયારે મારો એવો અભીપ્રાય હતો કે કોઇ પણુ સંજોગો વચે જુદદીનને દીનમાં લેવાનું દરસત હતું નહી. કોઇ પણુ સંજોગો તે સંસારા સંજોગો એવું મારૂં કહેવું હતું.

ધરમ સંબંધી નજરે જુદદીનને દીનમાં
લેવા સામે મને વાંધો હતો નહી. મેં
એ કાગળ લખ્યું તે વેળા મારો એવો
અભીપ્રાય હતો કે કોમને જો કાંઇ નુક
સાન થતું નહી હોય તો ઘટતા આંકો
સો સાથે જુદ્દ નને દીનમાં લેવામાં કાં
ઇ વાંધો નથી. જુદદીનને દીનમાં લેવા
ના દરેક દાખલાથી કોમને નુકસાન થા
ય એવો મારો અભીપ્રાય હતો. નાં૦ ૨
સતમજી ડોસાભાઇ શેઠનાને એ બાબદ
સર મેં કાગળ લખ્યું હતું. મને બતા
વવામાં આવતું કાગળ તેજ છે તેની તા
રીખ ૨૨ મી ફેબરવારી ૧૯૦૩ ની છે.

મી૦ લાઉંડસે એ કાગળ કોરટ સન
મુખ રજુ કીધું હતું.

## એક કરતાં વધુ બાયડીઓ કરવાની મરહુમ મી૦ મનસુખની હીમાયત.

મી૦ મોદીએ મી૦ લાઉંડસની તપા
સમાં વધુ જણાવ્યું કે મારી મુખય જ
બાની દરમયાન મી૦ બેગમેને "રા
સત ગોફતાર" તથા "સતય મીત્ર"
ની નકલો રજુ કીધી હતી. "રાસ
ત ગોફતાર" આગળ જુના નવા વી
ચારો ધરાવનારાં પક્ષનું વાજીંત્ર હતું.
"સતય મીત્ર" પોતાના વીચારો બદ
લયા કરતું હતું. મી૦ મનસુખ એક
વેળા તે પત્રના અધીપતી હતા તે
પત્રના અધીપતીએ એક વેળા એક
કરતાં વધુ બાયડીઓ કરવાની હીમાયત
કીધી હતી. મી૦ મનસુખ ઘણા "ઓ
રથોડોક્ષ" પારસી હતા. તેવણ આઠ
દશ વરસની વાતપર મરણ પામયા હતા.
૧૮૮૨ માં "સતય મીત્ર" માં જુ
દદીનોને વટલાવવાના સવાલના સં
બંધમાં આરટીકલ પ્રગટ થયલી છે
એમ મને બતાવવામાં આવેલી દા
ખલ ઉપરથી હું જોઉં છું. એ
આરટીકલ વાંચતાં મને એ
વું લાગે છે કે લખનારની એવું કહેવા
ની મતલબ છે કે હીંદુસતાનમાં જુદદી
નોને લેવાનો રીવાજ સેંકડો વરસો થ
યાં નાબુદ થએલો છે, પણ લખનાર પા
રસીઓને ઇરાની પાદશાહોના અસલી
જમાનાપર પાછા જવા સુચવે છે. પાર
સીઓ હીંદુસતાનમાં આવયા પછી કો
ઇ પણ જુદદીનને જરથોસતી દીનમાં વટ
લાવવામાં આવયા નથી. "સેક્રેડ બુક્સ
ઓફ ધી ઇસટ" એક સતાદાર પુસતક
છે. તેના ૨૪ મા વોલયુમનાં ૧૭૧ પા
નાપરના ૬૭ મા ફકરામાં હીંદુઓને વ
ટલાવવાનો ઇશારો છે પણ તે તો પા
રસીઓ હીંદુસતાન નાસી આવયા તે
આગમજની વાતછે પારસીઓ હીંદુસતાન
નાસી આવયા તે આગમજ હીંદુઓને
વટલાવવામાં આવતા હતા તે વીશે કાંઇ
પણ શક નથી જુદી જુદી ચોપડીઓ
માં હીંદુઓને વટલાવવાના અનેક ઇશારા
ઓ છે, પણ તે પારસીઓ હીંદુસતા
ન નાસી આવયા તે આગમજના દાખ
લાઓ છે.

## અકબરની દરબારમાં પારસીઓ.

"અકબરની દરબારમાં પારસીઓ" એ
નામની ચોપડી મેં લખેલી છે.

મી૦ લાઉંડસે મજકુર ચોપડીનાં ૮૩
મા પાનાપરનો એક ફકરો વાંચી સંભ
ળાવયો હતો.

બપોરના ખાણા પછી મી૦ મોદીએ
મી૦ લાઉનડસની ઉલટપાલટ તપાસમ
જણાવયુ કે. જાલ નામનો એક ઇરાની
જે આગળ મહંમેદન હતો તેણે અન
જુમનને જણાવયા વગર સદરો કસતી
પેહરયો હતો તેના સંબંધમાં હું જણા
વીશ કે જાલ નામે પારસી છે અને તે
મહામેદન થયો હશે પણ પાછો તેને
જરથોસતી ધરમ અખતયાર કી
ધો હશે મી૦ ઇનવેરારીટીને ઇનસ્ટ્ર
કશન આપતી વખતે ડાકટર ધનજીશાહ
ને તયાંની સુનાબાઇ છોકરીના દાખલા
વીશે હું જાણતો નહોતો ઇનસટરકશન
આપતા વખતે તે દાખલો મારા ધયા
નમાં હતો. જો તે દાખલો મારા ધયાન
માં હોતે તો પચાસો વરસ સુધીમાં
મુંબઇમાં વટલાવવાના દાખલા બનયા ન
હોતા એવું હું ઇનસટરકશન આપતે ન
હી ઉપરલો તેમજ બીજા દાખલા શકમં
દ પ્રકારના છે. તે કાગળમાં જણાવેલી
વીગત ખોટી હતી એમ મારા જવાબ
માં મેં ધનજીશાહને જણાવયું ન હતું.
ડાકટર ધનજીશાહની ચાલચલણ વાસ્તે

શાક લેઇ જવાનું ઘટતું થઇ પડે નહીં.
ખંભાતની પંચાયતના ફંડના મેસબરો
સાથ મને પત્રવહેવાર ચાલ્યો હતો.
તે પત્રવહેવાર ઉપરથી મને એવું માન
વાનું કારણ મળ્યું છે કે તેમાં જણા
વવામાં આવેલી વીગતો ખોટી હતી.
જણાવવામાં આવેલી વીગતો ખોટી હતી
એવું બતાવનાર તે પત્રવેહેવારની અં
દર કાંઇ પણ નહોતું પણ મારા કાગલ
માં પુછેલા સવાલોના તેઓએ બરાબર
જવાબ આપતા નથી. તેઓએ જવાબો
ઉડાવયા છે. એક સવાલનો હજી જવાબ
આવયો નથી. આ ઉપરથી મને માનવા
નું કારણ મળ્યું છે. કે તેમાં જણાવે
લા વીગતો ખરી નહોતી. મને જણા
વવામાં આવ્યું છે કે એક મેમબરે અહીં
છે અને એક મેમબર ત્યાં છે. સુરતના
સીધીઓના દાખમા વીશે મેં કદી સાંભ
ળયું નથી અને તે સાંભળ્યા પછી તે
સંબંધમાં મેં તલાસ કરી નથી. અઢાર
મા સદીમાં પારસીઓ એકજ બાયડી
પરણતા હતા એ વાત દેખીતી
ખોટી નથી. દાખમું બાંધનાર માણેકજી
શેઠ બે બાંધવા ચાલી ગયા હતા.
અઢારમી સદીના પાછલા ભાગમાં પરદે
શની સ્ત્રી સાથ સંબંધ રાખનાર પાર
સીઓને મોતની સજા કરવામાં આવતી
હતી એ વાત ખરી છે એમ હું કહી
શકતો નથી. તે જમાનામાં લાશ હલા
લખોરો દાખમા સુધી લેઇ જતા હતા
એ વાત દેખીતી ખોટી છે. દાખમે ચ
ઢાવેલું મુડદું માણસ જીવતું હતા તેને
મારી નાખવામાં આવે છે અને જો તે
પાછો બહાર આવે તો દુકાળ, મરકીથી
વગેરે સંકટો આવી પડે છે એવો વેહે
મ ખ્યાલ કોમમાં ભરેલો છે પણ એ
વાત ખોટી છે. એવો એક પણ દાખ
લો મારા જાણમાં આવયો નથી એ જો
રાસ્તરની ચોપડીમાં એવું જણાવ્યું છે
દાખમા આગળ ટાંકી છે જેમાં લાસને
નવડાવવામાં આવે છે આગલા જમાના
માં કદાચ એમ બનતું હશે પણ હમણાં
એવું બનતું નથી ડાકટર આઇતા દાખ
માના અંદરના એવા દેખાવનું ચીત્ર
આપે છે તે કલપીત છે, પારસી શબદનો
વપરાસ સાધારણ રીતે ધરમ તેમજ વર

સના સંબંધ દેખાડે છે. જરથોસતી શબ
દ હીંદુસતાનમાં કેવી અરથ ધરાવે છે
તેનો હીંદુસતાનમાં એવો અરથ થાય છે
કે તે કોમે પારસી અને ધરમે જરથોસ
તી. મી० ઓવન તેનો શું અરથ કરતા
હતા તે હું જાણતો નથી જેરોઆસ્ત્રી
યાનીઝમનો હીંદુસતાનમાં એવો અરથ
થાય છે કે પારસીઓ જરથોસતી ધરમ
પાલે છે પારસીઓના ધરમપુસતક એટલે
પારસીઓની ઝંદ અવસતા બીજા પારસી
ઓને હું મારા ધરમબંધુ લેખું છું.
પારસી માતા એટલે પારસી માબાપને
પેટે જનમેલી સ્ત્રી જે બાળકની માતા
થતી હોય. પારસી માતા અને જરથોસ
તી માતા એ શબદો વચ્ચે સાધારણ
રીતે કાંઇ ફેર નથી. તેમજ પારસી મો
હોબદાર અને જરથોસતી મોહબદાર વચ
ચે પણ ફેર નથી. અકબર સંબંધી
મારી ચોપડીમાં મેં તે શબદ પારસીઓ
સંબંધમાં વાપરયો છે તેનો અરથ હું
એવો કરું છું કે કોમે પારસી
અને ધરમે જરથોસતી સીવાય
બીજા પણ ફાયરવરશીપરો છે,
પ્રોફેસર જેકસન જરથોસતી ધરમની
બાબદમાં મોટી સતા લેખાય છે તે મુંં
બઇના પારસીઓ અથવા હાલના જ
માનાના જરથોસતીઓ એવા શબદો પો
તાના ગ્રંથમાં વાપરે છે, એક શખસ
જરથોસતી તરીકે વાપરે છે ત્યારે તે
પારસીના લોકોની નજરમાં એક પારસી
લેખાતો બંધ પડે છે એવું મી० લેંગ
મેને કહ્યું છે તે સાથ હું મળતો થાઉં
છું, ત્રસટ ડીડમાં જે રેકરડો વાસે લ
ખ્યું છે તે રેકરડો શું હતા તે હું
કહી શકતો નથી. બ ાજી અને બાસ
નીના દાખમા સંબધમાં મેં તપાસ
કરી હતી. અસલી ઓચરાયાં ભોમાંના
જરથોસતી શબદને ડીડમાં પારસી તરીકે
શા આધારે તરજુમો કરવામાં આવયો
છે તે બતાવનાર મારી પાસ કાંઇ ઓચ
રીયાં નથી. પારસી મેત્ર મોનીયલ
આકટ અમલમાં આવયા પછી પાર
સી પંચાયત બંધ પડી અને મરણ
પામી ઓકટોબર ૧૮૮૮ નો સતવ
માનમાં બાર મેમબરોની કમીટી જણા
વવામાં આવી છે તે પારસી બેહાવોજ

ટ ઇનસટીટયુશનની કમીટી હતી. ૧૮૬૨ માં પંચાયત બંધ પડી એવું બતાવનારી માગી પાસ લેખીત શહાદતો છે. છેલી સદોની શરૂઆતમાં પંચાયત શબ્દ આખી અનજુમન માટે વપરાતો નહોતો એમ મારા અભયાસ ઉપરથી હું કહું છું. પંચાયતના મેનેજરોનો અરથ હું પચાયતના મેમબરો તરીકેનો કરૂં છું

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી

---

# પારસી પંચાયત કેસ.

## એરવદ જીવનજી મોદીની વધુ જુબાની.

## નીશાળયાઓની મોટે ભાગે બને લી સભાએ જોવા માગેલું ટ્રસટ ડીડ.

## ટ્રસટીઓએ તે બતાવવાને કેમ ના પાડી?

## ફ્રેનચ બાનુની નવજોતમાં હાજર થવા માટે થયલું હબાણ.

## જુદદીનોને વટલાવાથી કોમને થનારાં નુકશાન વીશે ખુલાસો.

(અખબારે સોદાગર, તા૦ ૪ થી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એફ. તાલેયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાનથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

પંચાયતના સેક્રેટરી સમશુલ઼ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ મી૦ લાઉંડસના વધુ ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે પ્રોફેસર જેમસ દારમસટેટર જરથોસતી બાબદોના એક જાણીતા સતાદાર આસામી છે. ૧૮૮૭ માં તેણે મુંબઇમાં "પારસી ઇઝમ" એ વીશય ઉપર એક જાહેર ભાશણ આપ્યું હતું "પારસી ઇઝમ" એટલે પારસીઓના ધરમ. અકબરને લગતો ખયાલ ગઇ કાલે મેં રજુ કીધો હતો. તેમાંની એક લીટી એવી હતી કે "પાદશાહ અકબર સુદરેહ પેહેરતા" હમણા મારા હાથમાં "અકબર ચરીત્ર" નામની જે ચોપડી તમોએ મુકી છે તેમાં એવી બાઇત છે કે "શાહ અકબરકુ સુદરેહ પેહેનાયા." એ ચોપડીમા એ ખયાલને જુના ખયાલ તરીક જણાવેલો છે. એક પારસીએ અકબરની ધેરની મુલાકાત લીધી તેનું બયાન આપતાં તેણે નીચે મુજબ ખયાલ આપલો છે એમ એ ચોપડાપરથી જણાય છે:—

મેહરજીરાણા અરાજી શયાણા,<br>
પુરા બંદા સાહેબકા.<br>
શાહ અકબરકુ સુદરેહ પહેનાયા,<br>
દેખો મોજેજા મઝદયકા.

એરવદ મોદીએ વધુ જણાવયું કે ગઇ કાલે મેં રજુ કીધેલા ખયાલમાં "તમાશા" શબ્દ હતો, જયારે આજે તમોએ રજુ કીધેલા ખયાલમાં તેને બદલે "મોજેજા" શબ્દ છે.

## પંચાયત એટલે શું ?

૧૮૧૮ માં પંચાયતના ૧૮ સભાસદોને નેમવામાં આવ્યા હતા એ વાત હું જાણું છું. ખીકસની પારસીઓની તવારીખમાં એ ૧૮ મેમબરોની નેમણુકને લગતો ઠરાવ ટાંકવામાં આવેલો હું જોઉં છું. પણ તે અસલ ઠરાવ છે કે કેમ તે હું કહી શકતો નથી. શેઠ ડોસાભાઇ ફરામજીની ચોપડીના પેહલા વોલ્યુમનાં ૨૨૨ માં પાનાપર પંચાયત અથવા પારસીઓની સામાનય મંડળી એમ જણાવેલું છે પણ "સામાનય મંડળી" એટલે અંજુમન એમ હું ધારતો નથી. હું ધારૂં છું કે ગ્રંથકરતા ૧૨ અધીકારીઓ વીશે ઇશારો કરે છે.

એ પછી મી૦ લાઉંડસે કેટલાક સરકારી ઓઆરયાઓની તથા સરકારી ઠરાવની સતાવાર સરટીફાઇડ નકલો કોરટ સનમુખ રજુ કીધી હતી. મી૦ લાઉંડસે જણાવયું કે લો કમીશનના રીપોરટની સાથે એ ઓઆરયાંઓના નકલો જોડેલી છે, પણ મેં તેની સતાવાર સરટીફાઇડ નકલો મેળવવાનું દરસત ધારયું છે કે જેથી કોઇ રીતનો વાંધો ઉઠે નહી એ દસતાવેજો તા૦ ૧૫ મી મે ૧૭૮૬, તા૦ ૧૭ મી મે ૧૭૮૬, તા૦ ૨૦ મી મે ૧૭૮૭ ની તારીખના હતાં

### ત્રસટદીડ બતાવવાની ત્રસટીઓએ પાડેલી ના.

એરવદ મોદીએ આગળે ચાલતાં જણાવયું કે ૧૮૫૪ મ હું સેક્રેટરી હતો. તે વેળા ત્રસટદીડ જોવાની માગણી કરનારો પત્ર ત્રસટીઓપર લખવામાં આવયો હતો, અને તેના જવાબમાં ત્રસટદીડ બતાવવા ના પાડવામાં આવી હતી.

મી૦ લાઉંડસ—મી૦ મોદી, ત્રસટદીડ નહી બતાવવાની અને તેની તપાસ નહી લેવા દેવાની સલાહ ત્રસટીઓને તમે આપી હતી કે?

સાક્ષી—મારા ત્રસટીઓને મેં કદી પણ સલાહ આપી નથી મારા ત્રસટીઓના ફેરમ.સથી મેં સોલીસીટરોની સલાહ લીધી હતી.

આ૦ મી૦ જસટીસ બીમન—સોલીસીટરોના કઇ પેહડીની સલાહ લીધી હતી?

એરવદ મોદી—મેસરસ ક્રેગી, લીચ અને ઓવનની પેહડીની સલાહ લીધી હતી.

મી૦ લાઉંડસ—ત્રસટીઓ તરફના જવાબમાં એવું જણાવેલું છે કે ચોકસ કારણો જે જણાવવાની જરૂર નથી તે સારૂ ત્રસટદીડ બતાવવા ના પાડવામાં આવે છે. તે ચોકસ કારણો તે શું?

સાક્ષી—સોલીસીટરોની સલાહ વીશે એ ઇશારો કરવામાં આવેલો છે.

મી૦ લાઉંડસ—જવાબમાં વધુ એવું જણાવેલું છે કે કોમના લાભને ખાતર ત્રસટદીડ બતાવવાનું સલાહકારક નથી. કોમના તે લાભ કયા?

સાક્ષી—સોલીસીટરોએ સલાહ આપી હતી કે ત્રસટદીડ જોવા માંગવા હીલચાલ સારી નીશટાથી કરવામાં આવી હતી નહીં. જે સભામાં ત્રસટદીડની માંગણી કરવામાં આવી હતી તે મોટે ભાગે નીશાળયાઓની બનેલી હતી.

મી૦ લાઉંડસ—તમે તે સભામાં હાજર હતા કે?

સાક્ષી—નહીં.

મી૦ લાઉંડસ—તયારે તમો શા આધારે કહો છો કે તે સભામાં મોટે ભાગે નીશાળીયાઓ હાજર હતા? જે સભામાં તમો હાજર હતા નહી તેના સબંધમાં તમોએ આવી રીતે વગર આધારની વાત કરવી જોઇતી નથી.

સાક્ષી—મે વરતમાનપત્રોમાં એવું વાંચયું હતું. વરતમાન પત્રોના રીપોરટપરથી હું એમ કહું છું.

### ફેરી તપાસ.

એરવદ મોદીએ મી૦ સેંગમેનની ફેરી તપાસમાં જણાવયું કે ત્રસટદીડ બતાવવા ના પાડવામાં આવી હતી, પણ તેનું વરસ આપવામાં આવયું હતું. વરસ આપવાની મતલબ એ કે તેઓ રેજીસ્ટ્રારની આફીસમાં જઇને ગમે તો ત્રસટદીડ જોય. મારાં કાગળમાં મેં ત્રસટીઓ તરફથી ત્રસટદીડ બતાવવા ના પાડી હતી.

સ—ત્રસટીઓએ ત્રસટદીડની તપાસ લેવા દેવા શા માટે ના પાડી હતી? ત્રસટીઓએ ના પાડી તેનું કારણ શું હતું?

મી૦ લાઉંડસે એ સવાલ પુછવા સાથે વાંધો લીધો હતો. તેણે જણાવ્યુ કે એ બાબનો ખુલાસો મેળવવા માટે મી૦ સેગમેનને જોઇએ તો તે વેળાના કોઇ ટ્રસટીને શાક્ષીના પીંજરામાં બોલાવવા.

નામદાર જડજોએ એ સવાલ પુછવા દીધો હતો નહી.

મી૦ સેગમેને જણાવ્યું કે એ પત્ર લખવા પછી હાલના સઘળા ટ્રસટીઓ ઓધા ઉપર આવયા હતા. તેથી હું તે વેળાના મુવેલા ટ્રસટીઓને એ બાબે ખુલાસો કરવા બોલાવી શકતો નથી. તેથી મને એ સવાલ પુછવા દેવો જોઇયે કારણકે હું કફોડી સથીતીમાં આવી પડયો છું.

આ૦ મી૦ જસટીસ દાવર—તે વેળાના ટ્રસટીઓમાંથી કોઇ પોતે આવીને ખુલાસો કરશે એવું માની લઇને મી૦ સેગમેનને એ સવાલ પુછવા નહી દેવાનો ચુકાદો અમોએ આપયા હતો.

મી૦ લાઉનડસ—હું એ સવાલ પુછવા દેવા સામે ફકત વાંધો લઉં છું. હું તકરારમાં ઉતરવા માંગતો નથી. તમો નામદાર જે કાંઇ કહેવો છો તે હું કબુલ કરૂં છું. તમો નામદારો એ બાબતસર તમારી મરજીનાં આવે તેવો હુકમ ફરમાવવાને મુખતયાર છો.

મી૦ સેગમેન—હું એ સવાલ માટે હવે દબાણ કરવા માંગતો નથી. કારણ કે મારી પાસે ટ્રસટીઓની અસલ મીનીટ સરકયુલર સાથે મોજુદ છે. હાલના સર જમશેદજીના મરહુમ ભાઇ તે ત્રીજા સર જમશેદજી જીજીભાઇ બારોનેટે નોધ લીધેલી છે. તે સરકયુલર તથા મીનીટ હું તમો નામદારોને જોવા આપું છું.

નામદાર જડજોએ તે જોવા પછી મી૦ સેગમેને મજકુર સરકયુલર તે ઉપરની ટ્રસટીઓની મીનીટ સાથે કોરટ સનમુખ રજુ કીધું હતું.

## પડીતો વીશે વધુ ખુલાસો.

મી૦ સેગમેનની ફેરા તપાસમાં એરવદ મોદીએ વધુ જણાવ્યુ કે તકરારી બહેદીનોના સંબન્ધમાં વધુ તપાસ કરતાં મને એવું બતાવનારી કેટલીક એવી ખાત્રીપુરવક સાહેદો મળી છે કે તેઓને વટલાવવામાં આવયા હતા નહી. તેઓ કાંઇ જરથોસતી ધરમમાં વટલયા નહી હતા એવી મારી ખાત્રી થઇ છે. આંકેટીલ ડુપેરોંની જરથોસત તથા ઝંદ અવસતાને લગતી ચોપડીમાંથી મને હીંદુસતાનના જે નામીચા નરોનાં નામ, ધુપનીરંગમાં યાદ કરવામાં આવયાં છે તે ઓની ટીપ મળી છે. એ પંડીતો જો વટલેલા હતે તો તેઓનાં નામ આગળ બેહેદીન શબદ મુકવામાં આવયો હતે. એ પંડીતોનાં નામો એ ટીપમાં છે, પણ તે નામો સાથે બેહેદીન, એરવદ અથવા મોબેદ એમાંનો કોઇપણ શબદ વાપરવામાં આવયો નથી. એ શબદોમાંનો એકાદ શબદ એક જરથોસતીનાં નામ સાથે વાપરવામાં આવે છે. તેથી હું કહું છું કે એ પંડીતો વટલેલા હતા નહી. એ પંડીતોનાં નામ હમણા ધુપનીરંગમાં યાદ કરવામાં આવતાં નથી. ધુપનીરગમાં યાદ કરવામાં આવતા નામોની ટીપને લગતી ખા૦ બા૦ બમનજી પટેલની ૧૮૯૭ ની ચોપડી હું રજુ કરૂં છું, જેમાં એ નામો નથી. એ એક સતાવાર ચોપડી છે.

## ફીરદોશી જરથોસતી હતો નહી.

એરવદ મોદીએ મી૦ સેગમેનની વધુ તપાસમાં જણાવ્યું કે ફીરદોશી જરથોસતી નહી હતો, પણ મેહામેદન હતો. તેનું કારણ એ છે કે તેની જીંદગીનું વરણન લખનારાઓ એવું કહે છે કે તેને એક કબરમાં દાટવામાં આવયો હતો. તે પોતે શાહનામાના પોતાના દીબાચામાં હજરત મહમદના તથા તેવણના ધરમ પાળનારા બીજા નરોના વખાણ કરે છે.

## સાક્ષી ઉપર ચલાવવામાં આવેલું દબાણ.

મી૦ ખરશેદજી કામા છઠા વાદી તરફથી તેવણાં મોહારદારની વરજવાદી કીધામાં હાજર થવાને મને નોતરૂં કરવા આવયા હતા, પણ મેં ના પાડી હતી. બીજે દીવસે મી૦ રતન ડી. તાતાની ફરમાસથી મી૦ ફરદુનજી કાંગા મારી આગળ આવયા હતા, મેં પાછી ના પાડી હતી.

તે પછી નવજોતના દીવસે બે મીત્રો મારે ઘેર આવયા હતા મી૦ ફરદુનજી માણેકજી કાંગા નવજોતના દીવસે બપોરના મારે ઘેર આવયા હતા, અને મારી ઉપર હાજર થવા માટે દબાણ કીધું હતું. મારાં કુટુંબ તથા વાદીનાં કુટુંબ વચેની દુરના સગાઇના સંબંધ રજુ કરી તેવણે મારી ઉપર હાજર થવા માટે દબાણ કીધું હતું, પણ મેં ના પાડી હતી. ખા૦ બા૦ દારાશા ચીચગરે મારાં પેરોરદારને મને નવજોતમાં હાજર થવાને સમજાવવા કહયું. એવી રીતે ખા૦ બા૦ ચીચગરે મારાં ધણીઆણી મારફતે પણ મારી ઉપર લાગવગ ચલાવવાની કોશેશ કીધી.

## જુદદીનોને વટલાવવાથી થનારૂં નુકશાન.

પણ નવજોત જો કરવામાં આવે અને વટલાવવાનું કામ થાય તો કોમને નુકશાન થાય. કારણ કે એવો બનાવ આગળ કદી પણ બનયો હતો નહી, તેથી મેં હાજર થવા ના પાડી. ધરમ સોસાયટીનાં ભલા માટે હસતી ધરાવે છે. મે સંસારી સબબસર ના પાડી હતી. તેઓએ તે બાદ મને કહયું કે સંસારી સબબો બાજુએ મુકતાં ધરમની નજરે માસાસ તાતાની નવજોત કરવા સામે વાંધો નહી હોય તો મારે તે મુજબ મારો અભીપ્રાય આપવો. આ ઉપરથી મી૦ લાઉંડસે રજુ કીધેલું મારૂં કાગળ મેં લખયું હતું. વટલાવવાનો પહેલોજ દાખલો બતાવે છે કે તે સારી નાશટાનો દાખલો હતો નહી. પારસી મરદો જુદદીન છોકરીઓને પરણી લાવે છે, અને એવા દાખલા વધી પડે તો પારસી છોકરીઓને પરણયા વગર રહી જવું પડે તેથી હું વટલાવવાની સામે થાઉ છું.

આ૦ મી૦ જસટીસ બીમન—તમો શું એમ ધારો છો કે પરકોમના છોકરીઆ પારસી કોમની છોકરાંઓ સાથે હરીફાઇ કરશે?

એરવદ મોદી—હું હરીફાઇની વાત કરતો નથી.

એરવદ જીવણજી મોદીએ આગળ ચાલતાં જણાવયું કે વળી અમારા ધરમે પરણેલી જીંદગી ગુજારવાની તાકીદ કરેલી છે. તે તાકીદ સખત પ્રકારની છે, પરણેલી જીંદગી કોમનું નીતીના સંબંધમાં ભલુ કરે છે. તેથી પારસી બાનુઓ જો પરણયા વગર રહી જાય તો કોમની નીતી ઉપર માઠી અસર થવાનો ભય ઉભો થાય છે. અરસપરસના એવાં લગનથી લોહી સવચછ રહે નહી. એ અાંહોમાંહેના જુદદીન જરથોસતી લગનોનું પરીણામ એ આવશે કે કોમને મોટાં નુકશાનમાં ઉતરવું પડશે. એક બીજો સબબ એ છે કે અમારા ધરમખાતાંઓ તથા ધરમના ફંડો તેઓના સથાપકોએ ચોકસ સવચછ લોહીના પારસીઓને લાભ આપવાની ધારણાથી સથાપયાં હતા. જુદદીનોને જો વટલાવવામાં આવે તો એ ફંડો અને ધરમ ખાતાંઓનો લાભ લેવાને હલકી વરણના લોકો તુટી પડશે અને તેથી અમારા ધરમખાતાંઓ તથા સખાવતના ફંડોને નુકશાન પોંહોચશે. સામાનય રીતે બોલતાં પારસીઓમાં ભીખારીઓ નથી. ઘણા ગરીબ પારસીઓને ટ્રસટીઓના હાથમાના ફંડોમાંથી મદદ આપવામાં આવે છે. હું જાણું છું તયાંસુધી પારસી ભીખારીઓની સંખયા ઘણી નજીવી છે.

આ૦ મી૦ જસટીસ દાવર—ભીખારી એટલે કોણ? રસતે ફરીને ભીખ માગતા માણસો કે પંચાયતના હસતકનાં ફંડોમાંથી પોતાને પુરતી મદદ મળતી નથી એવી બરેબર ફરયાદ કરતાં લોકો? (હસાહસ)

મી૦ સ્ટેંગમેન—જેઓ રસતે ફરીને અવીચારીપણે ભીખ માગે તે તેઓ વીશે હું બોલું છું.

એરવદ જીવણજી મોદી વધુ બોલયા કે અમો હીંદનાંની બીજી નાતબંધ કોમો સાથે સુલેહસંપથી રહેવા માગીયે છીયે. જુદદીનોને જો વટલાવવામાં આવે તો નાતબંધ કોમોની લાગણી દુખાય, કોમ કોમો વચ્ચે કડવાસ ભરપા થાય, અને તેમાંથી કદાચ હુલડ પણ થાય.

મી૦ સ્ટેંગમન—વટલાવવાના સવાલના સંબધમાં કોમની સામાનય લાગણી શું છે?

મી૦ બાઉંડસે એ સવાલ સામે વાંધો ઉઠાવ્યો હતો.

ના૦ મી૦ જસ્ટીસ દાવર—તમો શા ફીને પારસી અનજુમનની સભાને અલગ રાખીને સવાલ પુછો. તમો સભાનો સવાલ રજુ કરશો તો તેમાંથી બીજી લંબાણ તકરાર જનમ પામશે અને બીજા નવા નવા સવાલો ઉઠવા પામશે.

મી૦ સ્રેંગમેન-ત્યારે હું એવો સવાલ પુછું છું કે પારસી કોમના મોટા ભાગના જુદદીનોને વટલાવવાના સવાલના સંબંધમાં શું લાગણી છે?

મી૦ બાઉનડસે એ સવાલ પુછવા સામે પણ વાંધો ઉઠાવ્યો હતો, અને જણાવ્યું હતું કે મારી ઉલટપાલટ તપાસ ઉપરથી એ સવાલ મુદલ ઉભો થતો નથી.

નામદાર જડજોએ એ વાંધાનો ચુકાદો બપારના આપવા જણાવ્યું હતું.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

તીફીન બાદ કોરટ પાછી બેસતાં મી૦ સ્રેંગમેનના સવાલ સામે મી૦ બાઉંડસે ઉઠાવેલા વાંધાનો ચુકાદો આપતાં ના૦ મી૦ જસ્ટીસ દાવરે જણાવ્યું કે સામટી રીતે લેતાં અમો એ સવાલ પુછી શકાય તેવો લેખયે છીએ.

બાદ એરવદ મોદીએ મજકુર સવાલનો જવાબ આપતા જણાવ્યું કે કોઇ મોટે ભાગે જુદદીનોને વટલાવવાની વીરુધ છે.

એરવદ મોદીએ એ પછી મી૦ સ્રેંગમેનની વધુ ફેરી તપાસમાં જણાવ્યું કે ડા૦ ગાઇગર અસલી ઇરાનીઅનોના સુધારાને લગતી પોતાની કતાબમાં કુસતીના સંબંધમાં બોલે છે ત્યારે તેવણ અસલી ઇરાનીઓ વીશે ઉચારો કરે છે કે આ મુકદમામાં જે દાખલાઓના સંબંધમાં સવાલ ઉઠયો છે તે ઉપરાંત સંબંધના બીજા બે ખાનગી દાખલા છે. તે દાદીશેઠ તથા રેડીમની કુટુંબોને લગતા છે. તે કુટુંબો પારસી જરથોસ્તી કુટુંબો છે. બીજા વાડી રેડીમની કુટુંબના વડા છે. આર૦ એસ૦ દસતમજીને જરથોસ્તી ધરમમાં પાછા લીધો ત્યારે તેને દસ્તુર દારાબે સઘળી કીયાઓમાંથી પસાર કીધો હતો. મારો એવો અભીપ્રાય છે કે અકબર જરથોસ્તી ધરમમાં વટલયો હતો નહીં. અકબરને કારેક કુસતી પેહેરાવવામાં આવ્યો હતો એમ હું મારી શોધખોળ ઉપરથી માનતો નથી. બદાઉનીના જે ફકરા વીશે પ્રોફેસર વીલમન ઇશારો કરે છે તે મે હવે જોયો છે. એ બાબદના સંબંધમાં બદાઉનીના બે તરજુમા મેં જોયા છે. જુદદીનોને જરથોસ્તના ધરમમાં વટલાવામાં આવયા હતા એવું બદાઉનીના તરજુમામાં કાંઇ પણ નથી. ખંભાતની અંજુમનના ત્રસટીઓ સાથે મને જે પત્રવહેવાર ચાલયો હતો તે હું રજુ કરું છું.

ના૦ મી૦ જસટીસ દાવરે જણાવ્યું કે તે પત્રવહેવાર રજુ કરવાની કાંઇ જરૂર નથી. મી૦ મોદીએ જણાવ્યું છે કે ખંભાતની અંજુમનના ત્રસટીઓએ તેવણના ચોકસ સવાલોના જવાબો આપયા નથી, અને જવાબો ઉડાવવા છે તેથી તેવણે આવા પ્રકારનો અભીપ્રાય બાંધયો છે. એ જુબાની ઉપરથી વજન તોલ કરવાનું કામ અમારું છે.

મી૦ સ્રેંગમેન—ત્યારે તમો નામદાર જો ફકત એવી નોંધ લેશો કે મી૦ સ્રેંગમેને પત્રવહેવાર રજુ કીધો હતો, પણ કોરટે એવું જણાવ્યું હતું કે તે રજુ કરવાની કાંઇ જરૂર નથી, તો હું સંતોષ પકડીશ.

આ ઉપરથી નામદાર જડજે તે મુજબની નોંધી લીધી હતી.

એરવદ મોદીએ મી૦ સ્રેંગમેનની વધુ તપાસમાં જણાવ્યું કે દરંમદની ચોપડીમાંનો વટલેલાને લગતો ફકરો રેવાયતનાંનો ઉતારો છે. એક શખસ જરથોસતી લેખાતો બંધ પડે છે ત્યારે તે પોતાના લોકોની નજરમાં પારસી લેખાતો બંધ પડે છે એવું મી૦ સ્રેંગમેને કહ્યું છે તે સાથે હું મળતો થાઉં છું એવું મેં જયારે ગઇ કાલે કહયું ત્યારે મી૦ સ્રેંગમેને વાપરેલા "એક શખસ" શબ્દોને મેં "એક પારસી" તરીકે લેખયા હતા.

મી૦ સ્રેંગમેને એ પછી જણાવ્યું કે મેં મારી ફરી તપાસ હવે પુરી કીધી છે. હું હવે બવલી ગોઠવણ મુજબ જુદા જુદા ૨૫૦ ફકરાના સંબંધમાં મસ

ટીઓને ૧૮૫૭ થી લખવામાં આવેલાં કાગળોમાંથી ૬ ચુંટી કહાડેલાં કાગળો "ઇનસટ્રુમેન્ટસ" તરીકે રજુ કરૂં છું.

મી૦ લાઉંડસ—એ કાગળો જો "ઇનસટ્રુમેન્ટસ" તરીકે રજુ કરવામાં આવે તો તેપર સટેમપ મારવો જોઇએ. સટેમપ ચુટીનો ખરચ રૂ. ૧ લાખનો થવા જશે.

મી૦ સ્ટ્રેંગમેન—મારા મીત્ર જરમખાતાના ભોગે સરકારની મેહેસુલ વધારવા માગતા હોય તો ભલે.

મી૦ લાઉંડસ—મારૂં કહેવું એવું છે કે એ કાગળો "ઇનસટ્રુમેન્ટસ" નથી.

મી૦ સ્ટ્રેંગમેન—અમે અમારી સથીતી ઉપર વીચાર કરીશું.

આ૦ મી૦ જસટીસ દાવર—મી૦ લાઉંડસ તમો એ કાગળો ખાસ ચુંટી કહાડવામાં આવેલાં છ કાગળો તરીકે સવીકારો છો કે ?

મી૦ લાઉંડસ—અમોએ એ કાગળો હજુ તપાસ્યાં નથી. આવતી કાલે સવારે કોરટ પાછી બેસે તે આગમચ હું એ કાગળો તપાસી લઇશ.

મી૦ સ્ટ્રેંગમેન—હું તે હમણાં રજુ કરૂં છું. મારા મીત્રને તે તપાસવાની તક આપવામાં આવશે. એ કાગળોના સંબંધમાં મી૦ મોદીને હું હમણાં કેટલાક સવાલો પુછી લેવા માંગું છું.

મી૦ લાઉંડસ—એ કાગળો ઉપર સટાંપ મારેલો નથી. તેના સબંધમાં સવાલો પુછવા દેવા સામે હું વાંધો લઉં છું. મારા મીત્ર જો એ કાગળો "ઇનસટ્રુમેન્ટસ" તરીકે વાપરવા નહી માગતા હોય તો તેના સબંધમાં તેઓ સવાલો પુછે તે સામે મને વાંધો નથી. પણ તે પણ જો તે "ઇનસટ્રુમેન્ટસ" તરીકે વાપરવાના હોય તો સટેમપનો સવાલ નક્કી થાય તેટલાં હાલ તુરત એ બાબદ સબબ મારા મીત્રને સવાલો પુછવા દેવા નહી. મારા મીત્રે એ સટેમપના સંબંધમાં પોતાની સથીતી ઉપર પ્રથમ વીચાર ચલાવવો જોઇએ. તેથી સટેમપના સવાલનો નીકાલ થાય તેટલાં એ બાબદ મુલતવી રાખવી.

આ૦ મી૦ જસટીસ દાવર—પણ એ કાગળો હસતી ધરાવે છે એટલું પુછનાર કરનારા સવાલો હાલ તુરત પુછવામાં વાંધો નથી.

મી૦ લાઉંડસ—એ કાગળોમાં શું આ બદો સમાયલો છે તેના સંબંધમાં સવાલો પુછવા દેવા સામે મને વાંધો છે.

મી૦ સ્ટ્રેંગમેન—પણ મારા મીત્ર મારૂં કહેવું સમજતા નથી, અને અમથાજ વાંધો ઉઠાવે છે. હું એ કાગળોમાં સમાયલી બાબદો વીશે સવાલો પુછવા માંગતોજ નથી.

એ પછી મજકુર કાગળોની હસતી બતાવવા માટે મી૦ સ્ટ્રેંગમેને કેટલાક સવાલો પુછયા હતા, જેના એરવદ મોદીએ જવાબો વાળયા હતા.

એ પછી આ૦ મી૦ જસટીસ દાવરે એરવદ મોદીને નીચલા સવાલો પુછયા હતા, જેના તેઓએ નીચે મુજબ જવાબો વાળયા હતાઃ—

સ૦—જરથોસતે પોતાનો ધરમ ફેલાવયો તે આગમચ કયા ધરમો હસતી ધરાવતા હતા ?

જ૦—હું તે જાણતો નથી. મને નામ ખબર નથી. પણ તે આગમચના સઘળા ધરમો દેવળસનાન ગણાતા હતા.

સ૦—તે વેળા હીન્દુ ધરમ હસતી ધરાવતો હતો કે ?

જ૦—હસતી ધરાવતો હોવો જોઇએ.

સ૦—ઇરાનમાં ?

જ૦—નહી પણ એક કરતાં વધુ ધરમો હસતી ધરાવતા હતા. બીજા ધરમો બીજા દેશોમાં હસતી ધરાવતા હતા એવું બતાવનારી સાબદો હસતી ધરાવે છે. તે ધરમોના માનનારાઓ કદાચ ઇરાનમાં પણ હોય, હું તે કહી શકતો નથી. દેવળસનાન ધરમો તે જરથોસતી ધરમ સીવાયના બીજા સઘળા ધરમો.

સમસુલઓલમા દસતુર દારાબ પેશોતન સંજાનાએ મી૦ સ્ટ્રેંગમેનની તપાસમાં જણાવયું કે, હું મુંબઇના વાડીઆજીના આતશબેહેરામનો વડો દસતુર છું. મુંબઇમાં ચાર વડા પારસી દસતુરો છે. તેઓમાંના બે કદમી ટોળાના અને બે શેહેનશાહી ટોળાના છે.

આ૦ મી૦ જસટીસ દાવર—બીજા એ કેસમાં દસતુર હાજર આથી સનમુખ જુબાની આપી હતી ત્યારે [illegible] સો

બંદ ઉપર કહ્યું હતું કે મુંબઇમાં બે વડા દસ્તુરો છે, અને હવે તેવણું કહે છે કે ચાર વડા દસ્તુરો છે.

દસ્તુર દારાબ—મેં બે શેહેનશાહી દસ્તુરો વીષે કહ્યુ હતુ.

મી૦ ફ્રીમમેનની તપાસમાં દસ્તુર દારાબે વધુ જણાવયુ હતુ કે હું શેહેનશાહી ટોળામો એક વડો દસ્તુર છું. મુંબઇની સર જમશેદજી મદરેસાનો હુ પ્રીનસીપાલ છું. એ મદરેસા અવસતા, પેહેલવી અને અસલી ફારસી બાશા શીખવનારૂ ખાતુ છે. હુ અનુમતીઓની કમીટીના મેમબર હતો. મેં તે કમીટીની કેટલીક સભાઓમાં હાજરી આપી હતી. તેના રીપોરટ ઉપર મેં સહી કીધી હતી. મને બતાવવામાં આવતા ફકરા રીપોરટમાં હતા એવુ મને યાદ છે. તે ફકરા મારો અભીપ્રાય દરશાવે છે. મારી ઉમર ૫૦ વરસની છે. મારા બાપ બપાવા મુંબઇના શેહેનશાહી વડા દસ્તુરો હતા. મુંબઇમાં કોઇને વટલાવવામાં આવયા હોય એમ મેં સાંભળયું નથી. પારસીઓ જ્યારથી હીંદુસતાનમાં આવયા તયારથી હીંદુસતાનમાં તદન જુદદીનને વટલાવવામાં આવયા હોય એવા દાખલા મેં સાંભળયા નથી. પ્રથમ તો હીંદુસતાનમાં અમે આવયા તયારે સલામત આશરામાં મોટી મુશકેલી પડી હતી પણ ગુજરાતના જાદવ રાણાએ ચોકસ આશરો આપયો હતો. એવી રીતે હીંદુસતાનમાં આવયા પછી અમને ધરમ લાવવામાં અટકાવ નડયો હતો.

અને શા કારણથી વટલાવવાનુ કામ પારસીઓ ચલાવી શકયા નહોતા તેના કારણો પુછતાં દસ્તુર દારાએ જવાબો એવા આપયા હતા કે નામદાર મી૦ જસટીસ દાવરને તેમને ચેતવવાની ફરજ પડી હતી કે એવી રીતના જવાબો આપવા કે જેથી તેમની નોંધ ઉપરના આખા વાકયનો સાર નીકળી શકે.

દસ્તુર દારાબ તેમ કરી શકયા ન હોતા તેથી થોડાવારે મી૦ લાઉંડસે ઇનટરપ્રેટરની મદદ લેવા જણાવયું હતું.

નામદાર જડજે ના પાડી જણાવયુ કે તેમ કરવાની જરૂર નથી. બાદ દસ્તુર દારાબને શ્રી નામદારે કહ્યું કે તમે તમારા સબદોમાં જે મુદાસર જવાબ આપવા હોય તે કહો.

દસ્તુર દારાબે જણાવયું કે પ્રથમ તો પારસીઓ હીંદુસતાનમાં આવવા પછી તેમને આશરો લેવામાં ઘણી વીપતી પડી હતી. જ્યારે જાદવ રાણાએ આશરો આપયો તયારે તેમને ચોકસ સરતો કરી હતી. આથી પારસીઓને પોતાની ધરમ ક્રીયામાં વળી આડચણ પડી હતી કારણકે જાદવ રાણાએ ધરમ પુસતકોનો સંસકીતમાં તરજુમો કરવા ફરમાવયું હતું. વળી પારસીઓને પોતાને આશરાનું ઠેકાણું નહોતું તેથી તેઓ પોતાની કામનાઓને પારકા ધરમમાં જતાં અટકાવવાનું કામ મુશકેલ હતું અને તેવે વખત ઉપલાં કારણોથી પારસીઓને જરથોસતી ધરમ ફેલાવવામાં મુશકેલી હતી. જુના વીચારનો એ પારસી પોતાના ઘરમાં ધરમની ક્રીયા થતી હોય તો કોઇ જુદદીનને પોતાના ઘરમાં આવવા દેય નહીં તેમજ જુદદીનને અડકેલા પાણીનો તે ઉપયોગ કરે નહીં.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## દસતુર દારાબ સંજાનાની આગળ ચાલતી જુબાની.

---

## બીડી પીનાર અને ઉંઘાડે માથે ફરનાર પારસીઓ માટે તેવણે આપેલો અભીપ્રાય.

---

## જુદદીનોને વટલાવવા બાબે પેગમબર જરથોસતે ફકત કરેલી આડકત્રી ભલામણ.

---

## હાલના વખતમાં જુદદીનોને નહીં વટલાવવાના તેવણે રજુ કરેલાં કારણો.

---

## મી૦ રતન તાતા ઉપર તેવણે લખેલો પત્ર.

---

## દસતુર દારાબે પોતા સંબંધી કરેલો અંગત ખુલાસો.

---

## મી૦ આર. એસ. રૂસતમજીની નવજોત બાબે ખુલાસો.

(અખબારે સોદાગર, તા૦ ૬ ઠી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગાર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રકે મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે મંડાયેલા દાવાની વધુ સુનાવણી ગયા શનીવારે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને ઓ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમસજી દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ પેસતનજી ફરદુનજી તાલયારખાન, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### દસતુર દારાબ સંજાણાની જુબાની.

દરમયાનમાં દસતુર દારાબ પેશોતન સંજાનાએ મી૦ સ્ટ્રેંગમેનની તપાસમાં જણાવયું કે જેઓ જરથોસતી ધરમ પાળતા નથી તેઓને અગીઆરી અતશબહેરામમાં દાખલ થવા દેવામાં આવતા નથી તેમજ તેઓને દોખમા આગળ પણ જવા દેવામાં આવતા નથી. એક તદન જુદદીનને જો વટલાવવામાં આવયો હોય તો તેને અગીઆરી આતશબેહરામમાં દાખલ કરવા સામે તેમજ તેને દોખમા આગળ જવા દેવા સામે અમારાં લોકો ખચીતજ વાંધો ઉઠાવે. મરહુમ ડા૦ વીલસને તથા બીજાઓએ મુંબઇમાં પારસીઓને ખ્રીસતી ધરમમાં વટલાવવાની કોશેશ કીધી હતી પારસીઓને ખ્રીસતી ધરમમાં વટલાવવાના દાખલા હું પોતે જાણું છું પારસીઓ તેથી ઘણા નાખુશ થયા હતા. અને તેવા વટલેલાને પોતાની કોમમાં પાછા લેવાની કોશેશ કીધી હતી.

### ઉલટપાલટ તપાસ.

મી૦ લાઉડસે ઉલટપાલટ તપાસ કરતા દસતુર દારાબને એવો સવાલ પુછયો હતો કે હું ધારૂં છું કે તમો ધારમીક માણસ છો?

મી૦ સ્ટ્રેંગમેન—એ સવાલ પુછવા

ની જરૂર શું છે? સાક્ષી કોમના વડા દસતુર છે. તેથી તેવણુ ધારમીક માણસ હોવાજ જોઈયે.

આ૦ મી૦ જસટીસ દાવર—સાક્ષી કોમના વડા દસતુર છે. એટલે તેવણુ ધારમીક માણસ હોવાજ જોઈયે.

મી૦ લાઉંડસ—મેં કાંઈ સાક્ષીને અપમાન કરવાની ધારણાથી એ સવાલ પુછયો નથી. સાક્ષીને હું ફેરવીને એવો સવાલ પુછું છું કે મારે એવુ માની લેવું કે તમો ધારમીક માણસ છો?

દસતુર દારાબ—હા.

મી૦ લાઉંડસની વધુ તપાસમાં દસતુર દારાબે જણાવયું કે ધરમની અને દુનીયાઈ બાબદો અરસપરસ અથડામણમાં આવે તો હું ધરમની બાબદોને અગત આપું. તે વીશે કાંઈ શક હોયજ નહી. ધરમની બાબદોને પહેલી અગત મલવીજ જોઈયે. જુદદીનોને વટલાવવાની અમારા ધરમે મનાઈ કીધી છે જુદદીનોને વટલાવવાનુ કામ અમારા ધરમના મુળતતવોને બંધબેસતુ છે. દરેક ધારમીક જરથોસતીનો ચોકસ સંજોગો વચ્ચે એવો અભીપ્રાય હોવો જોઈયે. જુદદીનોને વટલાવવાનું કામ અમારા ધરમના મુળ તતવોને બંધબેસતુ છે એવો મારો અભીપ્રાય છે. હું મારા વીચાર વીશેજ બોલું છું. ડા૦ ગાઈગરની કેતાબના મેં કીધેલાં તરજુમાનો જે ફકરો મારી સનમુખ હમણા વાંચવામાં આવેલો છે તેમાં દરશાવેલા વીચારો સાથે હું તદન મળતો થતો નથી. એ પુસતક મેં મારા નામ સાથે બાહેર પાડયું છે ત્રસ્ટીઓએ એ ચોપડીની કેટલાએક નકલો ખરીદી હતી. મને લાગે છે કે મારી સનમુખ વાંચવામાં આવેલા ફકરામાં સંગામત કરવામાં આવી છે. મેં મારા બાહેર પાડેલા પુસતકોમાં એવું કદી પણ જણાવયું છે કે નહી એ ફકરામાંના વીચારો સાથે હું મળતો થતો નથી તે મને યાદ નથી. મેં મારા તરજુમામાં જયાં સરેહ કરવાની જરૂર હતા તયાં સરેહ કીધી છે. જયાં ઉંડાણમાં ઉતરવાની જરૂર હતી નહી તયાં મેં સરેહ કીધી નથી. મેં એવી સરેહ કીધી નથી કે એ ફકરો ગરાહમાત બરેશો છે જે પહેલાં વોલ્યુમના દીબાચામાં લખેલું છે કે અંગ્રેજરતાના વીચારો માટે હું જોખમદાર નથી. આ ફકરામાં સરાહગાત કીધેલી છે તે બતાવવા માટે ઉંડાણ શોધખોળમાં ઉતરવું જોઈયે. કોઈ પણ સંજોગો વચ્ચે વટલેલ જુદદીનનો અમારા ધરમમાં હવે દાખલ કરી શકાય નહી એવા એરવદ જીવનજી જમશેદજી મોદીના વીચાર સાથે એ સવાલ તેની સઘળી બાજુએથી તપાસતાં હું મળતા હોઉં છુ. મેં એવો અભીપ્રાય પેહેલ વહેલો આ મુકદમામાં ચોકકસ સાક્ષી દીજુબાની વાંચવા પછી બાંધયો તમાં સુધી ઘટના આકોશો સાથે જુદદીનોને દીનમાં વટલાવી શકાય એવો મારો અભીપ્રાય હતો. એ આગમજ કોમના ચોકસ ધારમીક માણસોએ મને કહયું હતું કે કોઈ પણ સંજોગો વચ્ચે હમણા જુદદીનોને દીનમાં દાખલ કરી શકાય નહીં.

મી૦ લાઉનડસ—તે માણસો કોણ હતાં?

દસતુર દારાબ—અનેક.

મી૦ લાઉંડસ—પણ તે કોણ?

આ૦ મી૦ જસટીસ બીમન—નામ આપો.

દસતુર દારાબ—મી૦ હોરમસજી નસરવાનજી લોરડ, ડા૦ જહાંગીર ખરશેદજી દાજી, અને ડા૦ નાદરશાહ હોરમસજી એદલજી સુખીઆ.

દસતુર દારાબે આગળ આગતાં જણાવયું કે પહેલા અહસય માથેરાનમાં હોટલના માલેક છે, પણ તેવણે ધરમનો અભયાસ કીધેલો છે. ડા૦ સુખીઆ કારપોરેશનમાં મોટી ચરચા ચલાવે છે કેમ તે હું જાણતો નથી. એ ગ્રહસથો તદન અજ્ઞાન નથી. તેઓ ધરમ પુસતકોનો ઈંગ્રેજીમાં તરજુમો વાંચી શકે. અ ગ્રહસતા પેહેલવી તેઓ જાણે છે કે નહીં તે હું કહી શકતો નથી. ડા૦ સુખીઆને અથવા એ ત્રણ માંહેલા કોઈ પણ ગ્રહસથોને હું ધરમ સબંધી બાબદોના અનુભવ વગરીક લેખું નહી. ખોરદેહ અવસતામાંનો ખોરશેદની નીઆએશમાનો મને જવાબના

મી આવતા ફકરો પાઝંદ બાશામાં લખા
યલા છે. એ ફકરો સેંકડો પારસીઓ દર
રોજ ભણે છે. "હું સઘળાં જીવતાં માણ
સોને વટલાવું" એવા ગાથામાંના પેગમ
બરના શબદો વરસો થયાં દરરોજ સેંકડો
પારસીઓ ભણે છે. કારણ કે એ શબદો
બીજા સાધરણ ભણતરોમાં પણ આવે
છે. ડા૦ મીલસનો તરજુમો હું જાણું
છું. તે મતાવાર તરજુમો નથી. પ્રોફેસર
જેકસનનો તરજુમો પણ હું સ[illegible]દાર લે
ખતો નથી. જરથોસતી ધરમ [illegible]નનારે
કોઇ જરથોસતી ધરમમાં વટલેલો નહી
કહેવાય. ઘણા યુરોપીયનો જરથોસતી ધ
રમ મ[illegible]ને છે તેથી કાઇ [illegible]ઓ જરથો
સતી ધરમમાં વટલેલા નહી કહેવાય.

મી૦ લાઉંડસ—તમારા અ[illegible] પ[illegible]
વીનાં ગ્યાન કરતાં તમારૂ ઇંગ્રેજી બા
શાનું ગ્યાન કમતી લાગે છે, કારણ કે
એકજ અરથ ધરાવનાર અંગ્રેજી શબદો
ના તમો જુદા જુદા અરથ કરો છો.
દસતુર દારાબે વધુ જણાવયું કે કોઇ
પણ એવો તરજુમો નથી કે જેને હું
સતાદાર તરીકે સવીકારી શકું જુદદીનો
ને વટલાવવાને લગતાં પુસતોકોમાંના
પેગમબરના શબદોને હું પેગમબરના હુક
મો તથા ફરમાનો તરીકે લેખતો નથી,
પણ તેને પેગમબરની આડકતરી ખાએ
શ અને આડકતરી ભલામણ તરીકે
લેખું છું. આજના જમાનામાં બદ
લાયલા સંજોગો વચે એ ભલામણોપર
અમલ થઇ શકે નહી. બીડી પીવી તે
હું અમારા ધરમ પ્રમાણે ખચીતજ
એક પાપ લેખું છું. જરથોસતી ધરમ
પાળતો પારસી ઉઘાડે માથે ભણે તે
પાપ છે. ધરમ સંબંધી નજરે જોતાં
એક પારસી જરથોસતી ઉઘાડે
માથે ફરે તે પાપ છે. છતાં દરરો
જ સેંકડો પારસીઓ એ બંને પાપો
કરે છે. તેઓને હું સારા પારસીઓ લે
ખું નહી. અનુભવીઓની કમીટીના રી
પોરટપર મેં સહી કીધી છે. એ રીપોર
ટમાંના "ફરમાન" શબદનો અરથ હું ભ
લામણ, આદેશ અથવા હુકમ કરૂં.

મી૦ લાઉડસે સવાલ પુછયો કે ફર
માન એટલે આડકતરી ભલામણ એવો
અરથ કઇ ડીક્ષનરીમાંથી મળે છે? ફર
માનનો રીચરડસનની આ ફારસી ડીક્ષ
નરીમાં શું અરથ કીધેલો છે તે તમો
કોરટ સનમુખ મોટેથી વાંચશો?

દસતુર દારાબ—પણ રીચરડસન એક
ઇંગ્રેજ છે.

મી૦ લાઉંડસ—તેનું કાંઇ નહી, પણ
તમો મોટેથી વાંચો.

આ ઉપરથી દસતુર દારાબે મજકુર
શબદના અરથો રીચરડસનની ડીક્ષનરી
માંથી વાચી સંભળાવયા હતા, અને જ
ણાવયું હતું કે અનુભવીઓની કમી
ટીના રીપોરટમાંના "અવદ ફરમાન"
શ[illegible] માર[illegible] નજરે પડી હતી નહી.
તેથી મેં [illegible] રીપોરટપર સહી
કીધી હતી.

## જુદદીનોને નહી વટલાવવાના કારણો.

મી૦ લાઉંડસ—પેગમબરની આડકતરી
ભલામણોપર હમણા શા માટે અમલ
થઇ નહી શકે તેનાં તમારાં કારણો
શું છે?

દસતુર દારાબ—હમણા સંજોગો બદ
લાઇ ગયા છે. આજે પારસી કોમ જે મુશ
કેલ સંજોગોમાં મુકાયલીછે તે સંજોગોનો
વાંધો. મા[illegible] બીજી સબબ લોહીની ભે
ળસેળ થવાનો છે. વળી પરદેશી ઓ
ઓના કોમમાં મોટો ધસારો થશે. જ
જરથોસતી છોકરીઓ લગન કરવાના
સંબંધમાં મુશકેલીમાં આવી પડશે. વંદી
દાદની ૪ થી પરગરદમાં એવું ફર
માન છે કે એક જરથોસતીએ ઉમ
રે પુગતાં પરણવું જોઇયે. વળી
દીનના કલમામાં વધુ એવું જણાવેલું
છે કે કોમને કાઇ પણ રીતે નુકસાન
થાય તેવું કાંઇ પણ જરથોસતીઓએ
પસાર થવા દેવું જોઇએ નહી. પારસી
ઓ યુરોપીયન ઓઓ સાથે પરણશે,
તેથી બ્રીટીશ સરકાર ઉપર વધી અપ
કાર કરવા જેવું થશે કોમ હમણા જે
મુશકેલ સંજોગોમા મુકાયલી છે તે સં
જો[illegible] ૫૦ કરતાં વધુ વરસની વાપર
શરૂ થયલા હું માનું છું ઇંગ્રેજ સ્ત્રી
ઓ સાથનાં લગાન વાધે અમારી બા
નુઓ ૪૫ વરસે કુંવારી હાલતમાં મર
ણ પામી છે. યુરોપીયન ઓઓને પરણ

નારા શખશો જો અહીં પરણ્યા હતે તો અમારી કોમની ૩૦ અથવા વધતી ઓછી વયની બાનુઓ ખાવીંદો મળ્યા હતે અને તેઓએ પરણેત્રા જીંદગીનું સુખ ભોગવ્યું હતે. લોહીની ભેળસેળથી અમારી "કેરેકટર" ઉપર માઠી અસર થાય. જુદદીન માના અને પારસી બાપને પેટનાં બાળકોને ધરમમાં લેવાની અંજુમને હવે ઠરાવ કરીને મનાઈ ફરમાવી છે. છેલ્લાં ૧૦૦ વરસમાં કોમમાં લોહીની ભેળસેળ થયલી હું જાણતો નથી. જુદદીન માના અને પારસી બાપને પેટનાં બાળકોને પારસી કોમમાં દાખલ કરવામાં આવ્યાં છે અને પારસી તરીકે લેખવામાં આવ્યાં છે એવું મેં સાંભળ્યું છે. એવી રીતે વટલાવવાના દરવાજા જો ખુલ્લા મુકવામાં આવે તો સંખ્યાબંધ પરદેશી સ્ત્રીઓ કોમમાં ધસી આવવા તઈયાર ઉભેલી છે એમ હું કહું છું. મેં એવું સાંભળ્યું છે કે જુદદીનને વટલાવવાની જો છુટ મુકવામાં આવે તો મારી કોમનાં પાંચ સાત જવાનો ઈંગલંડ જઈ ઈંગ્રેજ સ્ત્રીઓ પરણી લાવવા તઈયાર છે. ઈંગ્રેજી સ્ત્રીઓ તેઓ સાથે પરણવા ઈચ્છતા પારસી જવાનોનાં નાણાં સંબંધી સઘળી તથા સુખી સંજોગો જોઈ તેઓ સાથે પરણવા અને તેઓનો જરથોસતી ધરમ અખતયાર કરવાને તઈયાર થાય. દરવાજા બંધ હોય છતાં ઘણાક પારસીઓ પરદેશી બાયડીઓ પરણી લાવયા છે. તેવા ઘણા દાખલાઓમાં બલકે લગભગ સઘળા દાખલાઓમાં તેવા બાઈડીઓનાં બાળકોને જુદદીન તરીકે ઉછેરવામાં આવયા છે. દરવાજા ઉઘાડાને એ બાયડીઓને જો દીનમાં લેવામાં આવે તો તેઓનાં બાળકો કોમની અંદરજ જનમે અને તેથી ધરમનું ભલું થાય એમ હું માનતો નથી કારણ કે કોમમાં હલકા વરણ ઘુસી જાય. હલકા વરણની જુદદીન બાયડાઓને હીંદુસતાનમાં જરથોસતીઓ પરણેલા હોવાના દાખલા બનેલા છે. પારસીઓ હલકી વરણની જુદદીન ઓરતોને પરણી લાવેલા હોવાના દાખલા મારી જીંદગીમાં બનેલા હું જાણું છું. પણ હું નામો આપી શકતો નથી. કારણ કે હું સાંભળેલી વાતોને આધારે ખબર આપું છું. વંદીદાદમાં જરથોસતીઓને ઉમરે પુગતાં પરણવાનો જે હુકમ ફરમાવેલો મેં જણાવ્યો છે તેને હું આકરી જ લામણ લેખું છું. હું હવે કહું છું કે તે કોઈ આકરી ભલામણ નથી, પણ તે તો ફરમાન છે. ૨ માનવીઓ હોય તયારે લગનનો ગાંઠ બધય છોકરીઓને પણ લાયક ઉમરે પરણવાનું ફરમાન છે.

આ૦ મી૦ જસટીસ બીમન–પણ છોકરીઓ કરતાં છોકરા ઓછા હોય તો?

દસતુર દારાબ–પણ ખોદાની મેહેરબાનીથી છોકરા છોકરીઓનું પ્રમાણ એકસરખુજ રહે એમ હું માનું છું.

મી૦ લાઉંડસ–આગળ એક કરતા વધુ બાઈડીઓ તમારી કોમના શખસો પરણતા હતા તે તમો જાણોછો કે?

સાક્ષી–હું તેવા દાખલા જાણું છું. દીનના કલમમા એવું જણાવેલું છે કે જરથોસતીઓએ કોમને નુકશાન થાય તેવું કાંઈ પણ થવા દેવું જોઈએ નહી.

મી૦ લાઉંડસ–હું તમાને "સેક્રેડ બુકસ ઓફ ધી ઈસટ"નું વોલ્યુમ આપું છું તેમાંથી એક ફરમાન બતાવી આપશો?

દસતુર દારાબે મજકુર ચોપડીમાંથી એ ફકરો વાંચીને જણાવયું કે એ તરજુમા સાથે હું મળતો થતો નથી.

મી૦ લાઉંડસ–તમો જે ફકરા બતાવો છો તે સુવાગ શું એવું બતાવી આપે છે કે ૨૦ મી સદીમાં તમારાથી જુદદીનોને વટલાવી શકાય નહી?

દસતુર દારાબ–ખચીતજ.

મી૦ લાઉંડસ–એક મરદને પણ તગો તેની પરણેલી ઓરત સાથ વટલાવો તો સઘળી મુશ્કેલી દુર થઈ જાય કે?

દસતુર દારાબ–હાલના સંજોગો વચ્ચે હું તો નહી વટલાઉં.

દસતુર દારાબે વધુ જણાવયું કે બે ડજન કરતાં વધુ ચોપડાઓ લખી છે. તે ચોપડાઓમાં જુદદીનોને વટલાવવાના સંબંધમાં મારા હાલના વીચારો મેં કદી પણ દરસાવયા છે કે નહીં તે મને યાદ નથી.

આ૦ મી૦ જસટીસ દાવર–પણ તમારા વડવાઓના સવાલ સંબંધી તમો

એ આજે દરશાવેલા વીચારો તો તમો એ પેહ હમણા બાંધવા છે એમ તમો એ જણાવયું છે. તે જોતાં તમોને યાદ નથી એ તમારો જવાબ કાંઇ બરાબર લાગતો નથી.

આ૦ મી૦ જસટીસ બીમન—તમો એ આજે કહયું કે આ મુકદમામાં પડે લી જુબાની વાંચવા પછી તમોએ વટલા વવાના સવાલના સંબંધમાં આ જે દરશાવેલા વીચારો બાંધયા હતા. એટલે કે વટલાવવાના સવાલ સંબંધી તમારા હાલના વીચારો તો તમોએ અયા ફેબરવારી પછી બાંધયા હતા. તે જોતાં તમારી ચોપડીઓમાં તમોએ તે વીશે કાંઇ જણાવેલું હોવું નહી જોઇયે. તેમ હોય તો તમોએ તેમ ખુલ્લું કહેવું જોઇયે.

## દસતુર દારાબે મી૦ રતન તાતાપર લખેલું કાગજ.

દસતુર દારાબે વધુ જણાવયું કે મી૦ રતન તાતાની બાયડીના નવજોત ના દીવસે મેં મી૦ તાતાને કાગળ લ ખયું હતું. એવુ હવે મને યાદ આવે છે. અને મી૦ લાડીંડસે આપેલી મજ કુર કાગળની નકલ દસતુર દારાબે વાંચી સંભળાવી હતી જેમાં તેવણે પોતા ને બદલા ઇજન માટે ઉપકાર માની જ ણાવયું હતુ કે હું દલગીર છું કે કેટ લાક સબબોસર હું નવજોતમાં હાજર થઇ શકીશ નહી. મેં મારી વાયજમાં મારો અભીપ્રાય આપેલો છે, અને એક મરદ અથવા ઓરત ખરા એતેકાદથી દીનમાં આવે તો તેને અથવા તેણીને લેવામાં વાંધો નથી એમ જણાવયું છે.

દસતુર દારાબે વધુ જણાવયું કે મારૂ કહેવું એવું હતું કે એક શખસ સાચા એતેકાદથી અને ખરાં દીલથી દીનમાં આવવા ઇચછે તો તેને લેવા સામે વાં ધો નથી, પણ વટલાવવામાં નાણાં સંબંધી લાલચ અથવા એવી બીજી કો ઇ ધારણા સમાયલી હેવી જોઇય નહી.

## આર. એસ. રૂસતમજીની નવજોત

આર. એસ. રૂસતમજીની નવજોત કીયા મેં કીધી હતી. તે આગમજ તે ખ્રાસ તી હતા, પણ ખ્રીસતી ધરમનો સાચો સેવક તે હતો નહી એમ હું માનું છું. તે કીયા વટલાવવાની યા એક ધરમમાં થી બીજા ધરમમાં લેવાની હતી, પણ તદન જુદદીનોને અથવા અરધ જુદદીનો ને વટલાવવાની કીયાથી તે કીયા જુદા પ્રકારની હતી. પારસી માતા અને જુદ્દીન બાપને પેટનાં બાળકને હું તદન જુદદીન લેખું. મારા અભીપ્રાય મુજબ હાલના સંજોગોમાં એક તદન જુદદીનને અથવા અરધ જુદદીનને વટલાવી શકાય નહી. હું જો આ અભીપ્રાયમાં ખોટો હોઉં તો પણ એકની માફક બીજાને દીનમાં દાખલ કરી શકાય નહી કારણકે અરધા જુદદીન પારસી બાપના ખુદનું ફરજંદ હોય છે. આર. એસ. રૂસતમજીને મેં નવરાતનાં બરશ નુમમાંથી પસાર કીધો હતો નહી, પણ મેં તેને રીમન બ શનુમ આપયું હતું. તેને ચાર નાહાન આપયાં હતાં નાહાન જુદા જુદા અનેક પ્રકારનાં છે, ૮ મી પરગરદમાં, ૯ મી પરગર માં, અને રેવા યતોમાં જુદાં જુદાં નાહાનો વીશે જણા વેલું છે. મારા પીતાના ચોપાનયામાં પ ણ જણાવેલું છે તયાં તેવણ કહે છે કે બરશનુમ જુદા જુદા પ્રકારનાં છે. કોઇ પણ દસતુર નાહાનની કીયા કરતો નથી. નાહાન જુદા જુદા પ્રકારનાં છે એમ હું કહું છું. નવરાતનાં બરશનુમની કીયા જાણીતાં છે. તે નવ રાત ચાલુ રહે છે. આર. એસ. રૂસતમજીને નાહાન આ પવાની કીયા બે મોબેદોની હાજરી મા કરવામાં આવી હતી. એક વ ખત નીરંગ પાઇ ૩૦ વખત નીરંગ થી તેવણનું આંગ પાક કરવામાં આ વયું હતું. સાધારણ નાહાનથી આ નાહા ન જુદું છે.

## દસતુર દારાબે કરેલો અંગત ખુલાસો.

હું એરવદ જીવનજી જમશેદજી મોદી તથા ત્રસટીઓના મોટા ઉપકારમાં નાણાં સંબંધી બાબદમાં પાંચ વર સની વાતપર હતો. તે વાત દુનીયાને જાણીતી છે. તેઓએ મારે માટે ઉઘરાણું કરાવયું હતું. પહેલા વાહી સર દીનશાએ પણ મને મદદ કીધી હતી. સેંકડો લોકો

એ મદદ કીધી હતી. પાંચમાંના ૪ પ્રતીવાદીઓએ મને મદદ કીધી હતી. તાતા કુટુંબના નરોએ મને મદદ કીધી હતી નહી, તેઓ પાસે મદદ માંગવામાં આવી હતી, પણ તેઓએ ના પાડી હતી એવું મને યાદ નથી. કારણ કે ઉઘરાણાની ટીપ મારા કેટલાક મીત્રોપર મોકલવામાં આવી હતી, અને તેઓએ તે લોકમાં ફેરવી હતી. તેઓએ તે તાતા કુટુંબના નરોપર મોકલી હતી કે નહી તે હું જાણતો નથી.

### ફરી તપાસ.

મી० સેંગમેનની ફરી તપાસમાં સાક્ષીએ જણાવયું કે હાલના સર દીનશા પીટીટ, મી० મેરવાનજી મનચેરજી કામા તે ઓથા પ્રતીવાદી એરવદ જીવનજી જમશેજી મોદી, અને મી० દીનશા ફરદુનજી મુલ્લાંએ મારા ચાર મીત્રોએ મારે માટેની ઉઘરાણાની ટીપપર સહી કીધી હતી, અને તેઓએ તે ટીપ બાહેર ફેરવી હતી. તાતા કુટુંબના નરોએ પઇસા નહી ભરયા તેથી અહીં આવીને હું જુઠું બોલું છું એ વાતમાં કાંઇ પણ સચાઇ નથી.

### બપોર પછીની તપાસ.

એરવદ જીવનજી મોદીએ મી० સેંગમેનની ફરી તપાસમાં જણાવયું કે, દીનકરદનું દશમું વોલ્યુમ મેં ચાલુ વરસના જાનેવારી માસમાં પ્રગટ કરયું છે તેની ૨૦ નકલ મરહુમ મી० તાતાએ આગમજથી ખરીદી હતી.

નામદાર મી० જસટીસ દાવરના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવયું કે જરથોસતનો જનમ ઓછામાં ઓછો ઇસુ ખ્રીસ્ત પહેલાં ૧૦૦૦ અને વધતામાં વધતા ૬૦૦૦ વરસ ઉપર થયો હતો.

મી० સેંગમેને અત્રે જુદાં જુદાં ફંડના ૧૮૫૧ પછીના સાત કાગળો રજુ કરવા માંગયા હતાં.

મી० લાઉંડસે જણાવયું કે પહેલાં બે પત્રો માટે મને વાંધો નથી પણ બાકીનાઓ જો રજુ કરવા દેવામાં આવે તો તે ઉપર સહાપ સંબંધી હું વાંધો લઉં છું. મી० સેંગમેન જે પત્રો રજુ કરવા માગે છે તે નમુના જેવાં નથી કારણ કે જે મી० સેંગમેને ચુંટી કાઢયા છે તેમાં "ત્રસટીઓ અને તેના પછી આવનારાઓ" એવા શબદો છે જયારે અમારા વીચાર પ્રમાણે મોટા ભાગમાં તે શબદો નથી પણ બીજાજ શબદો છે જો મી० સેંગમેનના પત્રો નમુના જેવા કોરટ ગણવા માંગે તો મને પણ મારી પક્ષ તરફથી મને ગમે તે ચાર પત્રો કોરટમાં રજુ કરવા દેવા છુટ મળવી જોઇએ અને તે સરતે મી० સેંગમેન જે પત્રો રજુ કરવા માગેછે તે સામે મને વાંધો નથી. ૧૮૫૧ પછીના જે પત્રો છે તે ૭૫૦ પાનાના છે અને મેં તે બધા કાંઇ વાંચી જોયા નથી.

મી० જસટીસ દાવર—જો તમે બંને સમજુતી ઉપર આવો તો તમને ગમે તે સાત પત્રો હું રજુ કરવા દેઉ અને મી० લાઉનડસને પસંદ પડે તેવાં સાત પત્રો તેમને રજુ કરવા દઇએ અને તે નમુના તરીકેના છે તેનો કોઇએ વાંધો ઉઠાવવો નહી. તે સઘળા ચઉદ પત્રો હું બરાબર વાંચીશ અને મારા ભણેલા ભાઇબંધને તેનો સાર સમજાવીશ.

મી० લાઉનડસ—જો એમ નહી તો હુ એવી સુચના કરૂ છું કે સઘળાં કાગળો ઓફીસમાં દાખલ કરવાં અને તેમાંથી ચોકસ પાનાઓના ચોકસ પત્રો રજુ કરવાં.

મી० જસટીસ દાવર—એમ કરવા દેવામાં આવે તો તેમાં સતાનો અંશ કોરટ દાખલ કરે છે એમ કહેવાય.

મી० લાઉનડસ—હા અને હું જાણું છું કે તેમ કરવા કોરટ રજા આપશે નહી.

આ બાબદમાં કાંઇ સમજુતી નહી થતાં મી० લાઉનડસે તે કાગળો રજુ થવાં સામે પોતા તરફનો વાંધો રજુ કરતાં જણાવયું કે ફકત ત્રસટીઓને કાગળ લખવાથી ત્રસટ કરવામાં આવયું એમ ગણાય નહી. પોતે ત્રસટીઓ છે અને તેમના પાછળ આવનારાં ત્રસટીઓના નેમણુક કરવાને તેમને હક છે એમ બતલાવવા ખાતર એટલે કે બીજા શબદોમાં બોલીએ તો પોતાની આબરૂ

જાળવવા ખાતર પ્રતીવાદીઓ ઉપલાં કાગળો કોરટમાં રજુ કરવા માગે છે અને તેમ કરતાં મી૦ સ્લેગમેન થોડે પૈસે જ જાણે છે કે ગમે તે સરોપનો ખરચ થાય તે તેમના મુળ ત્રસ્ટના ફંડમાંથી ભરવા તઈયાર છે. મી૦ સ્લેંગમેન પહેલાપહેલી સરોપની ડયુટી ભરવા તઈયાર થયા છે જે અસલ ડયુટીથી દશ ઘણી વધારે છે એટલે તે લાખો રૂપીયાની થવા જાય અને તે શામાંથી પ્રતીવાદીઓ આપવા તઈયાર થયા છે. ત્રસ્ટના નાણાંમાંથી પણ તેમ કરતાં તેઓએ જાણવું જોઈએ કે તે કેસોમાં મારા કુલનો લાભ સમાયલો છે અને તે આપવા સામે અમે વાંધો લેઈએ તેમાં અમે હક ધરાવીએ છીએ. સવટે મી૦ લાઉંડસે જણાવ્યું કે તે ત્રસટો નથી અને સેટલમેંટો છે અને તે રજુ કરવા જરૂર પડે તો અમે તે સામે વાંધો લેવાને હુકમો મેળવીએ છીએ.

મી૦ સ્લેંગમેને જણાવ્યું કે એક વખતે મારા કુળ પોતાની આબરૂ માટે લડતા નથી મારા કુળના હાથમાં જે ત્રસટો જુદે જુદે વખતે સખાવત કરનારાઓ મેલી ગયા છે તેના તેઓ ત્રસટીઓ છે અને તે પુરવાર કરવા માટે તેઓ લડે તે અમો ત્રસટો કબુલ રાખયા છે અને અમે ત્રસટીઓ થયા છીએ ત્યાંસુધી અમે તે મતીથીમાં આવેલા છીએ અને એવી રીતે અમે તે સતીથીમાં બેઠેલા છીએ તે શું અમે પુરવાર કરવામાં પછાત રહીએ. મી૦ લાઉંડસ કહેવા માગે છે કે અમે અમારી આબરૂને ખાતર લડવા બહાર પડયા છીએ પણ તે બોલવું ઘણું અન્યાયભરી ઉપજાવનારૂં છે. નામદાર કોરટે તેવો સઘળો ખયાલ પોતાના મનમાંથી દુર કરવો એવી મારી અરજ છે. મી૦ લાઉંનડસે મારા કુળ સામે દસતવેજો છુપાવવા અને બીજા ઘણા ગંભીર આરોપો મેલ્યા છે પણ હું કહું છું કે એ સવળા આરોપ શેખી ભરેલા છે.

ધારાના હીમાયતીઓની તકરાર સાંભળી લેઈ મી૦ જસટીસ બીમને જણાવયું કે, હમણા અમે એવા અભીપ્રાય ઉપર આવતા છીએ કે તે ત્રસટ કનારા ઇનસટ્રુમેંટો નથી.

મી૦ સ્લેંગમેન—તમોએ તે કાગળો જો તયારે એવી સરતે સવીકારવા કે તે ત્રસટ ઉભા કરનાર ઇનસટ્રુમેંટસ છે એવું તમો તમારા ચુકાદામાં ઠરાવો તો પછી અમારે સ્ટેંપ ડયુટી ભરવી.

મી૦ લાઉંનસે જણાવયું કે કોરટ ગમે તેવી રીતે ઠરાવે પણ તે મારી સંમતીથી તેમ ઠરાવેલું ગણાશે નહી.

નામદાર જડજોએ તયારબાદ કેટલોક વાર મસલત કરી મી૦ જસટીસ બીમને જણાવયું કે વધુ વીચાર કરતા અમે એવા ઠરાવ ઉપર આવયા છીએ કે તકરારી કાગળો ઇનસટ્રુમેંટો નહી એવો અમારો હમણા અભીપ્રાય છે પણ મી૦ સ્લેંગમેન જો તમે એ કાગળો ઇનસટ્રુમેંટ તરીકે રજુ કરતા હો તો પછી તમારે સટેંપ ડયુટી ભરવી જોઈએ.

મી૦ સ્લેંગમેન તયારે હું પાછળથી સટેંપ ડયુટીનો દંડ ભરૂં એવી શરતોએ હાલ તુરત મને કાગળો રજુ કરવા દેવાં. મારા કેસ માટે તે કાગળો રજુ કરવાની હું મોટી જરૂર જોઉ છુ. પ્રતીવાદીઓને તેઓના મારગમાં મુશકેલી નડે તે માટે આ સવાલ મી૦ લાઉંડસે ઉભો કરેલો છે તે હું બરાબર સમજુ છું. તમે નામદારો સવટે મજકુર કાગળોને ઇનસટ્રુમેંટ તરીકે ચુકાદામાં ઠરાવશો તો અમે ડયુટી ભરવા તઈયાર છીએ.

મી૦ લાઉનડસે જણાવયું કે મી૦ સ્લેંગમેનો મુશકેલીમાં મેલવાનું જણાવે છે પણ તેમને અમને "સટેચ્યુટ ઓફ ફ્રોડ"ની તકરારમાં ઉતારયા છે તે એવણ ભુલી જાય છે.

નામદાર જડજોએ તયાર બાદ સઘળા કાગળોનું બંડલ મંગાવ્યું હતું અને તે વાંચી જોઈ સોમવારને દીવસે સેવટનો ચુકાદો આપવા જણાવયું હતું.

બાદ મુકદમો મુલતવી રહયો હતો.

# પારસી પંચાયત કેસ.

## ત્રસટીઓને સટેમપ ડયુટીમાં થી મુકત કરવામાં આવયા.

## એરવદ જીવણજી મોદીને જસ ટીસ બીમને પુછેલા સવાલો.

## લેડી જેહાંગીરનાં ભાશણ વીશે ખુલાસો.

## વધુ સાક્ષીઓની જુબાની.

(અખબારે સોદાગર, તા૦ ૭ મી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી દીનશાહ બેહેરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી બરજોરજી જમશેદજી, મી૦ મેહેરવાનજી મનચેરજી કામા અને મી૦ બહમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવની વધુ સુનાવણી ગઇ કાલ ફોને હાઇ કોરટનાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પસતનજી અ. તાલયારખાન અને મી૦ પાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાશથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

## પ્રતીવાદીઓ સટેમપ ડયુટીમાં થી મુકત થયા.

મી૦ સ્ટ્રેંગમેને રજુ કરેલાં કાગળોના સંબંધમાં સટેમપ ડયુટી ભરવાનો જે સવાલ મી૦ લાઉંડસે ઉભો કર્યો હતો તે સવાલનો ચુકાદો આપતાં આ૦ મી૦ જસટીસ દાવરે જણાવયું કે મારો એવો અભીપ્રાય છે કે આ કાગળો "ઇનસટરુમેંટ" અથવા "ત્રસટ ઉભાં કરનારા ઇનસટરુમેંટસ નથી." ઉઠમણાંના કીવાના દીવસે યાને ત્રીજા દીવસની કીયાના પ્રસંગે પારસીઓમાં સખાવત કરવાનો રીવાજ જાણીતો છે. એ કીયા વેળા તંદરોસતી ભણવામાં આવયા પછી મરનારના એકઠા થયેલા સગાઓ તથા મીતરો સનમુખ મરનારના પુન માટે કરવામાં આવેલી સખાવત જાહેર કરવામાં આવે છે. તેમજ તે સખાવત કયાં કામો માટે કરવામાં આવી છે તે પણ કેટલીક વેળા પુરવાર જાહેર કરવામાં આવે છે. જયારે કેટલીક વેળા તે પછાડીથી જાહેર કરવામાં આવે છે. તકરારી કાગળોમાં મોટે ભાગે વરતમાનપત્રોમાં આગળથી જાહેર થયેલી વીગતો છે. એ કાગળો કાયદાપુરવક દસતાવેજો સરખા નથી. અને હું તેઓને "સેટલમેંટ અથવા ત્રસટ જાહેર કરનારા ઇનસટરુમેંટસ" લેખતો નથી. તેથી તેઓ માટે સટેમપ ડયુટી ભરવાની જરૂર નથી. સટેમપની ફી ભરયા વગર એ કાગળો કોરટ સનમુખ રજુ કરી શકાશે એવું હું ઠરાવું છું.

આ૦ મી૦ જસટીસ બીમન આ૦ મી૦ જસટીસ દાવરના ઉપલા ચુકાદા સાથે મળતા થયા હતા.

## આ૦ મી૦ જસટીસ બીમને પુછેલા સવાલો.

શમશુસઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીને એ પછી આ૦ મી૦ જસટીસ બીમને સાક્ષીના પાંજરામાં પાછા બોલાવયા હતા તથા તેઓને આ૦ મી૦ બીમને કેટલાક સવાલો પુછયા હતા, જેના તેઓએ સોગંદ ઉપર નીચે મુજબ જવાબ વાળયા હતા:-

દારાયસ જરથોસતી રાજા હતો કે કેમ તે નકી થયું નથી. પણ હું ખાતરી

કહી શકીશ કે તેઓ માજદીયસનાન રાજાઓ હતા. તે ઇરાની છોકરીઓ પરણ્યો હતો. તેઓનાં બાળકોને અસલી ઇરનીઓના ધરમમાં ઉધારયાં હતાં. ઇરાની છોકરીઓ પારકાઓને પરણી તે છતાં તેઓ ઇરાની લેખાતી હતી. તેઓના બાળકોને જરથોસ્તી તરીકે ઉધારયાં નહીં હતાં એમ કહેવા હું તઇયાર નથી. હીરોડોટસ કહે છે કે તેઓને જરથોસ્તી બાળકો તરીકે ઉધારવામાં આવયા હતા. સંવેન હીંદનો રાજા હતો. તે હીંદુ હતો. તેની એક ખુબસુરત છોકરી હતી. તે તેણીને ઇરાન લઇ ગયો હતો. તેણીને પાક કરવાની કીયામાંથી પસાર કરવામાં આવી હતી. હું તે કીયાને નાહાન કહું છું. કારણકે પાક કરવાની સઘળી કીયાઓ નાહાન તરીકે ઓળખાય છે. નાહાનનું સંસકૃત સવરૂપ સનાન છે. આદરગુશસપ નામનું ઇરાનમાં નામીચું આતશબેહેરામ હતું. એ આતશબેહેરામમાં તેણીને એ કીયામાંથી પસાર કીધી હતી કીયા કરનાર મોબેદ હતાં. તેણી રાજા બેહરામગોર સાથે પરણી હતી નોશીરવાન આદેલ વીશે મેં સાંભળયું છે. તે ઇરાની રાજા હતો તે ઘણી બાયડીઓને પરણ્યો હતો તે એક ખ્રીસતી ઓરતને પરણ્યો હતો. તેણી રૂમના રાજાની બેટી હતી. તેણીના બેટાને ખ્રીસતી તરીકે ઉધારવામાં આવયો હતો. તેણીનાં બીજાં ફરજંદોને કયા ધરમમાં ઉધારવામાં આવયાં હતાં તે હું કહી શકતો નથી. ખુશરૂ પરવીઝ એ રાજાનો પઉત્ર હતો. તે એક રોમન શાહજાદી સાથે પરણ્યો હતો. તેઓના બેટાનું નામ શીરૂઇ હતું. તેઓના બેટાનું નામ કોબાદ હતું એવું મને યાદ નથી શીરૂઇએ પોતાના બાપને મારી નાખયો હતો એટલું હું જાણું છું થીરૂઇ પોતે ઇરાનનો રાજા થયો હતો કે નહીં તે હું કહી શકતો નથી. કેખશરૂ કાબરાજીને તથા તેવણનાં કુટુંબને હું ઓળખું છું તેવણના કોઇ બાઇ પેસતનજી કાબરાજીને હું ઓળખતો નથી. પંજાબ મધે હીસાર ખાતે રહેતા પેસતનજી કાબરાજીયા તેવણનાં ધણીઆણીને હું પીછાજતો નથી. કેખશરૂ કાબરાજીના બાઇનું નામ બહમનજી કાબરાજી છે. શાહનામાની સુંદરીઓ અને શાહનામાના દાયતાનો નામની ચોપડીઓ મે પ્રગટ કીધેલી છે. શાહનામાની સુંદરીઓ નામની ચોપડીઓ મેં થોડાક મહીના ઉપર પ્રગટ કરી હતી તે ચોપાનીમાં તમોએ જણાવેલા સઘળા દાખલાઓ નથી. કદીમ ઇરાની નામની ચોપડી મેં પ્રગટ કરી છે. શેઠ જહાંગીર કાવસજીએ આપેલું ભાશણ મારા હાથમાં મુકેલાં "જામે જમશેદ" માં પ્રગટ થયેલું છે. તે ભાશણ માટેની વીગતો મેં પુરા પાડી હતી. વળી તેમણે તે ભાશણ કરયું તે આગમજ મેં તે રીવાઇઝ કીધું હતું.

તકરારી કાગળો ઉપર વધુ ચુથણાં.

મી. સ્ત્રેંગમેન એ પછી મજકુર ૭ કાગળો રજુ કીધાં હતાં. તેવણે જણાવયું કે મી૰ લાકિંડસ કહે છે કે એ કાગળો "ટીપીકલ" નથી.

આ૰ મી૰ જસટીસ દાવર—એ ૭ કાગળોને અમે તમોએ રજુ કીધેલાં "ટીપીકલ" કાગળો તરીકે દાખલ કરયે છીએ.

મી૰ સતરેંગમેને જણાવયું કે એરવદ મોદીને હું એવી મતલબના સવાલ પુછવા માગું છું કે આ પતરા બીજા પતરાના નમુના જેવાંજ છે કે નહીં? હું તે ઉપરાંત તેવણને સવાલો પુછી એવું બતલાવવા માગું છું કે ફંડમાં નાણાં ભરનારાઓએ ત્રસ્ટીઓને નાણાં સોંપતી વેળા એવું જણાવયું હતું કે અમો તમને તથા તમારી પછી આવનારાઓને નાણાં સોંપયે છીયે. તે વેળા તેઓના ધયાનમાં એવું હતું કે ખાલી પડેલી જગા પુરવાની ત્રસટીઓને સતા હતા એવું મારૂં કહેવું છે.

એરવદ જીવનજી મોદીને એ પછી સાક્ષીના પીંજરાંમાં પાછા બોલાવવામાં આવયા હતા. મી૰ સતરેંગમેનની તપાસમાં તેવણે જણાવયું કે ૧૮૫૧ પછી સથાપવામાં આવેલાં ફંડોના સંબંધમાં તેઓની સથાપના વીશે લખવામાં આવેલાં પહેલાં કાગળો મળે છે. પણ કેટલાંક ફંડો જાહેરમાં માંગણી કરી ઉ

રાવયાં હતાં. તેને લગતાં કાગળો નથી. કયાં ફરીનાં પ્હેલાં કાગળોમાં ત્રસ્ટ એ તથા તેઓની પછી આવનારાઓના સંબંધમાં જણુાવેલું છે તથા કયાં કાગળોમાં નથી જણુાવયું તેની ટીપ મેં વાઇયાર કરી છે.

### મી૦ લાઉંડસનો વાંધો.

મી૦ લાઉંડસે જણુાવયું કે આ કાગળો મુકદમાને બંધબેસતાં નથી. પોતાને કાયદાપુરવક સતા આપનારાં દસતાવેજો જો પ્રતાવાદીઓ ધરાવતા હોય તો તે "ઇનસટરૂમેંટસ" લેખાય અને તેવા દસતાવેજો મુકદમાને બંધબેસતા થઇ પડે પણુ તે "ઇનસટરૂમેંટસ" હોય તો પછી સટેમપ ડયુટી ભરવી પડે તમોએ ઠરાવયું છે કે એ કાગળો "ઇનસટરૂમેંટસ" નથી તેથી તે મુકદમાને બંધબેસતાં નથી.

### સોરાબજી પંથકીની ઉલટપાલટ તપાસ.

આગળ સાક્ષી આપી ગયલા મોબેદ સોરાબજી બમનજી પંથકીને એ પછી સાક્ષીનાં પીંજરામાં પાછા બોલાવવામાં આવ્યા હતા તેવણે મી૦ ઈંગમેનના વધુ ઉલટપાલટ તપાસમાં જણુાવયું કે બીખાજી રોસના છોકરા ફરામજીને ટેટસાકો એ લાવયા તરીકે પણુ ઓળખાતા હતા. પણુ મોટે ભાગે તે રોસ તરીકે ઓળખાતો હતો બીખાજીનો આદરજી નામનો એક બીજો છોકરો હતો તેઓનું ઘર નાનપુરામાં હતું. બીખાજી તા૦ ૧૪ મી અપ્રીલ ૧૮૫૮ ને દીસે મરી ગયા એમ હું જાણુતો નથી તેવણુને ગુજરયાને ૪૦ વરસ થયાં એમ હું જાણુતો નથી તેવણુ કેટલાં વરસ થયાં મરી ગયાં તે હું જાણુતો નથી તેવણુ થોડા વરસ થયાં મરી ગયાં એમ હું કહેતો નથી તેવણુને ઘણાં વરસ મરી ગયાને થયલાં હોવાં જોઇએ બીખાજીના મરણુ વખતે તેવણુના છોકરાઓએ ઉઠમણામાં રૂ.૧૦ ભરયા હતા તેને લગતી મને બતાવવામાં આવતી રસીટ હું કાંઇ વાંચી શકતો નથી હું ચશ્મા સાથે લાવયો નથી. પ્રતવાના દસતાવેજો પરથી એમ પુરવાર કરવામાં આવે છે કે તેવણુ તા૦ ૧૪ મી અપ્રીલ ૧૮૫૮ ને દીવસે ગુજરી ગયા તો તે બનેલું હોવું જોઇયે. હું જાણું તો હું કબુલ કરું કે બીખાજી એ દીવસે મરી ગયો. મારી પાસે કાંઇ તેનો લેખીત પુરાવો નથી તેવણુ ગુજરી ગયા તયારે મારી ઉમર કેટલાં વરસની હતી તે મેં શું લખી રાખી છે? બીખાજી ગુજરી ગયા અને તેવણુ સુરતમાં ગુજરી ગયા એટલું મને યાદ છે. મારી ઉમર હમણુાં ૬૮ વરસની છે, બીખાજી મરી ગયા તે વેળા મારી ઉમર ૩૦ વરસની આંહર હોય એ બનવાજોગ છે બીખાજી મરી ગયા તયારે હું ૩૦ વરસનો ૨૫ વરસનો અથવા ૪૦ વરસની ઉમરનો હતો તેમને કાંઇ યાદ નથી ફરામજી ૧૯૦૧ના સાલમાં ૭ વરસ થયાં ગુજર ગયો. તે કયા વરસમાં ગુજરી ગયો તે મને યાદ નથી તેને ગુજરી ગયાને ૭ વરસ થયાં કે દસ તે મને યાદ નથી તે ગુજરી ગયાને ૧૦ થી વધુ વરસ પણુ થયાં હોય પણુ ૨૦ થી વધુ વરસ થયલાં હોય નહી. ફરામજીના છોકરા ધનજીશાહનાં લગન થયાં હતાં. પણુ તે લગન ૧૮૫૩ માં થયાં હતાં તે હું જાણુતો નથી. જે ધનજીશાહને વરાવાયો હતો તેનાં લગન ૧૫ વરસની વાતપર થયાં હોય એ બનવાજોગ છે. તેની ઉમર તે વેળા ૧૮ અથવા ૨૦ વરસની હતી. તે ધનબાઇ પેસતનજી સાથે પરણુયો એમ હું જાણુતો નથી. તેના લગન નાનપુરામાં એક પારસીને તયાં થયાં એટલું હું જાણું છું. ફરામજીની તેની પરગ્રેહસ્તન પેટની છોકરી હતી. તેની ધણીઆણી પારસણુ હતી. પણુ ફરામજીનો તેની પરગ્રેહસ્તન પેટનો છોકરો હતો નહી. મને બતાવવામાં આવતી સરટીફીકેટ ધનજીશાહની લગનના સરટીફીકેટ છે.

આ૦ મી૦ જસટીસ દાવર—હવે સાક્ષી ચશ્મા વગર વાંચી શકે છે. (હસાહસ).

સાક્ષીએ મી૦ ઈંગમેનના પુછવાથી વધુ જણુાવયું કે મેં એમ કહયું છે કે ધનજીશાહ બેગમના મુસલમાન ધણીને પેટનો છોકરો હતો. પણુ ધનજીશાહ પરણુયો તયાર પછી તેને ફરામજીના છોકરા તરીકે ઓળખાવવામાં આવયો. પ

નજીશાહ પોતાનો છોકરો એવું ફરામજીના મનમાં હતું ખરૂં તેને પરણાવ્યો. તેહણે પકડ્યો એટલે વળી પોતાનો છોકરો કીધા જરાગરજ.

આ વખતે મી૦ જપટીમ હાવરે સાક્ષીને ચેતવણી આપી કે તમોએ ચુપ રહેવું સ્વાલ સમઝવો. અને તેનો પાધરો બરાબર સાધો જવાબ આપવો. તમો સવાલ પુરો પાધરો સાંભળયા વગર જ જવાબ આપવા મંડી જાઓ છો.

સાક્ષીએ જણાવ્યું કે ફરામજી સુરતમાં ધનજીશાહને પોતાના છોકરા તરીકે ગણાતો હતો. ધનજીશાહના જનમના ૭-૮ વરસ અગાઉ બીખાજી મરી ગયો હતો હું જવાની આપી ગયો તયારે મેં જુબા લીધી હતી. ... બદલે મેં બીખાજી નામ આપવું હતું હું સુરત પાછો ફરયો તયારે મારી જુબા નને માલમ પડા. ધનજીશાહ અને તેની બેહેન કુંવરબાઇની નવજોત નીમચમાં નહી થઇ હતી એમ હું સોગંદપર કેમ કહી શકું? કોઇએ મને કહ્યું હતું કે તેઓના નવજોત ઉદવાડે થઇ હતી. હું અહી સાક્ષી આપી પાછા સુરત ગયા તયારે મને એવી ખબર પડી હતી નહી કે તેઓની નવજોત ઉદવાડે નહી પણ નીમચ ખાતે થઇ હતી. એક મોબેદ મને કહ્યું હતું કે એ છોકરાંઓની નવજોત ઉદવાડે થઇ હતી. તે મોબેદનું નામ મને યાદ નથી એ વાત ઘણા વરસની છે. તે મોબેદના છોકરાંઓના નામ હું જાણું છું. જે મોબેદ સોનારણુને રાખી હતા તે મોબેદ પહેલે મરી ગયો, અને તે પછી સોનારણુ મરી ગઇ. મોબેદ મરી ગયો તયારે તેના સ્થાન આગળ સોનારણુને જવા દેવામા નહી આવી તે હું જાણતો નથી. તેણીએ સુદરેહ પહેરયા હતો અને તેણીને શા માટે જવા દેવામા નહી આવે? સોનારણુ નડીયાદમાં મરી ગઇ હતી. વડોદરા નડીયાદથી થોડે દુર છે, નડીયાદથી સઉથી નજદીકનું દાખમું વડોદરા કેમનું દેખાતું છે. તે દાખમાના નસેસાલારોએ એ સોનારણુને રસ્તાન દાખમામાં મહુકારવા સામે વાંધો લીધો હતો એ વાત હું જાણતો નથી સોનારણુને નડીયાદમાંજ દાટવામાં આવી હતી.

મી૦ એફ. એમ. તારાપોરવાલાની ફેરતપાસમાં સાક્ષીએ જણાવ્યું કે નડીયાદમાં દાખમું નથી. પારસીઓને નડીયાદમાં દાટવામાં આવતા છે એમ મેં સાંભળ્યું છે. એવું કહેવામાં આવે છે કે નડીયાદમાં પારસીઓને દાટવા અલાહેદી જગા રાખેલી છે. હું પોતે નડીયાદ ગયો હતો નહી.

## મી૦ શાપુરજી જીવાજીની સાક્ષી.

મી૦ શાપુરજી જીવાજીએ મી૦ એંગમેનની તપાસમાં જણાવ્યું કે હું પારસી છું. મારી ઉમર ૬૮ વરસના છે. હું મુંબઇનો રહેનાર છું. મેં આખી જીંદગી મુંબઇમાં કહાડી છે. હું મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીયલ કોરટનો ડેલીગેટ છું. હું જુદાં જુદાં પારસી ધરમખાતાઓનો ટ્રસ્ટી છું. અનેક અગીઆરીઓનો હું ટ્રસ્ટી છું. હું મારી માલકત ઉપર ગુજારો કરૂં છું. હું મુંબઇ શેહેરનો સુલેહનો અમલદાર છું. મીસીસ ટાટાના દાખલા અગમજ મુંબઇમાં કોઇ તદન જુદીજાતને જરથોસ્તી ધરમમાં વટલાવવામાં આવેલો હોવાનો દાખલો હું જાણતો નથી જરથોસ્તી શબ્દ પારસીઓમાં જરથોસ્તનો ધરમ પાળનાર અને પારસી માબાપોને પેટે જનમેલો એ અરથમાં વપરાય છે. પારસી એટલે પારસી માબાપને પેટે જનમેલો અને જરથોસ્તી ધરમ પાળનારો. માબાપ બંને પારસી હોવાં જોઇએ.

મી૦ એંગમેન—હું જરથોસ્તી થાઉ તો તમે મને પારસી કહો કે?

સાક્ષી—હું તમોને પારસી નહીં કહું હું તમોને ઇંગ્રીશ પારસી કહું. (હસાહસ).

મી૦ એંગમેનની વધુ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારાં માબાપ, બાપદાદા બધા પારસી હતા. પારસી માબાપને પેટે કોઇ જનમેલો હોય પણ તે જરથોસ્તી ધરમ પાળે નહી તો તે પારસી કહેવાય નહી. તેમજ કોઇ જરથોસ્તી ધરમ પાળતો હોય પણ પારસી માબાપને પેટે જનમેલો નહીં હોય તો

તે પણ પારસી કહેવાય નહીં. મેં રૂ.૧૫ થી ૨૦ હજાર ધરમ ખાતે આપ્યા છે. એક ટ્રસ્ટી મરણ પામે છે તો તેની જગા બાકીના હયાત ટ્રસ્ટીઓ પુરે છે એમ હું જાણું છું. રૂ. ૧૮૬૦ થી હું જાણું છું કે એ રૂઢી ચાલતી આવી છે. મેં ફક્ત જરથોસ્તીઓના ઉપયોગ માટે ફંડમાં નાણાં ભરયાં હતાં. પારસી બાપ અને જુદ્દીન માતાને પેટનાં બાળકોને આગળ પારસી જરથોસ્તી કોમ તથા ધરમમાં લેવામાં આવતાં હતાં, પણ ૧૯૦૫ ના અંજુમનના ઠરાવ પછી તેઓને તેવી રીતે લેવાની મના કરવામાં આવેલી છે. ૧૯૦૫ આગમજ જ્યારે તેઓને દાખલ કરવામાં આવતાં હતાં ત્યારે તેઓને સાધારણ પારસી તરીકે લેખવામાં આવતાં હતાં.

મી૦ સ્ટ્રેંગમેન—તમોએ આપેલાં ફંડના સંબંધમાં નવા ટ્રસ્ટી નિમવાનું તમો ઇચ્છાજોગ લેખો છો?

મી૦ એફ. એસ. તાલયારખાને એ સવાલ પુછવા દેવા સામે વાંધો લીધો હતો.

નામદાર જડજોએ એ સવાલ નોંધી લઇ તે પુછવા દેવા ના પાડી હતી, પણ રેટના સાક્ષીએ એ સવાલનો "નહીં" કરી જવાબ આપી દીધો હતો.

### ઉલટપાલટ તપાસ.

મી૦ એફ. એસ. તાલયારખાનની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું ખાત્રીથી કહું છું કે પારસી સતાના આગમજ તદન જુદ્દીનોને જરથોસ્તી ધરમમાં વટલાવ્યાના દાખલા મેં સાંભળ્યા નથી. હીંદુ, ખ્રીસ્તી, અથવા મહોમેદનને જરથોસ્તી ધરમમાં લેવામાં આવ્યા હોય એવા દાખલા મને યાદ નથી. મઝગાનના દાખલાઓ હું જાણું છું. તે વેળા હું મુંબઇમાં હતો. તેઓ સઘળા પારસી બાપને પેટે જનમેલા હતા તે વેળા જે સઘળા મરદ ઓરતોને વટલાવવામાં આવ્યા હતા તેઓ સઘળાં પારસી બાપને પેટેજ જનમેલાં હતાં એમ તે વેળા કહેવામાં આવતું હતું. તેમજ તેઓ પોતે પણ તેમ કહેતાં હતાં મને તે દાખલાઓની કાંઇ અંગત માહીતી નથી. હું જાણું છું કે થોડાક પારસી શેઠીયાઓએ તેઓને વટલાવવામાં ભાગ લીધો હતો. મેં કાંઇ ભાગ લીધો નહતો. "પારસી" શબ્દના તેમજ "જરથોસ્તી" શબ્દના "ફીલોલોજી" માં મેં કાંઇ અભ્યાસ કીધો નથી. હું કાંઇ સ્કોલર નથી. માટે મને એવા કંટણો જોઇતો નથી. પારસી તથા જરથોસ્તી શબ્દોનો મેં જે ખુલાસો આપયો છે તે કોમમાં સામાન્ય રીતે સમજવામાં આવતો ખુલાસો છે. "પારસી" અથવા "જરથોસ્તી" શબ્દનો અરથ શું થાય છે તે વીશે કોમે સભામાં ભેગી મળી અભીપ્રાય દરશાવ્યો નથી. સભામાં ભેગા મળવા વગર પણ કોમે કોઇ બીજી રીતે મારી જાણ મુજબ અભીપ્રાય દરશાવ્યો નથી. ઇરાનીઓને હું અસલતાં પારસી કહું છું. પારસી બાપ અને જુદ્દીન માતાને પેટના બાળકોને હું આગળ પારસી લેખતો હતો પણ હવે યાને ૧૯૦૫ ના ઠરાવ પછી હું તેઓને પારસી લેખતો નથી. કારણ કે આગળ તેઓને સુદરેહકુસ્તી પહેરાવવામાં આવતા હતા, અને તેઓની નવજોત થવા પછી હું તેઓને પારસી લેખતો હતો. પણ હવે અંજુમનના ઠરાવ તારીખથી તેઓને સુદરેહકુસ્તી પહેરવા બંધી ફરમાવેલી હોવાથી હું તેઓને પારસી લેખતો નથી. હવે કોઇ મોબેદ તેઓને સુદરેહકુસ્તી પહેરાવે નહીં. પણ કોઇ મોબેદ અંજુમનના ઠરાવની ઉપરવટ થઇ માની લોજો કે જો તેવાં બાળકને સુદરેહકુસ્તી પહેરાવે તો હું તેને પારસી લેખું. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનાવોલંટ ઇનસટીટયુશનનો હું ટ્રસ્ટી નથી. પણ સર જમશેદજી જીજીભાઇ પારસી ચેરીટી ફંડનો હું ટ્રસ્ટી છું. તે ફંડના ટ્રસ્ટડીડો છે. એ ચેરીટી ફંડનાં જુદી જુદી તારીખનાં જુદાં જુદાં ડીડો છે. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટ્યુશનનાં ટ્રસ્ટડીડોમાં પારસી શબ્દનો જે અરથ આપવામાં આવેલો તે તમોએ મને વાંચી સંભળાવ્યો છે તે અરથ સાથે હું થોડેક દરજ્જે મળતો થાઉં છું. જે ફંડનો હું ટ્રસ્ટી છું તે ફંડનાં ટ્રસ્ટડીડમાં પારસી શબ્દનો અરથ

સ૦—મીસીસ તાતા અગાઉ કોઇ પર જાવને વટલાવવાનો દાખલો તમો જાણો છો ? જ૦—નહી.

મી૦ લાઉનડસની ઉલટપાલટ તપાસ માં સાક્ષીએ જણાવયું કે મી૦ મેદીની જબાની લેવાઇ તયારે હું કોરટમાં હાજર હતો.

સ૦—તમારા અભીપ્રાય મુજબ "પારસી" નો અરથ "જરથોસતી" કરી કહી ન થય ?

જ૦—હા કોઇ કોઇવાર થાય.

સ૦—પારસી બોલ કોઇવાર જાત તરફ ઇસારો કરયા વગર વાપરી શકાય કે ? જ—હા.

અકબર ધારમીક રીતે પારસી હતા એમ એરવદ જીવણજીની ચોપડામાં છે તેનો અરથ હું એમ કરૂં છું કે તે જરથોસતી ધરમ પાળતો હતો. તે વખતે "પારસી" બોલ જાત માટે વપરાયલો નથી. સર જમશેદજી બેનીવાલંટ ફનડની ટ્રસ્ટડીડ બતાવવામાં આવતાં સાક્ષીએ જણાવયું કે તેમાં "પારસી" બોલ ધારમીક મતલબ માટેજ વપરાયલો છે.

સ૦—તમો કાંઇ આ બાબતમાં અનુભવી નથી ? જ૦—નહી. હું તો સારી રીતે કેળવાયલો છું.

અતર મી૦ લાઉનડસે ઉલટપાલટ તપાસ પુરી કરી હતી જે સાથે સાક્ષીનો જબાની પુરી થઇ હતી.

## ખા૦ સા૦ રતનજી સરવેયરની જબાની.

ખા૦ સા૦ રતનજી દાદાભાઇ સરવેયરે મી૦ સ્ટ્રેંગમેનની તપાસમાં જણાવયું કે હું પારસી છું. મારી ઉમર ૭૪ વરસની છે. હું સરકારી પેનશન મેળવું છું. હું પહેલાં જાહેર બાંધકામ ખાતામાં હતો અને પાછળથી પોર્ટ ટ્રસ્ટના હતો. હું મુંબઇનો છું. મારો જનમ મુંબઇમાં થયો હતો. મારી આખી જીંદગી મે મુંબઇમાં ગુજારી છે ટુંક વખત જ હું સાંગલામાં હતો. હું દેવલાલી સેનીટેરીયમનો ઓનરરી સેક્રેટરી છું.

મેં ટ્રસ્ટીઓને (હાલના પ્રતીવાદીઓને) એપ્રીલ ૧૯૦૪ માં પાંચસો રૂપયાની સખાવતી લોન આપી છે. નાણાં જરથોસતી આતશ આવલમંઝલ પહોંચાડવાના ફંડમાં ભરયાં છે. તે નાણાં સાથે મે એક કાગજ પણ ટ્રસટીઓ ઉપર મોકલયો હતો. તે ટ્રસટીઓ સર જમશેદજી, બમનજી પીટીટ, મેરવાનજી કામા, હોરમસજી કામા, જમશેદજી ખરશેદજી, અને એક બીજા ગ્રહસથ.

નામદાર જડજ મી૦ દાવર—બીજા ગ્રહસથનું નામ ?

જ—મી આસબરનેર.

સ—તમો જાણો છો કે તયાં અવારનવાર જગા ખાલી પડે છે ? જ—હા.

સ—તે ખાલી જગા કોણ પુરે છે ? જ—બાકીના ચાર ટ્રસટીઓ.

સ—તમો તેઓને કેટલાં વરસ થયા ઓળખો છો ? જ—૧૮૫૬ થી હું તેઓને ઓળખું છું.

સ—તમો ટ્રસટીઓને બદલાવા ઇચ્છા ધરાવો છો ?

નામદાર જડજ મી૦ દાવર—વારંવાર એ સવાલ મુકી કહવાથી નાખવામાં મતલબ શું ?

મી૦ સ્ટ્રેંગમેન સાક્ષીને—"જરથોસતી" શબદનો અરથ તમો શું કરો છો?

નામદાર જજ મી૦ દાવર—એનો અનુભવી નથી અનુભવીઓની જબાની લેવાઇ ચુકી છે.

પછી એ સવાલ તમો શા માટે પુછો છો ?

મી૦ સ્ટ્રેંગમેન—હું એમ બતાવવા માંગું છું કે જેઓ એ વાપરે છે તે બરીક તેનથી વાપરતા નથી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવયું કે મેં ફંડમાં જયારે નાણાં ભરયાં હતાં તયારે મારી એવી ઇચ્છા હતી કે એ નાણાંના લાભ ફકત પારસી જરથોસતીઓજ લે અને તેનો લાભ વટલેનાઓને મલે નહી.

સ—પારસીઓ એટલે શું ?

જ—પારસી માબાપને પેટ જનમેલાંઓ.

મી૦ લાઉંડસ—જો એમ કહેવામાં આવે કે આ ગ્રહસથ એક અનુભવી નથી તો હું ઉલટપાલટ તપાસ કરીશ નહી.

મી૦ સ્ટ્રેંગમેન—એવા અનુભવી નથી એ પછી કોરટે મી૦ સરવેયરને જવાની રજા આપી હતી.

### દસ્તુર દારાબની ફરી તપાસ.

નામદાર જજ મી૦ બીમનની તપાસમાં દસ્તુર દારાબે જણાવ્યુ કે વાડીયાજીના આતશબેહેરામનો વડો પંથગુરૂ છું. ૧૮૮૪ ના વરસથી હું તેની પાસે રેહતો હતો. મેં લાંગુવાલા કુટુંબ વીશે સમજ્યું છે પણ હું તે કુટુંબને ઓળખતો નથી.

સ—તમોએ તેઓના ઘરમાં કાંઇ કોઇ વાર કરી છે?

જ—મને યાદ છે ત્યાંસુધી નહી.

સ—તે કુટુંબના કોઇ સભાસદને તમારા આતશબેહરામ સાથે સંબંધ હતો?

જ—નહી.

અતરે નામદાર જજોએ કેટલીક વાર મસલત કરી હતી. જે પછી નામદાર જજ મી૦ બીમને દસ્તુર દારાબને જવા કહ્યું હતું.

### મી૦ બાપુજી વાહાડયાની જબાની.

મી૦ બાપુજી પેસતનજી વાહડયાએ મી૦ સ્ટ્રેનગમનની તપાસમાં જણાવ્યું કે હું પારસી છું. મારી ઉમર છપન્ન વરસની છે.

હું ઓડીટર અને એકાઉન્ટંટ છું. હું ચુંટાએલો એકાઉનટંટ નથી. મેં ૧૮૭૫ મા પંચાયતમાં પાંચસો રૂપયા ભરયાં છે. તે જરથોસ્તી રસાનોન અવલમ જલ પેહચાડવાના ફંડમાં ભરયા છે. વખતોવખત ત્રસટીઓની જગયા ખાલી પડે છે. તે જગયા કેમ પુરવામાં આવે છે તે હું જાણું છું. તે બાકીના ચાર ત્રસટીઓ પુરે છે. હું આ રૂઢી મારા બચપણથી જાણું છું. મારા સમાગમમાં જેવો આવે છે તેઓ પણ એ વાત જાણે છે. મેં નાણાં ભરયાં તયારે ત્રસટીઓ ઉપર તે વેળાએ મેં કાગજ લખયો હતો, મેં તે બધાઓના નામો કાગજમાં લખયા હતા. મેં નાણાં ભરયા તયારે મારી ઇચ્છા ફક્ત પારસી જરથોસ્તીઓના લાભ માટે વાપરવા આપવની નહતી.

નામદાર જજ મી૦ બીમન ચોખખા પારસી?

જ—હા.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે હું તેમાં ઇરાનીઓને પણ ગણું છું.

સ—મીસીસ તાતા જગડુ કોઇને જરથોસતી ધરમમાં વટલાવેલું તમો જાણો છો?

જ—નહી.

મી૦ લાઉનડેસની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું ભેગી થાપણવાળી કંપનીઓનો હીસાબ તપાસું છુ. મેં પારસી પંચાયતનો હીસાબ કદી પણ તપાસયો નથી. હું તે માટે ખાત્રી આપું છું.

સ—પારસી બોલ કોઇવાર ધારમીક નેમથી વપરાય છે?

જ—હા.

સ—"અકબર ધારમીક કામે પારસી હતો" એનો અરથ શું તે ઇરાની વંશનો હતો?

જ—હી. અમારામાં એવી માનયતા છે કે કોઇ દસ્તુરે તેને સદરો પેહરાવયો હતો.

સ—કોઇ એમ તો નહીજ કહેશે કે અકબર ઇરાનથી નાસી આવેલાઓના વંશનો હતો?

જ—નહી.

સ—"મોનોથીએસટીક પારસી હીંદુ ઇઝેમ" નો અરથ શું?

જ—હું સમજતો નથી.

સ—"પારસી" ધારમીક નેમથી ઘણી વાર વપરાય છે?

જ—હા, ઘણીવાર.

અત્રે સાક્ષીની તપાસ ખતમ થઇ હતી.

### મી૦ ડોસાભાઇ દાદાભાઇ આલબલેસની જબાની.

મી૦ ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ સ્ટ્રેંગમેનની તપાસમાં જણાવ્યું કે હું પારસી છું. મારી ઉમર છપન્ન વરસની છે. હું હમેશા મુંબઇમાં રહું છુ. હું બીજા પ્રતીવાદીનો બનીએ થાઉં છું હું ઇરાન દેશના ગરીબ જરથોસતીઓની હાલત સુધારવાના ફંડનો ત્રસટી છું હું સર જમશેદજી જીજીભાઇ બેનેવોલંટ ઇનસટીટીઉશનનો ઓડીટર છું. હું આલબલેસ બાગનો ત્રસટી છું. બાગનું મકાન પારસીઓની જાહેર સભાઓ, લગનો વગેરે માટે વપરાય છે.

૧૮૮૪ માં મેં મારાં કુટુંબ ભેગાં પાંચ હજાર રૂપયા પંચાયતના ત્રસટીઓને આપયા હતા. તે સાથે મેં કાગજ પણ લખયો હતો. મેં કાગજમાં તેઓનાં નામ પણ લખયાં હતાં. તે વખતે મારા કાકા ત્રસટી હતા કે નહી તે માટે હું ચોકકસ ન ી. મને તે બરાબર યાદ નથી. ત્રસટીઓની જગા વારંવાર ખાલી પડે છે. તે જગયા બાકીના ચાર ત્રસટીઓ ભરે છે. હું લાંબો વખત થયો એ વાત જાણું છું. આ રૂઢી મારા સમાગમમાં આવનારા બીજાઓ પણ જાણે છે. મેં તે રૂપયા કયા કયા ફંડમાં ભરયા છે તે મને હાલ યાદ નથી.

શાક્ષીએ મી૦ લાઉંડસની ઉલટપાલટ તપાસમાં જણાવયું કે મારા કાકાની ઉમર ૭૯ વરસની છે.

સ૦—તેઓ પછી તમો તે જગયા ઉપર આવશો?

જ૦—હું તે જાણતો નથી.

સ૦—તમારા કરતાં તમારા કુટુંબનો કોઇ સાગ દાવાદાર છે કે?

મી૦ સ્રેગમેને તે સવાલ સામે વાંધો લીધો હતો.

મી૦ લાઉનડસ—જો તમારા કુટુંબમાંથી ચુંટવો પડે તો તમારા કરતાં વધારે સારો દાવો કોહનો છે કે?

મી૦ સ્રેગમેને આ સવાલ સામે પણ વાંધો લીધો હતો.

નામદાર જજોએ આ સવાલ પુછવા દીધો હતો.

સાક્ષીએ જવાબ આપયો કે હું તે શું જાણું તે ત્રસટીઓ જાણે.

નામદાર જજ મી૦ હાવરે તેઓને ગુજરાતીમાં ખુલાસો કરી પુછયું હતું.

સાક્ષી—મારા કુટુંબમાં વડાનાં વડો તેઓ પછી હુંજ છું.

સ૦—તમો દરેક પારસી મરણ વેળાએ ઓટલે જાઓ છો? તમો બધેજ હાજર રહો છો? જ૦—જેઓને હું ઓળખું છું તેઓને તયાંજ હું જાઉં છું.

સ૦—તમો ઘણી વેળા ઓટલે ગયા છો? જ૦—હા.

સ૦—જો એક દુરવંદને સદરો વડો સદ્રર પેહરાવે ને તે મરી જાય તો તમો શું સુચના કરો? જ૦—તેને દોખમે નહી ચહડાવવું અનજુમન કરે તે થાય.

સ૦—તેટલા ખોટી તો થવાય નહ તયારે તેનું શું થાય? જ૦—દખમાના ત્રસટીઓએ જે ઠરાવ કરયો હોય તે થાય.

સ૦—દખમામાં નાખવાનો ઠરાવ નહી હોય તો શું કરો? જ૦—તેનાં સગાંવાહલા તે માટે જોઇતાં પગલાં લે.

સ૦—જો તેનુ કોઇ સગુ નહી હોય તો? જ૦—તેમ કેમ નહી બને.

સ૦—એક અમેરીકન હતો તે પારસી થવા માગતો હતો તેને લેને તે મરી જતે તો શું કરતે તમો ત્રસટી હોતે તો શું કરતે જ—જે ઠરાવ થયા છે તે મુજબ ચાલવુજ જોઇએ.

સ—પણ તમો ધારમીક માણસ જ—હા.

સ—લાસને બાળવી દાટવી તે ગુના ભરેલુ છે એમ ધરમમા છેની? જ૦—હા. પણ હું કાંઇ ધરમ એટલો ભણેલો નથી.

સ—જે કામ પાપી છે તેમ તમો જાણો તે ત્રસટીઓ તે કરયા કરેકે? જ—નહી.

નામદાર જજ મી૦ હાવર— તમો બોલ્યા તે સમજોચ કે? શાક્ષી—ત્રસટીઓને કહુ કે આ કામ ગુનાહ ભરેલુ છે ને હું તો ઠરાવ મુજબ ચાલવા કહુ.

સ— જો ત્ર, સટીઓ લાશ બાળે કે દાટે તો ઘણુ ગુનાહ ભરેલુ કામ કરેલુ કેહવાય કે? જ—નહી.

સ— જો તેઓ જોખમદાર હોય તો તેઓ ગુનેહગાર કેહવાય કે?જ—હા.

સ—તયારે બાજા દોખમા વતલેલ માટે છે કે? જ—નહી.

મી. સ્રેનગમેને ફરી તપાસ કરવા ના પાડી હતી જે પછી કોરટ ઉઠી હતી.

---

# પારસી પંચાયત કેસ.

## ટ્રસટીઓના હાથમાંના ફંડોના કારોબાર સંબંધી યોજના.

## ફંડોમાં નાણું ભરતી વેળાએ નાણું ભરનારાઓના ખયાલો.

## પ્રતીવાદીઓનો પુરો થયલો મુકદમો.

## મી૦ સ્ટ્રેંગમેને શરૂ કરેલું ભાષણ

## પારસી પંચાયતની પહેલવહેલી સભા.

## પંચાયતના સભાસદોનો કોમમાં મરતબો.

(અખબારે સોદાગર, તા૦ ૮ મી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હારમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મંચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ બાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને મી૦ ફરદુનજી પેસતનજી તાલયારખાન અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

કોરટ બરાબર ૧૧—૪૦ કલાકે બેસતાં મી૦ સ્ટ્રેંગમેને જણાવ્યું કે બીજી કાંઇ બી વધુ જુબાની રજુ કરવા અગાઉ હું એક બાબદ વીશે બોલવા માંગુ છું અને તે એ છે કે ટ્રસ્ટીઓનાં હાથમાંના ફંડોના કારોબારને લગતી કાંઇમાં યોજના રચવી હોય તો તે ૧૮૮૪ નાં ટ્રસટડીડની કલમને અનુસરતી રચવી.

અત્રે મી૦ સ્ટ્રેંગમેને પોતાના બોલવાના ટેકામાં હીંદમાં ચાલતી રૂઢીને લગતો કાયદો ટાંકી બતાવ્યો હતો.

ના૦ મી૦ જસટીસ દાવર—પણ એવી કાંઇબી યોજના ઘડી કાઢવી યા નહીં તે બાબે કોરટે કાંઇ પણ નક્કી અખતીઆર બાંધ્યો નથી અને તેટલા માટે યોજના કેવી રીતે ઘડવી તે બાબે કેઇ રીતે ઉંડાણમાં ઉતરવું એ કવખતનુંજ ગણાશે જો વળી કોરટ એવી કાંઇ યોજના ઘડવાના તબક્કાએ આવે ત્યારે તમે એ બાબે બોલજો.

### મી. કાવસજી દાદાભાઇ દુબાશની જુબાની.

મી૦ કાવસજી દાદાભાઇ દુબાશે મી૦ સ્ટ્રેંગમેનની તપાસમાં એમ જણાવ્યું કે હું એક પારસી છું.

સ—તમે પારસી ચીફ મેટ્રીમોનીયલ કોરટના ડેલીગેટ છો કે?

જ—હા.

સ—તમારાં ધણીયાણી ક્યારે ગુજરયાં?

જ—૧૮૯૭ માં.

સ—તે વેળા તમે કાંઇ બક્ષેસ કરી હતી કે?

જ—હા, મેં પારસી પંચાયતનાં ટ્રસટીઓને રૂ ૧૦૦૦ આપ્યા હતા.

સ—ટ્રસ્ટીઓને તેની રસીદ મળી હતી કે?

જ—હા.

સ—હાલમાં તે તમારી પાસે છે કે?

જ—અહીંયા નથી.

સ—તે ઉપર કોને સહી કરી હતી?

જ—તે મને યાદ નથી.

સ—ટ્રસટીઓની ખાલી જગયા કેમ પુરવામાં આવે છે?

જ—હયાત ટ્રસટીઓ તરફથી પુરવામાં આવે છે.

સ—એ મીના તમે કયાંથી જાણો છો?

જ—છેલ્લાં ૨૫ વરસ થયાં હું જાણું છું.

સ—બીજા બધા પારસીઓ એમ જાણે છે કે?

જ—હા, સામાનય રીતે બધા પારસીઓ એમ જાણે છે.:

ઓ૦ મી૦ જસટીસ બીમન—તે તમે શું બધા જરથોસતીઓને પુછો છો કે તમે એ વાત જાણો છો કે?

જ—નહીં, તેમ નહીં, પણ સામાનય રીતે ખબર પડે છે.

સ—પારસી બોલનો અરથ શું કરો છો?

જ—પારસી એટલે પારસી માબાપને પેટે જનમ લીધો હોય તે અને જરથોસતી ધરમ મુજબ ચાલતો હોય.

સ—પારસી બાપ અને જુદદીન માતાને પેટના છોકરાને પણ ફંડનો લાભ મળવો જોઇયે કે?

જ—મેં જયારે ધરમખાતાંમાં રૂપીઆ આપયા હતા તયારે મને કાંઇ એવો વીચાર થયો હતો નહી.

### ઉલટપાલટ તપાસ.

મી૦ લાઠંડની ઉલટપાલટ તપાસમાં શાક્ષીએ જણાવયું કે મને આપવામાં આવેલા દસતાવેજ ઉપર મેં સહી કરી છે.

સ—એની અંદર જે વીગતો જણાવવામાં આવી છે તેની સાથે તમે હજુર મલતા થાવો છો કે? જ—નહી.

સ—તયારે તમે શા સબબથી વીચાર ફેરવયો છે?

જ—મનજુનની સભાઓ બોલાવવા સામે વાંધો લેવાના આવયા હતો તેને લગતી આ વાત છે અને તે ઉપર મેં સહી મેલી છે.

સ—પણ તમે તમારો વીચાર કયારથી ફેરવયો?

જ—મેં મારો વીચાર જયારે એ બાબની ચકચાર જાગતી હતી તે દરમયાન ફેરવયો હતો.

સ—પણ તમે શું કામ ફેરવયો હતો?

જ—તેનો કાંઇબી ખાસ ચોકસ સબબ નથી.

સ—તમે જયારે નાણાંની રકમ અનજુમનને આપી તયારે તમે વટલાવવાનો સવાલ ધયાનમાં લીધો હતો કે?

જ—નહી.

સ—તયારે ટ્રસટીઓ એમ પોતાની સમજ પ્રમાણે ફંડનો ઉપયોગ કરે એમ જાણીનેજ તમે નાણાંની રકમ આપી હતી કે?

જ—હા.

શાક્ષીએ મી૦ બેંગમેનની તપાસમાં એમ જણાવયું કે મીસીસ ટાટા સીવાય મુંબઇમાં સદંતર જુદદીનને વટલાવવાનો બનાવ અગાઊ બનયો નથી.

ઓ૦ મી૦ જસટીસ દાવર—મીસીસ ટાટાને તયારે જરથોસતી ધરમમાં લેવામાં આવયાં તયારે તમારા પર શું અસર થઇ?

જ—હું તેથી ઘણો અજબ થયો.

સ—નાવજોતમાં તમે ગયેલા હતા કે?

જ—નહીં, પણ મને ઇજન થયલું હતું.

### ડા૦ સુખીઆનાં જબાની.

એ પછી ડા૦ નાદીરશાહ દાદાભાઈ મસજી (?) ઍદલજી સુખીઆએ મી૦ બેંગમેનની તપાસમા જણાવયું કે હું પારસી છું.

સ—તમારી ઉમર કેટલી છે?

જ—આસરે ૪૮ ની.

સ—તમે મુંબઇમાં જનમયા હતા કે?

જ—હા.

સ—તમે તબીબી માણસ છો કે?

જ—હા, અને હું જુદી જુદી ડીગ્રીઓ ધરાવું છું.

સ—૧૮૯૭ માં તમારા એક ભાઇ મરણ પામયા હતા કે?

જ—હા.

સ—અને તમોએ તેની નામવતે પારસી પંચાયતનાં ટ્રસટીઓને રૂ. ૫૦૦ ની રકમ ૧૮૯૭ માં આપી હતી કે?

જ—હા.

સ—તે રકમ કયાં ફંડમાં આપી હતી?

જ—લુલાં લંગડાંઓના ફંડમાં.

સ—(શાક્ષીને એક કાગળ આપીને) આ કાગળ તમે પંચાયતનાં ટ્રસટીઓ પર લખયું હતું કે?

જ—હા.

સ—ત્રસટીઓની ખાલી પડતી જગયા કેમ પુરવામાં આવે છે?

જ—હયાત ત્રસટીઓ પુરે છે, અને તે રેવાજ આજે ૨૦ વરસ થયાં મારી જાણમાં છે.

સ—તમે રૂપયા આપયા તે વેળા તમે જુદદીનગો કાંઇ વીચાર કરેલો કે?

જ—નહીં, પણ તે પારસીઓનીજ વપરાસમાં રહે એવો ઠરાવ હતો.

સ—પારસી એટલે શું?

જ—ઇરાનનાં વંશજોથી ઉતરી આવેલા અને જરથોસતી ધરમ જે પાળતા હોય તે પારસી કેહેવાય.

સ—મીસીસ ટાટા સીવાય મુંબઇમાં કોઇબી જુદદીનને જરથોસતી ધરમમાં વટલાવવામાં આવ્યાં હોય એવા દાખલા તમે જાણો છો કે?

જ—નહી.

## ઉલટપાલટ તપાસ.

મી૦ લાઉનડસની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે હું ઇંગલેંડ ગયો નથી.

સ—તમે જુદદીન ચરચાની બાબદમાં બહુજ સખત ભાગ લીધો છે કે નહીં?

જ—સખત નહીં પણ તીક્ષણ ભાગ લીધું.

સ—(સાક્ષીને એક ચોપડી દેખાડીને) આ ચોપડી તમે બનાવી છે કે?

જ—હા.

સ—એમાં જુદદીન બાબેનો તમારો વીચાર દરશાવયો છે કે?

જ—હા.

સ—૧૮૯૭ માં જયારે તમે નાણાંની રકમ પંચાયતના ત્રસટીઓને આપી તયારે તમે જુદદીનો વીશે કાંઇ ખયાલ રાખયો હતો કે?

જ—નહીં.

સ—જીવણજી મોદીપર બે અમેરીકન અરસથોનો કાગળ આવયો હતો તે તમોને ખબર છે કે?

જ—હા.

સ—તે તમોએ શાપરથી જાણયું?

જ—વરતમાનપત્રો ઉપરથી.

સ—૧૮૯૭ માં તમોએ જયારે નાણાંની રકમ આપી તયારે તમે એમ તો નહીજ ધારયું હતું કેની કે એ બે અમેરીકન અરસથો જરથોસતી થઇને તમારા નાણાંના ઉપયોગમાં ભાગ લેશે નહીં?

જ—અલબતતાં તેવો વીચાર મને હતો જ નહીં.

સ—પણ તમે ત્રસટીઓને તે તમારો વીચાર જણાવયો હતો કે?

જ—નહીં.

સ—તે બે અમેરીકન અરસથો જરથોસતી મહજબમાં આવે તે સામે તમે વાંધો નાં ઉઠાવયો હતો?

જ—કેમકે ગઇબી જુદદીનને કામમાં દાખલ કરવા સામે મને મજબુત વાંધો હતો.

સ—ત્રસટીઓની ખાલી જગયા હઇયાત ત્રસટીઓ તરફથી પુરવામાં આવે તે સામે ઘણાને વાંધો હતો કે?

મી૦ ઈંગમેને આ સવાલ સામે વાંધો ઉઠાવયો હતો. મી૦ લાઉંડસે જણાવયું કે મારા સવાલની મુખય મતલબ સાક્ષીને એટલુંજ પુછવાની છે કે વરતમાનપત્રોમાં એવી કાંઇ વાતો આવી હતી કે?

કેટલીક તકરાર પછી કોરટે એ સવાલ પુછવા દીધો હતો નહીં.

મી૦ લાઉંડસ—(કોરટને) ગઇ કાલે મી૦ શાપુરજી જીવાજીની જબાની વેળા એક ચોકસ સવાલ તમો નામદારે પુછવા દીધો હતો નહીં, પણ પાછળથી તેજ સવાલ તમે પુછયો હતો. તેટલા માટે હાલનાં દાખલામાંબી તમે તેમ કરશો તો મને મદદ મળશે.

## મી૦ હોરમસજી મંચેરજી કામાની જબાની.

અત્રે બીજા સાક્ષી તરીકે મી૦ હોરમસજી મનચેરજી કામાને બોલાવવામાં આવયા જેઓ સાક્ષીનાં પીંજરામા આવયા એટલામાં એ૦ મી૦ જસટીસ બીમને જાણવા માંગયું કે હજુ કેટલા સાક્ષીઓ બાકી છે?

મી૦ ઈંગમેન—હું થોડા વખતમાં હવે પુરૂં કરી નાંખીસ.

મી૦ ઈંગમેનની તપાસમાં સાક્ષીએ જણાવયું કે હું પારસી છું.

સ–તમે આ મુકદમાના ચોથા પ્રતીવા દીના ભાઈ થાઓ છો કે?

જ–હા.

સ–તમારો વસવાટ કયાં છે?

જ–મુંબઈમાં.

સ–તમારી કેટલી મીલકત છે?

જ–ઘણી છે. મુંબઈમાં એક સીવાય સઘળા મયુનીસીપલ વારડોમાં હું મીલકત ધરાવું છું.

સ–તમોએ કાંઈ ચોકસ મીલકતો પંચાયતને સોંપી છે?

જ–હા. મે અને મારા ભાઈએ મળીને ચોકસ મીલકતો આપી છે.

સ–કયારે?

જ–૧૮૯૫ થી.

સ–ટ્રસટીઓની ખાલી પડતી જગયા કોણ પુરે છે?

જ–હઈયાત ટ્રસટીઓ.

સ–તમે એ કેટલો વખત થયો જાણો છો?

જ–૩૦ થી ૩૫ વરસ થયાં.

સ–સામાનય રીતે પારસીઓ એ બીના જાણે છે કે?

જ–હા, પારસી કોમમાં એ બીના પુરતી રીતે જાણીતી થયલી છે.

અત્રે મી૦ સ્ટેંગમેને મુંબઈનાં એક વરતમાનપત્રમાં ટ્રસટીઓની નેમણુક બાબદમાં પ્રગટ થયલા હેવાલોની તારીખો કોરટમાં રજુ કરી હતી. મી૦ લારેંડસે તે સામે વાંધો ઉઠાવી એમ જણાવયું કે ખાસ તારીખો આપવાથી કાંઈ વળયું નથી. હું કાંઈ તે પત્રને ઓળખતો નથી ને તેમાં શું છે તે કોરટ જાણતી નથી.

ઓ૦ મી૦ જસટીસ દાવર–તેમ કરવું ઘણું મુશકેલ થઈ પડે માટે તમારા સોલીસીટરો રાજીનામાંથી જોઈ લેશો તો ઠીક થઈ પડશે.

### ઉલટપાલટ તપાસ.

મી૦ લારેંડસની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવયું કે મી૦ મેહેરવાનજી કામા મારા ભાઈ થાય છે.

સ–તમારા ભાઈને તયા કાંઈ છોકરા છે કે?

જ–નહી.

સ–તમોને છે કે?

જ–હા છોકરા અને છોકરીઓ.

સ–તમે બીજા ભાઈઓ છો કે?

જ–હા.

મી૦ સ્ટેંગમેને તે પછી ટ્રસટ અને ધરમ ખાતાંઓને લગતી યોજના ઘડવાના સંબંધમાં હાઈ કોરટમાં કેવી રહી ચાલે છે તે બતાવવા માટે હાઈ કોરટના આગલા મુકદમામાં અખતયાર કરવામાં આવેલી રહોના કેટલાક દાખલાઓ ટાંકી દેખાડયા હતા.

તા૦ ૧ લી જુન ૧૮૫૦ માં પંચાયતની મળેલી સભાના કામકાજનો હેવાલ આપવામાં આવયો છે તે મધે એમ જણાવવામાં આવયું હતું કે કોઈ પરેલના મના પારસીએ રાખેલી જુદદીન ઓરતને પેટના બાળકોને સદરો કુસતી પેહેરાવયો હતો, આ સદરો કુસતી પેહેરાવનાર મોબેદને પંચાયતે ધારમીક કામકાજ કરતો અટકાવયો હતો.

એ પછી મજગામ ખાતે વટલાવવામાં આવેલા જુદદીનોની બાબદનું હજુર જામાસપજીનું ચોપાનયું બહાર પડયું હતું તે કોરટમાં રજુ કરયું હતું.

મી૦ સ્ટેંગમેને તે પછી ગોદાવરાની અગીયારીપર મારવામાં આવેલી તખતી પરનો લેખ રજુ કરયો હતો.

અત્રે મી૦ સ્ટેંગમેન પ્રતીવાદીઓ તરફનો મુકદમો પુરો કરયો હતો.

મી૦ લારેંડસે જણાવયું કે મી૦ સ્ટેંગમેને એમ જણાવયું છે કે રોક્ષ કુટુંબનાં માણસો જુદદીન બીજ નહી. પણ તઓ જુદદીન હતાં એવું પુરવાર કરવા માટે અમો શાક્ષી રજુ કરશું કે જે તેમને અંગત રીતે ઓળખતા હતો.

આ શાક્ષી કોરટમાં હાજર હતો નહી તે ઉપરથી મી૦ લારેંડસે જણાવયું કે હમનસીબે તે શાક્ષી હમણાં કોરટમાં હાજર નથી, માટે તે બાબે હું દલગીર છું કે કાંઈબી કરી શકતો નથી.

### મી૦ સ્ટેંગમેનનું ભાશણ.

એ પછી મી૦ સ્ટેંગમેને પોતાનું ભાશણ કરતાં એમ જણાવયું કે આ મુકદમો બે વરસથી માંડવામાં આવયો છે. પેહેલી બીના એ છે કે વાદીઓ તરફથી એમ કહેવામાં આવે છે કે હાલના ટ્રસટીઓની નેમણુક ખરી અને કાયદાપુરવક રીતે કરવા

માં આવી નથી તેઓ એમ જણાવેછેકે તે નેમણુક કોમતરફની થઇનથી પણ કોરટ જો એવા મત ઉપર આવે કે એ નેમણુંક કાયદેસરની થઇ નથી તો તેણે એમ જાહેર કરવું જોઇયે કે એ નેમણુંકો આજ વ સોથી થતી આવી છે અને તે સંબંધ કોમની પુરેપુરી આશાત્રી મલી છે. મી૦ ડોસાભાઇ ફરામજીએ પોતાની ચોપડીમાં પાને ૨૭૦ માં એમ જણાવયું છે કે પેહેલી પારસી પંચાયત કોમનાં ઘણાજ આગેવાન અને લાગવગવાળા માણસોની બનેલી હતી અને તેની સત્તાની સામે કોઇબી થતું હતું નહીં. તે પોતાના સઘળા અભીપ્રાયો જાહેર આપતી હતી અને કોમને સારે રસતેજ દોરવતી હતી.

હવે મારા લોરડ, આનાં કરતાં વધારે સરસ લખાણ અને સાબેતી કઇ હોય. વળી મારા મીત્ર મી૦ લાફંડસે પોતે રજુ કરેલા પુરાવાઓમાં પેહેલો પુરાવો એજ ચોપડીમાંથી લીધો હતો.

મી૦ સ્ટ્રેંગમેને તે પછી તેજ ચોપડીમાંથી પાને ૨૮૦ માંનું લખાણ જે પંચાયતને લગતુંજ હતું તે વાંચી સંભળાવયું અને જણાવયું કે આ ઉપરથી તમો નામદારને માલમ પડશે કે પંચાયતના સભાસદો સઘળા ઘણાજ મરતબો ધરાવનારા હતા. મી૦ લાફંડસ પોતે રજુ કરેલા એક પુરાવા યા સરકારી ઠરાવ બાબેનો ઇસારો કરે છે પારસી જાતવીશે ખુલાસો કરવામાં આવયો છે. પણ તે ઉપરથી તે સામુ એમ દેખાય છે કે તે લોકો પોતે પંચાયતના સભાસદોની નેમણુકની બાબતમાં ઘણાજ સંભાળ રાખતા હતા, અને જેમ બને તેમ માનવંતા અને કોમનો વીશ્વાસ ધરાવનારાઓનીજ પસંદગી તેઓ કરતા હતા.

બીજો એક સરકારી ઠરાવ તા૦ ૨૦ મી મે ૧૭૭૩ નો દીવસનો છે જે મહીં પણ પારસી પંચાયતના નેમણુક બાબે સંતોશ અને વખાણ દેખાડવામાં આવયાં છે, અને મુંબઇની પારસી પંચાયતને ઘણી લાગવગવાળી ગણવામાં આવી છે. એ ઉપરથી તમો નામદાર જોઇ શકશો કે પંચાયતના ૨૪ સભાસદોની નેમણુંક કોમના વડાઓ અને આગેવાનો તરફથી થતી હતી અને તે બાબે ઘણી તારીફલાયક સંભાળ લેવામાં આવી હતી

હવે આએ રેવાજ ૧૮૧૮ સુધી ચાલુ હતો અને તયાર પછી અંજુમન તરફથી પંચાયત નેમાવા લાગી ૧૮૨૩ માં એવી રીતે પેહેલી પંચાયતની સ્થાપના થઇ હતી. પણ ૧૮૪૩ માં સર જમશેદજીએ જણાવયું કે આ રૂઢી પડી ભાંગી છે તે માટે કાંઇ નવીની સથાપના કરવી જોઇયે. ૧૮૪૩ થી તેટલા માટે અનજુમન કદીબી પંચાયતની નેમણુંક કરતી હતી નહીં હવે ૧૮૩૮ સુધી સઘળા ફંડો એ પંચાયતના હાથમાં હતાં. હવે સઘળી મીલકતો અંજુમનના હાથમાં હતી તે દેખાડવાને ફરયાદ પક્ષ તરફથી સેરેજગી જવાતી પડી નથી. એ સઘળી મીલકતો ફકત પંચાયતને હસતક હતી અને અનજુમનને યાને કોમને તેની સાથે કાંઇબી લાગતુંવળગતું હતું નહીં.

મી૦ સ્ટ્રેંગમેને આગળ ચાલતાં એમ જણાયું કે "કોમના આગેવાનો" એ શબદો કાંઇબી નક્કી અરથ દેખાડનારા નથી. તેટલા માટે સથાવર અને જંગમ માલમીલકતોના તેમ જુદાં જુદાં ફંડોના રખેવાલો તરીકે કોણને નેમવા અને તેઓ કેવા માણસો હોવા જોઇયે તે કોરટે વીચારવાનું છે.

૧૮૨૩ માં પંચાયત તરફથી ચાર ત્રસટીઓની નેમણુક થતી હતી. આ ત્રસટીઓ પોતાને હસતક નાણું રાખતા હતા અને ચોપડા તપાસતા હતા તેમજ બીજે સઘળા કારોબાર ચલાવતા હતા. એ ત્રસટીઓનાં ખાતાનાં સઘળા કારભારથી માલકતો વધારતા હતી. તેઓ પોતાના હીસાબ કેતાબ છપાવી પ્રગટ કરતા હતા. વળી પંચાયત એવી રીતે ત્રસટીઓનાં કામકાજના આડે આવતી હતી અથવા તો કોઇથી ચોકસ બાબદમાં વચે પડતી હતી એમ સેહેજ પણ દેખાડવામાં આવયું નથી. દરેક રીતે ત્રસટીઓ પોતાનું કામ બાહોશીથી ચલાવતા હતા અને તેથીજ પંચાયત વચે પડતી હતી નહીં. તેટલા

માટે મારા કહેવાની મતલબ એ છે કે
આ ત્રસટીઓ સઘળી મીલકતોનાં ત્રસટી
ઓ હતા એવા અનુમાન ઉપરજ કોરટ
આવશે.

હવે પંચાયત પડી ભાંગી તે અગાઉ
ત્રસટીઓ કાંઇ પંચાયતના સભાસદો હ
તા નહી. ૧૮૫૧ થી ત્રસટીઓ પોતા
વચ્ચે ખાલી પડતી જગયાઓ પુરતા આ
વયા છે. ૧૮૨૩ માં એવો રેવાજ હતો
કે બાપ જો મરી જાય તો તેનો છોક
રો તેની જગયાએ આવતો હતો. પણ
૧૮૫૧ થી એ રૂઢીમાં ફેરફાર થયો અ
ને ત્રસટીઓ પોતેજ ખાલી પડતી જ
ગયાઓ પુરવા લાગયા. ૧૮૫૧ માં એ
ક ત્રસટી ફરામજી કાવસજી મરણ પા
મયા તે પછી એવી રીતની નેમણુકને
લગતું એક ડીડ ઘડી કહાડવામાં આવયું
હતું. એ ડીડ થયા પછી હમણા સુધી
ત્રસટીઓજ ખાલી પડતી જગયાએ પુરે
છે. વરતમાનપત્રોમાંના હેવાલો જે મેં
આજે રજુ કરયા છે તે મધે પણ એમજ
જણાવવામાં આવયું છે. વળી તમો ના
મદાર કોરટ અત્રે રજુ થયલી જુબાની
બી જુઓ. જબાનીમાં ફુલ્લે ખુલ્લી
રીતે એમ પુરવાર કરવામાં આવયું છે
કે આ બીના યાને હકયાત ત્રસતીઓજ
ખાલી જગયા પુરતા હતા, અને તેવી
રીતે પુરવાનો હક ધરાવતા હતા તે
બીના આખી કોમને ખબર હતી.
૧૮૮૪ માં ચોકસ ડીડો ચોકસ આસા
મીઓને જોવા દેવામાં આવયાં હતાં ન
હી એ ખરી વાત પણ તેમાં વજુદદાર
સબબો ત્રસટીઓ પાસે હતા. ૧૮૫૧
થી ફંડો કેટલાં બધાં વધી ગયાં છે તે
પણ કોરટે તપાસવાનું છે અને વળી સ
થાવર મીલકતોની પહેલાં હતી તે કરતાં
હમણાં બેવડી થઇ છે ૧૮૫૧ માં ફંડ
ની શરૂઆત ઘણીજ નાની રકમથી કર
વામાં આવી હતી. જે રકમ આજે લા
ખોના બાદશાહી આંકડો રજુ કરે છે.

અત્રે વખત થઇ જવાથી કોરટ ટી
ફીન માટે ઉઠી હતી.

## ખાણું પછીની તપાસ.

મી૦ સ્લેંગમેને બપોરના ખાણા પછી
ભાસણ આગળ ચલાવતાં જણાવયું કે
૧૮૫૨ પછી ત્રસટીઓ જે નેમણુક ક
રતા આવયા હતા તે તરફ કોમે પોતાની
પસંદગી બતાવી હતી અને તયાર પછી
ફંડમાં ઘણી મોટી રકમો પારસીઓએ
ભરી હતી અને તેજ બતાવી આપે છે
કે પારસીઓ ત્રસટીઓના કામને પસંદ
ગી આપતા હતા. હવે જયારે આ રીતે
સમાધાનીથી કામ ચાલતું હોય અને ત્ર
સટીઓ પોતાની પછી આવનાર નેમતા
આવયા હોય અને તેને કોમની પસંદગી
મળી ચુકી હોય તો હું જાણવા માગું
છું કે કોરટે તેની વચ્ચે પડવાની શું
જરૂર છે અને શા ઉપરથી કોરટને વચ્ચે
પડવાની અરજ કરવામાં આવે છે. પ્રતી
વાદીઓ જેઓ મુંબઇમાં છે અને જેઓ
સાક્ષીના પાંજરામાં જવાની હીમત કરતા
નથી તેવાના કહેવાથી શું કોરટ વચ્ચે
પડશે. ત્રસકને લગતી મીલકતોનો વહી
વટ ઘણી સરસ રીતે ચાલતો આવયો છે
અને તેમાં કોઇ રીતની ગેરવયવસથા થઇ
નથી અને તે છતાં કોરટ શા માટે વચ્ચે
પડે. ત્રસટીઓ જે નેમણુક કર
તા આવતા છે તે કરવાને તેઓને
કાયદામાં સતા આપવામાં આવી છે અ
ને તે સતાનો તેઓ શા માટે ઉપયોગ
નહી કરે. જો વાદીઓ કહે છે તે પ્રમા
ણે કરવામાં આવે તો કોઇપણ ત્રસટ હ
સતા ધરાવી શકે નહીં ૧૮૫૧ પછી
લોકો જાણતા આવયા છે કે ચોકસ ત્ર
સટીઓ છે અને તે ત્રસટીઓ પોતાની
ખાલી જગયા પુરતા આવયા છે. હવે
તે જોણી તેમના હાથમા જેઓએ ના
ણાં મેલ્યા હોય તેઓએ તેમને જાણે
લું હોવુંજ જોઇએ કે ત્રસટીઓને તે
મના પછી આવનારાઓની નેમણુક ક
રવાની સતા છે. હવે તે બાબદના ત્રસટ
ડીડો નામદાર કોરટ જોશે તો તે ખુલ
લી રીતે દેખાશે કે સખાવત કરનારા
ઓએ ત્રસટીઓ પોતાની ખાલી પડતી
જગયા પુરતા આવયા છે તેઓ જાણતા
હતા અને તે જાણી તેમને નાણા ભર
યા હતા, કદી એકબારગી એમ પણ ધા
રીએ કે મુંબઇના લોકો અનજુમનને
ત્રસટીઓ નેમવાનો હક હતો એમ સમ
જતા હતા પણ ફંડમાં બહારગામો
થી રકમો મોકલી આપવામાં આવેલી
છે અને તેઓ કેવી રીતે એમ સમજી

શકે કે ટ્રસટીઓ નેમવાનો હક અનજુમનને છે. કોરટે જોવાનું એટલુંજ છે કે જે સખાવત કરનારાઓએ નાણાની રકમો કાઢી આપી છે તે શું સમજથી કાઢી આપી છે? એટલીજ સમજથી તેઓએ તે રકમો ટ્રસટીઓને સવાધીન કરી છે કે ટ્રસટીઓ પોતાના પછી આવનારા ટ્રસટીઓ પોતેજ નેમતા આવયા છે. આ શીવાય તે સવાલનો બીજો કાંઇ પણ જવાબ નીકળી શકે નહી. ટ્રશટીઓએ તે સમજથી સખાવત કરનારાઓના નાણા પોતાના હસતક લીધાં છે અને તેઓ પોતાના હકમાં બીજા કોઇનો ભાગ નહી પડે તે જોવાને હકદાર છે, જો પ્રતીવાદીઓ જો તેમ બીજા કોઇને તેમના કામમાં ભાગ લેવા દેય તો તેઓએ પોતાની ફરજનો ઘાટ કરેલો કહેવાય કારણ કે નાણા ભરનારાઓએ તેમના પાછળ આવનારી ટ્રસટીઓની નેમણુક કરવાની ટ્રસટીઓની સતા છે એમ જાણીનેજ નાણા આપેલા છે. ૧૮૫૧ આગમજ ટ્રસટીઓને પોતા પાછળ આવનાર ટ્રસટીઓને નેમણુક કરવાની સતા હતી કે નહી તે ખાત્રીપુરવક કહેવું મુશકેલ છે, પણ હું કહું છું કે ફંડના થોડા ભાગ માટે ટ્રસટીઓને તેવી સતા હતી અને થોડા ભાગ માટે તેવી સતા નહોતી પણ ૧૮૫૧ પછી તે અતયાર સુધીમાં ટ્રસટીઓ પોતાની ખાલી પડેલી જગયા ઉપર નેમણુંક કરતા આવયા છે અને તેમની તેવી સતાનો કાંઇ શક રહેતોજ નથી. આગળ ટ્રસટીઓના સંબંધમાં જે રૂઢી ચાલતી આવતી હતી તેને ૧૮૧૫ પછી કોમ તરફની પસંદગી મળેલી જોવામાં આવે છે અને તેથી કાંઇ પણ કોરટને ચાલુ ગોઠવણ ખસેવાની જરૂર નથી, અને મી૦ સ્ટ્રેંગમેને કેટલીક સહાદો સહવાતો ટાંકી બતાવી હતી જે પછી મુકદમાની વધુ તપાસ આવતી કાલ ઉપર મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## મી૦ સ્ટ્રેંગમેનનું ભાશણ.

---

## મી૦ લાઉંડસે ટ્રસટીઓ સામે મુકેલાં એહતાનો.

---

## જુદદીનોને વટલાવવાનો સવાલ.

---

## ફરેનચ તથા રજપુત બાનુઓએ ફરીઆદ કરી નથી.

---

## વાદીઓએ મી૦ લાઉંડસને મહોડે તરેહવાર વાતો કરાવી છે,

---

## મી૦ લાઉંડસનું ભાશણ.

(અખબારે સોદાગર, તા૦ ૧૦ મી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ એહરમજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને મી૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ટ્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જડજ મા૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને ઓ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦

ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એફ. તાલેયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

મી૦ સ્ટ્રેંગમેને પોતાનું ભાશણ આગળ ચલાવતાં મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખના યાદગીરીનાં ફંડને લગતાં ઓચરવાં વાંચી સંભળાવી જણાવ્યું કે આ ઓચરવાં બતાવી આપે છે કે લોકો ત્રસટીઓ વીશે શું ધારતાં હતાં. લોકોએ ફંડ ભેગું કરીને ત્રસટીઓ ઉપર મોકલી આપયું હતું. તે વેળા તેઓ જાણતાં હતાં કે ત્રસટીઓ ખાલી પડતી જગા પુરે છે. એ પછી મી૦ સ્ટ્રેંગમેને જુદી જુદી મીલકતોને લગતી વીગતો રજુ કરી જણાવયું કે ૨૪ મી મીલકતના સંબંધમાં ખાલી પડેલી જગાપર નેમણુંક કરવાની ત્રસટીઓ સત્તા ધરાવે છે એમ ખુલું જણાઇ આવે છે. કોરટ જો એવું ઠરાવે કે જનરલ ફંડના સંબંધમાં અમો કાયદાપુરવક રીતે નેમાયલા ત્રસટીઓ છીય તો તકરારી મીલકતોના સંબધમાં પણ અમે ધટતી રીતે નેમાયલા કાયદાપુરવક ત્રસટીઓ છીયે, એમ કોરટે ઠરાવવું જોઇયે. ચોકસ ફંડોના સંબંધમાં અમો એકબારગી ધટતી રીતે નેમાયલા ત્રસટીઓ નથી એમ માની લઇએ તો પણ ૧૮૫૧ પછી જે લાંબી મુદત પાસ થઇ છે તે ધયાનમાં લેવાની છે, તેમજ આ પણ યાદ રાખવાનું છે કે એટલી બધી લાંબી મુદત દરમયાન હસતી ધરાવતી ગોઠવણ કોમના જાણમાં હતી અને તેના પસંદગી પામીને તે ટકી રહેવા પામી છે. કોરટ કોઇ પણ રીતે યોજના ઘડી આપવાને બંધાયલી નથી. કોરટને તો પોતાના મુનસફીનો ઉપયોગ કરવાનો છે. આગળ આ સવાલ ઉઠયો હોત તો કોરટે ૧૮૮૪ નાં ડીક્રી મુજબનીજ યોજના ઘડી કાહાડી હોત, અને તેમાં પ્રતીવાદીઓને જે સત્તા આપવામાં આવેલી છે તેજ સત્તા તેણે તેઓને આપી હોત. હવે સધળી જુદી છે. ૧૮૮૪ નાં ડીક્રી હસતી સાથે પક્ષકારો કોરટ સનમુખ આવેલા છે. તયારે પછી યોજના ઘડવાની જરૂર શું રહી? એ પછી મી૦ સ્ટ્રેંગમેન કાયદાની સાબદતો ટાંકીને બોલ્યા કે પ્રતીવાદીઓ ધટતી રીતે નેમાયલા નથી એવું જણાવીને કોરટને યોજના ઘડી કાહાડવા સુચવવામાં આવયું છે પણ કોરટ યોજના ઘડી કાહાડવાને કાંઇ બંધાયલી નથી. કોરટને પોતાની મુનસફીનો ઉપયોગ કરવાનો છે. કોરટ વાજબી રીતે એવું ઠરાવી શકે કે ૬૦ વરસો થયાં એક રૂઢી હસતી ધરાવતી આવી છે. તે કોઇ પણ જાતની હરકત અથવા મુશકેલી વગર સીલસીલાબંધ ચાલતી આવી છે તેમાં ફેરફાર કરવાનો પ્રસંગ ઉભો થયો નથી. તેથી અમો ૧૮૮૪ના ડીક્રીમાંની ગોઠવણ બહાલ રાખીયે છીએ. ચોકસ મીલકતોના સંબંધમાં ત્રસટીઓ કાયદાપુરવક નેમાયલા નથી એવું જો કોરટ ઠરાવે તોપણ કોરટે જોવાનું છે કે યોજના ઘડી કાહાડવાની જરૂર છે કે અને તેવું પગલું કામના લાભનું થઇ પડશે કે? કોરટ જો એવું ઠરાવે કે ચોકસ મીલકતોના સંબંધમાં ત્રસટીઓ ધટતી રીતે નેમાયલા કાયદાપુરવક ત્રસટીઓ નથી તો યોજના ઘડવાના સવાલ ઉપર વીચાર ચલાવવાનું કોરટની મુનસફી ઉપર છે પણ તેવા સંજોગ વચે કોરટ ૧૮૮૪ના ડીક્રીની ગોઠવણ બહાલ રાખીને પ્રતીવાદીઓની ત્રસટીઓ તરીકે નેમણુંક કરી શકે અને તેઓને ખાલી પડેલી જગા પુરવાની સતા આપી શકે. એમ કહીને હું કાંઇ કોરટને કોઇ પણ અસાધારણ પ્રકારનું કામ કરવા કહેતો નથી, ધારો કે મીલકતોના એક ભાગના સંબંધમાં અમો કાયદાપુરવક નેમાયલા ત્રસટીઓ નથી એમ કોરટ ઠરાવે તો પણ તેવા સંજોગ વચે એક યોજનાની જરૂર છે કે નહી તે સવાલ ઉપર કોરટને વીચાર ચલાવવાનો છે, અને તેમ કરતાં પોતાની મુનસફીનો ઉપયોગ કરવાનો છે. હું કહું છું કે તેવા સંજોગ વચચે પણ એક યોજના ઘડવાની બીલકુલ કાંઇપણ જરૂર નથી જે ગોઠવણ હસતી ધરાવતી જણાય છે તે હવે

હમંદ નીવડેલી માલમ પડી છે. તેના
સંબંધમાં કાંઇપણ ફરીઆદ ઉઠી નથી.
મુકદમાનો આ ભાગ ખરચ સીકકે કહા
ડી નાંખવો જોઇએ એમ હું કહું છું.
મુકદમાનો ભાગ ખરચ સાકકે કહાડી
નાખવામાં આવશે તોપણ ટ્રસટની માલ
કતને મોટા ખરચમાં ઉતરવું પડશે જે
ખરચમાં કાંઇપણ ઘટતા સબબ વગર ટ્ર
સટની મીલકતને ઉતારવામાં આવી છે.
વાદીઓ માંહેલો કોઇપણ સાક્ષીના પીં
જરામાં આવયો નથી તેઓએ કોરટના
મકાનથી સલામત છેટે રહીને સઘળી વા
તો કીધી છે. મારા કુળાએ પોતાને મા
થે ચોકસ ટ્રસટો સ્વીકારીને તેઓને લ
ગતી જોખમદારી ઉઠાવી છે. તે ટ્રસટો
ના સંબંધમાં પોતાને જે સતા આપવા
મા આવી છે તેના બચાવ કરવાની તે
ઓ પોતાની ફરજ સમજે છે તેમ કર
વામાં તેઓ શું રીતની હદ ઓળંગી ગ
યા છે? વાદીઓએ મી૦ લાઉંડસને મ
હોડે તરેહવાર વાતો કરાવી છે. પણ તે
માંની એક પણ વાતને તેઓએ સાક્ષી
ના પીંજરાંમાં આવીને ટેકો આપયો ન
થી. એવું કહેવામાં આવયું છે કે પ્રતીવાદી
ઓ તકરારી સતા પોતાના હાથમાં જાળ
વવાને ઘણા આતુર છે અને કોમના તેઓ
ને કાંઇ દરકાર નથી. પણ પોતાને સોંપવા
માં આવેલા ટ્રસટો સાથે પોતાને આપવા
માં આવેલા સતાનો બચાવ કરવાની ટ્રસ
ટીઓના શું ફરજ નથી? પ્રતાવાદીઓ
પોતાના હાથમાં તકરારી સતા જાળવી
રાખવાને ઘણા આતુર છે અને તેઓને
કોમની કાંઇ દરકાર નથી એવી કરવામાં
આવતી વાત તદન ગલત છે. શેઠ બેહ
મનજી દીનશાહ પાટીટ પ્રતીવાદીઓ માં
હેલા એક છે. તેવણે પોતાના કોમને ખા
તર પારસી જનરલ આસપીટલ સારૂ પો
તાના માલેકીનો જમીનનો એક જંગી
મોટા કીમતી ટુકડો બક્ષેશ આપી દીધો
છે અને તે ઉપરાંત એ આસપીટલ મા
ટે રૂ. ૫૦ હજારના રોકડ રકમ કહાડી
આપી છે. છતાં આવા માણસોને કોમ
ની કાંઇ દરકાર નથી એવી વાત કરવા
માં આવે છે. પ્રતીવાદીઓને સામાપક્ષ
તરફથાં મનભાવતું અપમાન કરવામાં આ
વયું છે અને મનભાવતી ગાળો ભાંડવા
માં આવી છે. પ્રતાવાદીઓ સામે મુક
વામાં આવેલાં બહોતાનો વરતમાનપત્રો
માં પ્રગટ કરવામાં આવયાં છે. તે પાછ
ળથી પાછા ખેંચી લેવામાં આવેલા હો
વા છતાં વાદીઓ તરફથી તે માટે દલ
ગીરી બતાવનારો એક પણ ઉદાર શબદ
મી૦ લાઉંડસે ઉચારવાની દરકાર કીધી
નથી. ટ્રસટીઓ સામેના બોહોતાનો પા
છળથી વાદીઓના ધારાના હીમાયતી મી૦
લાઉંડસે પાછા ખેંચી લીધાં હતાં, પણ
તે વાશે વરતમાનપત્રોમાં એક શબદ પણ
પ્રગટ થયો નથી. પ્રતાવાદીઓએ વગર હાં
સલે વરસો થયાં ટ્રસટનો વહીવટ નમુનેદા
ર રીતે ચલાવીને એક જાતની જાહેર સે
વા બજાવી છે. મી૦ લાઉંડસના શરૂઆત
ના ભાશણ સુધીના હેવાલ "ટાઇમસ
ઓફ ઇંડાયા"માં પ્રગટ થયો છે. પણ
તે પછીનો હેવાલ બાહેર પાડયો નથી.
એ રીતે ટ્રસટીઓ સામે મેલાયલાં બોહ
તાનોને બોહોળી જાહેરાત મળવા પામી
છે. પણ તે બોહોતાના મી૦ લાઉંડસ ત
રફથી પાછાં ખેંચી લેવામાં આવયાં તે
વાત જાહેરમાં આવી નથી. અમોએ સ
મજુતીના સુચવવામાં આવેલી સરતો
નો સંપુરણ ખુલાસો બાહેર પાડયો હ
તો અને તે શરતો સ્વીકારવી કે નહી
તેના સંબંધમાં કોમનો અભીપ્રાય જાણ
વા અંજુમનની સભા બોલાવી હતી.
અંજુમનની તે સભા સનમુખ તે શર
તો તેઓને લગતા સંપુરણ ખુલાસા સા
થે રજુ કરવામાં આવી હતી અને સ
ભાએ તે નહી સ્વીકારવાનો ઠરાવ કી
ધો હતો.

ના૦ મી૦ જસટીસ દાવર—સભામાં
તે કરતા કાંઇક વધુ બનયું હતું એમ
જણાય છે. દરખાસત મુકનાર મહ
રૂમ સમજુતીની શરતો સંબંધી પ્રતી
વાદીઓના ધારાના હીમાયતીઓનો અ
ભીપ્રાય સભા સનમુખ પ્રથમ વંચાવવા
માગયો હતો, અને તેવણુના એ સુ
ચના ઉપાડી લઇને સભાએ પણ
તે વંચાવવાની માંગણી કીધી હતી. પણ
તે પછી ચોકસ સમજાવતથી સભાના
લાગણી ફેરવવામાં આવી હતી અને તે
અભીપ્રાય પાછળથી વાંચવામાં આવયો
હતો.

## જુદ્દીન સવાલ.

હવે હું જુદ્દીનોને વટલાવવાના મુકદમાના બીજા સવાલ ઉપર આવું છું. વટલાવવામાં આવેલી મજકુર બે બાનુઓ કાંઇ મુકદમાની પક્ષકાર નથી, તેમ જ તેઓ માહેલી કોઇએ પણ અત્રે આવીને ફરીઆદ કીધી નથી, અથવા દોખમાઓનો તથા ફંડનો લાભ મેળવવા માટે માંગણી કીધી નથી. એવું કહેવામાં આવ્યુ છે કે તાતા કુટુંબની વાંદરા ખાતેની અગીયારીમાં મીસીસ તાતા કદી ગયાં નથી. તેવણુ તયાં નહી ગયાં તેનુ એક કારણ એ હોય કે તયાં જવાની તેવણની ઇચછા હતી નહી અથવા તેવણ તયાં ગયાં હોય પણ તેવણને તયાં દાખલ કરવા ના પાડવામાં આવી હોય. તેમ જો હોય તો ગમની લાગણી શુ છે તે જણાઇ આવે છે. મી૰ તાતા પોતાના મોકરદારને હકો આપવાને આતુર જણાય છે. પણ મીસીસ તાતાની ખાએશ શું છે તે કોરટ કાંઇ જાણતી નથી. મી૰ તાતાએ પોતે કોરટ સનમુખ સાક્ષાનાં પીંજરામાં આવીને કાંઇ પણ કહયુ નથી. વાદીઓનો દાવો એવો છે કે એક માણુસે પછી તે ગોરો હોય યા કાંગી હોય તોપણ સુદરેહ કુસતી પહેરયો એટલે તેને સઘળા હકો મળવા જોઇયે. પારસી નહ હોય તેવો કોઇ પણ જરથોસતી પોતે કોરટ સનમુખ આવયો નથી. વાદીઓના પોતાના હકોનો કાંઇ જરા પણ ઇનકાર કરવામાં આવયો નથી. મી૰ લાઉંડસે કીધેલી સાક્ષીઓની ઉલટપાલટ તપાસ ઉપરથી તેવણ એવી સુચના કરતા જણાય છે કે પારસી એટલે જરથોસતી અને જરથોસતી એટલે સુદરેહ કુસતી પેહરી જરથોસતી ધરમ પાળનારો માણસ. મજકુર રજપુત બાનુ અથવા મજકુર ફરેંચ બાનુ તકરારી સખાવતોનો લાભ મેળવવાને ખાએશમંદ છે કે નહી તે કોરટ જાણતી નથી. ચોકસ માણસોનાં વીચારો જાણવા વગર કોરટ તેઓના તરફેણમાં કેવી રીતે ડીક્રી કરી આપી શકે? તેથી હું કહું છું કે મુકદમાનો એ ભાગ કહાડી નાખવા જોઇયે. મી૰ લાઉંડસની ઉલટપાલટ તપાસ ઉપરથી તેવણ એવું સુચવતા જણાય છે કે ત્રસટની ભાષા તો જેની તેજ છે. ૧૮૮૪ નું ત્રસટ કરતી વેળા કોઇ રીતે વેગળા જવા જેવું કાંઇ પણ કરવામાં આવયું નથી. પણ હવે ત્રસટીઓ એ ત્રસટના શબદરચનાનો જુદો અરથ ઉઠાવે છે. એવું બતાવનારી જબાની પડી છે કે મુંબઇમાં ફરેંચ બાનુ આગમજ કાઇપણ જુદ્દીન જરથોસતી ધરમમાં વટલાવાનો દાખલો સાંભળવામાં આવયો નથી. જાન નામનો ઇરાની મુસલમાન તો અંજુમનને પુછયા વગર સુદરેહ કુસતી પહેરી બેઠો હતો એમ માલમ પડે છે. માકી શરાફવાળી સદડી બાંધનારના દીકરાએ જુદ્દીન માતાને પેટનાં બાળકની નવજોત કરાવામાં આવે તે સામે અંજુમનને પત્ર લખી સખત વાંધો ઉઠાવયો હતો.

આ૰ મી૰ જસટીસ બીમન—જે દાખલાઓમાં પારસીને તયાં જુદ્દીન ઓરતને પેટે છોકરાં અવતરેલાં જણાય છે તે દાખલાઓમાં મોટે ભાગે તે પારસીઓ જુદ્દીન ઓરતને રાખેલી માલમ પડે છે. તેથી રાખેલી ઓરતને પેટના છોકરાંને જરથોસતી ધરમમાં લેવા સામે પારસી કોમ વાંધો લે તે કુદરતી છે.

મી૰ સ્ટ્રેંગમેન—નહી. કોઇ પણ જુદ્દીન છોકરાંની નવજોત સામે પારસી કોમ વાંધો ઉઠાવતી જણાઇ છે. દાખલા તરીકે એક ઠેકાણુ પંચાયતને એવી ફરીઆદ થયલી જોવામાં આવે છે કે બેહેરામજી નામના એક પારસીએ પોતાના ઓ નોકરને સુદરેહ પહેરાવયો હતો. પંચાયતે તે સામે વાંધો લઇને કહડાવી નાખયો હતો.

આ૰ મી૰ જસટીસ બીમન—તેણી રાખેલી ઓરત તો નહીં હતી?

મી૰ સ્ટ્રેંગમેન—મારી પાસે અસલ ગુજરાતી શબદો છે. તે નામદાર જડજ મી૰ દાવર બરાબર સમજી શકશે.

આ૰ મી૰ જસટીસ દાવરે તે વાંચીને જણાવયું કે એ ઓ રાખેલી જેવી લાગે છે. એમાં અસલ શબદો નીચે મુજબ છે:—

"એક લોનડીને સુદરેહ પહેરાવી પારસી બેહરામજીએ પોતાના મકાનમાં રાખી હતી"

મી૦ એંગમેને વધુ જણાવયું કે જુદા જુદા સાક્ષોએ આવીને કોરટને કહયું છે કે જરથોસતી એટલે પારસી માંસીસ તાતા ગોદાવરાની અગીઆરીમાં જવાને આતુર હોય તો એવું ઠરે કે તાતા કુટુંબે તેણીને બાતજ કાપેલી હોવી જોઇએ. કારણ કે તાતા કુટુંબની વાંદરાની અગીઆરીમાં તેણી ગઇ નથી એવુ કહેવામાં આવયું છે કે તમો નામદારને જે સવાલ ઉપર વીચાર ચલાવવાનો છે તે એ છે. પારસીઓને બાંધનારો ગાંઠ શું છે અને નહીં કે તે શું હોવો જોઇયે ધરમ વટળાવવાની આગ્નાઆપે છે એ ખરું છે. પણ પારસીઓ હીંદુસતાન આવયા તયારથી વટલાવવનો રીવાજ બંધ પડયોછે એમ અનુભવીઓની કમીટીના રાપોરટપરથી તેમજ સાક્ષીઓએ આપેલી જબાની ઉપરથી જણાય છે. ૧૮૨૩ અને ૧૮૭૩ ની વચે લોકો જાણતાં હતાં કે ધરમ વટલાવવાની આગ્ના આપે છે? કોરાન આગ્ના આપે છે તે જોવાનું નથી, પણ ૧૮૨૩ અને ૧૮૭૩ ની વચે લોકો ધરમ આગ્ના આપે છે એવું જાણતા હતાં કે કેમ તે જોવાનું છે. લોકો તેવું કાંઇ પણ જાણતાં હતાં નહીં.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

## ટીફીન પછીનાં તપાસ.

મી૦ એંગમેને બપોર પછી પોતાનું ભાશણ આગળ ચલાવતાં જણાવયું કે વાદીઓ એવી દલીલ રજુ કરે છે કે જરથોસતી ધરમ વટલાવવાનું ફરમાન કરે છે તે સાથ હું મળતો થાઉંછું પણ તે પુરવાર કરવા માટે જે સાક્ષીઓ રજુ કરવામાં આવયા છે તે કેવા છે તે જોવાનું છે. મારા સાક્ષીઓની જે ઉલટપાલટ તપાસ લેવામાં આવી હતી તેમાં એવુંજ દેખાડવાની તજવીજ કરવામાં આવી હતી કે જરથોસતી ધરમમાં વટલાવવાનું ફરમાન છે અને જરથોસતી ધરમમા લેવા માટે બરશનુમની જરૂર નથી. જરથોસતીઓમાં વટલાવવાનું કામ જો ચાલયું હોય તો તે પારસીઓના હીંદુસતાનમાં આવવાની સેંકડો વરસ ઉપર હતું. મી૦ મોદી પારસી પંચાયતના ધણા ઉતમ સેક્રેટરી નીવડયા છે અને તેવા તેવણ નીવડયા નથી એમ સામી તરફથી સુચન કાંઇ થઇ નથી. ત્રસટીઓ મી૦ મોદીના હાથમાં છે એવું કાંઇ પુરવાર કરવામાં આવયું નથી. મી૦ મોદી સામે એમ કહેવામાં આવયું છે કે આ કજીઓ જે લડવામાં આવે છે એ તેમને આભારી છે અને કોમ વચે ભંગાણ કરનારા પણ તેવણજ છે પણ વાદીઓ તેમ કહેવા પોતે કોઇ રીતે બહાર પડતા નથી.

## મી૦ લાઉંડસનું ભાશણ.

મી૦ લાઉંડસે ભાશણ કરતાં જણાવયું કે કોણ ચોકસ ત્રસટનો લાભ લેવા હક ધરાવે છે અને પ્રતીવાદીઓ જે ચોકસ સતાઓ ભોગવવા માંગે છે તે ભોગવવાને તેમને હક છે કે નહીં એ બે સવાલો કોરટને ઠરાવવા માટે મુખય છે. મેં કહયું છે કે પ્રતીવાદીઓએ પોતાને ફંડોના ત્રસટી કરી લીધા છે પણ સવાલ એ છે કે ત્રસટીઓ તરીકે થવાને તેઓ હકદાર છે કે નહીં મુકદમો આટલો લાંબો વખત સુધી ચાલવા પછી ફંડનો લાભ લેવા કોણ હક ધરાવે છે તે આ કોરટે નકી નહીં કરવું એમ કહેવું ઘણું ખોટું છે. નામદાર કોરટે ધયાન આપવું જોઇએ છે કે સામી પક્ષે કબુલ કરયું છે કે વટલાવવું એ જરથોસતી ધરમનું મુળ છે. દસતુર દારાબ પોતાના જરથોસનામામાં કહે છે કે જરથોસતી ધરમમાં જુદદીનોને વટલાવવાના કામને ઘણી અગત આપવામાં આવી છે. દસતુર દારાબ પોતાની ચોપડીમાં કહે છે કે જુદદીનોને પારસી ધરમમાં વટલાવવામાં એ ફરજ સમાન છે અને ઉલટપાલટ તપાસમાં તે ફરજને તે પોતે ઉલટાવી નાંખાં સરાહગત ભરેલી છે એમ દેખાડવા માગે છે. અત્રે મી૦ લાઉંડસે જુદદીનોને જરથોસતી ધરમમાં વટલાવવાના ટેકામાં જુદી જુદી સાહદતો ટાંકી બતાવી હતી. ૧૮૮૨ માં દસતુર પેસાતને જે ચોપાનયું પ્રગટ કરયું છે તેમાં ખુલ્લું જણાવયું છે કે જુદદીનોને જરથોસતી ધરમમાં લેવાનું ફરમાન

છે પણ તે પોતાના ચોપાનીયામાં મજ
ગામનાં વટલેલોને ધરમમાં લેવા માટે ચો
કસ ક્રીયા કરી નહોતી અને તે ક્રીયા ક
રવા વગર તેમને વટલાવયા હતા તે ઉ
પરથી તેમને પોતાના હરીફ દસતુરના કા
મ સામે તે ચોપાનીઆમાં વાંધો લીધો
હતો. આજ તેને પચીસ વરસ થયાં છે
અને તે વખતના બંને મોટા ધરમગુરૂ
ઓ જુદદીનને જરથોસતી ધરમમાં લે
વાની તરફેણમાં બોલે છે. અંગ્રેજી ગ્રંથ
કરતાઓ કહે છે કે જુદદીનોને જરથોસ
તી ધરમમાં લેવાની ફરજ છે તેમજ હ
ઇયાત તેમજ પચીસ વરસ ઉપર થઇ ગ
એલા દસતુર પણ તે સંબંધમાં તેમજ
કહી ગયા છે. અનુભવીઓની કમીટીએ
પોતાના રીપોરટમાં જણાવયું છે કે જર
થોસતી ધરમમાં જુદદીનોને લેવાનું ફર
માન કરવામાં આવયું છે અને તે સં
બંધમાં પારસીઓ હીંદુસતાનમાં આવ
યા તયાર પછી પણ કાઇ આંકોશ મુક
વામાં આવયો નથી પણ હાલના સંસા
રી સંજોગો એવા છે કે મીશનરીઓ થઇ
આપણે આપણા ધરમનો ફેલાવો કરી
શકતા નથી પણ જો કોઇ પારસી ધરમમાં
આવવા માંગે તો તેને ધરમમાં લેવાની
આપણી ફરજ છે. જરથોસતી ધરમમાં
જુદદીનોને લેવાનું 'ફરમાન' છે એવા ધ
રમના પુસતકોમાં શબદ છે અને ફરમાન
નો શબદ શું છે તે આપણે સારી રીતે
સમજીએ છીએ અને તે છતાં દસતુર
દારાબ તેનો અરથ એવો કરી ગયા છે
કે તે તો માત્ર ભલામણ અથવા "ફરમા
યશ" છે. દસતુર દારાબ "ફરમાયશ" છે
એમ બોલી ફતેહમંદીના ચેહરાથી શબ
દકોશ બંધ કરી ગયા પણ શબદકો
શમાં તેનો અરથ શું છે તે પોતે બરા
બર જોયો નથી. ફરમાયશનો અરથ પ
ણ ફરમાનજ થાય છે અને બીજું કાંઇ
થતું નથી. સાક્ષીઓ કહી ગયા છે કે
બારસો વરસો થયાં જુદદીનોને ધરમમાં
લેવામાં આવયાં નથી અને તેમ કરવાનો
કોમમાં રીવાજજ નથી પણ અનુભવીઓ
ની કમીટીના રીપોરટમાં તો તેથી તદન
જુદુજ કહેવામાં આવયું છે. મી૦ મોદી
તેના સેક્રેટરી હતા અને તોપણ તેવણ
હાલ કહેવા બહાર પડયા છે કે આજ
બારસો વરસ થયાં જરથોસતી ધરમમાં
જુદદીનોને લેવાનો રીવાજ નથી. દસતુર
દારાબ અને તેમના પીતા આ મુકદમો
મંડાવા આગમજ એવા વીચારના હવા કે
જુદદીનોને જરથોસતી ધરમમાં લેવાનું
દીનમાં ફરમાન છે. હવે એજ સાક્ષીઓ
છે મી૦ મોદી અને દસતુર દારાબ જે
કહેવા નીકળયા છે કે સંસારી કારણોને
લીધે જુદદીનોને જરથોસતી ધરમમાં
લેવાનું ઠીક નથી. સંસારી કારણો તે
શું, પ્રતીવાદીઓનું કહેવું અને જુના વી
ચારના પોતાના જાત ભાઇઓને એવું
સમજાવવાનું છે કે આપણું ફંડ કરોડનું
છે અને તેનો લાભ બીજાઓને લેવા ના
દો અને જો તમે બીજાઓને તેમ કર
વા દેશો તો તમારી દીકરીઓનો ઉદ્ધાર
થશે નહીં. હવે જુદદીનોને જરથોસતી
ધરમમાં લેવા એ તે ધરમનો અંશ છે
અને તે અંશ કેમ તજી દેઇ શકાય ધર
મનો જે અંશ હોય તે કાંઇ બદલાઇ શ
કે નહીં. પ્રતીવાદીઓ ફકત બે સાક્ષીઓ
ની જુબાની ઉપરથી કહેવા માંગે છે કે
ધરમનો જે અંશ છે તેમાં ૧૮૬૦ થી
અથવા તો હાલના ફંડોની સથાપનાની
અગાઉ બદલાઇ ગયો હતો, જો ધરમ
નો તે અંશ બદલાયો હોય તો તેમને
તે સાબેત કરી આપવું જોઇએ. હવે
કોરટને જોવાનું છે કે એવો કાંઇ પણ
પુરાવો રજુ કરવામાં આવયો છે કે નહીં.
ટ્રસટીઓને મુકદમો શું છે. તેમનું કહે
વું એટલે મી૦ મોદીનું કહેવું એવું છે
કે હીંદુસતાનમાં આવવા તયાર પછી જુદદી
નોને જરથોસતી ધરમમાં લેવામાં આવયા
નથી પડીતોની બાબત ઉપર આવતાં તેવણ
કેવી રીતે ફરયા છે અને તે પંડીતો પાર
સીઓ હતા એમ કહેવા જતાં તેમને કેવો
હયા ઉપજાવવા જોગ દેખાવ કરયો છે
કે તે વીશે વધારે કહેવાની જરૂર નથી
હવે અકબરને જરથોસતી ધરમમાં લેવા
માં આવયો હતો એ પુરવાર કરવા
મી૦ મોદીએ ચોપડી લખી છે અને હ
વે તેવણ ફરી જઇને એમ કહેવા માંગે
છે કે આજ બારસો વરસ થયા પારસી
ઓ જયારથી હીંદુસતાનમાં આવવા તયા
રથી જુદદીનોને જરથોસતી ધરમમાં લે
વાનો કાંઇ બનાવ બનયો નથી. હવે જુ

આ કે મી૦ મોદી કહે છે તેમ ખુદ ન વસારીથી તેમના દસતુર છેક અકબરની દરબારમાં ચાલી ચલાવીને તેમને જરથો સતી ધરમમા વટલાવવા ગયા હતા અ ને તયારે મી૦ મોદી કહે છે છે કે વટ લાવવાની વાત બંધ પડી ગઇ હતી એ મ કેમ કહેવાય.

બાદ મુકદમાની વધુ તપાસ આજ દીન ઉપર મુલતવી રહી હતી.

# પારસી પંચાયત કેસ.

## મી૦ લાઉંડસનું ભાશણ.

## દસતુર દારાબ સામે ટીકા.

## જુદદીનોને વટલાવવાના રીવા જના સંબંધમાં ખુલાસો.

## ત્રસટીઓને હસતકના ધરમ ખાતાંઓ કોણુને માટે છે?

(અખબારે સોદાગર, તા૦ ૧૧ મી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારો નેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જી જીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રત નજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભા ઇ નવરોજી કાત્રક મુંબઇના પારસી પં ચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજી ભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જ મશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પીટીટ સા મે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલે હાઇ કોરટમાં નામદાર જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકલી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમ જી, દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાંન, મી૦ પેસતનજી ફરદુનજી તાલયારખાન અને મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સેં ગમેન અને મી૦ જે. બી. કાંગા હાજ ર થયા હતા.

### મી૦ લાઉનડસનું ભાશણુ.

મી૦ લાઉંડસે પોતાનું ભાશણુ આગ ળ ચલાવતાં જણાવયું કે ફરમાન શબદ ના દસતુરે ઉઠાવેલા અરથ વીશે હું કાં ઇક વધુ બોલીશ. તે બતાવે છે કે પવ ન કઇ બાજુએ ફુંકે છે. દસતુર કહે છે કે ફરમાન એટલે આડકત્રી બલા મણુ ફરમાનનો ભંગ કરવો તે પાપ કર વા બરાબર છે. છતાં દસતુરને તે સુંજયુ નથી. તોપણ તેવણુ કહે છે કે બીડી ફુંકવી તે પાક છે. ધરમનાં મુળ તતવનો ભંગ કરવો તે તેવણુ પાપ લેખતા નથી. સંસારી સબમેસર તે વણુ ધરમના મુળ તતવ સમાનનું ફર માન ઉલટાવી નાંખવા તથા બાજુએ મુકવા કહે છે. છતાં બીડી ફુંકવા જેવી બાબદને તેવણુ પાપ કેહેવાને અચ કાતા નથી. આ બતાવે છે કે હાલ તુરત તો દસતુર લોક અવાજના રોહ તરફ ખેંચાઇ ગયા છે. પણુ પાછળથી સઘળું શાંત થતા તેવણુ કદાચ પોતાના મનમાં એવા અભીપ્રાય ઉપર પાછા આ વશે કે ધરમના મુળ તતવોનો ભંગ કરવો તે પાપ છે. ૧૮૮૨ નું દસતુર પેશોતનનું ચોપાનીઉં તેમજ સતય મીત્ર જેવાં ઓરથોદોક્ષ પત્રી મેં રજુ કીધેલી આરટીકલ બતાવી આપે છે કે વટલાવવાના કામને એક ફરજ સમા નનું આજના જમાનામાં પણુ લેખવામાં આવે છે. મી૦ મોદી બદાઉનીનો પ્રોફે સર વીલસનનો તરજુમો પુરગંભી રાઇથી અકબરને લગતી પોતાની ચોપ ડીમાં ટાંકે છે, જેમાં જણાવવામાં આ વયું છે કે નવસારીના પારસીઓએ ૩૦૦ વરસની વાતપર ઘણાંઓને વટલા વયા હતા. છતાં તેવણુ હવે કહેવા ની કળયા છે કે એ તરજુમો ખોટો છે.

પણ પોતાની ચોપડી બાહેર પાડતી
વેળા મી૦ મોદીએ એ વાત વગર
વાંધાએ અને વગર તુકતેચીનીએ પ
સાર થવા દીધી છે. સાક્ષીના પીંજરા
માં આવીને તેવણ કહે છે કે ૧૨૦૦
વરસ થયાં હીંદુસતાનમાં કોઇને વટ
લાવવાનો દાખલો બનયો નથી
છતાં પોતાની ચોપડીમાં તેવણે તેથી
ઉલટી વાત કશીપણ સરેહ કીધા વગ
ર પસાર થવા દીધી છે. આ ખટપટ
જાગી તે આગમજ અકબર વહલેસો એ
વું પુરવાર કરવા માટે તેવણે એ શાહા
દત ટાંકી હતી. પણ હવે સાક્ષીના પીં
જરામાં આવી તેથી ઉલટી વાત પુરવા
ર કરવા માટે તેવણ પોતે ટાંકેલો તર
જુમો ખોટો જણાવે છે. તેવણની આ
વી વરતણના સંબંધમાં હું ઝાઝા સખત
શબદો વાપરવા માંગતો નથી. હવે હું
રેવાયત પર આવીશ. રેવાયતમાં ગુલા
મોને વટલાવવાનો સવાલ સમાયલો છે.
તયારે તે વેળા વટલાવવાનો રીવાજ
૮૦૦ વરસો થયાં નીકળી ગયલો હતો
એમ કેમ કહી શકાય? છેક અસલના
વખતથી ઘરમાં રાખેલાં દુબળા નોકરો
ને સુદરેહકુસતી પહેરાવી દીનમાં લેવા
ના રીવાજ ચાલતો આવેલો જણાય છે.
રેવાયતના સવાલોના જવાબો બતાવી
આપે છે કે વટલાવવાની બાધ નથી.
એ પછી લાઉંડસે રેવાયતોમાંથી વટલા
વવાની બાબદને લગતા સવાલ જવાબો
વાંચી સંભળાવીને જણાવયું કે બેહેદીન
નો અરથ સઘળા પારસી એવો થાય
છે એમ રેવાયત ઉપરથી જણાઇ આવે
છે. બેહેદીનનો અરથ એવો થાય છે કે
ભલો ધરમ પાળનાર મી૦ સેગમેન શ
રુઆતમાં જણાવયું હતું કે બેહદીન એ
ટલે ધરમગુરુઆના વરગની બાહેરના જ
રથોસતીઓ પણ બેહેદીનનો મી૦ સેંગ
મેન સુચવેલો એ અરથ બરાબર નથી.
અને એક રેવાયતના સંબંધમાં એવું
જણાવવામાં આવયું છે કે તે ખરી
નથી. મી૦ મોદીએ જણાવયું છે કે
મુંબઇમાં બે ચહસો જીવતા છે જેઓ
જણાવે છે કે એ રેવાયત ખરી અથવા
સતાદાર નથી. પણ તે છતાં તેઓ માં
હેલા એકપણ શખસને સાક્ષીનાં પીં
જરામાં બોલાવવાની દરકાર કરવામાં આ
વી નથી ૧૭૭૩ ની રેવાયત બતાવે છે
કે ઘરમાંના નોકરો તથા ગુલામોને દીન
માં લેવામાં આવતા હતા, અને તેઓ
ની લાશો બીજા જરથોસતીઓની લા
શો સાથે દોખમે ચઢાવવાનું રવા છે
કે નહીં એવો સવાલ ઇરાન ખાતે પુછ
વામાં આવયો હતો, જેનો તયાંથી એ
વો જવાબ મળયો હતો કે તેમ નહીં
કરવું તે ગુનાહભરેલું છે. મુંબઇમાં ૧૮૩૭
સુધી કોઇ પણ રીતે પારસીઓનું વડુ
મથક હતું નહીં. "બોંબે ગેઝેટીઅર" ઉ
પરથી તેમ જણાઇ આવે છે. રેવાયત
માંના સવાલો પશ્ચીમ હીંદુસતાનમાંનાં
સઘળાં મુખય પારસી મથકો તરફથી પુ
છાવવામાં આવયા હતા. સુરતમાં દુબરા
ઓને વટલાવવામાં આવયા તે દાખલા
બતાવી આપે છે કે વટલાવવાનો રીવા
જ ચાલુ રહેલો હતો. મુંબઇમાં પારસી
ઓ મોટી સંખયામાં આવી વસયા તયા
રે તેઓએ રીવાજો બદલયા હોય અને
મુંબઇમાં તેઓએ દુબરાઓને નહી વટ
લાવયા હોય એ તદન બનવાજોગ છે.
પણ તે બીનઅગતયનું છે. ગોદા
વરાની અગીઆરી સઘળા જરથોસતી
ઓ માટે છે. વટલાવવાનો રીવાજ પશ્ચ
ચીમ હીંદુસતાનના સઘળા પારસીઓમાં
જાણેજ હતો, અને તે જરથોસતીઓના
ધરમના એક ભાગ સમાનનો છે. એવું
કહેવું કે સુરતના દુબરાઓને લગતી આ
ખા વાત તદન ખોટી છે તે તદન બેહુદું
છે. સુરતથી એક ખાનસાહેબ અને અ
ત્રેની સેક્રેટરીએટમાંથી એક અમલદાર દુ
બરાઓના દાખલાઓના સંબંધમાં જ
બાની આપી ગયા છે. તેઓ શું અત્રે
જુઠું બોલવા આવયા હતા? હું ખા૦
સા૦ ખશરુભાઇ અને મી૦ ભાવનગરી
માટે બોલુ છું.

આ૦ મી૦ જસટીસ દાવર—પણ તેઓ
અંગત માહીતીથી કાંઇપણ જણાવી ગ
યા નથી. એ દુબરાઓ તેઓના બાપદા
દાઓના ગેરકાયદેસરનાં ફરજંદ હોય, અ
ને તે વાત તેઓને તેઓના બાપદાદા
ઓએ કહી નહી હોય. તેઓ જો
પોતાની અંગત માહીતીથી એ વાત જ

આવી ગયા હતે તો તેથી આપણી વધુ ખાતરી થઇ શકતે.

મી૦ લાઉંડસે આગળ ચાલતાં જણાવયું કે જીવી ગેરકાયદેસરનું ફરજંદ હતી એમ કોઇએ કહયું નથી. તેણી દુરરંદ હતી. તેણીની લાશ દોખમે ચહડાવી હતી તે વીશે કાંઇ પણ શક નથી. અમારા ઘણા સાક્ષીઓ કહી ગયા છે કે એ દાખલાઓ સુરતમાં સઉને સંપુરણ જાણીતા છે. સઉ કોઇ એ દાખલાઓથી પુરેપુરા માહીતગાર છે. સુરતથી એક માણસને સામા પક્ષ તરફથી ખાસ પોતાને "ઇનજંકશન" આપવા અત્રે બોલાવવામાં આવયો હતો. તેને વીશે એવું કહેવામાં આવયું હતું કે તે એ બાબદસર સઘળું જાણે છે. છતાં તેને અત્રે સાક્ષીના પાંજરામાં લાવવામાં આવયો નથી. પેલી છોકરી સુનાબાઇનો દાખલો કોઇપણ રીતનો શક વગરનો છે. તેણીની નવજોત કરાવનાર ડા૦ ધનજીશાહ ખંબાતની અંજુમનના એક ટ્રસટી છે, અને તેવણ કહી ગયા છે કે ખંબાતમાં સહુ કોઇ જાણે છે કે તેણીને વટલાવવામાં આવી હતી. ૧૨૦૦ વરસો થયાં હીંદુસતાનમાં વટલાવવાનો રીવાજ બંધ પડેલો છે એવું સામી પક્ષનું કહેવું જો ખરૂં હોય તો તેણે આ માની ઉપજી જબાની તોડવા માટે ખચીતજ સાક્ષીઓ રજુ કરવા જોઇતા હતા. મેહેમેહન જાલનો દાખલો તો ખુદ પ્રતીવાદીઓના પોતાનાજ રેકોરડમાંથી આપણને મળે છે. એ વટલાવવાનો દાખલો હતો તે વીશે કાંઇ પણ શક છેજ નહી. તે ઇરાની મેહેમેહન હતો. ટ્રસટીઓ તથા મી૦ મોદી એ દાખલાથી ખચીતજ માહીતગાર હોવા જોઇએ એ દાખલો ખુદ મુંબઇમાંજ બનેલો છે. તેને વટલાવાને પારસી છોકરી સાથે પરણાવવામાં ગટીક આવયો હતો. તવારીખનવેશોએ અને બીજા લેખકોએ હાલના મુકદમાના પ્રતીવાદીઓને ઠગવા માટે સેંકડો વરસની વાત ઉપર ખોટી બનાવટી જબાની ઉભી કરી રાખી હતી એમ સામા પક્ષ તરફથી જે કાંઇ દલીલો રજુ કરવામાં આવી છે તે ઉપરથી તો શું ૧૨૦૦ વરસ થયાં કોઇને હીંદુસતાનમાં વટલાવવામાં આવયો છે તો નહીં એવી સામા પક્ષની વાત જો ખરી હોય તો પછી એવું દરેક જુદા જુદા ગ્રંથકરતાઓએ પોતાની ચોપડીઓમાં વટલાવેલાના સંબંધમાં જે કાંઇ જણાવેલું છે તેઓએ ફકત પોતાના ભેજામાંથી શોધી કહાડેલું હોવું જોઇયે. ડા૦ ડરમંડ ૧૮૦૦ માં લખાણ કીધેલું છે. મુંબઇની લીટરરી સોસાયટીના કામકાજની પ્રગટ થયલી વીગતોની ચોપડીનો દીબાચો મી૦ વીશ્વનાથ નારાયણ મંડળીકે લખેલો છે, જેવણ મુંબઇના એક જાણીતા ગ્રહસ્થ હતા. તેમાં મુંબઇની એશીયાટીક સોસાયટીની સથાપનાની વીગત આપવામાં આવી છે. તે ઉપરથી જણાઇ આવે છે કે ડા૦ ડરમંડ કોણ હતો. તેણે વડોદરા તથા ગુજરાતમાં સરજન તરીકે કામ કીધું હતું, તેણે વડોદરા, ગુજરાત અને મુંબઇમાં કેટલાંક વરસો ગાળયાં હતાં. ડા૦ ડરમંડે વડોદરા તથા ગુજરાતમાં બજાવેલી નોકરીનાં પરીણામમાં તેણે જે કાંઇ ખબર પુરી પાડી છે તે મેળવેલી હોવી જોઇએ. તેણે પોતે નજરે જે કાંઇ જોયલું તે પોતાની અંગત માહીતીથી જ જણાવે છે એમ સાબેત થાય છે. "બોમબે ગેઝેટીયર" સરકાર તરફથી બાહેર પાડવામાં આવેલું એક સતાદાર પુસતક છે. તેના અધીપતી તરીકે સર જેમસ કેમપબેલે કામ કીધું હતું સર જેમસ કેમબબલે નોંધ કીધી છે કે ગુજરાતના પારસીઓનો હેવાલ ઇનકમટેક્ષ કલેકટર મી૦ ખરશેદજી નશરવાનજી સીરવાઇએ ખા૦ બા૦ બહમનજી બેહેરામજી પટેલની મદદ સાથે લખયો હતો, જેવણે વીગતો પુરી પાડી હતી. એ હેવાલમાં હીંદુઓને વટલાવવા વીશે લખેલું છે. સામા પક્ષ જો એ હેવાલ ખોટો જણાવતી હોય તો તેમ પુરવાર કરવા માટે ખા૦ બા૦ બહમનજી બેહેરામજી પટેલ જેઓ હજી હઇયાત છે તેવણને સક્ષીનાં પીંજરામાં બોલાવવા જોઇતા હતા પણ તેમ તેના તરફથી કરવામાં આવયું નથી. મુંબઇમાં તકરારી દાખલાઓ સીવાય બીજા દાખલાઓ નથી એમ સાબેત થયું છે, જરથોસતી ધરમ પ્રમાણે લાશને પા

ણી, અગની કે જમીનના સમાગમમાં લાવવી તે મોટું પાપ છે, અને તેથી પાણી, અગની તથા જમીન અપવીત્ર બને છે. પારસી પંચાયતના સેક્રેટરી મરહુમ મી० નસરવાનજી બેહેરામજીએ લખેલા એક નીબંધમાં તેવણે લખ્યું છે કે જરથોસતી ધરમ ખાસ તાકીદ ફરમાવે છે કે લાશ દાટી નહીં, અથવા બાળવી નહીં, અથવા તે દરીયામાં કે નદીમાં નાખવી નહી. પ્રતીવાદીઓના પોતાનાજ માજી સેક્રેટરીએ એમ જણાવેલું છે. ત્રસટીઓ કહે છે કે એ નહીં માફ થઇ શકે તેવો ગુનાહ અમારા ધરમ પ્રમાણે છે, છતાં અમો તમોને તે ગુનાહ કરવાની ફરજ પાડીશું. મુંબઇમાં લાશ ખુલ્લી મુકવા માટેનું બીજું કોઇ સાધન કે મથક નથી. લાશ દોખમામાં ખુલ્લી મુકવા સીવાય બીજી રીતે ઠેકાણે પાડવી તે નહી માફ થઇ શકે તેવું મોટું પાપ છે એમ જરથોસતી ધરમ પુસતકો તેમજ રેવાયતો ખુલ્લું જણાવે છે. તમો નામદારોને જણાતા ઉપરથી એવાં સેટ ઉપર આવતાં કાંઇપણ હરકત નડશે નહી કે વટલાવવાની જરથોસતી ધરમે ખાસ તાકીદ ફરમાવેલી છે અને લાશને દોખમામાં ખુલ્લી મુકવા સીવાય બીજી કોઇ પણ રીતે ઠેકાણે પાડી તે જરથોસતી ધરમ મુજબ માફ નહી થઇ શકે તેવું મોટું પાપ છે. તમો નામદારો એવાં સેટ ઉપર આવવાથી તકરારી ત્રસટાનો લાભ મેળવવાનો કોણને હક છે તે સવાલ સુઢવવામાં તમોને ઘણી મદદ મળશે. ધરમના સામાન્ય ફરમાનો શું છે તે પુરવાર કરવાનું મારૂં કામ છે અને તે ઉપરથી કોરટ માની લઇ શકે કે તે ફરમાનો મુજબ ચાલવા માટે સખાવત કરનારાઓએ સખાવત કરી હતી, સીવાય કે તેથી ઉલટી વાત સામા પક્ષ તરફથી પુરવાર કરી આપવામાં આવે. કુલે જરથોસતીઓ માટે આ સખાવતો કરવામાં આવેલા છે. તેનો અરથ શું થઇ શકે તે કોરટને જોવાનું છે. એ પછી મી० લાઉંડસે જુદી જુદી મીલકતો અને તેઓને લગતા ઓચરથાંઓ સંબંધી વાગતો પોતે તઇયાર કાઢેલાં એ શીડયુલમાંથી વાંચી સંભળાવી હતી.

તેવણે આગળ ચાલતાં જણાવ્યું કે જરથોસતી ધરમ ફરમાવે છે કે દરેક જરથોસતીની લાશ દોખમામાં ખુલ્લી મુકવી જોઇયે. તે ઉપરથી તમો એમ માની લઇ શકો કે એ દોખમાઓ દરેક જરથોસતીની લાશ ખુલ્લી મુકવા માટે બાંધવામાં આવ્યાં હતાં. લાશ દોખમામાં ખુલ્લી મુકવી એ જરથોસતી ધરમનું ખુલ્લું ફરમાન છે અને તેથી ઉલટી રીતે ચાલી શકાય નહી. બઇ બચુબાઇ દોખમા માટે જમીન આપતાં કહે છે કે હું માજદીયસનાન ધરમનાં લોકો માટે દોખમું બાંધવા સારૂ જમીન આપું છું, તે જમીન ઉપર શેઠ ફરામજી કાવસજી બનાજીએ માજદાયસનાન ધરમનાં લોકો માટે દોખમું બાંધયું હતું. એ દોખમાનાં ધરમનાં કામ માટે એક ધારમીક માણસે દોખમું બાંધયું હતું. એ પછી મી० લાઉંડસે બીલનીના દોખમાને લગતાં ઓચરયાંમાંથી એક ફકરો વાંચી સંભળાવતો હતો તેમજ એ દોખમાંને લગતા બીજાં ઓચરયાંઓ વાંચી સંભળાવ્યાં. તેવણે જણાવ્યું કે પવીત્ર અને સરસ માજદાયસનાન ધરમના ફીરકાના તમામ લોકો માટે તેમજ સઘળા જરથોસતીઓ માટે એ દોખમું બાંધવામાં આવ્યું છે એવા મતલબના શબદોએ દસમા પેજેમાં વાપરવામાં આવેલા જણાય છે. તકરારી ત્રસટોને લગતાં ઓચરયાંઓ ઉપરથી જણાય છે કે તમામ જરથોસતી આલમ અથવા સઘળાં જરથોસતીઓ માટે તે સથાપવામાં આવવાં હતાં. જરથોસતી શબદને મોદીબ તથા પ્રતીવાદીઓના સાક્ષીઓએ ખોટો અરથ ઉઠાવ્યા છે. દરેક ડીક્ષનરી એવું જણાવે છે કે જરથોસતી એટલે જરથોસતનો ધરમ પાળનાર એ સીવાય તેનો બીજો અરથ થઇ શકેજ નહી. મી० મોદીએ તથા પ્રતીવાદીઓના સાક્ષીઓએ જરથોસતી શબદનો જે અરથ ઉઠાવ્યો છે, તે અરથ કોઇપણ ડીક્ષનરીમાંથી મળતો નથી. પ્રતીવાદીઓનાં પોતાનાંજ ઓચરયાંઓ ઉપરથી તેઓ તરફથી જણાવવામાં આવેલો અરથ ખોટો ઠરે છે. તેઓ પોતાનાં જાહેરનામામાં "પારસી

જરથોસતી" શબદો વાપરે છે, જે બતાવે છે કે તેઓ જાણતા હતા કે એકલા જરથોસતી શબદમાં ફકત ધારમીક અરથ સમાયલો છે. પ્રતીવાદીઓ માંહેલા કોઇએ પણ સાક્ષીના પીંજરાંમાં આવીને જરથોસતી શબદના અરથના સંબંધમાં પોતે ખુલાસો કીધો નથી. પણ તેને બદલે બીજા બગતા આસામીઓને બોલાવીને તેઓ મારફતે પ્રતીવાદીઓએ જરથોસતી શબદનો અરથ સમજાવવાનું ધારયું છે એક ત્રસટીના બાઇને પણ સાક્ષીના પીંજરામાં બોલાવવામા આવયા હતા પણ કોઇ પણ ત્રસટીએ પોતે સાક્ષીનાં પીંજરામાં આવવાનું દરસત ધારયું નથી. "જરથોસતી" એટલે કોમે પારસી અને ધરમે જરથોસતી એવો અતયાર અગાઉ કદી પણ નહીં સાંભળવામાં આવેલો જે વીચીત્ર અરથ એરવદ મોદીએ કહી સંભળાવયો છે તેનું તમો નામદારોને તોલ કરવાનું છે. "જરથોસતી" શબદ ફકત ધરમ સંબંધી અરથ ધરાવે છે. "પારસી" શબદ પણ વધુ સાધારણ રીતે ધરમ સંબંધમાંજ વપરાય છે. સીવીલ મેરેજ એકટ ૧૮૭૨ ના ૩ જા કાયદામાં "પારસી ધરમ" શબદો વાપરેલા છે. "પારસી ઇઝમ" એટલે "ઝોરોએસત્રીએનીઝમ" એ સીવાય તેનો બીજો કાંઇપણ અરથ થતો નથી. પ્રોફેસર બલોકમેનના શબદો મી૦ મોદીએ ટાંકેલા છે કે અકબર રાહરસમે પારસી હતો એટલે કે જરથોસતી હતો. તે સીવાય બીજો કાંઇ તેનો અરથ ઉઠતો નથી. હીંદી પારસીઓ એટલે હીંદી જરથોસતીઓ અને ઇરાની પારસીઓ એટલે ઇરાની જરથોસતીઓ એવો અરથ થાય છે. પ્રોફેસર જેકસન કહે છે કે પારસીઓ એટલે હાલના જમાનાના જરથોસતીઓ. વસતીની ગણત્રીનો રીપોરટ બતાવી આપે છે કે પારસી શબદ ધરમ સંબંધી અરથમાં વાપરી શકાય આ સબબોને લીધે તકરારી દસતાવેજોમાં "જરથોસતી" શબદનો અરથ શું થાય છે તે નકી કરવામાં તમો નામદારોને કાંઇ પણ મુશકેલી નડશે નહીં એમ હું કહું છું. ૧૮૮૪ નું ડીડ યુરોપીયન સોલાસાટરે ઘડયું હતું અને ૧૮૮૪ માં પણ જરથોસતીને બદલે યુરોપયનો તરફથી વાપરવામાં આવતો લોકપ્રીય શબદ પારસી હતો. હવે માઝદીયસનાન કોમ અથવા જરથોસતી કોમ એટલે શું તે આપણે જોઇશું. સામા પક્ષ કહે છે તેનો અરથ પારસી કોમ થાય છે, અને પારસી કોમને પોતાના લેખીત બચાવનામાના ૧૪ માં ફકરામાં જણાવેલા ફકત ત્રણ વરગોમાંજ સામો પક્ષ સમાવી દે છે. સુદરેહકુસતી કોમમાં દાખલ કરવા માટેનું ચીનહ છે એમ મી૦ મોદીએ કહયું છે. સુદરેહકુસતી પેહેરાવવાની કીયા કોમમાં દાખલ કરવાની કીયા છે. તેથી જે કોઇ સુદરેહકુસતી પેહેરે છે તે કોમનો મેમબર બને છે, અને તેને કોમના સઘળા હકો ભોગવવાનો હક રહે છે.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

બપોરના ખાણા પછી મી૦ લાઉનડસે આગળ ચાલતાં જણાવયું કે પ્રતીવાદીઓએ પોતાના બચાવનામાના ૧૪ માં ફકરામાં પારસીઓ કાયને કહેવા તેનું વરણન આપયું છે તે ખરૂં નથી. મજગામના વટલેલાઓનો દાખલો જુઓ. તેઓ અરધા જુદ્દીન હતા કારણકે તેમનો બાપ પારસી હતો પણ તેણે સદરોકુસતી પહેરેલો નહોતો. હવે પારસી વેશયાના છોકરાઓ માટે જુઓ. તેઓને માટે ચોકસ ત્રસટડીડમાં તેમને ચોતરા ઉપર નાંખવાનું જણાવવામાં આવયું છે. ૧૮૮૪ ના ત્રસટડીડમાં જણાવવામાં આવયું છે કે ઘણી પારસણો હાલ વેશયાનો ધંધો કરે છે અને તેઓના છોકરાંઓ માટે ચોતરાની ૧૮૮૪ ના ત્રસટડીડમાં ગોઠવણ કરવામાં આવી છે. જયારે વેશયાના બાળકોને જયારે આવી રીતે ચોતરામાં નાંખવામાં આવે તયારે જરથોસતી ધરમમાં વટલેલા અને સુદરેકુસતા પેહેરેલાને તેવો લાભ નહીં આપવામાં આવે એમ કલપવું બેહુદું છે. આગલા વખતમાં પવીત્ર વીચારનાઓએ આવી રીતનો નીકાલ કરયો હતો તેમાં તેમની મતલબ ધરમમાં લેતાં અટકાવવાની નહોતી પણ ખરી રીતે તો કોમમાં અનીતાનો વધારો થતો હતો તે અટકાવવાનો હતો. હવે સંસારી

કારણોને લીધે હાલ પારસીઓ પોતાના ધરમમાં બીજાઓને માંગતા નથી અને તે રીતે ધરમનો જે મુળ અંશ છે તે તેઓ ફેરવી નાંખવા માંગે છે, પણ સો વરસ ઉપર તેવી રીતે ધરમમાં ફેરફાર થયો હતો કે અને ફંડમાં નાણાં ભરનારાઓ તે જાણતા હતા કે નહીં તે આ કોરટને જોવાનું છે હવે જો સંસારનો સુધારો કરવો હોય તો છોકરાં કરતાં માતાને પ્રથમ ધરમમાં લેવી જોઈએ કારણકે તેમ થયાથી જુદદીન માતાને પેટના બાળકો જરથોસતી ધરમના ફરમાનમાં વધારે સારી રીતે ઉછરી શકશે. પારસીઓ મરદોને જુદદીન ઓરતો છતાં કોઈ રીતે અટકાવ કરવામાં આવતો નથી અને તેઓ પારકા ધરમની ઓઓ સાથ પરણતા આવ્યા છે અને હાલ ઘણા દાખલાઓ બનયા છે જેમાં પારસીઓએ યુરોપીયન બાયડીઓ કીધી છે. તેમ થવાથી તેમના બાળકો માતા માતાના ધરમમાં રહેશે કારણકે માતાના પગ બાળકો ઉપર રહે છે અને તેમ થવાથી વખત જતાં તે બાયડીનો ભરથાર પણ પોતાનો ધરમ છોડી બાયડીના ધરમમાં જશે. આથી મારા વીચાર પ્રમાણે તો સંસારનો સુધારો કરેવો હોય તો જુદદીન બાયડીને ધરમમાં લેવી એ વધારે સારૂ છે. સુદરે અને કુસતી પહેરાવવામાં આવે એટલે તે જરથોસતી ધરમમા દાખલ થવાની નીશાની છે અને તેટલી નીશાની પુરતી છે.

મી૦ જસટીસ દાવર—પારસી માબાપના છોકરાંને દીનમાં લેવા માટે નવજોતની કીયા સાધારણ રીતે પુરતી છે, પણ અત્રે એવા મતલબનું બોલાયું છે કે જુદદીનોને દીનમાં લેવા માટે નવજોત ઉપરાંત બરશનુમની કીયાની જરૂર છે. મજકુર ફ્રેંચ બાનુને બરશનુમ આપવામાં આવ્યું હતું એવી જુબાની કાંઈ પડી નથી.

મી૦ બાઉનડસ—તેણીને દીનમાં લેવાની કીયા કોમના વડા દસતુરે કીધી હતી અને તેવણે એ સંબંધમાં જે કાંઈ પુરતું ધારયું હતું તે કીધું હતું તે કરતા કોરટને ગમ તો તેણીના નવજોત કરનાર દસતુર ડેબખશને બોલાવી એ બાબે કોરટે પરપુછ કરવી. હું તેમને મારા સાક્ષી તરીકે કાંઈ બોલાવવા માંગતો નથી.

અત્રે મી૦ બાઉંડસે બરશનુમની કીયા કયારે અને કેમ કરવાની જરૂર છે તેને લગતી શહાદતો અંગ્રેજી ગ્રંથોમાંથી વાંચી બતાવી હતી અને જણાવયું કે મી૦ મોદી યુરોપ ગયા હતા અને તેમને ટ્રસટીઓએ પાછા આવયા પછી બરશનુમ લેવા કહયું હતુ પણ તેમને તે સામે મજબુત વાંધો લીધો હતો.

હવે દાવો ખોટી રીતે માંડવામાં આવયો છે અને કેમ પણ જટલેન દાવામા વાદી તરીકે નથી પણ તે તકરારનાં હું કાંઈ મજબુતી જોતો નથી. ટ્રસટીઓએ ટ્રસડીડમાં જરથોસતી શબદ સંબંધમા ફેરફાર કરી વાંધો ઉભો કરયો છે અને હવે તેઓ કહવા માગે છે તે શબદનો અરથ તેમના કહેવા પ્રમાણેનો થાય છે હવે અમે કોરટને તેમા ફેરફાર કરવા અરજ કરવાની અરજ કરીએ છીએ અને અસલ દસતાવેજમાં જે શબદ વાપરવામાં આવયા છે તે ફરીથી દાખલ કરવા માંગીએ છીએ.

આવતી કાલે ટ્રસટીઓની નેમણુક કાયદા પ્રમાણે કરવામાં આવી છે અને ખાલી પડતી જગયા તેમને પોતાને કરવાનો હક છે કે નહી તે સવાલ ઉપર બોલીશ, તે બાબદમાં હુ ઘણું લંબાણ બોલવા માગતો નથી અને આશા રાખું છુ કે કાલે બપોર સુધીમાં હું મારૂ બોલવાનું પુરૂ કરીશ.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

---

## દસતુર કેખશરૂ જામાસપ આશાનાની જુબાની.

---

## પારસીઓમાં બાળલગનનો રેવાજ.

---

## જુદદીનને વટલાવવા માટે બરશનુમની બીનજરૂરયતનો આપેલો અભીપ્રાય.

---

## મીસીસ તાતાને આતશબેહેરામમાં દાખલ કરવાનો સવાલ.

(અખબારે સોદાગર તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહરવાનજી મનચેરજી કામા અને મી૦ બમનજી દીનશાહ પાટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગયા શનીવારે હાઇ કોરટમાં નામદાર જજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેસરસ અરદેશર, હોરમસજી દીનશાહ અને કંપનીની ફરમાસથી મી૦ લાઉનડસ, મી૦ પેસતનજી ફરદુનજી તાલયારખાન, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ બાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેસરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાસથી મી૦ ઇનવેરારીટી, મી૦ રેકસ, મી૦ સ્ટ્રેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

### દસતુર કેખશરૂ જામાસપ આશાનાની જુબાની લેવાની કોરટની ઇચછા.

આ૦ મી૦ જસટીસ દાવરે જણાવ્યું કે મી૦ સ્ટ્રેંગમેન, મી૦ લાઉંડસ ભાષણ કરે તેટલાં દસતુર કેખશરૂને કોરટમાં બે મનીટ આવી જવા તમો કહેવડાવશો? તેવણને એમ કહેવાડવશે કે કોરટ તેવણને બે ચાર સવાલો પુછવા બોલાવે છે તો તેવણ આવી જશે.

મી૦ સ્ટ્રેંગમેને જણાવ્યું કે સામો પક્ષ જો અમારી સાથે સામેલ થતો હોય તો તેના સાથે મળીને દસતુર કેખશરૂને કોરટમાં બોલાવી મંગાવવા અમો તઇયાર છીયે.

મી૦ લાઉંડસ—કોરટ જો પોતાના દુભાશીયાને મોકલીને દસતુર કેખશરૂને બોલાવી મંગાવશે તો તે ઠીક થઇ પડશે.

એ પછી આ૦ મી૦ જસટીસ દાવરે દસતુર કેખશરૂને બોલાવી લાવવા કોરટના દુભાશીયાને ફરમાવ્યું હતું.

### પારસીઓમાં બાળલગન.

આ૦ મી૦ જસટીસ દાવરે એ પછી પેશોતન હોરમસજી દસતુર વીરૂધ મેહરબાઇવાળા મુકદમા ઉપર મી૦ લાઉનડસનું ધયાન ખેંચતાં જણાવ્યું કે એ મુકદમામાં ફરીઆદીએ બાળવયમાં થયલા પોતાના લગન રદબાતલ ઠરાવવાની એવું જણાવીને અરજ કીધી હતી કે જરથોસતી ધરમ પ્રમાણે બાળવયમાં લગન થઇ શકે નહી. પણ આ૦ મી૦ જસટીસ સકોટે એવું ઠરાવ્યું હતું કે ફરીઆદીએ ૧૫ વરસની ઉમરે પુગતાં લગન સામે વાંધો નહી લીધલો હોવાથી તે હવે વાંધો લઇ શકે નહી.

મી૦ લાઉંડસે જણાવ્યું કે જરથોસતી ધરમપુસતકોમાં બાળલગન વશે એક યા બીજી બાજુએ કાંઇ જણાવેલું હોય એમ લાગતું નથી પારસીઓએ હીંદુસતાનમાં આવયા પછી બાળલગન

ની ફરી અખતયાર કરી હતી, અને બા
ળલગનનો રીવાજ પારસીઓમાં લાંબો
વખત થયો સવીકારાયલો હતો. તો
પણ હું પ્રથમ મારૂં ભાશણ પુરૂ કરી
લઇશ અને તે પછી એ મુકદમા ઉપર
તકરાર ચલાવીશ.

## મો૦ લાઉંડસે આગળ ચલાવેલું ભાશણ.

મી૦ લાઉંડસે પોતાનું ભાશણ આ
ગળ ચલાવતાં જણાવ્યું કે હાલના ત્રસ
ટીઓ કાયદાપુર્વક નેમાયલા ત્રસટીઓ
છે કે ખાલી પડતી જગા તેવણુને કાય
દાપુરવક પુરવાની સતા છે કે કેમ તે
સવાલ ઉપર હું હવે આવીશ. પંચાયત
નું ફંડ ૧૮૧૨ માં શરૂં થયું હતું ૧૮૨૩
આગમજ શેઠ હોરમસજી બહમનજીના
સવાધીનમાં ફંડ હતું જે ચાર જણાઓ
ની નેમણુંક થઇ હતી તેઓ ફંડના ફક
ત રખેવાળ હતા. તેઓએ મેશરસ કાફડ
રીમીંગટનની પરેડીમાં નાણું રાખવાની
ગોઠવણ કીધી હતી પણ ચાલુ હીસાબ
નાં નાણાં તો શેઠ હોરમસજી બહમનજી
ની માફક એ ચાર ગ્રહસથો માંહેલા એ
કના સવાધીનમાં રહેતાં હતાં. તેઓ આ
વી રીતે ફંડના રખેવાળો હતા. તેઓને
પંચાયતના મેમબરો તરીકે ફંડનો વહી
વટ ચલાવવા માટે નેમવામાં આવ્યા હ
તા કારણકે આખી પંચાયત એ કામ પર
ધ્યાન આપી શકે તેમ હતું નહીં. શેઠ
હોરમસજી બહમનજી મરણ પામતાં તેમ
ની જગાએ બાકીનાં ત્રણ જણાએ બી
જા ત્રસટની નેમણુક કીધી હતી ન
નહીં. પણ સભા બોલાવવામાં આવી હ
તી, જેણે તેવણના બેટાની હીસાબ રા
ખવા માટે નેમણુંક કીધી હતી. તે ગ
ઉસથને કાંઇ ત્રસટી તરીકે નેમવામાં
આવયો હતો નહી, ૧૮૩૬ માં શેઠ ફ
રામજી કાવસજીએ રાજીનામું આપયું હતું
તેવણે ત્રસટીના ઓધાનું નહીં પણ પં
ચાયતના મેમબરના ઓધાનું રાજીનામું
આપયું હતું. તેવણના પંચાયતના મેમ
બર તરીકના પોતાના એધા માટે બે લે છે
ત્રસટી તરીકના ઓધા માટે તેવણ એક
શબદ પણ જણાવતા નથી. ૧૮૪૨ માં
ત્રસટડીડ કરવાના પેહેલી સુચના થયલી
જણાય છે. આ સુચના ત્રસટીઓનાં ના
મનું નહી પણ પંચાયતના મેમબરોનાં
નામનું ડીડ કરવા માટે થઇ હતી ૧૮૫૦
તથા ૧૮૫૧ માં ડીડ માટે થયલી સુચ
ના વેળા પણ એવુંજ બનેલું જણાય છે.

## દસતુર કેખસરૂની જુબાની.

દસતુર કેખશરૂ જામાસપજી જામાસ
પઆશાનાએ અત્રે કોરટમાં આવી લાગ
તાં મી૦ લાઉનડસે પોતાનું ભાશણ અ
ધુરૂં મુક્યું હતું. આ૦ મી૦ જસટીસ
દાવરની તપાસમાં દસતુર કેખશરૂએ જ
ણુવયું કે હું પારસીઓના શેહેનશાહી
ટોળાનો અને અનજુમનના આતશબેહે
રામનો વડો દસતુર છું. દસતુર જામાસ
પજીનો હું બેટો છું મી૦ રતનજી દાદા
બાઇ તાતાના બાનુની નવજોત મેં કી
ધી હતી. તેણી એક ફ્રેંચ બાનુ હતી. તે
ણીએ જરથોસતી ધરમમાં આવવાની ખા
એશ બતાવી હતી. તેણીને જરથોસતી
ધરમમાં દાખલ કરવા માટે જે ક્રીયાઓ
ની જરૂર હતી તે બધી મેં કીધી હતી.
એક તાન જુદદીનને દીનમાં લેવા માટે
તેને બરશનુમ આપવાની હું જરૂર ધાર
તો નથી. માસીસ તાતાને દીનમાં લેવા
માટે સઘળી ક્રીયાઓ મેં કીધી હતી ન
હી એવું મેં મી૦ જીવનજી મોદીને કદી
કહયું હતું નહી. મી૦ જીવનજી સાથે
એ બાબતસર મને કદીપણ કાંઇ પણ વાત
થઇ હતી નહી. જે આતશબેહેરામનો હું
વડો દસતુર છું તે આતશબેહેરામમાં મા
સીસ તાતાને દાખલ કરવા સામે મને
પોતાને કાંઇ વાંધો નથી. આતશબેહેરા
મના ત્રસટીઓ જો રજા આપે તો હું
તેણીને આતશબેહેરામમાં દાખલ કરૂં.

આ૦ મી૦ જસટીસ બીમનના પુછવા
થી દસતુર કેખશરૂએ જણાવયું કે મજ
કુર બાનુને દીનમાં લેવાની ખરેખરી મ
તલબથીજ મેં તેણીની નવજોતની ક્રીયા
વડો દસતુર તરીકે કરી હતી.

મી૦ એંગમેને દસતુર કેખશરૂને કેટ
લાક સવાલો પુછવાની રજા માંગી હતી.

આ૦ મી૦ જસટીસ બીમને તેવી ર
જા આપવા ના પાડી હતી.

આ૦ મી૦ જસટીસ દાવરે જણાવયું
કે દસતુર કોઇ પણ પક્ષના સાક્ષી તરીકે
અત્રે આવેલા નથી.

મી૦ સ્ટ્રેંગમેન—પણ દસતુર મી૦ મોદીના સંબંધમાં કાંઇક બોલ્યા છે.

આ૦ મી૦ જસટીસ દાવર—કોરટના દુભાશીઆને દસતુર આગળ મોકલતી વેળા તેની મારફતે તેવણને જણાવવામાં આવ્યું હતું કે કોરટ તેવણને કાંઇને હેરાન કરવા દેશે નહી તે કરતાં તમો શું સવાલો પુછવા કોરટને જણાવે.

મી૦ સ્ટ્રેંગમેન-મી૦ મોદી કોરટમાં હમણા નથી. તેથી તેવણની ગેરહાજરીમાં હું કાંઇ સવાલો પુછી શકતો નથી. દસતુર ઉતાવળે આવી પુગયા છે. મી૦ મોદી સાથે દસતુરને શું વાતચીત થઇ હતી તે બારે પ્રથમ મી૦ મોદી સાથે વાત કરીને જાણવું જોઇએ.

અત્રે એરવદ મોદી કોરટમાં આવી લાગયા હતા, અને મી૦ સ્ટ્રેંગમેને તેવણ સાથે મસલત ચલાવી તેવણને ઘટતી પુછપરછ કીધી હતી.

આ૦ મી૦ જસટીસ દાવરે જણાવ્યું કે તમોને કાંઇ સવાલો પુછવા હોય તો કોરટને તે જણાવો અને કોરટ તે દસતુરને પુછશે. પણ તમો દસતુરની ઉલટપાલટ તપાસ કરશો નહી. કારણ કે તેવણે એવું જણાવીને બોલાવી મંગાવવામાં આવયા હતા કે કોઇને પણ તેવણની ઉલટપાલટ તપાસ કરવા દેવામાં આવશે નહી.

મી૦ સ્ટ્રેંગમેનની સુચનાથી કોરટે પુછેલા સવાલનો જવાબ આપતાં દસતુરે કેખશરૂએ જણાવ્યું કે અનુમતીઓની કમીટીના રીપોરટપર મેં સહી કીધી છે.

એ પછી આ૦ મી૦ જસટીસ દાવરના પુછવાથી દસતુર બોલયા કે રીપોરટમાં જણાવેલું છે કે "આ કમીટી નીચલા કીધાની જરૂર ધારે છે. તયાર પછી તેને બરશનુમ આપવું" પણ એ કીધા તો મસીલ તતાની નવજોત થઇ જવા પછી નકી કરવામાં આવી હતી.

અત્રે મી૦ સ્ટ્રેંગમેને બીજા કેટલાક સવાલો દસતુરને પુછવા માંગયા હતા, પણ આ૦ મી૦ જસટીસ દાવરે જણાવ્યું કે એવી રીતે હું તમોને ઉલટપાલટ તપાસ કરવા દઇશ નહીં.

મી૦ સ્ટ્રેંગમેન—તમો મને ઉલટપાલટ તપાસ કરવા દેતા નથી તયારે હું કાંઇ પુછી શકતો નથી.

આ. મી૦ જસટીસ દાવર—અમોએ દસતુરને એવી શરતે બોલાવયા છે કે તમારી ઉલટપાલટ તપાસ કરવા દેવામાં આવશે નહી.

મી૦ સ્ટ્રેંગમેન—તે મુજબની નોંધ લેઓ એટલે હું સંતોશ પકડીશ.

અત્રે આ. મી૦ જસટીસ દાવરે દસતુરની ખાએશ જાણવા માગી કે તમારી ઉલટપાલટ તપાસ કરવા દેવામાં આવે તે સામે તમોને વાંધો છે કે?

દસતુર કેખશરૂ—કોરટે મને એવી શરતે બોલાવી મંગાવયો છે કે કોઇને મારી ઉલટપાલટ તપાસ કરવા દેવામાં આવશે નહી. તોપણ કોરટની જો ખાહેશ હોય તો હું મારી ઉલટપાલટ તપાસ કરવા દઉ.

આ. મી૦ જસટીસ દાવર—દસતુર પોતાને કોરટ તરફથી મળેલી કબુલાતની યાદ આપે છે, અને તેથી હું તેવણની ઉલટપાલટ તપાસ કરવા દઇ શકતો નથી. પણ હું એવી નોંધ લઉ છું કે મી૦ સ્ટ્રેંગમેને દસતુરની ઉલટપાલટ તપાસ કરવા માંગી હતી, પણ કોરટે તેવણને જે સંજોગો વચે બોલાવી મંગાવયા હતા તે સંજોગોને લીધે કોરટે તેવણની ઉલટપાલટ તપાસ કરવા દેવા ના પાડી હતી.

### મી૦ લાઉંડસની ફેરી વધુ તકરાર.

મી૦ લાઉંડસે એ પછી પોતાનું ભાશણ પાછું આગળ ચલાવતાં કેટલીક તવારીખ આપીને જણાવ્યું કે હીસાબ શેઠ ખરશેદજી માણેકજી શરાફ તપાસતા હતા તથા તેની નીચે પોતાની સહી કરતા હતા જેવણ એક ટ્રસટી નહી હતા પણ પંચાયતના મેમબર હતા. આ બતાવે છે કે પંચાયત હીસાબપર દેખરેખ રાખતી હતી. ૧૮૬૦ માં થયલા એક લંબાણ ઠરાવપર પંચાયતના ૧૦ મેમબરોએ સહી મુકી હતી. આટલા બધા મેમબરો ૧૮૬૦ માં હયાત હતા. તેઓએ રાજીનામું આપવાને લગતી અથવા ઓના મરણ પામવાને લગતી કાંઇ વીગતો મળતી

નથી. તથાર પછી ફકત બે વરસમાં એટલે ૧૮૬૨ માં એ સઘળા મેમબરો પંચાયતમાંથી નીકળી ગયા હતા અને પંચાયત મરણ પામી હતી એવું સામા પક્ષનું કહેવું પણ પુરાવા વગરનું કહેવું કેવી રીતે માન્ય રાખી શકાય? એ પછી મી૦ લાઉંડસે કેટલીક આગલી તવારીખ પંચાયત તથા તેના ફંડોને લગતી રજુ કરીને જણાવયું કે પ્રતીનીધીઓ ગમે તેવી સધીતો અખતયાર કરે તો પણ તેઓ આથી વધુ કહી શકે નહી કે તેઓને પંચાયતે નમેલા છે. પંચાયતને એટલે કે કોમના આગેવાન મેમબરોને તેઓની નેમણુક કરવાનો હક હતો એ તદન ખુલ્લું છે મેં ફરીઆદનામામાં કહયુ છે કે નેમણુક કરવાની સતા અંજુમનને છે. હું જો પુરવાર કરૂં કે ત્રસટીઓને પોતાની ખાલી જગાએ નેમણુક કરવાની સતા નથી, એ કોરટે યોજના ઘડવી જોઇયે. કોરટ તમાં કોમના કેળવાયલા ગ્રહસથોને અથવા સુરતના અમલદારોને નેમણુક કરવાનો હક આપી શકે. ત્રસટીઓ પંચાયતના ડેલાગેટો છે, અને પંચાયતના મેમબરો જુના રીવાજ મુજબ અનજુમનના ડેલાગેટો છે એમ હું કહેવા માગુછું. શેઠ ડોસાભાઇ ફરામજી પોતાના ચોપડામાં જણાવે છે કે પંચાયત પ્રથમ પોતાની મેલે ઉભી થઇ હતી. પણ તે માટે તેવણે કાંઇ સતાદાર સાહેદત ટાંકી નથી. શેઠ ડોસાભાઇ ફરામજી ચોકસ વાતો જાહેર કરવામાં ખોટા હોય એ બનવાજોગ છે. ૧૭૭૮ માં થયલી ચુંટણી પંચાયતને અટલે આખી કોમે કરી હતી એમ હું કહુછું. એ પછી મી૦ લાઉંડસે પંચાયતને લગતા કેટલાક આરટીકલો વાંચી સંભળાવીને જણાવયું કે પંચાયત શબદ આખા કોમના સામાન્ય મંડળ માટે વપરાયલો જણાય છે. પાછળથી પંચાયતની કમીટી ઉભી થયલી માલમ પડે છે અને તે કમીટી પાછળથી પંચાયત તરીકે ઓળખાવા લાગી હતી. કોમના સામાન્ય મંડળે ૨૪ ગ્રહસથોને ચુંટી કહાડયા હતા જેઓમાંથી સર

કારે ૧૨ મેમબરોની કમીટીની નેમણુક કીધી હતી, જે કમીટી પંચાયત તરીકે ઓળખાવા લગી હતી. શેઠ ડોસાભાઇ ફરામજી પણ પોતાની ચોપડીનાં ૨૨૨ માં પાનાપર બરાબર એમજ જણાવે છે. મી૦ ઘીગની ચોપડીનો આધાર સામા પક્ષે લીધો છે. મી૦ ઘીગે પંચાયતનો હેવાલ આપતાં એક આખું પ્રકરણ રોકયું છે તે વાંચવાની સામા પક્ષે તસદી લીધી નથી. તો જો કે તેણે પોતેજ એ ચોપડીની સતા આગલ કીધી છે. આમ આ વખતમાં પંચાયત શબદ આખી અનજુમન માટે વપરાતો હતો એમ દસતાવેજો ઉપરથી જણાઇ આવે છે. એ રીતે ચુંટણી સંબંધી એક જુનો રીવાજ ૧૭૭૮ થી શરૂ થયલો જણાય છે. પંચાયતના વડા અને વડા ત્રસટી સર જમશેદજી શું રચનયો હતો તે ૧૮૪૩ માં જણાવે છે. એ ગ્રહસથ કાંઇ બીનજોખમદાર આસામી નથી. તેવણે ૧૮૪૩ મા ખુલાસે પંચાયત નામની ચોપડી પ્રગટ કીધી હતી. સર જમશેદજી તેમાં જણુવે છે કે અનજુમન મેમબરો નેમ છે. મેમબરો અનજુમનને ચોકસ નામો રજુ કરી ભલામણ કરે છે અને અનજુમન તે બહાલ રાખે છે એમ તેવણ જણાવે છે, ૧૮૫૯ માં યાને ૧૮૬૧ ના દાક પછી લાંબે વખતે મી૦ બમનજી જીજીભાઇ જણાવે છે કે પારસી પંચાયતના નવા મેમબરની નેમણુક કરવાનો હક જરથોસતી અંજુમનને છે. મી૦ બમનજી જીજીભાઇ તા૦ ૨૭ મી અકટોબર ૧૮૫૮ ના દીવસે ત્રસટી નેમાયા હતા, અને તેવણે તા૦ ૧ લી એપ્રીલ ૧૮૬૦ ના દીવસે રાજીનામું આપયુ હતું. તેવણ લાંબો વખત મેમબર રહયા હતા નહી, કારણ કે તેવણની ઇછા મુજબ અમલ કરવામાં આવયો હતો નહી. મી૦ નવરોજજી ફરદુનજી જાહેરમાં જણાવે છે કે જુના રીવાજ મુજબ ખાસ બોલાવેલી અનજુમન મેમબરોના નેમણુક કરતી હતી. મી૦ નવરોજજી ફરદુનજી જાહેરના એક ગ્રહસથ છે. તેવણ કોમના એક નામીચા નર

હતા. તેવણુ પણુ આવી રીતે કહે છે. નેમણુકો કેવી રીતે થતી હતી તે મેં બતાવયું છે. હવે હું ખાલી જગયાઓ કેવી રીતે પુરવામાં આવતી હતી. તે દસતાવેજો ઉપરથી બતાવીશ. આખી અંજુમન ખાલી પડતી જગયા પુરતી હતી એમ દસતાવેજો ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે. એ પછી મી૦ બાઉનડસે કેટલાક દસતાવેજોમાંથી પોતાના એ દલીલના ટેકામાં સાહદતો રજુ કીધી હતી. તેવણુ વધુ બોલ્યા કે રાજીનામું પણુ આખા અંજુમનને આપવામાં આવેલું હોવાનો દાખલો મળે છે.

બાદ કોરટ ટીફીન લેવા ઉઠી હતી.

### ત્રસટીઓના હકનો સવાલ.

ટીફીન બાદ મી૦ બાઉનડસે ભાશણુ આગળ ચલાવતાં જણાવયું કે, ૧૭૭૮ થી ૧૮૫૧ સુધી ત્રસટીઓની નેમણુક કરવાનું અંજુમનના હાથમાં હતું એમાં કાંઇ શક નથી. હવે જો એવો એક રીવાજ પુરવાર કરવામાં આવે, તે સામો પક્ષ કબુલ રાખે તો તે પ્રમાણે અમલ થવો જોઇએ. ત્રસટીઓના હસતકમાં જે સઘળાં ફંડો આવયાં છે તે ૧૮૫૧ ના ત્રસટીદાડના રૂહે આવયા છે ૧૮૫૧ પછી ત્રસટીઓ પોતા પાછળ આવનારા ત્રસટીઓ નેમતા આવયા છે અને તે વાત કેટલાકોના જાણુમા હશે પણુ પારસી કોમના ૬૦૦૦૦ ના વસતીમાં પાંચ સાત જણુ તેવી રીતે નેમણુક વીશે જાણુતા હોય તે કાંઇ બધા નથી. તે ઉપરથી કાંઇ એમ સાબેત થતું નથી કે પારસી કોમ તે બાબદ જાણુતી હતી. પ્રતીવાદીઓ કહે છે કે તેઓએ ત્રસટનું કામ ઘણું સારી રીતે બજાવયું છે. તેમણે સારી રીત કામ બજાવયું નથી એમ કાંઇ કહતું નથી પણુ તે ઉપરથી ત્રસટીઓ થવાના તેમનો હક કાંઇ સાબેત થતો નથી. ખલબતાં ફંડ વધી મોટાં થયાં છે પણુ તેમા વધારો કરવા કરતાં અને તે અકઠું કરવા કરતાં બાજી રીતે વાપરવામાં આવયા હોત તો વધારે સારું કહેવાતે હાલના ત્રસટીઓ પાછળથી નેમાયા છે અને તેઓએ ફંડનો વહીવટ સારો કરયો છે. તેમને હસતક જે ફંડો આવયાં છે તે ત્રસટીઓ તરીકે તેમને હસતક મેલવામાં આવયાં છે. પણુ તેમને સવતંત્ર સતા કાંઇ અપાઇ નથી અને તેમને પોતા પાછળ આવનારાઓને નેમવાની પણુ સતા આપવામાં આવી નથી. હવે ઘણા ત્રસટોમાં ત્રસટીઓ અને તેમના પછી આવનારાઓ એવા શબદ છે અને પ્રતીવાદીઓનું કહેવું એવું છે કે, "તેમની પાછળ આવનારા" એટલે તેઓ ત્રસટીઓ નેમે તેઓ થાય છે પણુ એમ કહેવું તદન કાયદાથી પણુ ઉલટું છે. પેહેલી ચાર મીલકતોને લગતા ત્રસટીઓ પાસે કાંઇ દસતાવેજો છેજ નહી અને તે ઉપરથી કેમ કહેવાય કે ત્રસટીઓને તે મીલકતો સંબંધમાં પોતા પાછળ આવનાર ત્રસટીઓ નેમવાનો હક છે. તયાર પછી ખરીદેલી મીલકતો છે અને છેલ્લી મીલકતો બક્ષેસ આપવામાં આવી છે. બહારકોટની અગીયારી ત્રસટીઓને કનવે કરી આપવામાં આવી નથી પણુ જે દસતાવેજ થયો છે તેથી તેની બક્ષેસ કરનારનો તેના સંબંધમાંથી છુટકારો કરવામાં આવેલો છે. ગોદાવરા અગીયારી સર જમશેદજીએ પંચાયતની પરવાનગીથી નવેસરથી બંધાવી હતી અને તેમાં તેમને પોતાની જમીનનો ટુકડો ઉમેરયો હતો. હવે બીજા ધણીના મીલકત ઉપર આ રીતે અમલો બાંધવાનું પરીણામ શું થાય છે તે જુઓ. તે કાંઇ તે બાંધનારની થતી નથી પણુ અસલ તે પંચાયતની મીલકત હતી અને તે પંચાયતનીજ મીલકત થાય છે, હવે તે અગીયારી પણુ ત્રસટીઓના હાથમાં આમલા દીદથી આવી છે જેમાં ત્રસટીઓ પાછળ આવનારના કાંઇ બંદોબસત બતાવલો નથી, અને જે ડીડથી ત્રસટીઓને પોતા પાછળ આવનારની નેમણુક કરવાના કાંઇ સતા આપવામાં આવી નથી. સઘળા ડીડોમાં ત્રસટીઓને જે ફંડો આપવામાં આવયાં છે તે ત્રસટીઓ તરીક આપવામાં આવયાં છે અને તે ત્રસટીઓ જે ખરી રીતે નેમવામાં નહી આવય હોયા એમ

ઠરાવવામાં આવે તો તે ત્રસટીઓના હસતકની તે મીલકતો ગણી શકાય નહીં, પણ જે વાજબી રીતે અને કાયદા પુરવક ત્રસટીઓ હોય તેમને હસતક થવી જોઇએ. અહારમાં નંબરની બક્ષેશ વીચીત્ર છે અને તે નવરોજી વાડયાનાં કુટુંબની હૅત્ર તે મીલકતને લગતો ટાઇટલ તદન ખરાબ છે. નવાઇ જેવું છે કે ૧૮૭૪ માં ત્રસટીઓને નામે સઘળી મીલકતો કનવે કરી આપવામાં આવી છે, પણ તેથી ફરીત્ર ત્રસટીઓને તેને લગતો કાંઇ ટાઇટલ મળતો નથી અને જે સઘળાં કનવેયનસો કરી આપવામાં આવ્યાં છે તેને લગતા ખરચમાં નાણાંની બરબાદી કરવામાં આવી છે આ એકજ વખતે ત્રસટીઓને કનવેયનસ એકદમ કરી આપવામાં આવયાં છે તેનું કારણ એવું લાગે છે કે કોઇએ તેમને એવું સમજાવેલું દેખાય છે કે તેમ જો નહી કરવામાં આવશે તો "સટેટયુટ ઓફ ફ્રોડ" લાગુ પડશે.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

# પારસી પંચાયત કેસ.

## ગઇ કાલે પુરી થયેલી તપાસ.

## તમામ દુનીયા માટે જરથોસતી ધરમ હોવાનો એકરાર.

## ત્રસટીઓની નેમણુંક બાબે વધુ તકરાર.

## ત્રસટીઓમાં નવું લોહી આમેજ કરવાની મી૦ લાઉનડસની જુસસાદાર અપીલ.

## ચુકાદો કયારે આવશે?

(અખબારે સોદાગર તા૦ ૧૪ મી એપ્રીલ ૧૯૦૮.)

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર, મી૦ રૂસતમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ, મી૦ રતનજી જમશેદજી તાતા, મી૦ બાપુજી સોરાબજી પટેલ, મી૦ રતનજી દાદાભાઇ તાતા અને ડા૦ નાનાભાઇ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસટીઓ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, મી૦ હોરમસજી એદલજી આલબલેસ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ મેહેરવાનજી મનચેરજી કામા અને મી૦ બેહમનજી દીનશાહ પીટીટ સામે નોંધાવેલા દાવાની વધુ સુનાવણી ગઇ કાલ દીને હાઇ કોરટમાં નામદાર જજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ૦ મી૦ જસટીસ બીમન સનમુખ નીકળી હતી. વાદીઓ તરફથી મેશરસ અરદેશર, હોરમસજી, દીનશાહ અને કંપનીની ફરમાશથી મી૦ લાઉંડસ, મી૦ ફરદુનજી સોરાબજી તાલીયારખાન, મી૦ પેસતનજી એફ. તાલયારખાન અને મી૦ પાદશાહ અને પ્રતીવાદીઓ તરફથી સોલીસીટરો મેશરસ ક્રેગી, લીંચ અને ઓવનની ફરમાશથી મી૦ ઇન

બેરારાટી, મી૦ રેકસ, મી૦ લેંગમેન અને મી૦ જે. બી. કાંગા હાજર થયા હતા.

મી૦ લાઉંડસે પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે વટલાવવાના સવાલના સંબંધમાં તમો નામદારની સન્મુખ આજે હું એક વધુ સાહેદત રજુ કરવા માગું છું. દીનકરદની પાંચમી ચોપડીમાંના ૧૪ માં જવાબમાંથી હું તે સાહેદત રજુ કરૂં છું તેનો તરજુમો દસ્તુર દારાબે કીધો છે, એ ચોપડી ત્રસટીઓની આગેવાની હેઠળ ગયે વરસે પ્રગટ થઇ હતી. ઇંગ્રેજી તરજુમાના ૧૨ માં પાનાંપર હું તમો નામદારનું ધયાન ખેંચું છું. તેમાં જણાવયું છે કે અહુરમજદ ઇરાનમાંજ નહી પણ આખી દુનીયામાં અને સઘળા વરગોના તમામ લોકેમાં ફેલાવા માટે જરથોસતી ધરમ મોકલ્યો. એ પુસતકનો ઇસારો ઇ૦ સ૦ ૮૫૦ સુમારેનો છે. તે વેળાના એક દસતુરને એક ખ્રીસતીએ પુછેલા સવાલના એ જવાબો છે. મજકુર ખ્રીસતીએ પુછયું હતું કે તમારો ધરમ તમો ફકત તમારે માટેજ શા માટે રાખો છો? તયારે તેના જવાબમાં દસતુર કહે છે કે નહી, અમારો ધરમ તો તમામ દુનીયા માટે છે.

### ત્રસટીઓની નેમણુક માટે વધુ તકરાર.

એ પછી મી૦ લાઉંડસે ત્રસટીઓની નેમણુકને લગતા સવાલ સંબંધી પોતાની તકરાર આગળ ચલાવતા જણાવયું કે સર જમશેદજી ઇનસટીટયુશનની પંચાયત પણ રૂ ૫૦૦ ભરનારા લાઇફ મેંબરો અથવા વારસીક નાણાં ભરનારાઓ ચુંટી કાઢતા હતા એમ ઓઆરવાંઓ ઉપરથી જણાઇ આવે છે. ૧૮૪૫ પછી ચુંટણીની એ નવી રૂઢી હસતીમાં આવી હતી, "ત્રસટી એંડ મોરગેજીસ પાવર એકટ"ના સંબંધમાં મી૦ લાઉડસે એ પછી કેટલીક સાહેદતો કાયદા પોથીઓમાંથી રજુ કીધી હતી. આગળ ચાલતાં તેમણે જુમા મસજીદને લગતા યોજનાના સંબંધમાં ઇસારો કીધો હતો. તયાર બાદ ૧૬, ઇંગલીશ વીકલી રીપોર્ટમાંથી જેકસનનાં ત્રસટને લગતી બાબદમાં ચુકવવામાં આવેલો મુકદમો મી૦ લાઉંડસે ટાંકી બતાવયો હતો. તેવણ વધુ બોલયા કે મારા વીદવાન મીત્રે એવી દલીલ રજુ કરી છે કે યોજના ઘડવી કે નહી તે કોરટની મુનસફી ઉપર છે હું અલબતાં એ વાતનો બીલકુલ ઇનકાર કરતો નથી કોરટને પોતાની મુનસફીનો ઉપયોગ કરવાનો હક છે તે હું અલબતાં કબુલ કરૂં છું. તોપણ કોરટને ત્રસટીઓની ખાએશ જોવાની નથી, પણ જે સખાવત થએલી છે તેને શાથી લાભ થઇ શકે તેજ ફકત કોરટને ધયાનમાં લેવાનું છે. એક યોજના ઘડી કહાડવાનું દેખીતી રીતે ઇચ્છવાજોગ છે એમ હું કહેવા માગુ છુ. નાણાં ભરનારાઓના તેમજ તે નાણાંનો લાભ મેળવનારાઓના બનેના ફાયદાને ખાતર યોજના ઘડવાની જરૂર છે. કોમનો વાજબી અવાજ ત્રસટીઓની બોરડમાં રહેવો જોઇયે. તદુપરાંત કાયદાપોથી સંખયાબંધ યોજનાઓ ઘડી કહાડવામાં આવેલી બતાવી આપે છે, જે દરેક દાખલામાં ત્રસટીઓની ચુટણી કરવાનું ધોરણ અખતયાર કરવામાં આવેલું જણાય છે. કોરટ જો એવુ ધારે કે હાલના ત્રસટીઓ કાયદાપુરવક રીતે નેમાયલા નથી તો ભવીશની રાહબરી માટે યોજના ઘડી કહાડવાની જરૂર છે. કોરટે એવી બાબે સ મુકદમા દરમયાન બતાવી છે કે કોરટને જો એવું માલમ પડશે કે હાલના ત્રસટીઓ કાયદાપુરવક રીતે નેમાયલા નથી તો કોરટ પોતે તેઓને ફરીથી નેમશે. હું કબુલ કરૂં છું કે હાલના ત્રસટીઓ કાયદાપુરવક રીતે નેમાયલા નથી એવું જો કોરટને માલમ પડે તો તેઓની જગયાએ પોતાની મરજીમાં આવે તેઓને નેમવાનો કોરટને અધીકાર છે. પણ હું એવું કહેવા માંગુ છું કે તેઓને જો પાછા નેમવામાં આવે તો તેઓની સાથે બીજાઓનો અવાજ પણ રાખવો કારણકે તેઓએ ઘણી એકતરફી વલણ અખતયાર કીધી છે. મુકદમો માંડવા

આગમજ અમોએ ત્રસટીઓને સુચવયું હતું કે તમોએ ધારાના હીમાયતીનુ મત લીધું છે, અને તેને લગતી વીગતો બરાબર બાહેર પાડી નથી હવે મુકદમો માંડવામાં અને કુજીઓ લડવામાં આવતો અટકાવવા માટે તમે અમારી સાથે મળીને ધારાના હીમાયતીઓનો ફરીથી એનો અભીપ્રાય મેળવો. પણ ત્રસટીઓએ તેમ કરવા ના પાડી હતી. ત્રસટીઓ પોતાના નેમણુંકને વળગી રહેવાને અને પોતાની કહેવાતી સતા જાળવી રાખવાને હદબાહેર આતુર બનેલા જણાયા છે, તે પણ કોરટને ધયાનમાં લેવાનું છે. ત્રસટીઓએ અમારી વાજબી માગણી સવીકારી નથી અને અમોને આ મુકદમો માંડવાની તેઓએ ફરજ પાડી છે. ત્રસટીઓ પોતાના સેક્રેટરી એરવદ મોદીની સલાહ મુજબ ચાલયા છે. મી૦ મોદીએ તેઓના રાહબર અને પાસબાન ફરેસતા તરીકે કામ કીધું છે, અને તેવણે ત્રસટીઓને પોતાની ખાએસ મુજબ તેઓનું નાક પકડીને ચલાવયા છે. મુકદમો માંડવા આગમજ અમોએ લખેલાં અમારાં પહેલાં કાગજમાં અમોએ અમારો મુદમો મધયમ રીતે રજુ કીધો હતો. તે કાગજમાં અમોએ જે કાંઇ જણાવયું હતું તેને આ મુકદમા દરમયાન અમો વળગી રહયા છીયે, અને તેજ અમોએ કોરટ સનમુખ પાછું જણાવયું છે. અમોએ અમારા તે કાગજમાંજ ફરીઆદ ઉઠાવી છે કે સઘળી સતા ત્રસટીએના બીન જોખમદાર સેક્રેટરીઓના હાથમાં જઇ પડેલી છે. અમોએ મુકદમો માંડવા આગમજ શરૂઆતમાં જે ફરીઆદ કીધી હતી તેજ ફરીઆદને અમો વળગી રહવા છીયે. આવા સંજોગ વચ્ચે કોરટ જો એવું ઠરાવે કે હાલના ત્રસટીઓ કાયદાપૂરવક રીતે નેમાયલા નથી, તો પછી કોરટ તેઓને એકલાને જ પાછા નેમી શકે નહી. કોરટ ભલેને હાલના ત્રસટીઓને પાછા નેમે. પણ તેવા સંજોગમાં તેઓ સાથે કોરટે તે તેઓની હદમાં નવું લોહી પણ આમેજ કરવું જોઇએ. માટે કોઇ જો તેઓને પાછા નેમવાનું દરસત ધારે તો તેણે તેઓને બીજાઓની સાથે પાછા નેમવા એમ હું કહેવા માંગું છું.

### રીસીવરની નેમણુક.

મી૦ એંગમેને એ પછી પુરાવો કરતાં જણાવયું કે ધારો કે તમો ન મહારો એવું ઠરાવો કે અમારા કુલો કાયદાપુરવક રીતે નેમાયલા નથી તો તેઓ કોઇ રીતની મેહરબાની મેળવવાની કાંઇ પરવા કરતા નથી કોરટની મહેરબાનીથી પાછા નેમાવાની તેઓ કાંઇ દરકાર કરતા નથી. મી૦ લાઉંડસ કહેવા માંગે છે કે મારા કુલોને પાછા નેમવા નહી પણ જો કોરટ તેઓને પાછા નેમે તો તેઓની સાથે બીજાઓને નેમવા. હું એવું કહેવા મંગું છું કે કામનો એક માગ જો ત્રસટીઓને એવું કહેવા નીકલે આ તો તમોને માંગતા નથી તો પછી મારા કુલો કાંઇ પાછા કોઇ નેમાવાને તઇયાર થવાના નથી. અમો કોઇ રીતે તે ફારસ કરવા માગતા નથી. કોરટ જો એવા ઠરાવ ઉપર આવે કે અમારી નેમણુક કાયદાપુરવક રીતે થયલી નથી અને કોમ ત્રસટીઓને નેમવા તથા કોમ જો ત્રસટીઓની નેમણુક કરે તો પછી અમો ઓપો લેવાને તઇયાર થઇશુ. પણ મી૦ લાઉડસે કીધેલા ટીકા પછી કોરટ પોતેજ જો અમારી પાછી નેમણુક કરે તો ત્રસટીઓ કામ કરવાને ખુશી થશે નહી.

આ૦ મી૦ જસટીસ દાવર—તયારે ત્રસટીઓની નવી નેમણુક થાવ તયાં સુધી ફંડનો વહીવટ ચલાવવા માટે રીસીવર નેમવો પડશે.

મી૦ એંગમેન—હા.

આ૦ મી૦ જસટીસ દાવર—અને તેને સેંકડે પાંચ ટકાને હીસાબે બદલો આપવો પડશે.

મી૦ એંગમેન—હું ધારૂ છુ કે મી૦ આર. ડી. શેઠના રીસીવર તરીકે બ બો મેળવયા વગર મફત કામ કરવાને તઇયાર થશે.

આ૦ મી૦ જસટીસ દાવર—ઠીક છે. રીસીવર નેમવાની જો જરૂર જણાય અને

મી૦ ગેહનાને રીશીવર નેમવામાં આવે
તો પછી તેવણને શું બદલો આપવો
અને તેવણ બદલા વગર મફત કામ
કરવાને તય્યાર થશે કે કેમ તે નકી
કરી શકાશે.

એ પછી મી૦ સ્ટ્રેંગમેને મી૦ લાઉં
ડસે પોતાનાં ભાશણ દરમયના ટાંકી
બતાવેલી કાયદા સંબંધી કેટલીક સાહા
તોના સબધમાં ખુલાસો કીધા હતો,
અને તે સાહાદતોને આધારે મી૦ લા
ઉંસે ઉઠાવેલી તકરારનો જવાબ વા
ળયો હતો. મી૦ લાઉંડસે પેતાનાં
ભાશણ દરમયાન ટાંકી સંભળાવેલા
લોર્ડ ચેનસેલરના એક ચુકદામાંના ચોકસ
શબ્દોના સંબંધમાં બોલતા મી૦ સ્ટ્રેંગમેને
જણાવયું કે મી૦ લાઉંડસે ટાંકેલા લોરડ
ચેનસેલરના શબદો કોરટે તે જે મુકદ
માના સંબંધમાં ઉચારવામાં આવયા છે
તે મુકદમાના સંજોગોની સાથે ધયાન
માં લેવા જોઈયે છે. તે મુકદમામાં એક
ટ્રસ્ટી બીજા ટ્રસટીએ સાથે કામ કરી
શકે તેમ હતું નહી. બીજા ટ્રસ્ટીઓ
તેની સાથે કામ કરવાને નારજ હતા.
પણ તે છતાં મજકુર ટ્રસટીએ જણાવયું
હતુ કે તમો ખુશી હોવો કે નાખુશ હો
ઓ પણ હુ તો મરા ઓધાને વળગી
રેહેવાનો અને ટ્રસટી તરીકે કામ કરવા
નું ચાલુ રાખવાનો. એ ઉપરથી ટ્રસ્ટ
ના લાભને ખાતર કોરટે તેને ટ્રસટીના
ઓધા ઉપરથી દુર કીધો હતો. કારણ
કે કોરટ વાજબી રીતે એવું લેખયુ હ
તું કે ટ્રસટીઓ જો માહોમાહે લડા મ
રે અને તેઓ વચે અંતસ હોય તો ટ્ર
સટનો વહીવટ બરાબર લાભકારક રીતે
ચલાવવાનું બની શકે નહીં. એ રીતે મુ
કદમાના સંજોગો હાલના મુકદમાના સં
જોગોથી જુદા પ્રકારના હતા. હાલના મુ
કદમામાં ટ્રસટીઓ વચે કાંઇ માંહોમાંહે
ની ખટપટ જાગેલી અથવા ફાટફુટ પડે
લી જણાતી નથી. હાલના ટ્રસટીઓ વ
ચે કોઇ રીતનો ગતફેર અથવા ભંગાણ
પડેલુ જણાતું નથી. માટે લોર્ડ ચેનસે
લરના શબદોનું તોલ કરતાં કોરટે તે જે
મુકદમાના સંબંધમાં ઉચારવામાં આવેલા
છે તે મુકદમાના સંજોગો પણ સાથે સા
થે ધયાનમાં લેવા જોઇયે છે

મી૦ લાઉંડસે તયારબાદ કાયદાની
જુદી જુદી સાહદતોના સંબંધમાં કેટ
લોક વધું ખુલાસો વળતા જવાબ રૂપે
કીધા પછી મુકદમો પુરો થયો હતો.

**ચુકાદાના સંબધમા આ૦ મી૦ જસટીસ બીમનની પુછપરછ.**

આ૦ મી૦ જસટીસ બીમને એ પ
છી બંને પક્ષોના ધાગાના હીમાયતીઓ
ને સવાલ કીધો કે હું પોતે ઈંગલંડ
જતો હોવાથી ચુકાદાના સંબંધમાં ત
મો શું ગોઠવણ ઉપર આવવા માંગો છો?

મી૦ લાઉંડસે જણાવયું કે તમો ના
મદાર હીંદુસતાનમાં નહીં હોવો અને ત
મારો ચુકાદો જો લખી કહાડો અથવા
મી૦ જસટીસ દાવરના ચુકાદા સાથે મ
ળતા થાઓ છો એવી મતલબનું જણા
વો, અને તમારો તે ચુકાદો આ૦ મી૦
જસટીસ દાવર કોરટમાં વચશે, તો હું
તે સવીકારીશ.

આ૦ મી૦ જસટીસ બીમન—મી૦ સ્ટ્રેં
ગમેન, તમો શું કહેવા માંગો છો?

મી૦ સ્ટ્રેંગમેન—તમો નામદારની એવી
ખાએશ છે કે તમો જે ચુકાદો લખો
તે આ૦ મી૦ જસટીસ દાવર કોરટમાં
વાંચે એમ હું સમજું છું. મને કાંઇ
તેવી ગોઠવણ સામે વાંધો નથી.

આ૦ મી૦ જસટીસ દાવર—ચુકાદો
આપવા આગમજ ચોકસ બાબદોના
સંબંધમાં અમોને જો અરસપરસ અં
ગત મસલત ચલાવવાની જરૂર માલમ
પડશે. તો પછી અલબતાં આ૦ મી૦
જસટીસ બીમન પાછા ફરે તયાં સુધી
ચુકાદો આપવાનું મુલતવી રાખવુ જો
ઇશે. પણ હું મારો ચુકાદો આ૦ મી૦
જસટીસ બીમનપર મોકલી આપું, અને
તેવણ પોતાનો ચુકાદો મારા ઉપર મોક
લી આપે અને તે પછી હું બને ચુકાદા
ઓ કોરટમાં વાચી સંભળાઇ તો તેવી
ગોઠવણ સામે તમોને કાંઇ વાંધો છે કે?

મી૦ સ્ટ્રેંગમેન—નહીં.

બાદ નામદાર જડજોએ ચુકાદો આ
પવાનું મુલતવી રાખયું હતું.

**સમાપત.**

# સમસ્ત અનજુમનની જાહેર સભા.

## સમજુતીની શરતો કબુલ રાખવામાં આવી નહી.

ખરચની વાણુ કરવા વીના મુકદમો આગલે ચલાવવાનો ઠરાવ.

૧૫૦ ગ્રહસથોની કમીટી નેમવાનો ભલામણ ના કબુલ.

પંચાયતના કાઉનસલોનું રજુ કરવામાં આવેલું મત.

ઓલબલેસ ખાનદાનનો પારસીઓ ઉપર ઉપકાર.

સર જમશેદજીના પણોતાં નામ વીશે ઇશારો.

સભાનો વીગતવાર હેવાલ.

(અખબારે સોદાગર, તા૰ ૧૮ મી
માર્ચ ૧૯૦૮.)

પારસી અનજુમનની જગની બત્રીશી
એ ચઢી રહેલી સભા અંતે ગઈ કાલે
પાંચ કલાકે આલબલેસ બાગના કમપાઉં
ડમાં ઉભા કરવામાં આવેલા એક કુશાદે
મંડપમાં મળી હતી.

આશરે ૨૦૦૦ જરથોસતીઓએ આ
સભામાં હાજરી આપી હતી અને તે
ઓએ પોતાની લાગણીઓ અચુક રીતે
જાહેર કરી હતી. નકી રાખવા મુજબ
મી૰ વીમાદલાલની દરખાસત સમસત
અનજુમનની આ સભાએ પસાર કરી
હતી કે જે દરખાસતની રૂએ સમજુતી
ની સરતો સભાએ નામંજુર રાખી હ
તી અને મુકદમો આગલ ચલાવવાને
ઠરાવયું હતું. ભાશણો દરમયાન સભા
સદોએ તરેહવાર ટીકાઓ અને ઠાહુકા
ઓ મુકયા હતા, જેથી કેટલીક વાર સ
ભામાં ઘણી રમુજ ફેલાતી હતી. એ
કંદર રીતે સભાનું કામ શાંતપણે ચા
લયું હતુ.

**સભા કયા સંજોગો વચે મળી હતી ?**

આ સભા કેવા સંજોગો વચે મળી
હતી તેને લગતા તમામ હકીકત જો કે
અમોએ વખત દર વખત પ્રગટ કરી છે
તે છતાં આજે એ સઘલી હકીકતોનો
ટુંક સાર આપેલો ફોકટ ગણાશે નહી.
વાંચનારને સારી પેઠે રોશન છે તેમ આ
પણા શહેરના જાણીતા વેપારી મી૰ રત
નજી દોરાબજી તાતાનાં ફ્રેનચ ઓહરદાર
મીસીસ સુનાબાઈને ઘટતી ક્રીયાઓ કરી
ને જરથોસતી દીનમાં લેવામાં આવયાં
હતાં અને તેવણને તેમજ પારસી દીન
ના બીજાંઓ જેઓ જરથોસતી ધરમ
અખતયાર કરે તેમને પારસી જરથોસ
તીઓ તરીકેના સઘળા હક ઈલાકા મળે
કે નહી તે બાબે કોમમાં એક મોટો ચ
રચારપી સવાલ ઉભો થયો હતો. કોમ
માં ખુલલી રીતે બે તડ પડેલાં હતાં.
એક પક્ષવાલાઓ જયારે એવી રીતે હક
આપવાની હીમાયત કરતા હતા તયારે
બીજા પક્ષવાલાઓએ વીરૂધ મત
આપી જણાયું કે જરથોસતીઓના
દોખમા તથા આતશબેહરામ વગેરેમાં એ
વી રીતે લેવામાં આવેલા પારસી દીનવા
લાઓને દાખલ કરી શકાય નહી. અં
તે મામલો સમાધાનીથી પાર નહી ઉત
રે એવું માલમ પડવાથી હાઈ કોરટ સ
નમુખ એ બાબત લઈ જવાનો ઠરાવ ક
રવામાં આવયો અને સર દીનશાહ મા
ણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કા
વસજી જહાંગીર, મી૰ રૂસતમજી નાનાભા
ઈ બેહેરામજી જીજીભાઈ, મી૰ રતનજી જ
મશેદજી તાતા, મી૰ બાપુજી સોરાબજી
પટેલ, મી૰ રતનજી દાદાભાઈ તાતા અને
ડા૰ નાનાભાઈ નવરોજજી કાત્રકે પારસી
પંચાયતના ત્રસટી સાહેબો સર જમશેદજી
જીજીભાઈ બેરોનેટ, શેઠ બમનજી દીનશા
હ પીતીત, શેઠ હોરમસજી એદલજી આ
લબલેશ, શેઠ જમશેદજી ખરશેદજી જમ
શેદજી અને શેઠ મેહરવાનજી મનચેરજી
કામા સામે એવી મતલબની ફરયાદી માં
ડી કે જરથોસતી ધરમ જે કોઈ તેમાં
આવવા માંગે તેને વટલાવા દેવાની રજા
આપે છે, એટલુંજ નહી પણ તેમ કર
વાને ફરમાવે છે. કોઈપણ ઓએદને વત
લાવવાનો હક છે અને વતલાવવા માટે
ફકત નવજોત કીયાની જરૂર છે. તેઓ
એ વધુ એવો દાવો કરયેલ હતો કે જર
થોસતી ધરમમાં વટલાયલા કોઈપણ શ
ખસને નીચે જણાવેલી માલકતોનો લા
ભ લેવાનો હક છેઃ—

(૧) પાંચ દોખમાઓ
(૨) ત્રણ સગડીઓ
(૩) ગોદાવરાની અગીઆરી
(૪) કોટ અને બહારકોટના નશાખાના
(૫) નશેશાલારો માટેનું ઘર
(૬) અવલમંજલ પહોંચાડવાનું ફંડ.

આ ઉપર જણાવેલો કેસનો બીજો
વીભાગ છે, જયારે પહેલા વીભાગમાં બે
સવાલ સમાયલા હતા.—(૧) હાલના ત્ર
સટીઓ કાયદાપરવક નેમાયલા છે કે ?
(૨) જયારે એક ત્રસતીની જગા ખાલી
પડે તયારે તે જગા પુરવાનો તેમને હ
ક છે કે ? કેટલીક સુનાવણી પછી બેઉ
પક્ષોએ સમજુતીની સરતો નીચે મુજબ
નકી કરીઃ—

**સમજુતીની સરતો.**

(૧) સર જેહાંગીર કાવસજી જેહાંગી
ર તે બીજા વાદીનું નામ ; એક વાદી

રીતે કહાડી નાખવું.

(૨) મુકદમામાં નીચલી મતલબનું સમજુતીનું હોકમનામું કરવું.

(a) જાહેર કરવું કે તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૮૪ ના ડીક્રમાં જાહેર કરેલાં ત્રસટો જ્યાં સુધી તેઓ દખમાઓ અને સગડીઓ અને તેઓની આગલ જવાના રસતાઓના ઉપયોગની હદ પારસી ટોળીના આસામીઓ, જેઓ જરથોસતી ધરમ પાળતા હોય, તેઓને માટેજ રાખે છે તયાં સુધી અને જયાં સુધી ફોટ અને બહારકોટના નસાખાનાઓ અને ગોદામરાની અગીયારીના ઉપયોગના હક પારસીઓનાજ ઉપયોગને માટે રાખે છે તયાં સુધી રહે છે અને સઘળા જરથોસતીઓ (જેઓનું નીચે વરણન કરવામાં આવયું છે તેઓ) ઉપર જણાવેલા ખાતાંઓના લાભ અને ઉપયોગના હક ધરાવેછે.

(b) ફરમાવવું કે તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૮૪ ના ઉપલા ડીક્રને ઉપર જાહેર કરેલી હકીકત પ્રમાણે સુધારવું.

(c) જાહેર કરવું કે તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૭૦ ના ડીક્રના ત્રીજા શીડયુલમાં બીજા ભાગમાં જણાવેલું ફંડ (૧) સઘળા જરથોસતીઓ (જેઓનું નીચે વરણન કરયુ છે તેઓ)ના ફાયદા માટે છે.

(d) જાહેર કરવું કે આ ડીક્રીમાં જરથોસતી શબદ જેવી રીતે વપરાયો છે તેવી રીતે તેમાં ફક્ત નીચલા વરગના ધણીઓ સમાશે.-

(૧) ઇરાનજીતનારા મહોમેદનોના જુલમ વખતે જે જરથોસતી ધરમ પાળનારાઓ ઇરાનમાંથી હીંદુસતાન ખાતે પરદેશવાસી થયલા તેઓથી ઉતરી આવેલી વંશાવલીઓ જેઓ જરથોસતી ધરમ પાળતા હોય તે.

(૨) ઇરાન માહેલા જરથોસતીઓના વંશથી ઉતરી આવેલાઓ કે જેઓ અસલ અતરે આવેલાઓમાંના નહી હતા પણ જેઓ એક જ મુલ વંશના છે અને જેઓ તે વખત પછી વખતો વખત હીંદુસતાનમાં આવયા છે અને અને અહીં જાયુક યા થોડા વખત માટે રહે છે અને જેઓ જરથોસતી ધરમ પાળે છે તેઓ ઇરાની પારસીને નામે જણીતા છે.

(૩) પારસી બાપ અને જુદ્દીન માયને પેટના જણાંઓ જેઓ જરથોસતી ધરમ પાળતાં હોય તે.

(૪) આ ડીક્રીની તારીખની આગમચ જે ધણીઓને જરથોસતી ધરમમાં દાખલ કરવામાં આવ હોય તે.

(૫) આ ડીક્રીની તારીખ પછી જે ધણીઓને જરથોસતી ધરમમાં નીચે જણાવેલી યોજનાની શરતો મુજબ યોગય રીતે દાખલ કીધા હોય તે.

(૬) ખાસ કમીશનરો કે જેઓ પારસી ટોલાના આશામીઓ હોય અને જેઓને કોરટ હમેશાની રીત પ્રમાણે બેઉ બાજુનું સમજીને નેમે તેઓને જરથોસતી ધરમમાં દાખલ થવા માટેના કાનુનોની એક યોજના ઘડવાનું સોંપવું.

૩ વાદીઓએ ઉઠાવેલા બીજા દાવઓમાંના કોઇ પણ બીજા દાવાના સંબંધમાં તેઓને દાદ આપવી નહી.

૪ આ મુકદમાના ખરચનો સવાલ કોરટે બેઉ બાજુવાલાઓનું સાંભળી ચુકવવો.

એ પ્રમાણે બંને પક્ષો વચે આપ્યંદે સમજુતીની સરતો કરવામાં આવી પણ પંચાયતના ત્રસટી સાહેબોએ માંગી લીધું કે એ બાબત અમો અનજુમન સનમુખ લઇ જવા માગયે છીયે અને અંજુમન શું કહે છે તે જાણ્યા વગર અમો હાલ કાંઇ ગોઠવણુ કરવા માગતા નથી. નામદાર જડજો કે જેઓ મુકદમો સમજુતીથી માંડવાળ થાય એવું જોવાને ઘણાજ ખાહેશ ધરાવતા હતા અને રીટાયર થયલા નામદાર વડા જડજ સર લોરેનસ જેનકીનસ જેનણુ પણ સમા

ધણીથી માંડવાલ આપી જોવાને ઇચ્છતા હતા તેઓએ પક્ષકારોને રજા આપી કે જોઇયે તો એ બાબત અનજુમન સનમુખ લઇ જવી. એ ઉપરથી ટ્રસ્ટી સાહેબોએ અનજુમનની એક સભા બોલાવવાનું દોબસત વીચાર્યું અને ગઇ કાલની સભા મેળવવાની ગોઠવણ કરવામાં આવી હતી.

આ સભાના કામકાજ બાબે આજ દીવસો થયાં પારસી કોમમાં પુષ્કલ ચરચા જાગી હતી અને ખરેખર અને ઠેકાણે ઠેકાણે એની એજ વાત ચાલતી હતી. પારસી પત્રોમાં દીવસો થયાં સભાના કામકાજ વીશે તરેહવાર ચુનોચરા કરવામાં આવતી હતી અને ગમે એવી સુચનાઓ તેઓ કરતાં હતાં. વલી કેટલાક જરથોસતી સાહેબોએ ઉલટમાં આવી જઇ પોતે શું દરખાસ્ત સભામાં મેલનાર છે તેની પત્રદવારાએ અગાઉથી ખબરો આપી હતી અને કેટલાક સાહેબોએ પોતાની ખાનગી સભાઓ મેલવી સભામાં કેવી રીતે ઠરાવો રજુ કરવા અને કામ લેવું તે પણ નકકી કરી નાખ્યું હતું. સભાનું કામ કેવી રીતે સરંજામ ઉતરશે તે બાબે કોમમાં તરેહવાર અટકળો થતી હતી અને કોઇ જયારે કહેતા કે સભામાં શાંતીએ કામ ચાલશે તેવારે વલી બીજા કેટલાક કહેતા કે કોંગ્રેસના જેવો મામલો થઇ જઇ કદાચ સભા અરધા કલાકમાં બરખાસ્ત બી થઇ જાય. કોઇ પણ રીતે અનજુમનની આ સભા તરફ આગલ નહી જણાવેલી એવી ઉલટ અને ઇંતેજારી રાખવામાં આવતી હતી અને ગઇ કાલે જરથોસતી બાઇભાઇઓ જે મોટી સંખ્યામાં હાજર થયા હતા તે ઉપરથી તેની પુરવારી મલી હતી.

## ગઇ કાલની સભાનો વીગતે હેવાલ.

ગઇ કાલની અનજુમનની સભા મલવાનો વખત જોકે પાંચ વાગ્યાનો ઠરાવવામાં આવયો હતો, તોપણ બપોરના બે વાગેથી પારસીઓએ સભામાં હાજર થવા માંડયું હતું. આલબલેસ બાગમાં કુવાદે કંપાઉંડમાં એક મોટા શામીઆના ઉભો કરવામાં આવયો હતો અને તમાં હવા ઉજાસ વીગેરેનાં પુરતાં સાધનો રાખવામાં આવયાં હતાં. લોકોની આવજાવન બે વાગયાથી ચાલુ હતી, અને પાંચ વાગતા સુધીમાં તો મંડપ તેમજ બાગના ઓટલા ઉપર લોકો ચીકાર ભરાઇ ગયું હતું. આશરે પાંચમાં પાંચ બાકીએ પંચાયતના માનવંત ટ્રસ્ટીઓ સર જમશેદજી જીજીભાઇની આગેવાની હેઠલ આવયા હતા, જેમને હાજર રહેનાઓએ તાલીઓથી વધાવયા હતા. ટ્રસ્ટી સાહેબોની સાથ તેમના સોલીસીટર મી૰ કેગી પણ આવયા હતા અને ટ્રસ્ટી સાહેબોએ પોતા માટે ખાસ રાખવામાં આવેલી બેઠક ઉપર જગયા લીધી હતી.

જરથોસતી અનજુમનની ભેગી મલેલી આ મોટી સભામાં આસરે બે હજાર સાહેબો હાજર હતા, જેઓમાં નીચ બાઓ પણ નજરે પડતા હતા

સભામાં હાજર રહેલાઓમાં સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મી૰ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૰ મેરવાનજી મનચેરજી કામા, મી૰ બમનજી દીનશાહ પીટીટ, શમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી, ડાકટર નાદીરશાહ સુખીયા, મી૰ શાપુરજી કાત્રક, મી૰ જહાંગીર જમશેદજી વીમાદલાલ, મી૰ મરઝબાન મનચેરજી મરઝબાન, મી૰ જહાંગીર બમનજી પીટીટ, મી૰ ધનજીશાહ બમનજી પીટીટ, મી૰ ફીરોજશાહ બમનજી પીટીટ, મી૰ કાંગા સોલીસીટર, ડાકટર રતનશાહ કે૰ દાદાચાનજી, મી૰ રૂસતમજી વહાડયા, મી૰ ધનજીભાઇ પટેલ, મી૰ દોરાબજી મેહરજીભાઇ વજીફદાર, ડાકટર સોરાબજી પુંજીના, મી૰ નશરવાનજી નવસારીવાલા, ડાકટર રતનશાહ આર. શેઠના, મી૰ શાપુરજી હોડીવાલા, મી૰ ફરદુનજી પાલનજી પાવરી, મી૰ જહાંગીર પેસતનજી ખંબાતા, મેસરસ ગોલવાલા બ્રધરસ, મી૰ રૂસતમજી મેહરનોસજી મસાની, મી૰ રૂસતમ વાચ્છાગાંધી, મી૰ રતનજી પેમાસતર, મી૰ હોરમસજી લોરડ, મી૰ નશરવાનજી માણેકજી જઝીર, મી૰ જમશેદજી બમનજી વહાડયા, મી૰ સોરાબ

પાલમકોટ, ડાકટર જહાંગીર ખરશેદજી
દાજી, સમસુલઓલમા દસતુર દારાબ પેસુ
તન સંજાના, નાયબ દસતુર રૂસતમજી
એદલજી સંજાના, મી૦ દારાબ ફરદુનજી
માસતર, મી૦ માણેકજી દલાલ, મી૦
ખરશેદજી તેમુલજી અંકલેશરીયા, મી૦
ગુસતાદજી દીવેત્રી, મી૦ નશરવાનજી ફેર
બસ, મી૦ સોરાબજી અરદેશર શેઠના,
મી૦ પેશોતન કોટવાલ, મી૦ મેરવાનજી
મનચેરજી ઘાંડી, મી૦ જહાંગીર આદ
રજી માસતર, મી૦ જહાંગીર પેસતનજી
કાપડયા, મી૦ જહાંગીર પેસતનજી દારૂ
વાલા, મી૦ જમશેદજી માદન, મી૦ કેખ
શરૂ એ. ચાંદાબાઇ, મી૦ જમશેદજી મેહ
તા, મી૦ બરજોરજી રતનજી બીલીમો
રીયા, ડા૦ બરજોર વકીલ, મી૦ લવજી
રૂસતમજી સુબેદાર, મી૦ દાદાભાઇ સુખ
ડવાલા, મી૦ હોરાબજી અરદેશર બીલી
મોરયા, મી૦ નવરોજજી ધનજીભાઇ બા
ટલીવાલા, મી૦ શાવકશા સોરાબજી
વકીલ, મી૦ ફરદુનજી પારેખ, મી૦
એન. એન. સંતોક વગેરે.

ટ્રસટીઓના સોલીસીટરો મેસરસ ક્રેગી,
લીંચ અને ઓવનવાલા મી૦ ક્રેગી પણ
સલાહ આપવાને હાજર થયા હતા.

### સભાનું શરૂ થયલું કામ.

બરાબર નેમેલે વખતે પાને પાંચને
અમલે સભાના પ્રમુખ સર જમશેદજીએ
ઉઠીને જણાવયું કે મહસથો, આજે સ
મસત અનજુમનમાં આપણે ભેગા મલયા
છીએ અને આજની સભા મળવાની જા
હેર ખબર પંચાયતના સેક્રેટરી એરવદ
જીવણજી મોદી તમારો સનમુખ વાંચી
સંભળાવશે.

એરવદ જીવણજી મોદીએ તે ઉપરથી
અનજુમનની જાહેર સભા બોલાવવાની
જાહેર ખબર જે વરતમાનપત્રોમાં આ
વી ગઇ છે તે વાંચી સંભળાવી હતી.

### સર જમશેદજી જીજીભાઇનું ભાશણ.

એ પછી સભાના પ્રમુખ સર જમશે
દજી જીજીભાઇએ નીચે મુજબ ભાશણ
કીધું હતું:-

સર જમશેદજી બોલયા કે મીજલસ
ના સાહેબો, આજે જે કામ માટે તમો
સાહેબો ભેગા મલેલા છેઓ તે બાબે મા
રે લંબાણથી બોલવાની જરૂર નથી. કા
રણ કે તે બાબેનો ખોલાસો લંબાણથી
તમો સાહેબો હજુર વરતમાનપત્રો માર
ફતે રજુ થયો છે. અમો પારસી પંચા
યતના ફંડ તથા મીલકતોના ટ્રસટીઓ
સામે જે મુકદમો ચાલે છે તેથી તમો
સાહેબો માહીતગાર છો. આ મુકદમો કે
મ ઉભો થયો તેની આમતી હકીકત
તમો સાહેબોને વાકેફ છે. આ મુ
કદમામાં ઉઠાવવામાં આવેલો એક મુ
ખય મુદદો નીચે મુજબ ઉભો થયો છેઃ-

અમારા ધારાના હીમાયતીઓની સ
લાહ ઉપરથી તા૦ ૯ મી ફેબરવારી
૧૯૦૫ ને દીને અમો ટ્રસટીઓએ એ
ક જાહેરનામુ બાહેર પાડી જણાવયું હ
તું કે અમારે હસતકના દોખમાઓ, સ
ગડીઓ, દરેમેહેર વીગેરે ધરમના મકાનો
અને ફંડો પારસી જરથોસતીઓજ માટે
છે (હીઅર, હીઅર) તે ઉપરથી અને
પારસી જરથોસતી અંજુમને પોતાની
તા૦ ૧૬ મા એપ્રીલ ૧૯૦૫ ની સભા
માં પોતાનો વીચાર જણાવયો છે કે
બીજી દીન વા કોમવાલાઓને પારસી
જરથોસતી કોમમાં દાખલ કરવા નાદરૂ
સત છે તે ઉપરથી આ મુકદમો બ
રપા થયો છે. (ઉભો કરનારાઓએ
શરમાવું જોઇયેનો અવાજ.)

આ મુકદમામાં વાદીઓ તરફનો મુકદ
મો રજુ થયો છે. અમો તરફનો મુકદ
મો રજુ થવાનું શરૂ થયું છે. હાલ ના
મદાર કોરટે સુચના કરી છે કે બેઉ બા
જુઓએ સમજુતી કરવી. તે સમજુતી
માટે એમ સુચવવામાં આવયું છે કે વા
દી પક્ષે ટ્રસટીઓ સામેની જીકર અને
તેઓ હસતકનાં બીજા ફંડો અને મી
લકતો ઉપરના દાવા છોડી દેવા અને ટ્ર
સટીઓએ દખમાઓ, સગડીઓ અને
તેઓ ઉપર જવાના રસતાઓ અને કોટ
અને બહારકોટના નશાખાનાઓ અને
ગોદાવરાની દરેમહેર અને રવાનોને અવ
લમંજલ પોંહચાડવાનું ફંડ એ સરવના
ઉપયોગ બોમનો વાદીઓનો દાવો મા
નય રાખવો. (નહીં, કદી નહીંના
અવાજો.)

અમો ટ્રસટીઓની જીકર આ છે કે

અમારા ત્રસટડીક પ્રમાણે એ પાંચ મી
લકતો અને એ ફંડ ફક્ત પારસી જર
થોસતીઓજ માટે છે. પણ નામદાર કો
રટ તરફથી સમજુતી કરવાને ખાતર સુ
ચવવામાં આવયું છે કે, એ જીકર મુજી
દેમ એ મીલકતો અને ફંડ સરત્રે જરથો
સતીઓ-પછી અસલ જરથોસતીઓ કે
ના દીનમાં દાખલ થયલા શખમ યા
હવે પછી યોજના મુજબ દાખલ થનારા
તે સરત માટે ખુલ્લા રાખવા, ( નહીં
બીલકુલ નહીં. )

હજી સુધી દાખલ થય ચુકેલાઓ
માટે નામદાર કોરટ એ મીલકતો અને
ફંડોના ઉપયોગનો હક વગર અટકાવે
આપવાને સુચવે છે અને હવે પછી દાખ
લ થનારાઓ માટે એક યોજના ઘડવા
ની સુચના કરે (એ યોજનાનું કાંઇ કામ
નથી) છે કે જે યોજના બેઉ બાજુનું
સાંભળી કોરટ પારના કમીશનરો નેમ તે
કમીશનરો ઘડી કહાડે તે યોજના પ્રમા
ણે હવે પછી કાયુને બરાબર દાખલ થ
યલાં ગણવાં તે નકી કરવામાં આવે. (હ
મુને નાકબુલ છે.)

કેટલીક તરફથી એવું બોલાય છે કે
અમો ત્રસટીઓએ સમજુતીની એ સર
તો સવીકારી છે, પણ તે વીશે આ તકે
અમે, ખુલ્લું જાહેર કરવાની રજા લઇ
એ છીએ કે એમાં કાંઇ પણ સચાઇ ન
થી (હીઅર હીઅર અને જોસભર તાળીઓ)
અમોએ નામદાર કોરટને જણવયું છે કે,
ઉપર જણાવેલા દખમાઓ અને બીજા
ધરમને લગતાં મકાનો અને ફંડને લગ
તી સમજુતી અમો કબુલ કરી શક
તા નથી, કારણ કે એ બાબત અમારા
હાથમાં નથી, પણ કોમના હાથમાં છે.
કોમ અખતયાર આપે તોજ તે અમો
કબુલ કરી શકીએ (શાબાશ) તે ઉપરથી
જો સમજુતી કરવી હોય તો એ બાબત
અમોએ કોમ હજુર રજુ કરવી જોઇએ
કે કોમ તે બહાલ રાખે છે કે નહી તે
ઉપરથી નામદાર કોરટે, તમો હજુર એ
બાબત રજુ કરવા મુકદમો મુલતવી રાખ
યો છે અને અમો ત્રસટીઓ આ બાબત
તમો હજુર રજુ કરી એ.(ઠીક કીધું)

આ બાબત ઉપર તયો સાહેબો વી
ચાર જણાવો તેના સંબંધમાં અરજ ક
રું છું કે મેહેરબાની કરી બોલાવનારા સા
હેબોએ ટુંકમાં બોલવું અને ઘટતા અં
દાજમાં બોલવું. અતરે ફક્ત આજ સ
વાલ છે કે સમજુતીની આ સરતો ત
મો સાહેબોને પસંદ છે કે નહી. તેથી
આ બાબતનેજ વળગી રહી જે સાહેબો
ને બોલવું હોય તે સાહેબોએ બોલવું
અને જો સભા હજુર કોઇ ઠેરાવ મુકવા
ની ખાહેશ હોય તો તેઓએ ફક્ત એ
વા ઠેરાવો મેલવા કે જે આ સવાલને
અનુસરતા હોય કે આ સમજુતી કબુલ
રાખવી કે નહી.

એક બાબત ઉપર સભાનું ધયાન ખેં
ચવાની રજા લઉં છું કે આ સભાનું
કામ આજે ખલાસ થવું જોઇએ.

અમે એ કાલ રોજે સભા બોલાવવા
ની ખાહેશ રાખી હતી, કારણ કે અમો
એ તે દહાડો આપણા લોકોને વધારે
સગવડભરયો ધારયો. પણ વાદીઓમાંના
એક બરેશપાવરી સહીનરમાં હીંદુસ
તાન છોડી બહાર જનાર છે તેથી વાદી
ઓ તરફથી કહેવામાં આવયું કે તેઓ
સભાનું પરીણામ બુધવાર સુધીમાં જા
ણવાની ઇચછા રાખે છે કે જેથી કરીને
તેઓ પોતાના ધારાના હીમાયતીને તે
દીવસે ઘટતી સલાહ આપે. છેવટે નામ
દાર કોરટે બરેસપતવાર તા૦ ૧૫ મી મા
રચને દીને મુકદમો મુલતવી રાખયો એ
વી સરતે કે જેબી સભા ભરવામાં આવે
તે આજથી વધારે મોડી નહી બો
લાવવી.

સમજુતીની સરતો અને તે શરતો
ની એક ખોલાસાની યાદી કે જે પારસી
વરતમાનપત્રોમાં પ્રગટ થઇ ચુકી છે તે
હવે તમારી આગળ વાંચી સંભળાવવામાં
આવશે, કારણ કે કોઇક અઠવાડીએ તે
વરતમાનપત્રોમાં વાંચી નહી હશે.

પ્રમુખ સર જમશેદજીએ પોતાનું ભા
ષણ પુરું કીધા બાદ એરવદ જીવણજી મો
દીએ સમજુતીના શરતો વાચી સંભળાવી
હતી જે હમો આગળ આપી ગયા
છીએ.

## રજુ કરેવામાં આવેલી પહેલી દરખાસત.

એરવદ જીવનજીએ સમજુતીની સર

તો વાંચી સંભળાવ્યા બાદ સર જમશેદજીએ પહેલી દરખાસત રજુ કરવા મી૦ જહાંગીર વીમાદલાલ સોલીસીટરને જણાવ્યું હતું. એટલામાં મી૦ શાપુરજી ગઝદરે ઉઠીને જણાવ્યું કે સરનશીન સાહેબ, મારી દરખાસ્ત પહેલાં રજુ કરવાનો મને હક છે. (તમારી દરખાસત નહીં જોઈએના ચાલુ અવાજો અને ભારે ગડબડ.)

સર જમશેદજી—મેં મી૦ વીમાદલાલને પોતાની દરખાસત રજુ કરવા જણાવ્યું છે માટે હવે તો તેવણુજ બોલી શકે,

મી૦ શાપુરજી ગઝદર—પણ સાહેબ, દરખાસત મેં પહેલાં મોકલી આપી છે માટે મને તે પહેલાં મુકવાનો હક છે. (બેસી જાઓ, બેસી જાઓ). હમે તમને સાંભળવા માંગતા નથી.)

સર જમશેદજી—તમે તમારી દરખાસત અમેંડમેંટ રૂપે મુકજો. આ ઉપરથી મી૦ ગઝદરે અત્રે પોતાની બેઠક લીધી હતી. એ પછી મી૦ વીમાદલાલે પોતાની દરખાસત નીચે મુજબ રજુ કરી હતી.

### મી૦ વીમાદલાલે રજુ કરેલી દરખાસત.

મી૦ વીમાદલાલે એ બાદ તાલીઓના ગડગડાટ વચે ઉઠીને જણાવ્યુ કે સરનશીન સાહેબ અને અનજુમનના સભસદો, આ સભા સનમુખ હું મારી પેહલી દરખાસત નીચે મુજબ રજુ કરૂં છું:—

“પારસી જરથોસતીઓની સમસત અનજુમનની આ સભા ઠરાવ કરી જાહેર કરે છે કે પારસી પંચાયતના ત્રસટો સંબંધમાં નામદાર હાઇ કોરટમાં ચલતા હાલના મુકદમાની માંડવાલ માટે જે શરતો નામદાર કોરટ તરફથી સુચવવામાં આવી છે તથા જે શરતો નહી સવીકારવામાં આવશે તો પક્ષકારોને સારી સલાહ મળેલી નહી લેખાશે, એમ નામદાર કોરટ તરફથી કહેવામાં આવયું છે, તે શરતો આ સભા દલગીરી સાથ સવીકારી શકતી નથી, અને જોઇતા ખરચની વાત કરયા વીના મુકદમાની સુનાવણી આગળ ચલાવવાની તથા જરૂર પડશે સેવટની અદાલત સુધી લડવાની પંચાયતના માનવંત ત્રસટી સાહેબોને અરજ કરે છે. મજકુર મુકદમામાં પ્રતીવાદીઓએ જે કાંઇ એકરારો (Admission) કરયા હોય યા હવે પછી કરે તે એકરારો કોમની ઉપર યા તેના કોઇ પણ સભાસદ ઉપર બંધનકારક છે યા થશે, એવો કાંઇ પણ પ્રકારનો એકરાર આ ઠરાવ કરવામાં આ સભા કરતી નથી.”

### મી૦ વીમાદલાલનું ભાષણ.

પોતાની દરખાસતના ટેકામાં મી૦ જહાંગીર જમશેદજી વીમાદલાલે જણાવ્યું કે આ મોટા સવાલ ઉપરનું આપણું મત પુખત વીચાર અને ધારાશાસ્ત્રીઓના વીચારો ઉપરથી બંધાયલું છે. છેલ્લા ચાર પાંચ વરસ થયા આ સવાલ આપણી સનમુખ વીચાર માટે રજુ થયો છે. આપણે આ બાબતના સંબંધમાં આગળ એક કમીટી નેમી હતી અને તે કમીટીના રીપોરટ પછી સમસત જરથોસતી અનજુમનની સભા બોલાવવામાં આવી અને તે અનજુમને એવો ઠરાવ કરીઓ હતો કે જુદદીનોને જરથોસતી દીનમાં નહી લેવા, એ ઠરાવ પછી ૧૯૦૬ ના સાલમાં આપણા પંચાયતના માનવંત ત્રસટીઓ સામે એક મુકદમાના સબંધમાં બે મુખય મુદાઓ ઉભા કરવામાં આવયા છે. પહેલો મુદો ત્રસટીઓને લગતો છે અને તેમાં તેઓના સતાને તેમજ નવા ત્રસટીઓની નેમણુક કરવાની તેઓના સતાનો સવાલ ઉઠાવવામાં આવયો છે. બીજો મુદો જુદદીન સવાલને લગતો છે અને તેનાં સંબંધમાં વાદીઓ તરફથી જણાવવામાં આવેલ કે જરથોસતી ધરમ પાલનારા પારસીઓનેજ નહીં, પણ જરથોસતી ધરમમા વતલેલા જુદદીનોને પણ દોખમાઓ, સગડીઓ વગેરનો લાભ આપવાનો ઇરાદો રાખવામાં આવયો છે. પ્રતીવાદીઓ માને છે કે પંચાયતના માનવંત ત્રસટી સાહેબોએ જણાવયુ છે કે અમો કાયદેસર નેમાયલા ત્રસટીઓ છીયે અને તેવા બન તથા કરીને અમો ત્રસટીઓ તરીકે કામ ચાલુ રાખીશું જુદદીન સવાલના સંબંધમાં એ સાહેબો તરફથી જણાવવામાં આવયું છે કે દોખમાઓ વગેરેનો લાભ વાશ પારસી તથા ધરમે જરથોસતીઓનેજ આપી શકાય બા મુકદમા કેટલેક દરજજે આમલ વધયો છે અને તેટલામાં સમજુતી કરાવવાની ગોઠવણ થઇ છે અને

તે માટેની સરતો પણ તઇયાર
થઇ છે. એ સરતો ટ્રસટીઓએ
અનજુમનની પરવાનગી વગર કબુલ ન
હી રાખી આપણાં અભીપ્રાય માટે રજુ
કરી છે તે માટે આપણે એ સાહેબોના
મોટા હેસાનમંદ થયા છીયે.

**સમજુતીની સરતો કેવી છે?**

હવે આ સમજુતીની સરતો લાભકા
રક છે કે ગેરલાભકારક તે આપણે જોઇ
શું. ટ્રસટીઓની નેમણુકને લગતી સમજુ
તીની સરતમાંની કલમથી શું લાભ થશે તે
હું બીલકુલજ સમજી શકતો નથી. જો
સમજુતીની સરત આપણે કબુલ કરયે તો
અનજુમનનો ટ્રસટીઓને લમતો હક
ખુંચવાઇ જશે. આપણા ટ્રસટોને લગ
તો સવાલ હાલનો હોવા ઉપરાંત ખાસ
કરીને ભવીશયનો પણ હોવાથી આ મો
ટો હક જો આપણે છોડી દઇયે અને તે
માટે લડત નહી ચલાવયે તો આપણે
એક ઘણુ ગેરડહાપણભરયું પગલું ભ
રેલું ગણાય. સમજુતીની સરતોમાંનો
બીજો અગતયનો ભાગ જુદદીનોને લ
ગતો છે. એ ભાગથી પણ શું લાભ
આપણે સંપાદન કરી શકશું તે આપણી
સાદી સમજમાં ઉતરી શકતું નથી. આપ
ણને કહેવામાં આવે છે કે અતયાર સુધી
માં જરથોસતી ધરમમાં વટલેલાઓમાં બે
શખસથ બાનુઓ છે અને ભવીશયમાં જ
રથોસતી ધરમમાં દાખલ થનારા જુદદી
નો સબંધમાં ઘટતી ગોઠવણ કરવામાં
આવશે. વળી આપણને વધુ એવી ધમ
કી આપવામાં આવે છે કે જો આપણે
એ સમજુતીની સરતો કબુલ નહી રા
ખશું અને મુકદમો આગળ ચાલશે તો
તેમાં જો આપણે હારી જઇશું તો બ
ધા જુદદીનો બેધડક જરથોસતી દીનમાં
દાખલ થશે અને તેથી કોમને મો
ટાં નુકશાનમાં ઉતરવું પડશે. વળી બીજો
અગતયનો સવાલ કે જેના ઉપર આપ
ણે પુર ગંભીરાઇથી ધયાન આપવાનું છે
તે એ છે કે "પારસી" શબદ જો સમુ
લગો કાઢીજ નાખવામાં આવે તો ભવી
શયમાં કોઇ જુદદીન તરફથી આપણી
સામે કજીઓ મંડાવામાં આવે તો તેમાં
આપણાથી બચાઇ શકાય તેમ નથી, આ
થી કરીને હાલનો આપણો સંગીન બ
ચાવ જો એક વખત પણ ખોઇ મુકીશું
તો ભવીશયમાં આપણને ઘણી મોટી
મુશકેલીઓમાં ખચીતજ ઉતરવું પડવા
નું. પણ આપણને સધીયારો આપવામાં
આવે છે કે ભવીશયને માટે એક યોજ
ના ઘડવામાં આવશે અને તે યોજના
ચોકસ શખસો તઇયાર કરશે, પણ એ
શખસો કોણ છે, તેઓની લાયકાત શું
છે તથા તેઓની કેવા પ્રકારે ચુંટ
ણી કરવામાં આવશે તેથી આ
પણે તદન બીનવાકેફ છીએ. માટે જો
એ યોજના આપણે કબુલ કરયે તો અં
ધકારમાં કુદકો મારેલો ગણાય. વળી મુ
ખય વાંધો ભવીશયને લગતો છે અને
તે એ છે કે હાલની સમજુતીની સરતો
આપણે કબુલ રાખયે તો ભવીશયમાં
જરથોસતી દીનમાં દાખલ થનારા જુદદી
નો ઉપર તે બંધન કરનારી થઇ પડશે કે
નહી. એ બાબતના સંબંધમાં મે ધારા
શાસ્ત્રીઓનાં મત મેળવયા છે તથા બી
જી કાયદાને લગતી સાહદતો તપાસી છે
અને તે ઉપરથી મને માલમ પડયું છે
કે એવું કાંઇ પણ બંધન ભવીશયમાં દા
ખલ થનારા જુદદીનો ઉપર પડશે નહી.
માટે શા માટે આપણે એ યોજના કબુ
લ કરવી જોઇએ. જો આપણે હમણાજ
કબુલ રાખયે અને ભવીશમાં જો કોઇ
જુદદીન આપણી સામે કજીયો માંડે તો
તે વેલાએ આપણો બચાવ કુદરતી રી
તે તદન નબળો પડી જાય. હાલમાં આ
પણે પથર જેવી સંગીન દલીલો સાથ ઉ
ભેલા છીએ અને છેવટ સુધી લડવા ત
ઇયાર છીયે તયારે શા માટે એ યોજના
આપણે કબુલ કરવી જોઇએ.

**ધારાશાસ્ત્રીઓના મત.**

આ માંડવાલની સરતોમાં ઘણા કાય
દા સંબધી સવાલો સમાયલા છે. અમા
રી પેઢીએ તે ઉપરથી ટ્રસટીઓને પુછા
વયું કે તેઓના ધારાશાસ્ત્રીઓ મેસરસ
ઇનવેરારીટી અને સેંગમેન આ બાબદ
ના સંબંધમાં શું મત ધરાવે છે તે તે
ઓથી જાણવું કે જેથી કરીને આ મો
ટા સવાલના સંબંધમાં ફડચો કરતી વે
લાએ જરથોસતી અનજુમનને સવલત
થાય. ટ્રસટીઓએ અમારી એ માગણી
સવીકારી છે અને તે માટે અમો તેઓ

ના આભારી છીયે. હવે હું સરનશીન સાહેબને ધારાશાસ્ત્રીઓનું મત વાંચી સંભળાવવાની અરજ કરૂં છું.

સરનશીન સર જમશેદજીએ જણાવયું કે અમારા ધારાશાસ્ત્રીઓએ જે અભીપ્રાય આપયો છે તે અનજુમન સનમુખ રજુ કરવા હું તઇયાર છું, પણ તે આ ગમજ હું તમો પ્રહસથોને એવી સલાહ આપું છું કે ધારાશાસ્ત્રીનું મત વંચાવવાને બદલે જો તમો તમારૂં અપક્ષપાત મત આ સવાલના સબંધમાં આપશો તો કોરટની ઉપર વધારે અસર થશે, મત રજુ કરવાને અમોને હરકત નથી. પણ વાંધો નથી.

મી૦ વીમાદલાલ–મત એટલાજ માટે રજુ કરવાનું હું દબાણ કરૂં છું કે તેથી કરીને આ અગતયના અને બારીકાઇથી ભરપુર સવાલના સંબંધમાં નાવેડો લાવવાને આ સભાને સવલતા થાય. સવાલ એટલો મુશકેલ છે કે ધરશાસ્ત્રીના મત વગર સભા કેવી રીત પોતાનો અભીપ્રાય આપી શકશે તે હું સમજી શકતો નથી. આથી કરીને હું સભાને અરજ કરૂં છું કે તેણે બારીસટરાનું મત સાંભળીને પોતાનો અભીપ્રાય આપવો.

મી૦ મઝહર–મત વાંચો.

સર જમશેદજી–ધારાશાસ્ત્રીનું મત તમો સનમુખ રજુ કરવા હું તઇયાર છું. પણ તમુને તે ખરેખર જોઇએ છે કે નહી તે માટે જાણવું જોઇએ.

આ વેળાએ નહી નહીના મોટા પોકારો થયા હતા.

ડા૦ સુખયા–ધારાશાસ્ત્રીનું મત માગવામાં અને નહી માંગવામાં તમો એ કેસ કટલો લુલો કરશો તેનો પહલાંથી વીચાર કરજો. કોમના લાભને હું મારો લાભ સમજતો આવયો છું અને તેથી મારા સખુનને ઉંચાળી દઇને તમે મત માટે દખાણ ના કરો. તમો જો શરૂઆતથીજ મત માગશો અને પછી અભીપ્રાય આપશો તો કોરટના મગજ ઉપર એવું ઠસશે કે ધારાશાસ્ત્રીઓના મતથી તમે દોરવાઇ ગયા હતા માટે તમે સઘળાઓ કહો કે અત્રે વંચાવુ નથી જોઇતું.

અત્રે નહી નહીના મજબુર પોકારો થયા હતા, તેમજ સભામાં ભારે ગડબડ મચી રહી હતી.

સર જમશેદજી–આ સભા મત માગવા ઇચછે છે કે નહી તે હું જાણવા માગું છું જે ગ્રહસથો મત માગવા ઇચછતા નહી હોય તેઓએ પોતાના હાથો ઉંચા કરવા. આ ઉપરથી સઘળાઓએ પોતાના હાથો ઉચકયા હતા અને મત માગવાનું પડતું મેલાયું હતું.

મી૦ વીમાદલાલે આગળ ચાલતાં જણાવયું કે જયારે આજની અનજુમનની સભાએ આવી રીતે પોતાનું મત જાહેર કરયું છે તયારે ધારાશાસ્ત્રીનું મત રજુ કરવાને આપણે ઘણું દબાણ કરી શકશું નહી. ઠરાવના બીજા ભાગના સંબંધમાં વીવેચન કરતાં હું જણાવીશ કે ત્રસટીઓને આપણે માનપુરવક અરજ કરયે છીએ કે આ મુકદમામાં કાંઇ પણ પ્રકારની સમજુતીની શરતો કબુલ રાખવા વગર છેક છેવટની ઘડી સુધી મુકદમો ચલાવવો. જો જરૂર પડે તો પ્રેવી કાઉનસીલ સુધી પણ આ મુકદમો લઇ જવો. ત્રસટીઓએ પોતાના લાભના સઘળા પુરાવાઓ એકઠા કરી તે નામદાર કોરટ સનમુખ રજુ કરવા. આ આખો ઠરાવ જેમ છે તેમ હું તમો સનમુખ રજુ કરીશ, માટે તમોએ જે મત આપવું હોય તે પુરતો વીચાર કરી આ બાબતના ગંભીરાઇ ધયાનમા લઇ દુરંદેશી સાથે આપવું. તમો તમારૂં મત આપતી વેળાએ કોઇપણ પ્રકારની લાગણીઓથી દોરવાઇ જતા ના તથા તમો જે પણ અભીપ્રાય આપો તે પુખત લાંબા વીચાર કરીને ઘણી બહુમતીથી આપજો, કે જેથી જયારે આ બાબદ નામદાર કોરટ સનમુખ રજુ કરવામાં આવે તયારે તમારા અભીપ્રાયને વાજબી વજન મળે (તાલીઓ).

## મી૦ દાદાચાનજીનું વીવેચન.

ડા૦ દાદાચાનજીએ જણાવયું કે મી૦ વીમાદલાલની દરખાસતને ટેકો આપતાં મને ઘણી ખુશાલી ઉપજે છે. મી૦ વીમાદલાલે ઘણીજ સુબાખીત રીતે પોતાની દરખાસત રજુ કરી છે અને તેથી હવે મારે તેના સંબધમાં વધુ કાંઇ બોલવું નથી. આજના જેવી જંગી અનજુમનની સભા મારી આખી જીંદગી દરમયાન

આજે હું પહેલવહેલીજ વેળાએ જોઉં છું. સભા આગળ આજે રજુ કરવામાં આવેલો આ સવાલ કોમ માટે ઘણીજ ગંભીર અગતયતા ધરાવનારો છે. આ સવાલ કાંઇ હાલનીજ પારસી કોમ ઉપર અસર કરશે એટલુંજ નહી, પણ ભવીષ્યની ઓળખનો સઘળો આધાર આ જ સવાલ ઉપર રહેલો છે. આ સવાલ વળી હકનો હોવા ઉપરાંત ચીવટ લાગણીનો પણ છે. એક જુદીના મકાનમાં ચીરવામાં આવેલી લાશને આપણા દોખમામાં બીજી લાશો સાથે મુકતા નથી, તો પછી આપણે જુદદીનોંની લાશો એ જ દોખમામાં કેવી રાતે મુકી શકયે? (કદી નહીં, કદી નહીંના અવાજો). આપણામાં એક ઘણી જાણીતી સાધારણ કહેવત છે કે કોરટ અને સોરટ સઘળું એકજ છે, પણ મારે જણાવવું જોઇએ કે આ શરતો કબુલ રાખવાના કરતાં કોરટમાં આપણને જેટલું પણ ઓછું મળશે તે સઘળું આપણને કબુલ છે, પણ આવી શરતો તો આપણે કદી પણ કબુલ કરનાર નથી (જોસભેર તાલીઓ). આપણે સેવટ સુધી લડવાનો પુર વીચાર રાખવો જોઇએ. આ મુકદમાના સંબંધમાં જે જે પણ ખરચો ઉભા થવા પામશે, તથા તે ગમે તેવા મોટા પણ હશે, છતાં પારસી કોમ આ સઘળા ખરચો કરવાને તદન એક પગે તઇયાર ઉભી રહી છે (તાલીઓ). ત્રસટી સાહેબોને હું માનપુરવક જણાવવાની રજા લઉં છું કે તેઓ સાહેબોએ ખરચની કશી પણ વાચ કરવી નહી (તાલીઓ). ત્રસટી સાહેબોએ પોતા તરફથી સઘળા પુરાવાઓ નામદાર કોરટ હજુર રજુ કરવા મારે જણાવવું જોઇએ કે આ બાબત એવી છે કે તે ભવીશ્યના ત્રસટીઓના સંબંધમાં કાંઇપણ ચાકસ ગોઠવણ કરવાની આપણને તક આપે છે. હાલના ત્રસટીઓ માટે મને ઘણું માન છે. ત્રસટી સાહેબોએ આખી કોમનો સંપુરણ ચાહ જીતી લીધો છે તોપણ મારે જણાવવું જોઇએ કે પારસી અનજુમન વધતી જાય છે અને હવે વખત આવી લાગયો છે કે ત્રસટીઓની નેમણુકના સંબંધમાં કોમનો અવાજ પણ હોવો જોઇએ. મારી નમર સુચના છે કે આ મુકદમો છેક છેલામાં છેલી કોરટમાં પણ લઇ જવો (તાલીઓ). સેવટે મારે જણાવવું જોઇએ કે મને મી૦ વીમાદલાલની દરખાસતને ટેકો આપતાં ભારે ખુશાલી ઉપજે છે (તાલીઓ).

મી૦ ગઝદરનું એમેંડમેંટ.

મી૦ ગઝદરે અત્રે પોતાનું એમેંડમેંટ ફરી રજુ કરવાને બહાર આવયા હતા પણ સભાએ તેઓનું ફરી કશું પણ સાંભળવાને ના પાડતાગ તથા મી૦ ગઝદરની વીરૂધ કરનારા પોકારો કરવાના ચાલુ રાખયા હતા.

સર જમશેદજીએ અત્રે મી૦ ગઝદરને પુછયું હતું કે તેઓ શું એક એમેંડમેનટ રજુ કરવા માગે છે યા મી૦ વીમાદલાલની દરખાસત ઉપર વીવેચન કરવા માંગે છે.

મી૦ ગઝદર—હું એમેનડમેનટ મુકવા માંગુ છું (નથી માંગતા, નથી જોઇતું, બેસી જાવ વગેરેના ચાલુ પોકારો).

મી૦ મરઝબાન મનચેરજી મરઝબાને અત્રે જણાવયું કે આં સભાએ મી૦ ગઝદરનું એમેનડમેનટ સાંભળવું તો જોઇએ. તે પસાર કરવું યા નહી કરવું તે સભાનાજ હાથમાં છે છતાં એક સભાસદને આવી રીતે પોતાનું એમેંડમેંટ રજુ કરતાં અટકાવવાનું પગલું વાજબી નથી. મી૦ ગઝદર પોતાનું એમેનડમેનટ રજુ કરયા પછી જો સભાને તે પસંદ નહી પડતું હોય તો તે એમેનડમેનટને ઉડારી નાંખવાનો સભાને દરેક અખતયાર છે, પણ એમેનડમેનટ રજુ તો કરવા દેવુંજ જોઇએ (નહી જોઇએના પોકારો).

ડા૦ સુખયાએ પણ એનેજ મળતા વીચારો જણાવયા હતા તથા ઉભા થઇ બે હાથો ઉંચા કરીને માજલસીઓને આગ્રહ કીધો કે એઓને બોલવા દેવા. પછી એમેંડમેંટ ઉડારી મુકજો.

સભામાં ગડબડ તથા પોકારો ચાલુજ રહયા હતા.

પ્રમુખ સર જમશેદજીએ જણાવયું કે તમો આ અમેંડમેંટ સાંભલશો એવી હું આશા રાખું છું. આજની આપણી સભા અનજુમનની સભા છે, અને તેમાં બોલવાનો દરેક સભાસદને હક છે.

આવી રીતે લાગણીઓથી દોરવાઇ જઇ ને એક સભાસદને બોલતાં અટકાવવાનું બીલકુલ વાજબી નથી. તમારે ગમે તો મી૦ ગજ્જરનું એમેંડમેંટ પસાર કરજો, ગમે તો ઉરાડી નાખજો પણ તમો મી૦ ગજ્જરને તેવણનું એમેંડમેંટ રજુ કરવા દેશો એવી મારી અરજ છે.

મી૦ વીમાદલાલે જણાવયું કે આજ ની સભાએ કોઇપણ સભાસદને બોલવા દીધા નહી એવો કલંક સભા ઉપર લાગુ પડવા દેવો જોઇતો નથી. સભા એ બંને બાજુની તકરારો સાંભળી લઇ ને તે ઉપર મત આપવું વધુ વજનદાર ગણાશે, માટે હું તમોને અરજ કરું છું કે, તમો મી૦ ગઝદરને તેવણનું અમેંડ મેંટ રજુ કરવા દેશો.

## કમીટી નેમવાની સુચના.

અત્રે કેટલીક ગડબડ વચે મી૦ ગઝ દરે પોતાનું એમેંડમેંટ રજુ કરતાં જ ણાવયું કે આ અગતયની બાબદનો સમાધાનીથી ફડચો કરવા માટે જે વખ ત હાઇકોરટ તરફથી મલ્યો છે તે ઘ ણો ટુંકો છે. આવી અગતયની બાબદ ઉપર ઉતાવળતુરત મત બાંધી નીવેડો લાવવો એ વાજબી નથી. આ બાબદ જે આવી મોટી સભામાં નીવેડો લા વવા કરતાં ૧૫૦ ગ્રહસથોની એક કમીટી———

અત્રે સભામાં ઘણી ગડબડ તથા પો કારો પાછા ચાલુ થયા હતા, અને મી૦ ગઝદરને સાંભળવાને ફરી સભાએ અવા જોની ગરજના વચે ના પાડી હતી.

ગડબડ થોડી શાંત થતાં મી૦ ગઝ દરે ફરી બોલતાં જણાવયું કે ગ્રહસથો, આ એમેંડમેંટ પસાર કરવું કે નહી તે તમારી મુનસફી ઉપર છે મને મહેરબાની કરીને બોલવા દેવું.

અત્રે પ્લેટફોરમ ઉપરથી ઘણાક ગ્રહ સથોની ખાસ ફરમાસથી મી૦ ગઝદરને ફરી બોલવા દેવામાં આવયા હતા.

મી૦ ગઝદરે આગળ ચાલતાં જણા વયું કે હું એમેંડમેંટ મેલું છું કે આ બાબદનો આવી મોટી સભામાં નીવેડો લાવવા કરતાં આ સભા નીચલા ૧૫૦ ગ્રહસથોની કમીટી નેમે છે અને તેઓ ને સતા આપે છે કે તેઓએ પહેલાં હાઇ કોરટ પાસે આ કેસ ત્રણ માસ સુધી મુલતવી રખાવવો અને તે અરસા માં આ કમીટીએ પોતાની સભાઓ ભ રી બંબાણ વાદવીવાદ ચલાવી આ બાબ દનો નીવેડો લાવવો, (નહી, નહી, ના પો કારો) મી૦ ગઝદર અત્રે ઉપલા ૧૫૦ ગ્રહસથોના નામો વાંચવા જતા હતા પણ તેવણને સભાએ તેમ કરતાં અટ કાવયા હતા. (આ ૧૫૦ ગ્રહસથોના નામો અમો અગાઉ પ્રગટ કરી ગ યા છીએ.)

## પરકોમમાં થતી હસી.

મી૦ ગઝદરે બાદ આગળ ચાલતાં જણાવયું કે મારી કમીટીમાં મેં કોમના સઘલા વરગોના સભાસદોને સામેલ કર યા છે, અને તેઓ આગળ આ સવાલના સંબંધમાં નેમવામાં આવેલી કમીટીના સભાસદો હતા. મારી કમીટી નેમવાની દલીલના સંબંધમાં હું બે બોલ બોલવા માંગું છું. (બેસી જાવો, બસ કરોના પોકારો.) આ કનસેનટ ડીક્રીની સરતો ઘણીજ એબસરડ છે. આજની સભા તે માંની બે સરતો નાકબુલ કરે છે તે મેં જોયું છે અને સભાના આ અભીપ્રા ય સાથ હું તદન એકમત થાઉં છું. કો મમાં ત્રસટીઓની નેમણુંક કરવાના સ વાલના સંબંધમાં ઘણો મતફેર પડેલો જણાયો છે (નહં, નહીના પોકારો), અ ને મારે જણાવવુ જોઇએ કે આવી તક આપણને કાંઇ ઘડી ઘડી મલવાની ન થી. વાડીઓ જેવા મોતેબર ગ્રહસથોએ કોમને આ ઘણી સરસ તક આપી છે અને તેનો પુરં લાભ લેવાવો જોઇએ. આ મુકદમો આગલ ચલાવી હજારો રૂ પયાની બરબાદી કરવા ઉપરાત કોમને પર કોમની હસીમાં લાવવાના કરતાં (શરમ શ રમ તથા "તમો બેસી જાવો," "તમો વધુ ના બોલો" ના પોકારો) આ બાબત આ કમીટીને સોંપવાનું ઘણું બહેતર થ ઇ પડશે. આપણે અતયાર સુધીમાં હજા રો રૂપયા ખરચયા છે અને હવે વધુ ખરચવાની કાંઇપણ જરૂર નથી. કમીટી નેમવાથી તે એક યોજના ઘડી કાઢશે અને તેથી આ સઘળી બાબતોનો નાવે ડો આવી જશે. (નહી, નહી, ના પોકારો).

### મી૦ ગઝદરના એમેંડમેંટ ઉપર મત.

મી૦ શાપુરજી ગઝદરના અમેંડમેંટ વીશે અત્રે પ્રમુખ સર જમશેદજીએ ઉઠીને જણાવ્યું કે કોઇ સાહેબ એને ટેકો આપો છો!

હાજર રહેલાઓએ હકાબકાર કરી મુક્યો કે કોઇ ટેકો નથી આપતું સાહેબ.

ઐલા મી૦ બરજોરજી અરદેશર ગઝદર નામના જવાને મોટેથી બુમ પાડી જણાવ્યું કે સાહેબ, હું આ સુધારાને ટેકો આપું છું.

એ પ્રમાણે મી૦ ગજદરના સુધારાને ટેકો મળેલો હોવાથી તે સભા સનમુખ મેલ્યો હતો.

ડા૦ નાદીરશાહ સખીઆએ તાલીઓના અવાજ વચે અમેંડમેંટ ઉપર બોલતાં જણાવ્યું કે મીજલસના સાહેબો, તમારી સનમુખ મી૦ વીમાદલાલની દરખાસત અને તે ઉપરનું એમેનડમેંટ મેલવામાં આવ્યું છે, (એમેંડમેંટ અમને જોઇતું નથીના ચાલુ અવાજ).

મી૦ વીમાદલાલે સુન્દર તથા ખુબીતપણે તમારી સનમુખ જે મુદાઓ રજુ કીધા છે તે ઉપરથી તમો સાહેબોએ સઘળું જાણ્યું તો હશે. હાલ તો હું અટલુંજ કહીશ કે જે એમેંડમેંટ રજુ થયું છે તેને તમો ધીકારની નજરથી રદ કરશો. (અલબત રદ કરશુંના ચાલુ અવાજો.)

પ્રમુખ સર જમશેદજી—હવે કોણ સાહેબો મી૦ ગઝદરના સુધારાની તરફેણમાં છો, તે કહેશો (અત્રે કોઇ નથી. વલી મત સાનું લેઓ છો? ના અવાજ.)

બાદ સુધારાની તરફેણમાં ૭ અને વીરૂધમાં સઘળાં મત પડયાં હતાં જેથી પ્રમુખ સર જમશેદજીએ સુધારો રદ થયો જાહેર કર્યો હતો.

અત્રે પ્રમુખે જણાવ્યું કે સાહેબો, હવે હું મી૦ વીમાદલાલની દરખાસત તમારી સનમુખ મેલું છું. જેઓ તરફેણમાં હોય તેઓએ હાથ ઉંચા કરવા (બધા, બધાના અવાજ વીરૂધ કોઇ નહીં.)

એ ઉપરથી પ્રમુખે મી૦ વીમાદલાલની દરખાસત એકમતે પસાર થયલી જાહેર કરી હતી.

### કાઉનસલનું વાંચવામાં આવેલું મત.

અત્રે સર જમશેદજી જીજીભાઇએ એરવદ જીવણજી મી૦ કેંગા સોલીસીટર વીગેરે સાથ કેટલીક મસલત કરી જણાવ્યું કે મીજલસના સાહેબો, મી૦ વીમાદલાલની દરખાસત જયારે તમોએ પસાર કરી છે તયારે હવે હમારા બેરીસટરોના શું વીચાર છે તે જાહેર કરવામાં અડચણ જોતા નથી અને એ મત નીચે મુજબ અપવામાં આવ્યું છે:—

In our opinion it is not desirable to accept the terms of the proposed compromise. We think it undesirable having regard to the fact that the litigation may continue, to state our reasons for this opinion or to answer any of the othar questions put to us.

(Sd.) J. D. Inverarity,
(Sd.) T. J. Strangman.
(Sd.) J. B. Kanga.

### ગુજરાતી અરથ.

હમારાં મત મુજબ હાલ જે સમજુતીની શરતો સુચવવામાં આવી છે તે કબુલ કરવું ઇચ્છવાજોગ નથી. આ મુકદમો ચાલુ રહે તે બીના ધયાનમાં લેતાં આ મત આપવાનાં કારણો આપવાનું હમો નાદરૂસત ધારીએ છીએ યાતો હમોને પુછવામાં આવેલા બીજા સવાલોના જવાબો આપવાનું વાજબી વીચારતા નથી.

(સહી) જે. ડી. ઇનવેરારીટી.
( „ ) ટી. જે. સ્ટ્રેંગમેન.
( „ ) જે. બી. કાંગા.

### સર જમશેદજીએ સભાનું જાણવા માગેલું મત.

કાઉનસલનું ઉપલું મત વંચાઇ રહેવા પછી સર જમશેદજી બોલ્યા કે સાહેબો કોરટે જે બાબદસર તમારૂં મત મુખત્વ કરી જાણવા માગયુ હતું તેની ઉપર તમારો અભીપ્રાય મળી ચુકયો છે. હવે

જો દસતુર દારાબને તમો સાંભળવા મા
ગતા હોવ તો હું તેવણને બીજી દરખા
સત રજુ કરવા કહીશ (હમો દસતુર દા
રાબને જરૂર સાંભળવા માંગીએ છીએ).
એ ઉપરથી પ્રમુખે દસતુર દારાબને
બીજી દરખાસત રજુ કરવા જણાવયું
હતું.

**રજુ થયલી બીજી દરખાસત—**

**દસતુર દારાબ સંજાણાનું ભાશણ.**

એ પછી દસતુર દારાબ પેશોતન સંજા
નાએ પોતાને હસતક મેલાયલો ઠરાવ રજુ
કરતાં જણાવયું કે નામદાર સર જમશેદ
જી જીજીભાઇ અને પારસી જરથોસતી
ભાઇઓ (જોશભર તાલીઓ) જે બીજો
ઠરાવ રજુ કરવાની તમોએ મને પરવા
નગી આપી છે તે ઠરાવ હું તમો સન
મુખ મેલું છું તેમાં જો સચાઇ હોય
તો તે તમો કબુલ રાખજો અને જો
તમને સચાઇ નહી લાગે તો બેલાશક ર
દ કરજો (અત્રે સચાઇ હોવીજ જોઇએ ના
અવાજ). હું શરૂઆતમાં સરનશીન સાહે
બનું નામ બોલ્યો છું, પણ આખી મ
જલીનમાં ભેગા મળેલા મારા પારસી
જરથોસતી ભાઇઓ સનમુખ મારા વી
ચારો રજુ કરૂં છું અને તે ઉપર તમા
રૂં મત શું છે તે જાણવાની આરજુ
રાખું છું. તમો સદા સચાઇનેજ ટેકો
આપજો (જોશભર તાલીઓ) મારો ઠરા
વ નીચે મુજબ છે.—

"પારસી જરથોસતીઓની આ સભા
નું એવું મત છે કે પારસીઓની મજ
દીયસના જરથોસતી દીનમાં જુદદીનોને
લેવાનું રવા છે કે નહી અને જો કોમને
નુકશાનકારક સંજોગો વશે રવા નહી હો
ય તો હાલની પારસી જરથોસતી કોમ
ની ધરમ સંબંધી હાલત, લાગણી, રેવા
જ, સંસાર, કોમ, વગેરે ધયાનમાં લેતાં
તે નારવા છે યા રવા છે એ સવાલો
નો ફેંસલો કરવામાં અભયાસીઓનું મ
ત પ્રતીવાદીઓએ મુંબઇની હાઇ કોરટ
માં ચાલતા ૧૯૦૬ ના ૬૮૯ વાળા મુક
દમામાં કબુલ કીધું છે તે એકલાં મત
ઉપરજ આધાર નહી બાંધતાં તે સવા
લોના સંબંધમાં પુરતા સાક્ષી પુરાવા લે
વા જોઇએ છે."

પોતાની દરખાસતના ટેકામાં દસતુર
દારાબ બોલ્યા કે, પારસી જરથોસતીઓ
જે મુકદમો નામદાર હાઇ કોરટમાં ચાલ
યો છે તેમાં ઘણા ગંભીર સવાલો રજુ
થયા છે. તમો સાહેબોએ વાદીઓ તર
ફનો દેખાવ જોયો છે પણ આપણા તર
ફનો મુકદમો શું છે તે તમો જાણતા
નથી. જે જબાની હજુર સુધી રજુ કર
વામાં આવી છે તે કરતાં વધુ જબાની
રજુ કરવાની ઘણી જરૂર છે. પારસી
જરથોસતીઓ કોરટમાં કહેવામાં આવયુ
છે કે પારસી તે જરથોસતી અને જર
થોસતી તે પારસીઓ. પણ તે મત ભુલ
ભરયું છે. પારસી-ખ્રીસતીઓ પણ છે
(શરમ છે તેમનેના અવાજ) પારસી-મહો
મેદનો છે અને પારસી જરથોસતીઓ
પણ છે. પારસી બસતે કુસતીઆનો છે
તેમ જરથોસતી બસતે કુસતીઆનો છે
અને અરબ બસતે કુસતીઆનો પણ
છે. જે પારસી બસતે કુસતીબન હોય
તેમનેજ પારસી જરથોસતી કહેવા. જુદ
દીનો જો સુદરેહ કસતી પહેરયાં હોય
તો તેમને ખાલી બસતે કુસતીઆન કહેો.
બીજી એક બાબદ ઉપર તમારૂં ધયા
ન ખેંચવા માગું છું તે એ કે હીંદુસતા
નમાં આવયા પછી કોઇપણ પારસી
ઓરતને સુદરેહ કસતી પેહેરાવવામાં
આવયો નથી. જે બે દાખલા બનયા છે
તેજ દાખલા માત્ર છે. તેઓ કહે છે
કે અમને પારસી જરથોસતીઓનો હક
આપો (મોહડું ધોઇને આવજો).

**બીજો અગતયનો સવાલ.**

બીજો એક અગતયના સવાલ એ છે
કે આપણા આગળા દીનદાર નયાગાનો
જે ધરમનાં પવીત્ર મકાનો આપણને
આપી ગયા છે તેઓ સાફ લખી ગયા
છે કે જરથોસતી અનજુમનના પારસી
ઓને માટે ફકત તે મકાનો છે. તે
લોકના જીગરમાં એવો વીચાર હતોજ
નહી કે જે જુદદીનો સુદરેહ પહેડાને
દીનમાં આવે તેમને પણ એ મકાનોનો
લાભ આપવો. (અરે કબ્રસતાનમાં કાં
નહી નાખતાં તેમને) તેઓને સવપને
પણ ખયાલ નહી હતો કે જુદદીનોને
સદરો પહેરાવીને દીનમાં લેવામાં આ
વશે (નહીજ તો ના અવાજો), અરે જે,

કોઇ ભેલા પારસી બાપ અને જુદ્દીન માયને પોતનું ફરજંદ હોય તો તેને પ ણ એ પવીત્ર મકાનનો લાભ આપવા ને સારૂ ના પાડતા હતા. હવે એ સાહે બો જો પોતાના ત્રસઠ ડીરોમાં લખી ગ યા હોય કે પારસી જરથોસતીઓનેજ માટે તેમના એ મકાનો છે તો હું ક હું છું કે વટલેલા જુદ્દીનોને તે ઉપર બીલકુલ હક નથી. (જોશભેર તાલી ઓ બરાબર છે ના અવાજો) હું ફરીથી કહું છું કે આપણા એ પાક નબાગાનોના સવપનામાં પણ ન હી હતું કે જુદ્દીનોને આપણા ધરમ ના મકાનોનો લાભ આપવો.

દસતુર દારાબે આગળ ચાલતાં જણા વયું કે તમારા દીન અને ધરમને માટે હાઇ કોરટમાં એવું કહેવામાં આવયું છે કે ભંગીને પણ ધરમમાં લેવામાં આ વે તે રવા છે. (ખોટું છે ખોટુ છે અ ને શરમ શરમના ચાલુ મોટા પોકારો). આપણા ધરમ પુસતકોમાં ચાર જાત ના લોકોને લેવાનું લખયું છે અને તે વ રગો અથોરનાન યાને ધરમગુરૂઓનો વરગ, રથેસતાર યાને દીનને માટે લડના ર તેમજ ખેડુત અને ધંધાદારીઓનો વ રગ છે. આપણી ધરમની નેકી, નીતી ખુ બંદી જાળવવા માટે એવા હલકા લોકની સોહબતની જરૂર નથી (સાંભળો, સાંભળોના ચાલુ અવાજો.)

મારા જરથોસતી ભાઇઓ, આ બા બદ ઘણી ગંભીર છે. મને આશા છે કે મારો દરેક પારસી જરથોસતી ભાઇ એ બાબત ઉપર ખરાં અંતકરણથી વી ચાર કરશે. આપણે આપણી દીનને ખા તર, રાજપાત, ધનદોલત, દેશ વગેરેને તજી દઇને અત્રે હીંદમાં આવયા છીએ. અહસથી, એક બાબદ ઉપર હું ખાસ બોલવા માંગું છું. હું મારા દીનદાર જ રથોસતીઓને મુબારકબાદી આપું છું, કે આપણાં સારાં નસીબે પાંચ ભલા ત્ર સટીઓ (બેહદ ખુશાલીના અવાજો) આ પણને મળયા છે. તમારી દીનને તેઓ તરફથી જે ટેકો મળયો છે, તે ચાલુ રહે અને એ ત્રસટીઓ આપણે માથે લાંબો વખત સુધી કાયમ રહે એટલું કહીને હું મારી બેઠક લઇશ. (ખુશાલીના મોટા પોકારો.)

ડા૦ સુખીયાએ આપેલો ટેકો.

ડા૦ નાદીરશાહ એદલજી સખયાએ તયારબાદ તાલીઓના ગડગડાટ વચે ઉ ઠીને જણાવયું કે આપણી સનમુખ જે ઠરાવ રજુ કરવામાં આવેલો છે તે એ ટલો તો અગતયનો છે કે તે ઉપર વ ધુ બોલવું એ સોના ઉપર ઘોળ ચ ઢાવવા બરાબર છે. એક દસતુરની ભુ લને લીધે આ ઝગડો રજુ થયો છે (શેમ શેમના અવાજો) અને કોમને ના હકની નુકશાનીમાં ઉતરવું પડયું છે અ હસથો, પણ એક બાજુએ એ દસતુર ને મુકો, પણ તમને સંતોષ લેવાનો છે કે આજે તમો વચે એવા પણ એ ક બીજા દસતુર છે (જોશભેર તાલીઓ) કે જેવણ આપણને મદદ કરવા બહાર પડયા છે અને કોમની દાઝ હઇડે ધ રીને કોમની ચઢતી જોવા ઇચછે છે (જોશભેર તાલીઓ) આટલું કહી એક ખરી હકીકતની બીના હું તમો સનમુ ખ રજુ કરૂ છું. જો આપણે આ ઠ રાવ નહી કરયે તો અહસથો, આપણે એક મુંગો એકરાર કરેલો કહેવાય. આ પણી ફરજ છે કે આપણું અંતકરણ શું કહે છે તે બાપોકાર જાહેર કરવું. આપણી ક્રીયાઓ કે જે આપણે છુપી રીતે ક રયે છીયે કે જેથી કરીને તે ક્રીયાઓની ઉપર જુદ્દીનોની નજર પડે નહી તેવા જુદ્દીનોને શું આપણા નયાગાનો આ પણી પવીત્ર દીનમાં લેવા ઇછતા હતા? વાદીઓ દખમાઓ તેમજ બીજાં ધરમ સબંધી ઉપરનો જરથોસતી ધરમમાં દા ખલ થયલા જુદ્દીનોનો હક રજુ કરતાં દોખમાઓ, વગેરે ઉપરની તખતીઓ ઉપરનાં લખાણને આપણી સનમુખ મેલે છે, કે જે લખાણમાં એ દોખમા ઓ વગેરેને કુલે જરથોસતી અનંજુ મનના લાભ અરથે આપવામાં આવયાં છે. એવું લખવામાં આવયું છે. જર થોસતી અનજુમન એ શબદનો અરથ વાદીઓ તરફથી હવે મરડી મચડીને એવો કરવામાં આવયો છે કે એ અન જુમનમાં જરથોસતી ધરમમાં દાખલ થયલા અને જરથોસતી ધરમ પાળનારા જરથોસતીઓ પણ સમાઇ જાય

છે. જરથોસતી અનજુમન એ શબદ સુરત અને ભરૂચમાં જયારે જરથોસ્તીઓનાં બે તડો પડયાં તે વેળા એ એ બે તડોને એકત્ર રીતે ઓળખાવવા માટે વાપરવામાં આવયો હતો, એ મુદ્દો આપણુ ત્રસટીઓ જાણે છે અને તેઓ તે ઘટતે વખતે રજુ કરશે. એક દસતુર (હીસ હીસ)ની ભુલને લીધે કોમ નુકશાનકારક હાલતમાં આવી લાગી છે. ત્રસટીઓના સવાલના સંબંધમાં તેઓની સતાનો સવાલ ઉઠાવવામાં આવે છે, પણ હું પુછીશ કે ચીરૂત પીનારાઓ તેમજ ત્રસટના ફંડમાં નાણું નહી ભરનારાઓ એવા શખસોને શું ત્રસટીઓ તરીકે નેમવાની હીમાયત કરવામાં આવે છે (નહી નહીના પોકારો)

## દસતુર દારાબની પસાર થયલી દરખાસત.

મી૦ હોરમસજી લોરડે દસતુર દારાબની દરખાસતમાંના ચોકશ શબદો સામે વાંધો ઉઠાવનારૂં એમેંડમેંટ રજુ કરવા માંગયું હતું. પણ તેવણુ છેક સભાની છેડેથી બોલતા હોવાથી આસપાસની બારે ગડબડથી તેવણુનું અમેંડમેંટ પલેટફોરમ આગળ સાંભળી શકાયું હતું નહી. પ્રમુખે તેવણુને આગળ આવીને બોલવા જણાવતાં મી૦ લોરડ પલેટફોરમ આગળ આવીને દસતુર દારાબે "વીદવાનોનાં મત ઉપરજ છે" એવા વપરાયલા શબદોમાંનો "જ" શબદ કાહડી નાખવાને લગતું પોતાનું અમેંડમેંટ રજુ કરવા માંગયું હતું, પણ દસતુર દારાબે પોતેજ આ "જ" શબદ કહાડી નાખયો હતો.

બાદ દસતુર દારાબની દરખાસત ઉપર મત લેતાં તે એકમતે પસાર થઇ હતી.

## મી૦ શાપુરજી કાતરકની દરખાસત.

મી૦ શાપુરજી કાતરકે આ બાદ નીચલી દરખાસત રજુ કરી હતી—

"આજની સભામાં પસાર કરવામાં આવેલા ઠરાવો ૧ અને ૨ (પહેલો અને બીજો) પારસી પંચાયતના ત્રસટીઓ મારફતે નામદાર કોરટ સનમુખ રજુ કરવાની આ સભા સરનશીનને સતા આપે છે."

મી૦ શાપુરજી કાતરકે પોતાની દરખાસતના ટેકામાં બોલતા જણાવયું કે આપણા પવીત્ર દોખમાઓમાં આપણા વડીલોના હાડકાં પડેલાં છે અને જયાં આપણા સત્રળાનાં હાડકાંઓ આમેજ કરવામાં આવશે, તયાં શું જુદ્દીનાના હાડકાંઓને પણ આમેજ કરવાં જોઇયે કે ? (કદી નહીં, કદી નહી ના ગંજાવર પોકારો) વળી તમો પોકારો કે કદી પણ જુદ્દીનોના હાડકા આપણા પવીત્ર દોખમામાં આમેજ કરવામાં આવશે નહી (કદી પણ નહી, કદી પણ નહી ના મોટા પોકારો.) ઉપલી દરખાસતને ડો૦ દાદાચાનજીએ ટેકો આપયો હતો.

## દરખાસતને વધુ ટેકો.

એ દરખાસતને ટેકો આપતાં એક બોલનારે જણાવયું કે સરનશીન સાહેબ, અને પારસી અનજુમનના મહસથો, આ દરખાસત ઘણીજ અગતયની છે. પેહેલી બે દરખાસતો હાઇ કોરટ સમમુખ રજુ કરવાને લગતી છે જે સવાલે પારસી કોમનું કયાની લોહી (સાંભળો, સાંભળોના ગંજાવર પોકારો) ઉશ્કેરો મેલા, ઘરેઘર ચરચા કરાવી છે, અને જેને લીધે આપણુને પાંચ વરસ હેરાન થવું પડયું છે, તે કેસનું કાંઇપણુ પરીણામ આવે, પણ આ અનજુમનના મતને હાઇ કોરટે માન આપવું પડશે. જો તેમ બને તો આપણે હોમ ગવરમેંનટને અરજ કરીશું. (સાંભળો, સાંભળોના અવાજો) અત્રે હું એક દાખલો રજુ કરીશ, કે કપોળ નયાતના સંબંધમાં પણ તેમ બનયું હતું. ગમે એવો શ્રીમંત હોય, તોપણ અનજુમનના મતને અપમાન થઇ શકે નહીં (ખરી વાત, ખરી વાતના અવાજો). ઉપલી દરખાસત ઉપર મત લેતાં તે એકમતે પસાર થઇ હતી.

## મી૦ મરઝબાન બેરીસટરે માનેલો આભાર.

અત્રે મી૦ મરઝબાન મનચેરજી મરઝબાન બેરીસટરને હાજર રહેલાઓએ બોલવાને ચાલુ તાળીઓના અવાજો વચચે અરજ કરી હતી, જેથી હાજર રહેલાઓની ઉશ્કેરાયલી લાગણીને માન આ

પીને તેવણે બોલતાં જણાવયું કે આજે મારા હાથમાં જે દરખાસત મુકવામાં આવી છે, તે આપણા માનવંત પ્રમુખ સાહેબ સર જમશેદજી જીજીભાઇનો (તાલીઓના ચાલુ અવાજો) તેવણે લીધેલી તકલીફ માટે ઉપકાર માનવાને લગતી છે. નામદાર સર જમશેદજી જીજીભાઇએ સવારથી સાંજ સુધી ઉભે પગે ખરા રહીને કામ માટે લીધેલી ચાલુ તકલીફ માટે હું તેવણનો તમો કુલે જરથોસતી અનજુમનના સાહેબો તરફથી ખરાં અંતઃકરણથી ઉપકાર માનું છું, (ખુશાલીના અવાજો). વળી જે ચાર બહાદુર ત્રસટી બીરાદરો અત્રે હાજર થયા છે, અને તમારી લાગણીને જે માન આપયું છે તેથી તેઓની હાજરીથી આપણને ઘણો સંતોશ ઉપજે છે. (ચાલુ ખુશાલીના પોકારો) વળી આ મકાનના બાંધનારને માટે પણ આપણે ઉપકાર માનશું, અને જયારે આપણે આ મકદમામાં ફતેહ પામશું તવારે ત્રસટીઓને તે માટે આપણે મુબારકબાદી આપીશું.

ડા૦ દાદાચાનજીએ આપેલો ટેકો.

ઉપલી દરખાસતને ટેકો આપવાને ડા૦ કાવસજી એદલજી દાદાચાનજી ઉઠયા હતા, જે વેળાએ તેઓને હાજર રહેલાઓ તરફથી પુશકળ તાલીઓના અવાજોથી વધાવી લેવામાં આવયા હતા. તેવણે દરખાસતના ટેકામાં જણાવયું કે, મને અત્રે આ દરખાસત ઉપર બોલતાં ઘણીજ ખુશાલી ઉપજે છે. આ મકાનનો પાયો માલેકોએ સવખતે નખાવયો હશે, એમ હું ધારૂં છું. સરઅવસરે આ મકાન જરથોસતી કોમને ઉપયોગી થઇ પડે છે તેવું બીજું કોઇજ હશે નહી. (તાલીઓ) સર જમશેદજીનું કુટુંબ આખી દુનીયામાં જાણીતું છે. (ખુશાલીની ગરજના) તેઓનું નામ આખી દુનીયામાં પાસપોરટ જેવું છે. (ખુશાલીના ચાલુ અવાજો) યુરોપ અને અમેરીકામાં આપણે જયાં પણ જઇએ છીએ, તયાં આપણને પુછવામાં આવે છે, કે તમો સર જમશેદજીની કોમના છેઓ કે? હવે હું આશા રાખું છું કે આ દરખાસત તમો સઘળાઓ તાલીઓના અવાજો વચે પસાર કરશો.

આ વેળાએ સભામાં એટલી બધી તો ખુશાલીની લાગણી ઉતપન થઇ હતી કે, સર જમશેદજી જીજીભાઇને વળતો જવાબ આપવા માટે કેટલીક મીનીટો સુધી ખોટી રહેવું પડયું હતું.

સર જમશેદજી જીજીભાઇનો વળતો જવાબ.

સર જમશેદજી જીજીભાઇએ વળતો જવાબ આપતાં જણાવયું હતું કે આ ગંજાવર સભામાં જે સુલેહથી કામ થયું છે, તે માટે હું તમો સરવેને મુબારકબાદી આપુછું, અને સભાનું કામ પાર ઉતારવામાં તમોએ મને જે ટેકો આપયો છે, તે માટે હું તમો સરવેનો દીલોજાનીભરયો આભાર માનુછું. સભા બરખાસત થતાં નામદાર ચી૦ મી૦ જસટીસ દાવરની ગાડી ગીરગામ ત્રામ તરમીનસ ઉપરથી નીકળીને કવીનસ રોડ ઉપર જવા માટે બાબુલનાથ બાગ આગળથી પસાર થતી હતી, જે વેળાએ તુરતનાજ વીખેરાઇ ગયેલા પારસીઓનાં ટોળાઓએ તેવણ માટે ખુશાલીના પોકારો કરયા હતા, જેનો તેવણે વળતો જવાબ આપયો હતો.

વીદાય થતી વેળાએ નામદાર સર જમશેદજી જીજીભાઇ, ત્રસટી સાહેબો, તથા બીજા આગેવાન ગ્રહસથોને હાજર રેહલાઓએ રૂમાલો ઉરાડીને પોતાના દીલના બેહદ ખુશાલીનો ઉમરો જાહેર કરયો હતો. જેનો તેઓએ વળતો જવાબ હસા હસીને આપયો હતો. છેવટે સઘળાઓ આસતે આસતે વીખેરાઇ ગયા હતા.

## જરથોસતી અનજુમનની છેહલી સભા.

### એક મોટી નીશફળતા.

### સભામાં બે હજાર માણુસોની હાજરી.

### દાખલા દલીલો સાથ તેની પુરવારી.

### જુના વીચારના પારસીઓની એક મીજલસ.

(અખબારે સોદાગર તા૦ ૧૯ મી મારચ ૧૯૦૮.)

અમો ધારતા હતા અને વળી આગમચથી રાખતા હતા તે મુજબ ગયા મંગળવારની સભા એક નીશફળતા સમાન પુરવાર થઇ છે અને જે ધારણાથી આ સભા બોલાવવામાં આવી હતી તે બીલકુલ પાર પડી શકી હતી નહી. અમોએ તો પહેલેથીજ કહયું હતું કે જયાં આવી અગતયના સવાલો હોય તયાં આખી અનજુમનની સભા બોલાવવી એમાં કાંઇ ફાયદો નથી. નથી એમાંથી કોમને સામાનય લાભ થવાનો કે નથી પંચાયતના મુકદમાને કાંઇ ખાસ લાભ થવાનો; અને અમારા કહયા પ્રમાણે ગયા મંગલવારની સભાનું પરીણામ નીશફળતામાં આવયું હતું કે જે માટે અમો ઘણા દલગીર છીયે. જરથોસતી સાહેબોનું એક વાજીંત્ર કે જેની ઉપર એ સાહેબોની ખાસ મહેરબાની હોય તે એ સભાને ફતેહમંદ લેખી તયાં આઠ હજાર માણુસો ભેગાં મળયાં હતાં એવું જણાવે. જયારે એક તરફથી ૮ હજારનો આંકડો મુકવામાં આવયો છે તયારે ૧૧ કલાક પછી બીજી તરફથી ૮ ના ૧૦ હજાર થઇ જાય અને જો હવે એ ૧૦ હજારની આગળ એક મીડું ઉપરાંઇ ૧ લાખ પણ થઇ જાય તો હમો અજાયબ થઇશું નહી. જયારે બીજાં પત્રો ભેગાં મળેલાં લોકોની સંખયા હજારોની જણાવે કે જેમાં જોઇયે તો દશ હજાર માણુસ પણ આવે યા પચાસ હજાર માણુસ પણ આવી શકે. પણ અમો તો મુસતકીમ દલીલોથી અને આંકડાઓથી સાબેત કરવાને શકતીવાન છીયે કે એ સભામાં બે હજાર માણુસો કતાં યા જો ઘણીજ છુટ મુકીને ગણીયે તો અઢી હજાર માણુસો હાજર રહેલાં ગણાય. અમો તો પેહેલેથીજ જાણતા હતા કે આ સભાના કામકાજ વીશે પ્રજાને આડે રસતે દોરવવા સહી તેના સહરાબાદી ભરયા હેવાલો પ્રગટ કરવામાં આવશે અને અનજુમનની સખ ચોટી સંખયા મળી હતી એવું દેખાડવાની તજવીજ કરવામાં આવશે. તે ઉપરથીજ અમોએ શરૂઆતથીજ વીચાર કરી રાખયો હતો કે ખરી હકીકત શું છે તે પ્રજામાં જાહેર રીતે મુકવી અને તે સહી અમોએ આ સમયથીજ દરેક જાતના ઘટતા ઉપાયો લઇ મુકયા હતા. સભામાં તેમજ સભાની બહાર અમારા સતાફના ભરોસેદાર શખસોને અમોએ રાખયા હતા અને તેમને ખાસ તાકીદ આપવામાં આવી હતી કે કોઇ પણ બાજુ તરફ પક્ષપાતી કરયા વીના મીટીંગમાં જે પણ બને તેનો અપક્ષપાત રીપોરટ રજુ કરવો. આસલ એકવાર જયારે આલબલેસ બા

ગમાં ૭૦૦ થી ઘણુમાં ઘણુ તો ૧૦૦૦ માણુસો હાજર હતાં તે વેળા કેટલીક તરફથી જણુાવવામાં આવયું હતું કે ૭૦૦૦ માણુસોની કલપીત અને મોટી સંખયા હાજર થઇ હતી. તે અમારા કામના અનુભવ ઉપરથી અમોએ ઘટતી સાવચેતી રાખીને ગયા મંગલવારની સભામાં કેટલાં માણુસો હાજર થાય છે તે જાણુવા માટે ઘટતી ગોઠવણો કરી મુકી હતી અને તેટલાજ માટે અમોએ અગાઉથી આલબલેશ બાગની ભેટ લઇને તયાંના મંડપની માપણી કરી હતી અને તયાં કેટલી ખુરશીઓ, બાજટો વગેરે મુકવામાં આવે છે તેમજ મંડપ, ઓટલા અને આગલા કમપાઉંડમાં કેટલાં માણુસો બેસી શકે છે તેની ગણુત્રી કરી હતી. અમોએ જેમ આગલ જણુાવયું છે તેમ મંડપ ૬૫ ફીટ લાંબો અને ૪૫ ફીટ પોહળો હતો. વળી અમોએ પહેલેજ દીવસે કહયું હતું કે એક હજાર ખુરશીઓ ગોઠવવામાં આવનાર છે. સભાના લાગતાવલગતાઓને અલબતાં લાગયું કે સભાના દીવસે મોટી સંખયા હાજર થશે માટે તેઓએ અમારી ખબર પ્રમાણે મી૦ ફરામજી પાવરી જેવણુ જાહેર મીજલસોમાં ખુરશીઓ, ટેબલો, વગેરે પુરૂ પાડે છે તેવણુને તેમજ મી૦ મીઠાઇવાલાને ખુરશીઓ વગેરે પુરાં પાડવાના ઓરડરો આપવામાં આવયા હતા. મી૦ પાવરીએ ૬૬ ડજન અને મી૦ મીઠાઇવાલાએ ૪૦ ડજન ખુરશીઓ પુરી પાડી હતી. એ પ્રમાણુ કુલે ૧૨૭૨ સાદી ખુરશીઓ થઇ હતી. હવે ત્રસટી સાહેબો તેમજ તેમના લાગતાવલગતાઓ તેમજ સભાના કામકાજમાં આગેવાન ભાગ લેનારાઓ માટે પલેટફોરમ ઉપર ત્રણુ ડજન બેંટવુડ ખુરશીઓ મુકવામાં આવી હતી એટલે સઘળી મલીને ૧૩૦૮ ખુરશીઓ થઇ. એ ઉપરાંત ૯૦ બાજટો હતા, જે મંડપની પુરવ બાજુએ તેમજ થોડાક ફલીણુે અને મીલ તરફના ઓટલા તેમજ કમપાઉંડમાં મુકવામાં આવયા હતા. મીલ તરફનો ઓટલો તદન ખાલી હતો. સભામાં જેમ જેમ લોકો આવતાં ગયાં તેમ મંડપની અંદરની ખુરશીઓ ભરાઇ ગઇ અને એટલા માટે મીલ તરફના કમપાઉંડમાં જે બાંકો મુકવામાં આવયા હતા તે એકની ઉપર એક ગોઠવીને તેની ઉપર લોકો ઉભાં રહયાં હતાં. એ પ્રમાણે તયારે એક એકની ઉપર બાંક ગોઠવાતાં ૪૫ બાજટ થઇ ગયા અને તેની ઉપર અમારી ગણુત્રી મુજબ કદાચને ૧૫૦ થી ૨૦૦ માણુસોએ ઉભાં રહીને સભાનું કામકાજ જોયું હશે. હવે દરીઆ બાજુ ઉપરના ઓટલા ઉપર પણુ કેટલીક ખુરશીઓ, બાજટો વગેરે કટેરા આગળથી મુકવામાં આવયા હતા તેમની ઉપર તથા તયાં જે ખાણુાની ટેબલો છે તેની ઉપર પણુ લોકો ઉભાં રહયાં હતાં અને ઘણુા ઘણુા તો એકેકની પછવાડે ત્રણુ હાર સુધી લોકો ઉભાં રહી શકે. એ બધી ગણુત્રીઓ ધયાનમાં લેતાં અમોએ અમારા ગઇ પરમ દીનના રીપોરટ મુજબ ૨૦૦૦ માણુસોએ એ સભામાં અને જો એથી પણુ વધુ છુટછાટ મૂકીયે અને કેટલાકો ફરતા હતા તેમજ કેટલાકો અગાસી ઉપર ઉભા હતા એ પણુ બધું ગણુીયે તો બીજાં ૫૦૦ માણુસો ઉમેરતાં ઘણુા ઘણુા તો ૨૫૦૦ માણુસો થાય. તયારે જેમ કેટલીક કે

કાણેથી જણાવવામાં આવે છે તેમ ૮૦૦૦ માણસે. સભામાં કેમ આવયાં તે અમો જાણતા નથી. વળી અંગ્રેજી પત્રોમાં તો હજારોની સંખયા જણાવવામાં આવી છે જેમાં કદાચ દશ, વીસ કે પચીસ હજારની માણસો હોય. અલબતાં અમો એમ નથી કહેવા માંગતા કે એ બાબતમાં એ પત્રોના રીપોરટરોએ જાણી બુજીને ખોટી ગણત્રી કરી છે, પણ વારે ઘડીએ મીટીંગોમાં હાજર રહેતા શખસોની સંખયા મુકવામાં રીપોરટરો પણ પોતાના આચાર વીચારો મુજબ દોરવાઈ જઈને આકરો મુકે છે. એક અંગ્રેજી પત્રના રીપોરટમાં તયાંના "શામીયાનોઆ" કરીને લખવામાં આવયું છે, જાણે કે એક કરતાં વધુ મંડપ નાખવામાં આવયા હોય. વળી ત્રસટી સાહેબોને હકતકના ફંડ ની શે કરોડનું ફંડ છે એમ જણાવવામાં આવયું છે, જાણે કે એ ફંડો દશથી વીશ કરોડ જેટલાં હોય આપણે જાણીયે છીયે તેમ બધતામાં વધની રકમ મુકતાં એ ફંડ રૂપયા પોણા કરોડથી ૮૦ લાખ જેટલું છે. એ બધા સહરાગાતી હેવાલો ઉપરથી જણાય છે કે જે રીપોરટો પ્રગટ કરવામાં આવયા છે તેમાં "પારટી સપીરીત" ઘણો જોવામાં આવે છે. અત્રે જણાવવું પ્રસંગોપાત થઈ પડશે કે બાઇબંધ એડવોકેટ જે મીટીંગનો હેવાલ આપયો છે તે તદનજ વાજગી હમો લેખીએ છીએ. પોતાના મથાળાંમાંજ તેણે જણાવયું છે કે જુના વીચારના પારસીઓની સભા અને ખરેખર તેમજ હતું નવા વીચારવાલાઓ કેટલા ગણત્રીના હતા તે તો હમો હવે પછી જણાવીશું. વળી એડવોકેટમાં વાજબી રીતે જણાવવામાં આવયું છે કે મંડપ ખીચોખીચ ભરાઈ ગયો હતો અલબત્ત તાં મંડપમાં ચીકાર લોક હતું એમાં સંદેહ નથી.

## શું દશ હજાર માણસ એકઠાં થાય એ બની શકે એવું છે?

અમારા વાંચનારાઓએ જોયું હશે તેમ સઘળી છુટબારૂ મુકતાં સભામાં બેથી અઢી હજાર માણસો હાજર હતાં. અગર જો જે પ્રમાણે કલકતાના બલેક હોલમાં કરવામાં આવયું હતું, તે પ્રમાણે બેયોનેટની ધાર વડે ઓલબલેસ બાગના મંડપ, ઓટલાઓ અને માળ ઉપર લોકોને ઠાસી ઠાસીને ભરવામાં આવે તોપણ દશ હજાર માણસ તયાં એકઠું થાય નહી. બીજું એ કે મુંબઈની વસતીની ગણત્રીના છેલ્લા આંકડાઓ મુજબ પારસી વસતી ૪૬૨૩૧ માણસોની છે. એ સંખયામાંથી બાનુઓ, બાળકો અને ૨૦ વરસની અંદરનાંઓને બાદ કરયે, તો અમો નહીધારતા કે દશ હજાર પારસીઓ આવી જાતની એક સભામાં એકઠા થઈ શકે. વળી હમને સુચના થઈ તેમ "ટાઇમસ એફ ઇંડયા"ની ડીરેકટરી લઈને બેસીએ, તો માલમ પડશે કે આગેવાન શહસથો તો સભામાં હતાંજ નહી, તયારે એમ કહેવું કે આ સભામાં દશ હજાર માણસો હાજર હતાં તે તદન હસવા સરખું છે.

## શું બંને પક્ષના વીચારવાલાઓ હાજર હતા?

હવે અનજુમનની આ સભા રેપ્રેઝેનટેટીવ યાને સઘળી પક્ષના પ્રતીની

ધીઓની બનેલી હતી કે નહી તે આ પછે તપાસીશું. અમો શરૂઆતથીજ કહીયે છીયે કે સભા મુતલગ રેપ્રીઝેનટેટીવ હતીજ નહી અને માત્ર એકજ વરગ તેમાં નજરે જોવામાં આવતો હતો. એ સભામાં જ્યારે $\frac{2}{3}$ જેટલો ભાગ જુના વીચારવાળાઓનો હતો ત્યારે $\frac{1}{3}$ ભાગ બીજા વીચારવાળાઓનો હતો, કે જેઓએ જ્યારે મીટીંગનું એકતરફીપણું જોયું, ત્યાંના કલાબકોર અને પોકાર જોયા તેથીજ તેઓ પોતાના વીચારો રજુ કરી શક્યા નહી અને તેઓ સભાના કામકાજમાં ભાગ લેવાની હીંમત કરી શક્યા નહી. હમો જેમ ધારતા હતા તેમ સભા પેસતનજીઓ, બ.શેઠજીઓ અને હોરમસજીઓનીજ બનેલી હતી તેમાં કશો સંદેહ રહ્યો નથી. અમો જાણ્યે છીયે ત્યાં સુધી થોડાક સાહેબોએ જુદદીન સબબને ગણી અગતથતા નહી આપતાં ત્રસ્ટીઓના બંધારણના સવાલને વધારે અગત આપી તે સભામાં રજુ કરવાને હાજર થયા હતા. પણ જ્યારે તેઓએ સભાનું એકતરફીપણું જોયું અને ત્યાંના કલાબકોર સાંભળ્યા અને સામા વીચારોને દાબી દેવાની કોશેશ થતી તેઓએ જોઇ ત્યારે તેઓએ આવા નાજેસ્તા દેખાવો તરફ મનમાંજ બળાપો કરી ચુપ બેસવામજ ડહાપણ જોયું હતું. આપણા એક જાણીતા અને માનીતા ધારાશાસ્ત્રી જે ઘણું કાયદાઓને લગતું જ્ઞાન ઓ. સર ફીરોજશાહ મહેતાના જમાનની સપાટીએ આવી પુગે છે અને જેવણ આખા ઇલાકામાં હુશીયાર, વીચારવંત અને દુરઅંદેશ ધારાશાસ્ત્રી તરીકે જાણીતા થયલા છે તેવણ પોતાની કેટલીક અંગત અડચણો બ

વીને પણ સભામાં હાજર થયાં હતા એવી મતલબથી કે ત્રસ્ટીઓના બંધારણના સવાલનો તોડ પણ કાંઇ તેવણ કાઢી શકે. પણ મી. શાપુરજી ગમહર તરફ જે વરતણુક ચલાવવામાં આવી તે ઉપરથી અને તેવણે જ્યારે જોયું કે સભા ખાત્રી માટે ખુલ્લી નથી ત્યારે તેવણે કાંઇ પણ બોલવાનું દુરસ્ત ધાર્યું નહી અને સભામાંથી ચાલી ગયા. અમો જણાવવાને શામરથવાન છીયે કે શેઠીયા વરગના થોડાક ગ્રહસ્થો જેઓને અમારી કટારોમાં કરવામાં આવેલી સુચના પસંદ હતી તેઓ ત્રસ્ટીઓના બંધારણ વીશેના પોતાના વીચારો જણાવવા સભામાં હાજર થયા હતા તેઓએ પણ જ્યારે મી. શાપુરજીનો હાલ જોયો ત્યારે પોતાના સનમાનને ખાતર કાંઇ પણ બોલવાનું વાજબી ધાર્યું નહીં. અમો જ્યારે એ બાબત ઉપર બોલયે છીયે ત્યારે અમારે જણાવવું જોઇયે, કે કોઇની સામે પણ અમલ ટીકા કરવાનો અમારો હેતુ નથી; તોપણ એટલું તો જાહેર મળ જોઇ શકાશે કે અનજુમનનો અરધ સભામાં બીલકુલ ગેરહાજર હતો. અમોએ સઘળે નજર કરીને જોયું અને જે નામો આપણને અમો સામરથવાન થયા છીયે તેમજ ત્રસ્ટી સાહેબોના વાજીંત્રમાં જે નામો આપવામાં આવ્યાં છે તે જોતાં જણાય છે કે બાટલીવાલા, પારખ, બાલબલેસ અને પીતીટવાલા સાહેબો જેઓ ત્રસ્ટીઓના બેલીઓ છે તેઓ સભાના ઉપલા વરગના સભાસદોમાં દીસતા હતા. તવંગર વરગમાંના બીજા કોઇ પણ જણાતા હતા નહી યા કોઇ આગેવાન ધંધાદારીઓ, વકીલો, જેઠી

ક્ટરો, એનજીનીયરો, વેપારીઓ વગેરે ક્વચીતજ જોવામાં આવતા હતા.

## અમોને થયલી એક ભલામણ.

અમોને ભલામણ કરવામાં આવી છે કે સભા રેપ્રીઝેનટેટીવ હતી કે નહી તે બતાવવા માટે "ધી હુમસ ઓફ઼ ઇંડીયા"ની ડાયરેકટરીમાં જે નામાવાળા, શીખેલા અને આગેવાન પારસીઓના નામો છે તેની એક ટીપ ઉપજાવી કાઢીને આપવી કે જેથી કરીને જે નામો પ્રગટ થયાંછે તેમની સાથે તેમનો મુકાબલો કરવાનું બની શકે. તોપણ એ ભલામણ સવીકારવી અમો કાંઇ ઉપયોગી સમજતા નથી; કારણ કે કોમ એટલી નાનીછે કે આવી સભાઓમાં જો તેમનો અરક ગેરહાજર રહયો તો તુરતજ તેની ગેરહાજરી સરવને માલમ પડી જાય છે. માટેજ અમો કહીયે છીએ કે નામહાર જરદોસ્ત સનમુખ જયારે ભણી વીનતો આજે સહવારે મેલાવામાં આવે તયારે તેઓની બાબત આ પણ ખુલાસો મુકાય કે સભા મુદલ રેપ્રીઝેનટેટીવ હતી નહી. આગળા વખતમાં અનજુમનેની જે સભાઓ ભરવામાં આવી હતી તથા તેમના જે રીપોરટો પ્રગટ કરવામાં આવયા હતા તે ઉપર નજર કરવાની અમો હાલ સાહેબોને ભલામણ કરયે છીએ. તે ઉપરથી વાંચનાર સહેલમાં જોઇ શકશે કે કોઇબી અન્જુમનની સભા એવી નહી હતી કે જયાં કોમનો અરક સમુળગો ગેરહાજર રહયો હોય. એ આગળી સભાઓ ઘણી જબાબદારી થતી હતી, કેળવણી પામેલા કોમના આગેવાનો તેમાં હાજર થતા હતા અને ભાગ લેતા હતા અને સઘળું કામ ગંભીરાઇથી અને ઉતમ પ્રકારે ચાલતું હતું. પણ વાંચનારે પ્રગટ થયલા રીપોરટો ઉપરથી જોયું હશે તેમ ગયા મંગળવારની સભામાં એ રીતે કામ લેવાયું હતું નહી. મી॰ શાપુરજી ગઝદર બોલવા ઉઠયા તયારે તેમના ઉપર કાગલના ડુચા પણ ફેંકવામાં આવયા હતા. મી॰ શાપુરજી પછી જો તેવણના વીચારવાલા બીજા ગ્રહસથો બોલવા ઉઠતે તો પછી એ કાગલના ડુચાને બદલે બીજા વધારે સખત ડુચાઓ પણ આવી પડતે એમાં નવાઇ નથી અને માથાં બંધાતે એટલુંજ નહી પણ વાત આગળ વધતે તો વખતે હાડકાં પણ ભંગાઇ જતે.

## સર ફીરોઝશાહ અને મી॰ દીનશાહ વાચછાની કહેવાતી બેદરકારી.

કેટલાકો હાંકરો કરે છે કે ઓ॰ સર ફીરોજશાહ મહેતા અને મી॰ દીનશાહ વાચછા જેવા ગ્રહસથો આવી કોમને લગતી સભાઓમાં કાં નહી ભાગ લેતા પણ તેઓ આવી એકતરફી સભા કે જયાં હર પળે રમખાણની કાંઇ ચીંતા રહે તયાં હાજર થઇને શું કરે તે હમો સમજી શકતા નથી. ગઇ પરમની સભામાં જે દેખાવો થયા તેજ એ માનવંત નરોની ગેરહાજરીને વાજબી ઠેરવવાને પુરતા છે.

## જુદદીનોએ દીનમાં લેવાનો સવાલ.

ગઇ સભામાં જુદદીનોનો સવાલ મજબુતાઇથી ઉપાડી લેવામાં આવયો હતો. આ સવાલના સંબંધમા કોમમાં બે વીચારો છે એમાં તો હવે શક રહયો નથી. જુના

વીચારવાલાઓનો વરગ જયારે જુ
દહાનોને દીનમાં લેવાની સખત
વીરૂધ છે તયારે કેળવાએલો વરગ
જે કેળવણીના બલને લીધે ઘણીજ
લાંબી દરશટીનરયાલ ધરાવે છે
અને જે આગલી તવારીખનો અ
ભયાસ કરી હવે પછી ભ
વીશયમાં શું બનશે તેની અ
ગમચેતી કરી શકે છે, જેઓ કે
ળવણીના મીઠાં ફળ ચાખવાથી અ
કલ હુશીયારીમાં આગળ વધયા છે
અને જેઓ છુટા વીચારો ધરાવે છે
તેઓ એ સવાલની તરફેણમાં છે.
એ પક્ષ જો સભામાં હાજર થયો
હતે તો તેઓ આ બાબત ઉપર
ભાર મુકીને વાદવીવાદ ચલાવતે, પ
ણ તે લોકો મીટીંગ કેવા પ્રકારની
થશે તે જાણતા હતા તેથી તેઓ
સભામાં આવયાજ હતા નહી.

## ત્રસટીઓની નેમણુકનો સવાલ.

ત્રસટીઓની નેમણુકનો સવાલ
જેને અમો સરવોપરી અગતયનો
લેખયે છીયે તે સવાલ વીશે અમો
ધરતા હતા કે મીટીંગમાં પુર છુ
ટથી વાદવીવાદ ચાલશે. પણ અમો
દલગીરી સાથ જોઇયે છીયે કે પ્રમુ
ખ સર જમશેદજીના ભાશણમાં એ
નેમણુક વીશે કાંઇ ઇશારો વટીક ક
રવામાં આવયો નથી અને આખી
પ્રજા જે હક માંગે છે તેનો પડઘો
વટીક રજુ થયો નથી. શાબાસ છે
ડા૦ દાદાચાનજીને કે જેઓએ પો
તાની હીંમત બતાવીને આ સવાલ
વીશે ખુલ્લાં દીલથી વીચારો જણા
વયા હતા અને જણાવયું કે "ત્ર
સટી સાહેબોએ આખાં કોમનો સં
પુરણ ચાહ જીતી લીધો છે, તોપ
ણ મારે જણાવવું જોઇયે કે પાર
સી અનજુમન વધતી જાય છે અ
ને વખત હવે આવી લાગો છે કે
જયારે ત્રસટીઓની નેમણુકના સં
બંધમાં કોમનો પણ અવાજ હોવો
જોઇયે." તેમજ શાબાશ છે મી૦
વીમદલાલને કે જેવણે ઉપર ધાર
મીક સવાલના સબંધમાં લોકોએ
જાનફેશાની કરી હતી તે છતાં પો
તાની હીંમત બતાવીને તેવણે બા
પોકાર જાહેર કરયું કે "સમજુતી
ની શરતો કબુલ રાખતાં અનજુમ
નનો ત્રસટીઓને લગતો હક ખું
ચવાઇ જશે. આપણા ત્રસટોનો સ
વાલ હાલનો હોવા ઉપરાંત ખાસ ક
રીને ભવીશયનો હોવાથી આ
મોટો હક જો આપણે છોડી
દઇયે અને તે માટે લડત નહી ચ
લાવયે તો આપણે એક ઘણુ બેર
કહાપણભરયું પગલું ભરેલું ગણા
ય." જો કે હાજર રહેલાઓએ આ
સવાલને બાપોકાર રીતે ટેકો આપયો
હતો, તોપણ અમો જોઇને દલગીર
છીયે કે બીજા કોઇ બોલનારાઓએ
પણ આ સવાલ ઉપાડી લીધો હતો
નહીં. હવે એ ઉપર વધુ નહી બોલતાં
અમો તે વીશે શું કહેવું તે કોમ
ની મુનસફી ઉપરજ રહેવા દઇયે
છીયે. જો કે એ બાબત ઉપર ત્રસ
ટીઓ મુંગા બેઠા છે અને તેમના
લાગતાવળગતાઓ હાંકપીછોડો કરેછે
તોપણ અમો ખાત્રીથી માનીયે છીયે
કે વખત હવે આવી લાગો છે કે
જયારે કોમ એ સવાલ ઉપાડી લે
વામાં પછાત પડશે નહી. હવે સ
ભામાં બીજી જે દરખાસ્તો રજુ કર
વામાં આવી તે વીશે બોલતાં એટ
લુંજ જણાવીશું કે એક શખસ
જેવણે સભાના કામકાજમાં ઘણો
ઉલટભરેલો ભાગ લીધો હતો તે
વણે ત્રસટીઓના કોનસતીટયુશન
જેવા અગતયના સવાલ ઉપર એક

માલ પણ નહી બોલવાં સભામાં ગેરહાજર રહેલા એક માનવંત દસ્તુરજી ઉપર ન છાજતો હુમલો કર્યો હતો અને જણાવ્યું હતું કે જે બધી ખરાબી થઇ છે તે તેવણુને લીધે થઇ છે. અમો કહીયે છીયે કે ગેરહાજર રહેલાં એક આ સામી સામે આવો હુમલો કરવો એ ખચીતજ હીમતનું કામ નથી. ખસુસ કરીને જે શખસથે હુમલો કર્યો તેઓએ તો ચોકસ કારણોસર તે કરવો હતોજ નહી.

## સભાનું પરીણામ—એક મોટી નીશફળતા.

એ પ્રમાણે જોતાં આ સભા તમામ એક નીશફળતા નીવડી હતી. અમોએ જણાવ્યું તેમ નહી તેની અંદર કોમનો અરક હતો, કે નહી સુધારક પક્ષનાં શખસો હાજર હતા. એ પ્રમાણે સભા મુદલ રેપ્રીઝેનટેટીવ હતી નહીં. નાહકનો વખત ફોગટ ગયો, અને સભાનું પરીણામ નીશફળતામાં આવ્યું. હવે તો જે થયું, તે ઠીકજ થયું છે. વાળેલાઓ નહી વળયા, તો હવે કોરટની દરબાર જે ચુકવે, તે ખરૂં.



# અનજુમનની છેલ્લી સભા.

## સચાઇની ફતેહ.

### સભામાં કેટલાં માણસો હાજર હતાં?

### બે હજાર કે આઠ હજાર?

"ટાઇમસ ઓફ ઇંડીઆ"ના રીપોરટરનો હમને મળેલો ટેકો.

પોલીસ સુપ્રીનટેનડંટ હમારી વીગતો ખરી પાડે છે.

મી૦ હોરમસજી વહાડીઆનો વધુ ટેકો.

સઘળાં આગેવાન પારસી પત્રો હમારી મણતી વાજબી ઠેરવે છે.

Truth has always a fast bottom

Truth and oil are ever above.

Truth, like the sun, submits to be obscured; but like the sun, only for a time.

સાચને કદી ન લાગે આંચ. સાચું તે સદા સાચું. સચાઇને ગમે એટલી મરડો, માચડો, પણ સચાઇ તે સચાઇ. સચાઇ એક બુચ મીશાલ છે જેને ગમે એટલો પાણીમાં દાબો તે ઉપર ગમે એટલો બહારનો બોજો મુકો તોપણ જેવું ઉપરનું દબાણ નીકળી ગયું કે તુ

રત તે પાણીની સપાટી ઉપર આ
વે છે. તે મીસાલ સચાઇ જેવું તે
ના ઉપરના ખોટારાનું દબાણ નીક
ળી જવા પામે કે તુરતજ તે સ
પાટી ઉપર નીકળી આવે છે. હ
મારી અનજુમનની સભાના હેવાલો
ને લગતી સચાઇઓ જબરાં અને
જાલમ જોરથી દાબવાની યુકતીઓ
કરવામાં આવી છે, પણ તે હકતા
લાનું કહ્યું એવું થયું છે કે જે
મ સુરજની ઉપર ધુળ નાખી તે
ને ઢાંકવાની તજવીજ નીશફળ જા
યછે તેમ હમારી સચાઇના સુર
જને ઝાંખ લગાડવાની સઘળી કો
શેશો પોતાની મેળે રદ જઇ હમા
રી સચાઇ અને સતયતા તેના પુ
ર બહાર અને ચળકાટમાં પ્રગટી
નીકળી છે. અનજુમનની સભાને
લગતા આપેલા આંકડાઓ તથા
તે કેવા પ્રકારની અનજુમન હતી
તે વીશે હમારા વીચારો ઉપર શં
કાઓ નાખવા તથા તેને જુઠી પા
ડવાની જે શોખાઇભરેલી તજવી
જો થઇ છે તેનો આજે હમો પુર
તો અને અતી સંતોશકારક રદી
ઓ આપવાને સામરથવાન થયા
છીએ. હમો હમારા વાંચનારાઓ
ને ખાતરી આપીએ છીએ કે એ
સઘળા રદીઆઓની શોધે હમો
દુર ગયા નથી પણ ખુદ એ ર
દીઆઓ ચાલી ચલાવીને હમારી
આમલ રજુ થયા છે. હમે એ સ
ભાના સંબંધમાં જે લખાણો કી
ધાં છે તે બોલે બોલ ખરાં છે,
એટલુંજ નહીં પણ તે સાચી અને
પ્રમાણીક લાગણીથી કીધાં છે, તે
ના જયારે એક પછી એક પુરા
વા આપીશું તયારે આખી પાર
સી પ્રજાની ખાતરી થશે કે હમા
રાં એ લખાણો ઉપર જે જે સખ
ત ટુકતેચીની કરવામાં આવી છે ત
થા શહાદતો ઢાંકવામાં આવી છે
તેમાં કાંઇજ જુઠીજ નેમ તથા મ
તલબો સચવાઇ છે. હમો હીમત
થી અને ઘણો ભાર મેલીને કહી
શકીશું કે મુંબઇમાં પ્રસીધ થતાં
એકે એક સહવારનાં આગેવાન પ
ત્રો, શું ઇંગ્રેજી કે શું ગુજરાતી,
જેમના પ્રતીનીધીઓ અનજુમનની
સભામાં હાજર હતા તેઓ હમારા
આપેલા આંકડા તથા તે સભા
કેવા પ્રકારની તથા આચારવીચાર
ની હતી તે સામટી રીતે લેતાં બો
લેબોલ સવીકારે છે. વળી રવીવાર
ની સહવારે છપાતાં અઠવાડીક પ
ત્રોએ પણ હમારા સભાને લગતા
આંકડાઓ તથા ટુકતેચીની બોલે
બોલ સવીકારી છે. તયારે માત્ર અ
ત્રે છપાતું એકજ પત્ર જે પોતે
બાપોકાર કબુલ કરે છે અને વળી
તેમાં મગરૂરી લે છે કે તે તો આ
પણા પારસીઓના ત્રસટ ફંડના પાં
ચ ત્રસટીઓનું વાજીંત્ર છે તેણે હ
મારા આંકડાઓ ઉપર તથા સભા
ના બંધારણ તથા તેમના કામકાજ
ઉપર કીધેલા હમારા ટીકાઓ ઉપ
ર શંકા નાંખી છે એટલુંજ નહીં
પણ તે ખોટા ઠરાવવાની મીઠયા
તજવીજો કરી છે. હમો એ હમારા
ભાઇબંધનો હજારો હજાર ઉપકાર
માનીએ છીએ કે જેણે હમારી ઉ
પર અનજુમનની બદગોઇ કરવાના,
તેમની બદનક્ષી તથા નીંદા કર
વાના આરોપો મેલ્યા છે અને હ
મને તથા પારસી અનજુમનને અ
ઠડામણમાં મેલવાની તજવીજ કરી
માત્ર આલગલોચ કરવાનુંજ બાકી
રાખયું છે, અને તેમ કરી હમને
હમારા અંગત બચાવ કરતાં જે
આગલ આંકડાઓ તથા ખરી બી
નાઓ હમો આપી ગયા હતા તે
ને એક નહીં પણ અનેક ઠેકાણે

થા ટેકો આપતી સાહાદતો રજુ ક
રવાની તેમજ એ પત્ર તરફથી અ
પાયલી વીગતો ખોટી પાડવાની તક
આપી છે.

## જામેનો એકરાર-ટ્રસટી સાહેબોનું વાજીંત્ર.

હમારા વાંચનારાઓને યાદ આપી
શું કે અનજુમનની બદગોઇના મથા
ળાં હેઠળ હમારા હંમેશના હીતેચછુ
ભાઇબંધ જામે જમશેદે કહેરે મો
હડાં શું ભાવે એવી રીતે હમારી
ઉપર પોતાના ગયા શુકરવારના અં
કમાં તરેહવાર જાતના હુમલા કી
ધા છે તેનો જો કાંઇ પણ ઉતર વા
ળ્યા વીના હમો બેસી રહીએ તો
કદાચ પારસી કોમ તેનો કાંઇ જુ
દોજ અરથ ઉઠાવે એમાં નવાઇ ન
થી. માટેજ હમો આ ઘણી બારી
ક અને નાજુક બાબદ કે જેની ઉ
પર હમો સદાનો શીહા પરદો ના
ખવાને ઇચછા ધરાવતા હતા તે
બાબદ પાછી હાથ ધરવાની ઘણી
દલગીરીભરી ફરજ હમારી ઉપર
આવી પડેલી હમો જોઇએ છીએ.
જો મુંબઇ શેહેરમાં યા મુંબઇ ઇ
લાકામાં અથવા વધુ આગલ વધી
ને બોલીએ તો આખા હીંદુસતા
નમાં કોઇ પણ પત્રે આ બાબદ હા
થ નહી ધરવી હતી અને હમારી
ઉપર અંગત હુમલો નહી કરવો હ
તો, તો તે ભાઇબંધ જામે જમશેદ
છે. એ પત્ર વરસો થયાં જો કે હ
મારૂં નામ નીશાન લીધા વગર તો
પણ હર બહાને હમને સતાવી હ
મારાં કામની વચે આવતું રહયું
છે એ જગપ્રસીધ બીના છે. હા
લ ચરવાતી બાબદની અંદર નાહ
કની અનજુમનની સાથ અઠડામણ
કરાવવાની વાત આ પત્રે હાથ ધ
રી છે, અને જો તે ઉપરથી એ લ
ખનાર એમ ધારતા હોય કે તેઓ
પોતાની એ નેમમાં ફાવશે, તો તે
માં તેમની મોટી ભુલ છે. હમો
પારસી તરીકે પારસી અનજુમન
તરફ હંમેશા માન સહીત તથા સ
ભયતાભરી રીતે અને સારી લાગ
ણીથી જોતા આવયા છીએ, અને
જે માન તથા સભયતા સાથ હમો
તેઓ તરફ વરતીએ છીએ તેજ સ
ભયતા હમારી તરફ દેખડાવવાને
તેઓએ કોઇ પણ જાતની કચાશ કરી
નથી. હમો પારસી અનજુમનનો પુર
તો વીશવાસ ધરાવીએ છીએ, એમાં
હમને તલભાર પણ શક નથી, પણ
અનજુમન અને અનજુમનમાં ફેર રહે
છે. હમારે મનથી પારસી અનજુ
મન તે આખી કોમ કે જેમાં સ
ઘળા વરગો સમાયલા છે, શું ત
વંગર કે મધયમ સથીતીના અને
ગરીબો, શું વીચારવાલા દુરઅંદેશ
ડહાપણ ધરાવનાર કે અજ્ઞાન, તથા
વીચાર નહી કરી શકે એવા,
ઘરડાઓ કે જવાનો, ઉંચી કેળવ
ણી પામેલાઓ, મધયમ કેળવણી
વાલાઓ તેમજ કેળવણી વગરના.
એ બધાને જો ઘટતા પ્રમાણમાં
ભેલવામાં આવે તયારે તેજ હમા
રા મનની અનજુમન છે. તયારે હ
મો પુછીશું કે મંગળવારે જે અન
જુમન ભેગી થઇ હતી તે આ જા
તની અનજુમન હતી કે? હમારો
ભાઇબંધ પોતાની છાતી ઉપર હા
થ મુકીને કહી શકશે કે આગલા
દીવસોની અનજુમન કે જયાં હ
મોએ ઉપર જણાવેલો લોગો મેળા
વડો મલતો હતો તે જાતની આ
અનજુમન હતી? શું તેમાં પાંચ
ટ્રસટીઓ અને તેમના ખેશીઓ ઉ
પરાંત પારસી કોમનો અરક, કે જે
માં દોલત, અકલહુશીઆરી, વી
દવતા, ઉંચી કેળવણી, ઉંચા ધંધા

ઓ તેમજ વેપાર વણજ, જાહેર જીંદગી એ સઘળું સમાઇ જાય છે તે તયાં હાજર હતું ? અને જો એ સભામાં ઉપર કહેલામાંના છુટા છવાયા તયાં જોવામાં આવતા હતા તો તે સભા કે જયાં જોઇએ તો બે હજાર હોય કે વીશ હજાર પણ હોય, તોપણ તે અનજુમનની સભા કેમ કહેવાય ? હમારી કહેવાની મતલબ માત્ર એ જ હતી કે આ અનજુમન તે ખરી અને જોઇતી અનજુમન હતી નહી. આપણી નાની કોમનું ટોલું જે હાજર હતું તેમાં કોમનું ખમીર કે જે આખાં ટોળાંને ખીલવે તે મુદલ હતું નહી; વાસતે હમો જે માન અને મરતબો ખરી અને જીવતી જાગતી અનજુમનને આપી શકાય તે જ માન અને મરતબો કોઇ પણ આવી જાતની અનજુમનને કેમ આપી શકીએ; અને તેટલાજ માટે હમો આ જાતની અનજુમન સામે તેમની કાંઇ પણ “બદગોઇ” વગર તેમને કાંઇ પણ અપમાન કરયા વગર માત્ર હમારો અદના અવાજ એટલા માટે ઉઠાવયો કે જયારે આવા કોમને લગતા નાજુક સવાલ ઉપર મુજાહેમત કરવાની હતી તયારે તે અમુક વરગની અનજુમન આગળ કરવી નહી. એ પ્રમાણે ઓજરખવાહીથી હમોએ અરજ કરી હતી. એમાં હમોએ શું ગુનાહ કીધો કે જેથી કરી હમારા હાતેચછુ ભાઇબંધે અનજુમનનું અપમાન અને બદગોઇના આરોપો અમારી ઉપર મુકયા ? આ ભાંજગડ જામે જમશેદે પાછી તાજી કરવી નહીં હતી તેનું બીજું મુસતકીમ કારણ એ છે કે પારસી પંચાયતના ત્રસટીઓ જેમની સામે મુકદમો માંડવામાં આવયો છે અને જેમની ઉપર વાદીઓએ તરેહવાર માગણી કરી છે તેમનો અને એ છાપાખાનાનો સંબંધ જોતાં એ પત્રે એ સવાલમાં માથું મારેલું વાજબી ગણાય નહી. જામે જમશેદ પોતે કબુલ કરે છે કે “હમારા કેટલાક ભાઇબંધો હમને વારેઘડીએ પંચાયતના ત્રસટી સાહેબોના વાજીંત્રના એલકાબથી ઓળખાવે છે જે માન કબુલ રાખવાને અમો જરા પણ ઓસકાતા નથી, બલકે એ માન ધરાવવા માટે હમો મગરૂર છીએ. હા—બેશક ! અમો પારસી પંચાયતના વાજીંત્ર છીએ એટલુંજ નહી પણ પારસી કોમના વાજીંત્ર ધરાવવાનું માન ભોગવીએ છીએ.” એ ઉપરથી પહેલો સવાલ જે ઉપજે છે તે એ કે એ ત્રસટી સાહેબોનું વાજીંત્ર થવાનું કામ હમારા ભાઇબંધે શા કારણસર માથે ઉઠાવયું છે ? એ ભાઇબંધ ભુલી જાય છે કે ત્રસટી સાહેબો સાથનો એમનો સંબંધ મેહેરબાન મુરબબીઓ અને એક આભારી તથા ઉપકારી જેવો છે અને જયાં સુધી એ જાતનો સંબંધ ચાલુ રહે તયાં સુધી જે પણ પત્ર તેમના વાજીંત્ર થવાનો દાવો કરે તે પત્ર વાંચે અને તેમાં થતાં તેમના મુરબીઓના લખાણ વીશે કાંઇ પણ હમારી તરફની નુકતેચીની તથા અભીપ્રાય વગર અમારા વાંચનારાઓએ પોતેજ વીચાર કરી લેવો, અને એવાં વાજીંત્રમાં જયારે તેવા મુરબબીઓ વીશે કાંઇ પણ લખાણ જાહેર સવાલના સંબંધમાં તેમની તરફદારી કરનારાં આવે તેમને કેટલું વજન આપવું તે પણ હમો હમારાં વાંચનારાઓની સારી સમજણ ઉપર

છોડીએ છીએ. માટે જે કો
ઇ પણ એવો એકરાર કરે કે હમો
હમારા મુરબ્બીનું વાજીંત્ર છીએ
તયારે તે વાજીંત્રમાં જો મુરબ્બીઓ
નાં ગીતો ગવાય યાને જેમની ઘં
ટીએ હળાય તેમને સારૂં પીરસાય
એવો જે જાહેરમાં એકરાર કરવા
માં આવે તો તે વીશે પણ શું
વીચારવું તે કામ પણ હમો હમા
રા વાંચનારાઓની મુનસફી ઉપર
છોડીએ છીએ. જામે જમશેદના પો
તાના કહેવા પ્રમાણે તે પોતાના મુ
રબ્બીઓનું વાજીંત્ર છે અને હમો
ને પણ તે નાકબુલ નથી.

**ત્રસટી સાહેબોને એક ચેતવણી.**

પણ હમો ત્રસટી સાહેબોને અત્રે
એક માનપુરવક ચેતવણી આપીએ
છીએ કે જામે જમશેદે જે બાપો
કાર જાહેર કરયું છે કે ત્રસટી
સાહેબોનું તે વાજીંત્ર છે તે બીના ને
જો તેઓ પહેલીજ તકે તેનો જા
હેરમાં ખુલ્લી રીતે મજબુત ઇન
કાર કરયા વગર પસાર થવા દેશે
તો તેઓએ સતય રીતે યાદ રાખ
વું કે તેઓ કોઇ દીવસે ભારે સંક
ડામણમાં આવી જવાનો સંભવ ર
હેશે, એટલુંજ નહી પણ તેઓ કા
મકા રૂપી તેમજ અનજુમનના સં
બંધમાં પોતાને મોટા ગુંચવાડામાં
આવી પડેલા જોશે. માટે હમો ન
મનતાઇથી અરજ કરયે છીએ કે
પહેલી તકે તેમને આપવામાં આ
વેલી ઉપમા ઉપકાર સહીત ના
પાડી ઉતાવળેથી તેનો ઇનકાર કરવો.

**અનજુમનનો વીશવાસ કોણ**
**ધરાવે છે?**
**જામે કે કોઇ બીજો?**

હવે જયારે એ પત્ર જણા
વે છે કે "પારસી અનજુમનનો હ
મો ઉપર જે વીશવાસ છે અને
આ કટારેમાં રજુ થતી કમીનીસુ
ચનાઓ જે વીશવાસથી અનજુમ
ન ઉપાડી લે છે તે પારસીઓ ત
રફના સવીકરાયલા વાજીંત્રની ખુ
લ્લી 'પાસપોરટ' છે. એવું અનુ
પમ માન ધરાવવા માટે હમો ભા
ગયશાલી છીએ. તેથી બીજા કોઇ
એ અદેખાઇ કરવી જોઇતી નથી"
એ કહેવું જેટલું અભીમાનભરયું
છે તેટલું ખોટુ છે. હમો ભાર મુકી
ને કહીએ છીએ કે હમોએ વરણ
વેલી અનજુમનનો વીશવાસ એ
પત્ર ધરાવતુંજ નથી. ભલે પા
રસી કોમનો ભોલો અને ભલો ભુ
લાવો ખાતો વરગ જે ખરી ધાર
મીક લાગણી કરતાં જાત જાતના
વેહમોનો ભોગ હોય છે તેમનો તે
કદાચ વીશવાસ ધરાવતું હોય તો
હમે તે ના પાડશું નહી. પણ હ
મો હીમતથી અને સંપુરણ ખાત
રીથી માનીએ છીએ કે જે પારસી
ઓનો ચઢીઅતો, શીખેલો, સુધરેલો
અને કેળવાયલો વરગ જેઓ પોતાને
માટે વીચાર અને ઉપયોગી કામ કરી
શકે, જેઓ પોતાની કામનેજ નહી
પણ આખી દુનયાને ઉપયોગી થઇ
પડે, જેમની હરશદીમરયાદા ઘણી
લાંબી તે વરગ યાને ગેયા પાર
સી અરકનો વીશવાસ એ પત્ર ધ
રાવતું હોય એ અતીશય શક
ભરેલું છે. એ વીશવાસ તો
કોઇ બીજાંજ પત્રો ધરાવતાં
હશે. માટે જો હમારો એ ભાઇબં
ધ એમ સમજતો હોય કે આખી
અનજુમનનો તે વીશવાસ ધરાવે
છે તો તેમાં તે મોટી ભુલ કરે
છે. એ ભાઇ જે જાતની અનજુમ
નનો વીશવાસ ધરાવે છે તેની કો
ઇ દહાડે કોઇ પણ અદેખાઇ કર
શે નહી. કાંયકે એવી જાતની અદે

ખાઇ કરીને કોઇ પણ બીજો જાહેર છાપો પોતાને ફાયદો કરનાર નથી. એ પત્ર જો એથી પોતાને ભાગયશાલી સમજતો હોય તો એ ધારણા તેને મુબારક છે. જયારે અમારી નેમ એક ઉતરતી પંકતીની અનજુમનને ચઢીયાતી સથીતીમાં લાવવાની છે તયારે બીજાઓ જો તેમને તેની તે સથીતીમાં રાખવાની કાલજી તથા ઇચછા ધરાવતા હોય તો તે તેમને મુબારક છે.

## જામે જમશેદનો હુમલો.

હવે અમારા એ ભાઇબંધની આરટીકલમાં જણાવેલા વીચારોના સંબંધમાં કાંઇક નુકતેચીની કરીશું. અમો આગળ કહી ગયા છીએ તે મુજબ ફરી અમો ખાત્રીથી કહીએ છીએ કે અનજુમનની એ સભા રેપ્રીઝેનટેટીવ નહી હતી. તેમાં માંડ માંડ બે હજાર આસામી હતા અને ઘણી છુટથી બોલીએ તો અઢી હજાર માણસ હતા. સુધરેલા વીચારનાઓ ગેરહાજર હતા અને સભા મુદલ ફતેહમંદ નીવડી હતી નહી. ઉપલી બીનાઓ હમોએ મનમાનતી રીતે પુરવાર કરી છે, પણ જયારે હમારો ભાઇબંધ એ સઘળી બાબદો ખોટી પાડવા નીકલયો છે અને હમારી નુકતેચીની સામે પ્રોટેસટ કરે છે તયારે હમો હમારી કેટલીક તકરાર પાછી રજુ કરતાં બીજી નવી તકરારો અને દલીલો અત્રે રજુ કરવાની રજા લઇશું. જેથી હમારા વાંચનારાઓની ખાત્રી થશે કે હમોએ જે દલીલો અને તકરારો રજુ કરી છે તે ખરી છે, એટલુંજ નહી પણ હમારા એ ભાઇબંધની નુકતેચીની અને ટીકાઓ તદન નાપાયાદાર અને ઘણું કરજે આડે રસતે દોરવનારા છે. હમારો ભાઇબંધ જણાવે છે કે "બેથી અઢી હજારનો અંદાજ તદન હસવા સરીખો છે". હમે આંકડાઓથી પુરવાર કરવાને સામરથવાન છીએ કે બેથી અઢી હજારનો અંદાજ તદન ખરો છે અને આઠ અને દશ હજારનો અડસટો તદન હસવા સરીખો છે, એટલુંજ નહી પણ કેવળ કલપીત છે. એ ભાઇબંધ વધુ લખે છે કે "ટાઇમસ ઓફ ઇંડીયાનો રીપોરટર અનજુમનમાં કેટલાક હજાર આદમીઓની હાજરી બતાવે છે." હમારા વાંચનારાઓ જોશે કે જે રીપોરટરના રીપોરટ ઉપર હમારો ભાઇબંધ મોટી મદાર બાંધે છે તે રીપોરટરજ પોતે એ બાબદનો રદીઓ આપતાં એ ભાઇબંધની તકરારને જમીનદોસત કરે છે. હમારા પ્રતીનીધીએ એ રીપોરટરની મુલાકાત લેતાં એ બાબદ વાતચીત કરી તેઓ પાસથી જે હકીકતો મેલવી છે તે હમો નીચે રજુ કરયે છીએ:-

## 'ટાઇમસ ઓફ ઇંડીઆ'ના રીપોરટર હમારી વીગતો ખરી પાડે છે.

"ટાઇમસ"ના રીપોરટરે અમને જણાવયું કે, તમો જાણો છો તેમ એવી સભાઓમાં હમો બીજા ઇંગ્રેજી ભાઇબંધોના રીપોરટરો જોડે મલીને કામ કરીયે છીયે. હવે આ સભાના રીપોરટનું પીએમબલ એક ભાઇબંધ તરફથી આગાઉથી લખી રાખવામાં આવયુ હતું અને પહેલી ૧૦ "કોપી" તો તેનણુ લખીનેજ સભામાં આવયા હતા, એ કોપીમાં હજારો શબદ (several thousands) અગાઉથીજ મુકવામાં આવયા હતા. પણ જયારે સભામાં હાજર રહેલાઓની સંખયા મેં નજરો નજર જોઇ, તયારે મારી તો આગલા અનુભવને લીધે ખાત્રીજ હતી કે માણસોની સંખયા ર થી

૩ હજાર કરતાં વધારે નહી હોવી જોઇએ. મેં તુરતજ મારા ભાઇબંધ રીપોરટરોને પણ એ વીશે કહયું અને એટલું પણ ઉમેર્યું કે સભા રેપ્રીઝેનટેટીવ હતીજ નહી. આ મારા વીચારો મારા ભાઇ બંધ રીપોરટરોને તુરતજ જણાવયા હતા. હવે જયારે મી૦ ક્રેગી સાલીસીટર આવી ગયા, તયારે પછી હું અને બીજા રીપોરટરો બહાર નીકળી ગયા અને બહાર નીકળતાં નીકળતાં મને લાગયું કે સભા કોઇ પણ રીતે અદભુત પ્રકારની હતી નહી. "થાઉસનડસ" બોલ અમોએ વાપરયો, તેનો અરથ ૨–૩ હજાર પણ થાય. હું હમણાં પણ કહું છું કે તમોએ જે બે થી અઢી હજારનો આંકડો આપેલો છે, તેજ સાધારણ રીતે જોતાં વાજબી લાગે છે અને તમોએ જણાવયું હતું કે સભા રેપ્રીઝેનટેટીવ હતી નહી. એટલે ફરીઆદપક્ષના હીમાયતીઓ અથવા તેઓના આધાર વીચારોને ટેકો આપનારા ગેરહાજર હતા. એ વાત કોઇથી પણ ના પાડી શકાય તેવી નથી.

ઉપલી હકીકત ઉપરથી હમારા વાંચનારાઓએ જોઇ લીધું હશે કે હમારી સંખયા જે હમોએ પુરતી જુસતેજુ કરીને અને પ્રમાણીકપણે રજુ કરી હતી તેને ઉપલા રીપોરટર જેવણ વરસો થયાં એ ધંધામાં માહીતગાર અને અનુભવી થયા છે તેવણે બોલેબોલ ખરી પાડી ભાઇબંધ જામે અને બીજાઓ જેઓએ ખોટી અને કલપીત સંખયા આપી પારસી પ્રજાને આડે મારગે દોરવવાની તજવીજ કરી હતી તેઓને સાબુલ ફટકો લગાવયો છે. આથી સરસ સંખયાની બાબદમાં બીજો શું પુરાવો આપીએ તે હમો જોઇ શકતા નથી. તયારે એ પ્રમાણે ખુદ ટાઇમસ ઓફ ઇંડીઆ જેનો ટેકો જામે જમશેદ પોતાને મળેલો સમજતો હતો તે પત્રનો ટેકો તો હમનેજ મળ્યો છે. વળી બોંબે ગેઝેટ તો ટાઇમસની સાથે મળીને લખેલું એટલે બોંબે ગેઝેટનો ટેકો પણ હમારો કહેવાય. ભાઇબંધ એડવોકેટે તો બીજેજ દહાડે મીટીંગનો હેવાલ આપતાં જ ણાવયું હતું કે સભા અસલ વીચારના પારસીઓની હતી અને ઓવલ બલેસ બાગમાં નાખવામાં આવેલો મંડપ ચીકાર ભરાયો હતો તયારે હવે જે ઇંગ્રેજી પત્રોના ટેકા ઉપર જામેએ મદારત રાખી હતી તેનો ટેકો હમને છે તયારે હમારો એ ભાઇ બંધ એકલોજ છે કે જે મીટીંગના સભાસદોની સંખયા ૮૦૦૦ ની જણાવે છે.

## મુંબઇ સમાચારનો અડસટો.

આગલ ચાલતાં એ ભાઇબંધ પોતાની જીકર ચાલુ રાખી પોતાના ટેકામાં મુંબઇ સમાચારના રીપોરટ ઉપર મદારત બાંધે છે, પણ એ મદારત પણ હમારી ટુંકી અને ટચ દલીલથી જવી રીતે હમોએ પહેલી તકરાર તોડી તેવીજ રીતે એક ક્ષણમાં તોડી શકીશું. એ સભામાં હમોએ હમારા ચાર રીપોરટરો મીટીંગમાં શું બોલાય છે તેનો રીપોરટ લેવા મોકલ્યા હતા. હમારા બીજા એક પ્રતીનીધીને હમોએ ઓવલબલેસ બાગની સામેના એક ઘરમાં બેઠક કરાવી આપી હતી, જે તયાંથી આખી સભાનો "બરડસ–આઇ–વયુ" બરાબર લઇ શકયો હતો. ગીરગામ ટ્રામ ટરમીનસ ઉપર અમોએ એક પ્રતીનીધી રાખયો હતો. જે ટ્રામમાંથી ઉતરતા સઘળા લોકોનું અવલોકન કરતો હતો, જયારે બીજો એક પ્રતીનીધી ગાડીમાં આવતા લોકો તેમજ ટ્રેનોમાંથી ઉતરતા લોકો ઉપર ચરનીરોડના નાકા આગળ નજર રાખતો હતો. હવે જયારે સભા

શરૂ થઇ તયારે હમારા મજકુર ચાર રીપોરટરો અને બીજા પત્રોના રીપોરટરો સાથ હમેશાં થાય છે તેમ હાજર રહેલાઓની ગણત્રીના સંબંધમાં વાતચીત થઇ અને હમારા એ ચાર રીપોરટરો પણ ચાર હજારની સંખયાનો અડસટો લઇ આવયા હતા, પણ જયારે હમોએ ઉપર જણાવેલા હમારા સઘળા પ્રતીનીધીઓ એકઠા મલીઆ અને જયારે સરવે જણે પોતે લીધેલી નોંધો સરખાવી તેમજ હમોએ આગલ રજુ કરેલો ખુરશીઓ અને બાજટોનો હીસાબ સઘળાઓએ લીધો તયારે હમો માંડમાંડ બે હજારની સંખયા ઉપર આવયા, જેમાં બીજા છુટછાટના ૫૦૦ ઉમેરતાં કુલે સંખયા ૨૫૦૦ ની થઇ. ભાઇબંધ સમાચારના રીપોરટરોએ ઉપર જણુવેલી વાતચીતમાં સુચવવામાં આવેલા આંકડા મુજબ ચાર હજારની સંખયા જણાવી તેમા નવાઇ નથી. ભાઇબંધ જામે જમશેદ ટાઇમસની "કેટલાક હજાર"ની અને પોતાની આઠ હજારની સંખયા અનજુમનના બળના ખરા આંકડા તરીકે રજુ કરેછે, પણ હમોએ ઉપર દેખાડી આપયું તેમ ભાઇબંધ ટાઇમસનો રીપોરટર તો અમારો અડસટો ખરેખરો ગણી અમારા એ ભાઇબંધની ગણત્રીને હસવા સરખી ઠેરવે છે.

## હવે ખરૂં કોણ?

તયારે હવે ખરૂં કોણ અને ખોટું કોણ તેનો નીરણય કરવાનું કામ તેમજ સભા રેપ્રીઝેનટેટીવ હતી કે નહીં તેનો નીરણય કરવાનું કામ પારસી પ્રજાનું છે કે જે કરવામાં કશી મુશકલી નથી. એ ભાઇબંધ જણાવે છે કે "હમારા મત પ્રમાણે ગયા મંગળવારની અનજુમનને રેપ્રીઝેનટેટીવ મંડળ ગણવા ના પાડવી તેના જેવું હડહડતું અજ્ઞાનપણું અતયાર અગાઉ કદી બતાવવામાં આવયું ન હતું." હવે એ હડહડતું અજ્ઞાનપણું કોણે બતાવયું હતું તે શોધી કાઢવાનું પણ હમારા વાંચકોને મુશકેલ લાગશે નહી.

એ લખનાર આપણા કોમના ભણેલા આગેવાનો કે જેમની સંખયા કાંઇ નાની નથી તેમનું લાઇબલ કરી જયારે તેઓ ઉપર એવો આરોપ મુકે છે કે કોમના સુખ દુખમાં ભાગ લેવાની તેઓ દરકાર નહી રાખતાં કોમનો મધયમ અને ગરીબ વરગ જીવે છે કે મરે છે તે જાણવાની બેદરકારી બતાવે છે અને જેઓને કોમી કામો માટે સહેજ પણ કાળજી નથી. એ માનવંત આગેવાનો જેમને વારંવાર એ પત્ર સતાવતું અને જેઓની તેનાજ બોલમાં બોલીએ તો "બદગોઇ" કરતું રહયું છે તેઓ જો આવી સભાઓમાંથી અલગ રહે અને તેના કામકાજોમાં ભાગ નહી લે તો તેમનો શો વાંક છે? એ આગેવાનો કોમને આગલ વધવા અને દુનયાની બીજી ચઢયાતી કોમોની સંફમાં લાવવાની ઉમેદ અને ઇચછા રાખે અને બીજી તરફથી જયારે કોમને જો કે પછાત નહીં તો સથીર રાખવાની કોશેશ કરવામાં આવે તો પછી એ આગેવાનો કસવાઇને પોતે એ પછાત રાખવાના કામમાં ઉતેજન નહીં આપે અને જુના વીચારના પારસીઓની સંફમાં નહીં જોડાય તો તેમાં કોઇ પણ તેમનો કસુર જોઇ શકે નહીં.

અલબતાં તેમને માટે સભાના

દરવાજા તો ખુલ્લા હતા, પણ તેમને બોલવાની અને પોતાના વીચારો જાહેર કરવાની છુટ શું હતી? મી૦ શાપુરજી ગઝદર એક તદન સાદી અને અકલપસંદ દરખાસત લાવયા હતા, તેવણને જયારે પોતાના વીચારો વટીક દ શાવવા દેવામાં નહી આવયા અને તેવણ ઉપર હુચાનો માર પડીઓ, તયારે બીજાઓને શું બોલવા દેવામાં આવતે? હમો કહુએ છીએ કે ખચીતજ નહીં. માથાં ભાગવા વીશે હમોએ ઇશારો કીધો, તેને અનજુમનની "બદગોઇ" કરનારો અને અપમાન કરનારો જણાવવામાં આવયો છે, પણ એ તો જાહીતી બીના છે કે, હમોએ જણાવેલો ભય વાજબી હતો અને એવાજ વીચારથી કોમના કેળવાયલા આગેવાનો સભાથી દુર રહયા હતા.

## કોમનો ક્રીમ.

એ ભાઇબંધ આગળ ચાલતાં જણાવે છે કે, કોમની "ક્રીમ" સભામાં હાજર થઇ હતી. એ "ક્રીમ" ની અંદર કોણ કોણ હતા, તેઓનાં નામ જો પોતાની શહાદતના ટેકામાં આપયાં હતે તો હમો પાંચસોથી એક હજાર નામ આપીને બતાવતે કે, જે ખરી "ક્રીમ" જે મોટા પારસી મેળાવડાઓમાં જોવામાં આવે છે, તેઓએ આ સભાથી દુર રહી સભા તરફ પોતાની દીલસોજી નહી બતાવતાં પોતાની લાગણીઓ પોતપોતાના મંડળોમાં છુટથી જાહેર કરી હતી. એ "ક્રીમ" વીશે બોલતાં શેઠ હોરમસજી દાદાભાઇ જડજે વરસો ઉપર કરેલાં એક ભાશણનો કુકરો ટાંકવામાં આવયો છે, તો કાં નહી શેઠ હોરમસજી પોતે જેવણ કોમના એક ખરા આગેવાન ગણાઇ શકાય અને જેવણ અગાઉ અનજુમનોની સભામાં ઉલટમંદ ભાગ લેતા હતા, તો તેવણ સાહેબે કાં નહી સભામાં આવવાની તસદી લીધી અને એવણના દરજજાના બીજા સેંકડો પારસીઓ શું કામ એ સભાથી દુર રહયા? મી૦ ગઝદર વીશે બોલતાં એ લખનાર જણાવે છે કે, "તેવણ તરફ અનજુમને જે અભાવ બતાવયો, તે માટે તેને બદનામ કરવામાં આવે છે, તે અણઘટતું છે. અનજુમને તેવણ સામે પોતાની દીનચુસત પ્રમાણીક લાગણી રજુ કરી હતી અને તેની તરફ આપણે સંપુરણ પસંદગીથી જોઇ નહી શકયે, તોપણ એટલું તો કબુલ કરવું જોઇએ કે અનજુમને પોતાનો ખુલ્લા દીલનો અભગમો પ્રદરશીત કરીનેજ ચુપકીદી અખતયાર કરવામાં જબરી સહનશીલતા બતાવી હતી" પારસી પ્રજાને સારી રીતે રોશન છે કે, મી૦ ગઝદરની દરખાસત જે એક માત્ર કમીટી નેમવાની કરી હતી, તેમાં દીનચુસત અને પ્રમાણીક લાગણીઓ કેમ દુખાય તે અમને સમજ પડતું નથી. જયારે એક કમીટી નેમવાની દરખાસત સામે ધુજારો કરવામાં આવયો, તયારે બીજા કોઇ સભાસદે જો ધારમીક બાબદ ઉપર પોતાનું પ્રમાણીક મત જાહેર કીધું હતે, તો તેના હાલ શું થતે? તેવા બોલનારાઓનાં માથાં ભાંગતે એટલુંજ નહીં, હાડકાં તુટતે એટલુંજ નહીં, પણ તેથી પણ વધારે ખરાબી કદાચ થતે એમાં નવાઇ નથી. વલી મી૦ ગઝદરની દરખાસતના સંબંધમાં એવું કહેવાય છે કે સભાએ સહનશીલતા બતાવી હતી, તયારે શું હમારો ભાઇબંધ એમ કહેવા માં

મે છે કે, આટલી કમીટી નેમવાની બાબદમાં પણ સભા જો સહનશીલતા નહીં બતાવતે તો શું મી૦ ગઝદરનાં હાડકાં પાંસળાં ભાંગવામાં આવતે યા તેમને બીજી ગંભીર ઇજા કરવામાં આવતે? "ઇંગલંડ અને અમેરીકાની આવી એક સભામાં આવાજ સભાસદ પોતાની દરખાસ્ત રજુ કરવા કે થોડું ઘણુંજ ભાશણ કરી શકતે નહીં, પણ કોઇ જુદાજ અવતારમાં બહાર પડતે." એ લખનાર ભુલી જાય છે કે, ઇંગલંડ અને અમેરીકામાં જે સભાઓમાં તોફાન જાગે છે, તે સંસારી યા ધારમીક સભાઓ નથી, પરંતુ તે સભાઓ તો રાજદવારી હોય છે કે જયાં જુદી જુદી પક્ષોના સભાસદો હાજર હોય છે. આ કાંઇ મોટો રાજદવારી સવાલ હતો નહીં. આ તો એક સંસારી સવાલ હતો, જેની ઉપર કોમનું મત માંગવામાં આવતું હતું અને તેના સંબંધમાં મી૦ ગઝદરે માત્ર કમીટીની માંગણી કરી હતી. એ કામ સાથ એક રાજદવારી સભાની સરખામણી કરવી એ હસવા જોગ છે. એક ગમથી એ ભાઇબંધ અનજુમનની વખાણ કરે છે અને બીજી તરફથી પોતેજ એ "અનજુમન" તરફથી જો તે "સહનશીલતા" નહીં રાખતે તો મી૦ ગઝદરને માર પડવાની વકી રાખતો જણાય છે. તયારે હવે એ કહેવાતી અનજુમન કેવી હશે, તેનો વાંચનાર સહેજ ખયાલ કરી શકશે મી૦ ગઝદર જયારે માત્ર કમીટી નેમવાની દરખાસત ઉપર બોલવા ઉઠયા, તયારે તેમના તરફ જે ચાલ સભાએ ચલાવી, તેને માટે એવું જણાવવામાં આવે છે કે, સભાએ સહનશીલતા બતાવી હતી. તયારે જો ઓન૦ સર ફીરોઝશાહ મેહેતા યા મી૦ દીનશાહ વાચછા સભામાં હાજર થઇ, પોતાના વીરૂધી પ્રમાણીક વીચારો જાહેર કરવાની હીમત કરતે, તો એ સભા તેમના તરફ કેઇ જાતની "સહનશીલતા" બતાવતે અને એ માનવંત ગ્રહસથો સભામાંથી "કાંઇ જુદાજ આકાર"માં બહાર પડતે કે નહીં તે તેનું વરણન આપવા કરતાં તે વીચારી લેવું સહેલ છે.

### જામેના શનીવારના પીકચરો નાં નાદર નમુના.

હવે પોતાની સાહાદતોના ટેકામાં એ સાહાબંધે ગયા શનીવારના અંકમાં સભાને લગતાં કેટલાંક પીકચરો જે બાજ ફોટોગ્રાફો ઉપરથી લેવામાં આવયા હતા તે રજુ કરે છે. હમો કહીએ છીએ કે એ પીકચરો જામેની સાહાદતોને ટેકો આપવાને બદલે આસુ તેને તદન તોડી નાખે છે. કેટલાક એકસપરટોને એ પીકચરો દેખાડવવામાં આવતાં તેઓએ જણાવયું કે જો બાગનો એકજ ભાગ કે જયાં માત્ર સભાજનો ખીચોખીચ બેઠા યા ઉભા હતા તે આખા બાગનો જો ફોટો લેવામાં આવયો હતે તો "મેગનીફ઼ઇંગ ગલાસ"ની મદદથી મંડપની અંદર કેટલા શખસો હતા તેનો લગભગ અડસટો કાઢી શકતે. પણ એ પીકચરો માત્ર મડપના ચોકસ ભાગેનાજ હોવાથી દરેક ભાગ અકેક લઇએ અને મેગની ફાઇંગ ગલાસ વડે તે માંહેલા માણસોની ગણત્રી કરીએ તો એક ચોરસ ઇંચે કેટલાં માણસ આવે તેનો સકેલ બરાબર નીકળી શકે અને આખા મંડપની અંદર આઠ હજાર માણસો છે એમ કહેવું એ

પીક્ચરો પોતેજ ખોટાં પાડી આપે. જે વીભાગોના પીકચરો લેવામાં આવયાં છે તે એ એક્સપરટોના કહેવા પ્રમાણે ૮૦૦૦ ની તરફ તદન ખોટી ઠરાવી આપે છે. તેમનું કહેવું એવું છે કે માટીંગની સંખયાના સંબંધના આ પુરાવા જો મેએ રજુ નહીં કીધા હતે તો બેહતર થઇ પડતે. અત્રે જણાવવું પ્રસંગોપંત થઇ પડશે કે ભાઇબંધ જામે જે પીક્ચરો રજુ કરે છે તે વીશમી સદીના હુનરને શોભા લગાડવા કરતાં તેને ખરાબ આકારમાં રજુ કરે છે. ઘણા સારા રૂપ રંગના માણુસો વારે ઘડીએ ઘણા કદરૂપા રજુ થાય છે.

## પારસી–પ્રેસીડેનસી મેચમાં કેટલા લોક હાજર થાય છે?

છંલાકાના ઇંગ્રેજો વીરૂધ પારસીઓવાલી મોટી મેચ જયાં તમાશગીરોની ભારે મોટી સંખયા હાજર થાય છે, જયાં મેદાનની ચારે બાજુએ સરવે કોમના પચરંગી લોકો ઠાસોઠીસ અને ખીચોખીચ, સાત સાત અને આઠ આઠની હારમાં ઉભા રહે છે, જયાં સેંકડો આસામીઓ ઝાડ ઉપર અને ગાડીઓના ટાપ ઉપર બેસી જાય છે, જયાં વીશ વીશ તંબુઓની અલગારમાં ખીચોખીચ લોકો બેસે છે તો તેવી મેચમાં પણ હાજર રહેલાંના ગણત્રી કેઇ દીવસે પણ આઠથી દશ હજારની વધુ થઇ નથાં, તો આલબલેસ બગ જે એ મેદાનનું એક નાનું ખુણું કહેવાય અને જે બાગનો લગભગ અરધો ભાગ તો તદનજ ખાલી હતો તો તયાં આઠ હજાર લોક કેવાં રીતે પેવસ થયું તે કોઇપણ સાધારણ સમજવાળો માણુસ સમજી શકે એમ નથી. આ ૯૫ ફીટ ઉંડા અને ૪૫ ફીટ પહોળા મંડપમાં તો હજારો માણુસ મવાડવા એ નહીં બને એવું છે પણ મીયાંભાઇના "બારા કોસ" ના માંડવમાં પણ હમારા ભાઇબંધના કહેલા આઠ હજાર માણુસ માઇ શકે નહીં.

## ગાડીમાં આવેલા ગ્રહસથો.

હવે એ સભામાં કોમનો સઘળો તતવ હતો એમ કહેવામાં આવે છે તો હમો કહીશું કે તે પણ ખરૂં નથી. જેમ કોમનો વીદવાન વરગ ગેરહાજર હતો તેમ કોમના બડેખાં અને શ્રીમંતો પણ સભાથી દુર હતા. સાધારણ ધામધુમના લગન જયારે ઓલબલેસ બાગમાં હોય છે તયારે ગાડીઓની અલગાર એક ગમથી સર આદમજી પીરભાઇ વોહેરા સેનીટેરી ગમથી તે છેક શેઠ ફરામજી કાવસજીના આતશબેહેરામ સુધી લાગેછે, જયારે બીજી ગમથી મી૦ પંથકીના બંગલાથી તે મેથયુ રોડ ઉપર મરહુમ મા૦ જસટીસ તેલંગના બંગલા સુધી લાગી રહે છે તો આ કહેવાતી અનજુમનની સભામાં માત્ર ૫૦ ગાડીનીજ હાર ગણવામાં આવી હતી જે દેખાડે છે કે વીદવાન વરગની પેઠે શ્રીમંતોનો વરગ પણ હાજર હતે નહીં. વલી એ ૫૦ ગાડીમાં તો પાચ ત્રસ્રી સાહેબો અને તેમના બેશીઓ તથા લાગતાવલગતા સાહેબાની કેટલીક ગાડીઓ હશે તે પણ ધયાનમાં રાખવાનું છે.

## સુપ્રાનટેનડંટ વીલ્લીઅમસન શું કહે છે?

### હાજર થયલી સંખયા બે હજારની અંદર પણ ઉપર તો નહીજ.

હમારા એક પ્રતીનીધીએ ગયા રવીવારે સુપ્રીનટેનડંટ વીલીઅમસન જેવણ પોતાના બે યુરોપીયન મદદનીશો સાથે સભાના દીવસે સમાધાની જાલવવા આલબલેસ બાગ આગલ હાજર હતા અને જેવણ તયાં અવલથી આખર સુધી હાજર રહયા હતા તેવણની મુલાકાત લીધી હતી. સભામાં હાજર રહેલાંઓની સંખયા વીશે પુછવામાં આવતાં તેવણે કાંઇ પણ આનાકાની વીના કહયું કે દોઢથી બે હજાર માણુસ ભેગું થયું હોવું જોઇએ. તેવણે જણાવયું કે સભામાં લોકો દાખલ થયા તે વેલા તેવણે જે અડસટો બાંધયો હતો તે કરતાં સભામાંથી લોક બહાર નીકળયું તે વખતે વધારે ભરોસેદાર અડસટો તેવણ કરી શકયા હતા. તેવણ વલી બોલ્યા કે તેવણ નજદીક અતર વરસ થયાં મુંબઇની પોલીસમાં નોકરી બજાવે છે અને લોકોની ગંજાવર ઠઠ જોવાની તેમને સેંકડો તક મલી છે, અને પોતાના લાંબા અનુભવ ઉપરથી તેવણે ભાર મેલીને જણાવયું કે સભામાં દોઢથી બે હજારજ માણુસ ભેગાં થયાં હતાં. બે હજારની અંદર હોય પણ તેથી વધુ તો હોઇ શકેજ નહીં એમ ખાતરીપુરવક તેવણ માનતા હતા.

## મી૦ હોરમસજી અરદેશર વહાડીઆનો અભીપ્રાય.

### આશરે બે હજાર લોકોની હાજરી–સભા રેપ્રીઝેનટેટીવ હતીજ નહીં–સામી પક્ષ જો બોલવા ઉઠતે તો માથાં ભાગયા વગર રહેતે નહીં.

મી૦ હોરમસજી અરદેશર વહાડીઆ બેરીસટર–એટ–લોની પણ હમારા એક પ્રતીનીધી સાથ સભાના એક દીવસ અગાઉ મીટીંગના સંબંધમાં વાતચીત થતાં તેવણે જણાવયું હતું કે તેવણ સભાની અંદર જવાનો ઇરાદો રાખતા હતા અને સભામાં પોતાના કેટલાક વીચાર જાહેર કરનાર હતા. અગર બે સભામાં ઘણી ગરમાગરમી ચાલે તો તે ધારમીક જુસસાની ગરમી પુરી થયા પછી સભામાં બોલવાનો તેવણનો વીચાર હતો અને તેવણ ધારતા હતા કે સભા તેવણનું સાંભલશે અને જો તેવણના કહેવા મુજબ અમલ નહીં કરવામાં આવે તોપણ તેવણનું સાંભલવા ના પાડવામાં આવશે નહી. મી૦ વહાડીઆની કેટલીક ઘર સંસારી અડચણો છતાં તેઓ સભામાં ગયા હતા અને બીજાઓની માફક પલેટફોરમ ઉપર નહી બીરાજતાં સભાજનો સાથ ભેલાઇને બેઠા હતા. તેઓએ પોતાની ધારણા પ્રમાણે પોતાના વીચાર દરશાવવાનો ખયાલ કાયમ રાખયો હતો પણ જયારે તેઓએ મી૦ શાપુરજી ગઝદર જેવણે માત્ર એક કમીટી નેમવાની દરખાસત લઇ આવયા હતા તેવણ ઉપરનો ધડકધુજારો જોયો અને જયારે કાગળના ડુચા

મો માર તેવણુ ઉપર પડયો તેમજ "દુબળાઓનો હીમાયતી" એવા સ ખુનો તેવણુના કાન ઉપર પડયા તયા રે મી૦ વહાડીયા સેતાન હાખો કરી સભા છોડી ચાલતા થયા હ તા. તે વેલા તેવણુને લાગયું હતં કે વીરૂધ પક્ષનો જો કોઈ પોતાના ખરા ધારમીક વીચારો જણાવવા બહાર પડે તો જરૂર મી૦ ગઝદર કરતાં વધારે માઠા હાલ થયા વીના રહે નહી. મી૦ વહાડીઆ મીલ ત રફના દરવાજામાંથી બહાર નીકલ તા હતા તે વેળા હમારા એક પ્ર તીનીધી સાથ મુલાકાત તયાંજ દ રવાજા આગળ થઇ અને હમારા પ્રતીનીધીના સવાલમાં તયાંજ બીજા કેટલાક સાહેબોની હાજરીમાં તેવણે જણાંવયું કે સભામાં આશરે બે હજાર માણુસોની હાજરી હશે. સ ભા રેપ્રીઝેનટેટીવ હતી કે નહીં તે બાબે સવાલ પુછવામાં આવતાં તે વણુ બોલ્યા કે સભામાં કોમના ખ રેખરા રાહબરો ગેરહાજર હતા અ ને તેમની ગેરહાજરી ધયાન ખેંચ તી હતી. ગઇ કાલે જયારે મી૦ વહાડીઆ સાથ હમારા પ્રતીનીધીને વાતચીત થઇ તયારે તેવણે હમને કહેવાની સતા આપી કે સભામાં બે હજારથી વધુ માણુસ હતાં નહી અને સભા મુદલ રેપ્રીઝેનટેટીવ પ ણુ હતી નહીં.

**હવે જામે જમશેદ શું કહેશે?**

આ બધા પુરાવા આપયા પછી જામે જમશેદ શું કહેશે? હવે તે પોતાની જીકર મુકી હમારી ઉપર તરેહવાર જાતના આરોપો જે તેણે મુકયા છે તે એક શહસથ તરીકે પા છા ખેંચી લેવાનું દરૂસત ધા રશે કે નહી અને એક આ ગેવાન પત્રના ચલાવનાર તરીકે હમારી સંપુરણુ અને વગર શ રતની માફી ચહાવા જો એ પત્રવાલા શરમાતા હોય તો આખી પા રસી પ્રજા જેમની આગલ કેટ લીક ખોટી દલીલો રજુ થવાથી જો આડે મારગે દોરવઇ હોએ તો તેમની પાસે એ પત્ર સંપુરણુ અને વગર શરતે અને ખુલ્લી માફી મા ગશે એવી હમો ઉમેદ રાખીશું.

**સઘલાં પારસી પત્રનો ટેકો.**

હમો જણાવવાને ખુશી છીએ કે રોજીંદા સહવારના તેમજ આઠ વાડીક એકેએક આગેવાન પત્રનો હ મને ટેકો છે, જેઓ સપશટ રીતે જણાવે છે કે, સભામાં ૮ અથવા ૧૦ હજાર માણુસ હાજર નહીં ર હેતાં માત્ર બેથી ત્રણુ હજાર માણુ સ હતાં અને એ સભા બીલકુલ રે પ્રીઝેનટેટીવ હતીજ નહીં. "હીંદી પંચ" જેણે એક ઉમદા સકેચ એ બાબદમાં લખયો છે, તેણે હમો એ આપેલા આંકડાને તેમજ તે વીશેના હમારાં મતને સંપુરણુ ટે કો આપયો છે. એ પત્રોમાંના કેટ લાકોનું મત હમો બીજા ભાગ ઉ પર આપીએ છીએ.

---

# બરશનુમ લેવાની ક્રીયા.

# તે કેવી રીતે થાય છે.

## ખોરદેહ અવસ્તાની પુરાણી કેતાબ ઉપરથી લીધેલો હેવાલ.

### બરશનુમ લીધેલાને નવસો નહાવાની વીગત.

**અખબારે સોદાગર તા૦ ૧૧ મી એપ્રીલ ૧૯૦૮.**

હાઇ કોરટ સનમુખ ચાલતા પારસી પંચાયતને લગતા મુકદમામાં સાક્ષી લેવાની વેળા "બરશનુમ"ની ક્રીયા વીશે કેટલુંક બોલાયું હતું. એ બરસનુમની ક્રીયા શું છે અને એક મોબેદને કેવી રીતે બરશનુમ આપવામાં આવે છે તેથી જરથોસ્તીઓનો મોટો ભાગ નાવાકેફ હશે. એટલાજ માટે હમોએ એ ક્રીયાને લગતી સંપુરણ હકીકત તમારા પારસી વાંચનારાઓના ફાયદા સારૂ આજે પ્રગટ કરી છે. એ ક્રીયાનો હેવાલ અખબારે સોદાગરના આગલા માલેક "હેદીન દાદાભાઇ કાવસજીએ પ્રગટ કરેલી તમામ ખોરદેહ અવસતાના બીજા દફતરમાંથી સદાબરી લીધી છે અને માત્ર શબ્દોની જોડણીમાં સહેજ ફેરફાર કરી બાકી ક્રીયા એમની એમ હમોએ ઉતારી લીધી છે જે હમારા જરથોસ્તી વાંચનારાઓને બેશક ઉપયોગી થઇ પડશે. એ બરશનુમ ક્રીયા કેવી રીતે થાય છે તેના બરાબર સમજણ આપવા સારૂ એક આકરતી પણ હમોએ આપી છે જે ઉપરથી વાંચનારને એ ક્રીયા સમજવામાં વધુ સરલતા મલશે.

**બરશનુમ દેવાની હકીકત.**

બરશનુમગાહની જગો નવ વામ યા નવ હાથ લાંબી પેહલી બરાબર બનાવવી જોઇયે અને તયાં ઘાસ કચરો નાખવો નહી જોઇયે અને સઘલી જગાએ રેતી પાથરવી જોઇએ અને બે મોબેદ બરશનુમના ધણીઓ મોટી ખુબ કરીને આલાત લઇને યાને પીવાની નીરંગદીન અને ચોપરવાનો નીરંગ અને ચોખી ભશમ અને આબ (પાણી) અને બે જવ ગેરે તેમાં એક નવગેરેન (નવ ગાંઠની લાકડી) ચમચો બાંધેલો અને બીજીને લોહાંડાનો કાપલો યા છુરી એક મુદ્દે બાંધેલા તથા કાહારણો (ધાતુંના વાસણ) તથા કુનચાં તથા દાડમના ઝાડની પાતરી લઇને બરશનુમગાહની જગાએ જાય અને બરસનુમ લેનારની તયાં જઇ કુસતી પાદીયાબ કરીને બીજી બાહેરની પાળીમાં બેસે પછી પેલા બરસનુમવાલા એ ને મોબેદોમાંથી એક જણ બરસનુમગાહની જગાએ દખણની તરફ ચોતરફથી થોડીએક પાવી કાઢીને તેમાં સઘલાં આલાત મુકે પછી પાણીના કાહારણો ભરી લાવીને બંને જણા કુસતી પાદીયાબ કરે

ખેંચે, પછી તેની સાથેજ લગતાં બીજા
પાંચ પાંચના ત્રણ પાડીઆંની વચે સાથે
લઇને ત્રણ કસ બીજા ખેંચે તેનીજ
સાથે લગતા બીજા પાંચ પાંચના ત્રણ
પાડીઆં અને ચોથા ઉપલા પાહાડ વચે
સાથે લઇને ત્રણ કસ બીજા ખેંચે. એ
પ્રમાણે નવ કસ બીજા ખેંચે પછી બંને
બાજુ તરફથી પાંચ પાંચના ત્રણ ત્રણ
પડીઆં મુકીને વચમાના પાંચ પાંચના
ત્રણ પાડીઆંની વચમે લઇને ત્રણ કસ
બીજુ ખેંચે એટલે સઘળા કસ ખેંચાઇ
રહયા અને બરસનુંમગાહ તઇયાર થઇ
એટલે પેલો કસ ખેંચનાર પાછો પહેલાં
ત્રણ પથરના પાડીયાં આગળ આવીને
બાજ મુકે (બાજમાં પઢે સરોસ અશો
તખીતન દરમાન રૈહદત જીન જીના અ
વજુર સાખારે હાખારેને અહુરમજદ ખેર
સૌદ એહુન બાદ (મોહોટે પઢે) યથા અહુ
વેરીઓ (૨) પસનેમચ વહમેમચ ઓજ
સમ જઉરેસમ આફ્રીનામે સરોશહે અ
શીયહે તખમહેતનુ મથ્રહે દરેસી દરોશ
અહુરીબહે અશેમવોહુ (૧) એટલું
પછી નવગેર હાથમાંથી મુકીને આ
લાત પાવી કરવાની પાવીમાં જઇને ઉ
ભો રહે. પછી બાજે મોબેદ છે તે સમ
ગ લઇને બરસનુમગાહની આસપાસની
ચોતરફની પાવીની બહાર ઉતર દીશા ત
રફની બીજી પાવીમાં આવીને ઉભો રહે.
પછી બરસનુમનો લેનાર પણ બરસનુમ
ગાહની બહાર બીજી પાવીમાં ઉભો
રહીને બાજ લે. ખશનોથર અહુરમજ
દાઓ અશેમવોહુ (૧) બાજમાં પઢે
હુમત હુખત હુવરસત હુ મનશને હુ
ગવચને હુ કુનશને [ફલાણુ નું] તન પાક
એ પ્રમાણે જેને નામનું બરસનુમ લે
વેનુ નામ લઇને આગલ બીજી પાવીમાં
જઇ મુગે મોઢે કપડાં ફેલાઇને પહાડીયાં
આગલ જઇને પહેલાં ત્રણ પથર મુકીને
૫ પથરના પહાડીઆં ઉપર બેસે. પછી
પેલો કસ કાઢનાર મોબેદ પાવીમાંથી બા
હાર આવી ચમચો બાંધેલા નવગેર જ
મણા હાથમાં પકડે અને ડાબા હાથમાં
એકી નવગેર પકડે બરસનુમ લે
નાર પોતાનો જમનો હાથ પોતાના મા
થા ઉપર મુકે. પછી પેલો મોબેદ ચમચો
બાંધેલી નવગેરનો ચમચો તેના જમ

ઉપરના હાથ ઉપર મુકે પછી બરસનુમ લેના
રા પોતાનો ડાબો હાથ પાછો તે ચમચા
ઉપર મુકે તે એવી તરકીબથી કે તે
બરસનુમ લેનારનો હાથ પેલા નવગેરની
લાકડીને નહી લાગે પણ ફકત ચમચાને
જ લાગે પછી તે બરસનુમ લેનાર મો
બેદ એખલો પઢે અશેમવોહુ (૩) ફર
વરાને મજદીયસનો જરથોસતરેશ વીદે
વઓ અહુરે તકેશો [ગેહ પઢે] ફરસ્તસ
તીઅચ સરોશહે અસીન્હે તખમેહતનુ
માથરહે દરેશીદરોશઅહુઈરીએ ખશનો
થર ઇબસનાયચ વહમાયચ ખશ
નોથરાયચ ફરસસતીબચ યથા
અહુવેરીઓ જોતા ફરામે મરૂતે અથા
રતુશ અશાદચીદ હચાફરા અશુઅ
વીદુ બાઉમરોતુ અશેમ. એટલું પઢીને
ચમચા બહારી નવગેરે ઉચકીને પો
તાની પાવીમાં જઇને કુલીઆમાં ચોપ
ડવાનો નીરંગ લાવીને ચમચે કરીને ત્ર
ણ વખત બરસનુમ લેનારના હાથ ઉપર
નાખીને પાછો પોતાના પવીમાં જઇને
ઉભો રહે અને બરસનુમ લેનાર તે ની
રંગ નીચે લખેલી રીત પ્રમાણે પોતાના
શરીરને ચોપડે:—પહેલાં પોતાના હાથને
બાજુ સુધી લગાડે પછી માથા ઉપર
ચોપડે પછી મોઢા ઉપર ચોપડે
પછી જમણા કાન ઉપર ચોપડે
પછી ડાબા કાન ઉપર ચોપડે પછી જ
મણી બાંધ ઉપર ચોપડે પછી ડાબી
બાંધ ઉપર ચોપડે પછી જમણી બગલ
માં ચોપડે પછી ડાબી બગલમાં ચોપડે
પછી છાતી ઉપર ચોપડે પછી પીઠ ઉ
પર ચોપડે પછી જમણા થાન ઉપર ચો
પડે પછી ડાબા થાન ઉપર ચોપડે પ
છી જમણી પાંસળીએ ચોપડે પછી ડા
બી પાંસળીએ ચોપડે પછી જમણા કુલાં
ઉપર ચોપડે પછી ડાબા કુલાં ઉપર ચોપડે
પછી શરમગાહની જગાએ પહેલાં પ
છવાડથી ચોપડતા આવે. પછી જમણી
જાંગ ઉપર ચોપડે પછી ડાબી જાંગ ઉ
પર ચોપડે પછી જમણા ગુંઠણ ઉપર
ચોપડે. પછી ડાબા ગુંઠણ ઉપર ચોપડે
પછી જમણા નળાને લગાડે પછી ડાબા
નળાને લગાડે પછી જમણા ઘુંટાને લગાડે
પછી ડાબા ઘુંટાને લગાડે પછી પગની જ
મણી પાટલીને ચોપડે પછી ડાબી પાટ

શીરે ચોપડે પછી જમણા પગના તળી યાને ચોપડે પછી ડાબા પગના તળીયાંને ચોપડે પછી જમણા પગના આંગળાને ચોપડે પછી ડાબા પગના આંગળાંને ચોપડે એ રીતે સઘળી જગાએ ચોપડે. પછી બીજો મોબેદ સગ લઈને બરસનુમ લેનાર ની આગળ જાએ તયારે તે બરસનુમ લેનાર તેના ડાબા કાનને પોતાનો ડાબો હાથ લગાડીને અતરંગ રાખે. પછી સગને પછી તેની જગા ઉપરે બીજી પાવીમાં લઈ જાય અને પછી પેલા મોબેદ પોતાની પાવીમાંથી બહાર આવીને હાથમાં મોટી નવગેરે પકડીને (કેમના મજદાથી તે નેમસચા યારમતેસઈજાય આ) સુધી પઢીને બરસનુમ લેનારને બીજા પાંચના પાડીઆં ઉપર બેસવાને નવગેરે મુકીને દેખાડે છે તયારે તે બરસનુમ લેનાર (નેમેસચા યા આરમટેસઈ જાયા) મોઢેથી પઢીને બીજાં પાંચના પાડીઆં ઉપર જઈને બેસે. પછી પેલા મોબેદ ફરીઆંમાં નીરંગ લાવીને ચમચા એ ફરી ત્રણ વખત આપે અને પાછો પોતાની પાવીમાં જાએ અને પછી બરસનુમ લેનાર ઉપર જણાવયા પ્રમાણે નીરંગ ચોપડે પછી વળી બીજો મોબેદ સગ લાવે તેનાં ડાબા કાનને ડાબો હાથ લગાડી એલાયદો રાખે પછી સગને પાછો તેની જગો ઉપર લઈ જાય અને પેલો મોબેદ બહાર આવી નવગેર લઈને (કેમના મજદાથી તે નેમસચા યવા આરમેતેશ ઈજાયા) સુધી પઢીને બરસનુમ લેનારને ત્રીજાં પાંચનાં પાહડીઆં ઉપર બેસવાને નવગેરે મુકી દેખાડે. પછી તે (નેમસચા ઈચાઆરમેશઈજાય) મોહાડે પઢીને ત્રીજા પાંચના પાહડીઆં ઉપર બેસે. પછી તે મોબેદ નીરંગ લાવી ચમચા એ ત્રણ વખત આપીપાછો પોતાની પાવીમાં જાય અને બરસનુમ લેનાર નીરંગ ચોપડે પછી બીજા મોબેદ સગ લાવે તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે અને સગને તેની જગો ઉપર લઈ જાય પછી પેલો મોબેદ પાવીમાંથી બહાર આવીને નવગેરે હાથમાં પકડીને (કેમનામજદાથી તે નેમસચા ઈચાઆરમેતેશઈજાયા) સુધી પઢીને બરસનુમ લેનારને ચોથા પાંચના પાહ ડીઆં ઉપર બેસવાને નવગેરે મુકી દેખાડે પછી તે (નેમસચા ઈચાઆરમેતેશ ઈજાયા) મોહાડે પઢીને ચોથા પાંચનાં પાહડીઆં ઉપર બેસે. પછી તે મોબેદ નીરંગ લાવી ચમચાએ ત્રણ વખત આપને પાછો પોતાની પાવીમાં જાએ, અને બરસનુમ લેનાર નીરંગ ચોપડે પછી બીજો મોબેદ સગ લાવે તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે અને સગને તેની જગો ઉપર લઈ જાય પછી પેલો મોબેદ પાવીમાંથી બાહાર આવીને નવગેરે હાથમાં પકડીને (કેમના મજદાથી તે નેમસચા ઈચાઆરમેતેશ ઈજાયા) સુધી પઢી તે બરસનુમ લેનારને પાંચમાં પાંચના પાહાડીઆં ઉપર બેસવાને નવગેરે મુકીને દેખાડે પછી તે (નેમસચા ઈચા આરમેતેશઈજાયા) મોહાડે પઢીને પાંચમા પાંચના પાહાડીઆં ઉપર બેસે પછી તે મોબેદ નીરંગ લાવી ચમચાએ ત્રણ વખત આપીને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર નીરંગ ચોપડે પછી બીજો મોબેદ સગ લાવે તેનાં ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે અને સગને તેની જગો ઉપર લઈ જાય. પછી પેલો મોબેદ પાવીમાંથી બાહાર આવીને નવગેરે હાથમાં પકડીને (કેમનામજદાથી તે નેમસચા ઈચાઆરમેતેશઈજાયા) સુધી પઢીને બરસનુમ લેનારને છઠા પાંચનાં પાહાડીઆં ઉપર બેસવાને નવગેરે મુકી દેખાડે પછી તે (નેમસચા ઈચાઆર મેતેશઈજાયા) મોઢે પઢીને છઠા પાંચના પાહાડીઆં ઉપર બેસે પછી તે મોબેદ નીરંગ લાવી ચમચાએ ત્રણ વખત આપીને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર નીરંગ ચોપડે પછી બીજો મોબેદ સગ લાવે તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે અને સગને તેની જગો ઉપર લઈ જાય પછી પેલો મોબેદ પાવીમાંથી બાહેર આવીને નવગેરે હાથમાં પકડીને (કેમના મજદાથી તે નેમસચા ઈચાઆરમેતેશ ઈજાયા) સુધી પઢીને બરસનુમ લેનારને સાતમાં પાંચનાં પાહાડીઆં ઉપર બેસવાને નવગેરે મુકી દેખાડે પછી તે (નેમસ

આ ઇઆઆરમેતેશઇજાયા ) મોહોડે પઢીને શાંતમાં પાંચનાં પાહાડીઆં ઉપર બેસે પછી તે મોબેદ ચમચ એ કરીને ૧૮ વખત રેતી તે બરશનુમ લેનારને આપે અને તે બરશનુમ લેનાર સઘલાં શરીર ઉપર ચોપડે અને તે મોબેદ પાછો પોતાની પાવીમાં જાએ અને બીજો મોબેદ શગ લાવે તેનાં ડાબા કાનને દાબો હાથ લગાડી અતરંગ રાખે અને શગને તેની જગો ઉપર લઇ જાય પછી પેલો મોબેદ પાવીમાંથી બાહાર આવીને નવગેરે હાથમાં પકડીને (અહુનેમ વેરીમ તનુમ પાઇતે, યથાહુવેરીઓ એક કેમનાંમજદાથી તે નેમસચા ઇઆઆરમેતેશઇજાયા ) સુધી પઢીને બરસનુમ લેનારને આઠમા પાંચના પાહાડીઆં ઉપર બેસાડવાને નવગેરે મુકીને દેખાડે પછી (નેમસચા ઇઆ આરમેતેશઇજાય ) મોહોડે પઢીને આઠમાં પાંચનાં પાહાડીઆ ઉપર બેસે પછી તે મોબેદ ફુલીઆંમાં આત્ર લાવીને ચમચાએ કરી ત્રણ વખત આપે ને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર આવને ઉપર જણાવેલી તરકીબ પ્રમણે બદન ઉપર ચોપડે પછી બીજો મોબેદ સગ લાવે તેના ડાબા કાનને દાબો હાથ લગાડી અતરંગ રાખે અને શગને તેની જગા ઉપર લઇ જાય પછી પેલો મોબેદ પાવીમાંથી બહાર આવી નવગેરે હાથમાં પકડીને (અહુનેમવેરીમ તનુમ પાઇતે, યથાહુવેરીઓ એક, કેમનામજદાથી તે નેમસચા ઇઆઆરમેતેશઇજાયા) સુધી પઢીને બરસનુમ લેનારને નવમા પાંચના પાહાડીઆં ઉપર બેસાડવાને નવગેરે મુકીને દેખાડે પછી તે નેમસચા ઇઆઆરમતેશઇજીયા ) મોહોડે પઢીને નવમાં પાંચના પાહાડીઆ ઉપર બેસે પછી તે મોબેદ ફુલીઆંમાં આત્ર લાવીને ચમચાએ કરી ત્રણ વખત આપે અને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર આવ બદન ઉપર ચોપડે પછી બીજો મોબેદ સગ લાવે તેના ડાબા કાનને દાબો હાથ લગાડી અતરંગ રાખે અને શગને તેની જગા ઉપર લઇ જાએ પછી પેલો મોબેદ પાવીમાંથી બાહાર આવી નવગેરે હાથમાં પકડીને (અહુનેમ વેરીમ તનુમ પાઇતે, યથાહુવેરીઓ એક, કેમનાંમજદાથી તે નેમસચા ઇઆઆરમેતેસઇજાયા) સુધી પઢીને ઉભો રહે પછી બરસનુમ લેનાર તેજ નવમાં પાડીઆં ઉપર બેશીને (નેમસચા ઇઆઆરમેતેસઇજાયા) મોહોડે પઢે અને નવમાંજ પાહાડીઆં ઉપર બેશી રહે પછી તે મોબેદ ફુલીઆમાં આત્ર લાવીને ચમચાએ કરી ત્રણ વખત આપે અને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર આવા પોતાનાં બદન ઉપર ચોપડે પછી બીજો મોબેદ શગ લાવે તેનાં ડાબા કાનને દાબો હાથ લગાડી અતરંગ રાખે અને શગને તેની જગો ઉપર લેઇ જાએ પછી પેલો મોબેદ પાણીમાંથી બાહેર આવી નવગેરે હાથમાં પકડીને (અહુનેમ વેરીમ તનુમ પાઇતે, યથાહુવેરીઓ એક, કેમનામજદાથી તે નેમસચા ઇઆઆરમેતેશઇજાયા) સુધી પઢીને બરસનુમ લેનારને દશમ છેલા પાહાડ ઉપર બેસાડવાને નવગેરે મુકી દેખાડે પછી તે ( નેમસચા ઇઆ આરમેતેશઇજાયા) બોલીને દશમાં પાહાડ ઉપર બેશે પછી તે મોબેદ ફુલીઆંમાં આત્ર લાવીને ચમચાએ કરીને ત્રણ વખત આપે અને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર આવ બદન ઉપર ચોપડે પછી બીજો મોબેદ શગ લાવે તેનાં ડાબા કાનને દાબો હાથ લગાડી અતરંગ રાખે અને શગને તેની જગો ઉપર લઇ જાએ પછી પેલો મોબેદ પાવીમાંથી બાહેર આવી નવગેરે હાથમાં પકડીને (અહુનેમ વેરીમ તનુમ પાઇતે, યથાહુવેરીઓ ૧, કેમનાંમજદાથી તે નેમસચા ઇઆઆરમેતેશઇજાયા ) સુધી પઢીને ઉભો રહે પછી બરસનુમ લેનાર તેજ દશમા પાહાડ ઉપર બેશી રહીને (નેમસચા ઇઆઆરમેતેશઇજાયા ) મોહોડે પઢે અને તવાંજ બેસી રહે પછી તે મોબેદ ફુલીઆમાં આત્ર લાવીને ચમચાએ કરી ત્રણ વખત આપે અને પાછો પોતાની પાવીમાં જાએ અને બરસનુમ લેનાર આવ પોતાના બદન ઉપર ચોપડે પછી બીજો મોબેદ શગ લાવે તેના ડાબા કાનને દાબો હાથ લગાડી અતરંગ રાખે

અને સગને તેની જગે ઉપર લઇ જા
ય પછી પેલો મોબેદ પાવીમાંથી બહા
ર આવી નવગેરે હાથમાં પકડીને (અહુ
નેમ વેરીમ તનુમ પાઇતે યથાઅહુ
વેરીઓ (૧) કેમના મઝદાથી નેમસચા
ઇયાઆરમેતેશઇજાચા ) સુધી પઢીને
ઉભો રહે પછી બરસનુમ લેનાર તેજ
જગામાં પહાડ ઉપર બેસી રહીને ( નેમ
સચા યાઆરમેતેશઇજાચા ) મહોડે પ
ઢે અને તયાંજ બેસી રહે પછી તે મો
બેદ કુંડીઆમાં આવ લાવીને ચમચાએ
કરી ત્રણ વખત આપીને તે બાદ કુ
ડીઆને દુરથી તે જગો ઉપર મુકીને
તેની આસપાસ પાવી કહાડીને મુગે
મોંહડે પોતાની પાવીમાં જઇને આવના
મેલું પાણીનું કહારણું લાવીને તેમાંથી
પેલાં તયાં મુકેલાં પાત્ર કુંડીવાંમાં થોડો
આવ નાખે પછી તે કહારણું બરસનુમ
લેનારનાં તન ઉપર ત્રણ મરતબે રેડીને
તેને નહવાડે પછી પાછો પોતાની પાવી
માં જાય પછી બીજો મોબેદ સગ લાવે તે
ના ડબા કાનને ડાબો હાથ લગાડી અ
તરંગ રાખે પછી સગને બરસનુમગાહ
ની બહાર લઇ જાય પછી પેલો મોબેદ
પાવીમથી આવીને નવગેરે હાથમાં પક
ડો (અહુનેમ વેરીમ તનુમ પાઅતે યથા
અહુવેરીઓ (૧) કેમનમઝદાથી તે નેમ
સચા યાઆરમતેસઇજાચા) સુધી પ
ઢીને ઉભો રહે પછી બરસનુમ લેનાર
તેજ જગયા ઉપર બેસીને (નેમચા યા
આરમેતેશઇજાયા ) મોહડે પઢીને ત
યાંજ બેસી રહે પછી પેલો મોબેદ તેના
કપડાં લાવીને પેલા તયાંજ મુકેલાં કુંડી
યામાં આવ છે તેમાંથી એક કતરો તે
ના કપડાં ઉપર નાખે પછી બાકીના કુ
ડીઆંમાનો આવ છે તે લઇને બરસનુ
મ લેનારનો ડાબો હાથ જે સગ
ના કાનને લગાડેલો છે તે હા
થ ઉપર નાખે અને તેનો હાથ
પાક કરે પછી તે પાછો પોતાની
પાવીમાં જઇને ઉભો રહે પછી બરસ
નુમ લેનાર પોતાના કપડાં પહેડે અને
કુસતી બાંધ ઉપર નાખે અને જામો
પહેડે તેની બાંહે લાંબીજ રાખે, પછી
પેલો મોબેદ પાવીમાંથી તેની આગળ
આવે અને બંને નવગેરે પોતાના હાથ
માં પકડે. પછી બરસનુમ લેનાર જામાની
જમણી તરફની આર પેતાની ડાબી ખાં
ધ ઉપર નાખે અને તેની નીચે પોતા
નો ડાબો હાથ રાખે. તે હાથના જા
માના પેવંદ ઉપર પેલા બરસનુમ દેનાર
મોબેદ નવગેરેનો ચમચો મકી નવગેરેને
પકડી ઉભો રહે. પછી બરસનુમ લેનાર
પોતાના જામાની બહારનો પેવંદ સાથ
નો હાથ પાછો પેલા ચમચા ઉપર મુકે
તે એવી તરકીબથી કે તેના હાથનો પે
વંદ ચમચાનેજ લગે નવગેરેને નહી લગે
પછી પેલો બરસનુમ લેનાર મોબેદ પોતે
એખલો બાજ મુકે નીમસચા યા આર
મતેસઇજાયા, નેમચા યાઆરમતેસ
ઇજાયા, નેમસચા યા આરમતેસઇજાયા.
યથાઅહુવેરીઓ (૨) ઇબસનેમચ વહમે
મચ ઓજસચ જઉબરેસચ આફ્રીનામે
સરોશહે અશીઅહે તખમેતનુમ ... હે. દરે
શીદ્રાશ અહુઈબહે અગમ ... (૧) અ
હમાયરેસચ, હજંઘરેમ, જતમે, કેરેબા
ખુઝદ, અશેમવોહુ (૧) એટલું પઢી રહ
યા પછી ફરીયા બરસનુમ દેનાર અને
બરસનુમ લેનાર બંને જણ સાથે ઉપર
લખયા પ્રમાણે બાજ મુકે તેમાં કશો
તફાવત નહી. પછી બરસનુમ દેનાર મો
બેદ બરસનુમ લેનારને નીચે લખેલા
સખુનો મોહડે બોલાવે જંદેહનસ
સરો તન પાક અશગેરવાન. જંદેહ ન
નસસ સરો તન પાક અશકીરવાન. જં
દેહ નસસ સરો તન પાક અશકી રવા
ન. સગ અશો હોરમઝદ પાક. સગ અશો
હીબહ પાક—એટલા સખુનો બોલાવીને
નવગેરે ઉપાડી લે પછી બરસનુમ લેનાર
હોરમજદ ખોદાય પઢી કુસતી કરે એટ
લે બરસનુમની કીયા સંપુરણ થઇ.

### બરસનુમ લીધેલાને નવસો નહાવાની વીગત.

ત્રણ રાત પુરી થયા પછી જે ગેહમાં
બરસનુમ લીધું હેય તે ગેહમાં નવસો
નાહે બરસનુમગાહની જગોમાં યા જયાં
રેતી પાથરેલી હોય તે જગોમાં (૩) પ
થર મુકી તેની આસપાસ ત્રણ કસ કા
ઢી ચાકુરથી પાવી કાઢીને જગો તઇ
યાર કરે. પછી બરસનુમવાળો મોબેદ
ખુબના વર્ણીએ કાહારનું ચોખું કરી

ચુરી પાવ કરીને તેમાં આવ નામે અને એક કુલીયું પાવ કરીને સુકવીને તેમાં ચોપડવાનો નીરંગ નાખી તઇયાર કરે. પછી નવસો નાહનાર ધણી જયાં નવસો નાહવની જગા કીધી છે. તયાં જઇ બાજુ પારીમાં ઉભો રહીને ખશને થર રાહુરહેમજદાઓ અશેમવોહુ (૧) પઢીને કપડાં પેહેડી બીજી પાવીમાં મુકી પેના ત્રણ પથર ઉપર ઉગમણને મોહડે બેસે પછી પેલો મોબેદ પાવ કરેલું કુલીયું લઇને તેની અગનપાવી કાઢીને તેની અંદર મુકે. પછી પેલો ૯૦૦ નહાનાર ધણી જમણો હાથ પોતના માથાં ઉપર મેલીને મોહડે પઢે યાને બાજ લે અરમગોહુ (૩) ફરૂઅરાને મજદીઅશનો જરથોશતરેશ વીદેઉઓ અહુરહેદકેશો [ગેહે] ફ્રરસસતીયચ સરોશહે અશીઅંહ તખમેહતનુમાથરહે દરેશી દરોશ આહુરીઅહે ખશનોથર ઇસનાયચ વહમાયચ ખશનોથરાયચ ફ્રરસસતીયચ યથા અહુ વેરીઓ જોતા ફરામે મરૂતે અથારતુશ અશાદચીદ હચહરા અશુમવીદુઆઓ મરોદ. અહુનેમ વેરીમ તનુમ પાઇતે, અહુનેમ વેરીમ તનુમ પાઇતે અહુનેમ વેરીમ તનુમ પાઇતે યથા અહુ વેરીઓ (૧) કેમનામજદા (જાતત) આસતુ ઉતેશ અશહે અહીયાં સુધી પઢીને પેહેલું નીરંગનું કુલીયું પોતાના હાથમાં લઇને તેમાંથી ત્રણ વખત નીરંગ લઇને પોતાના બદન ઉપર સઘલી જગાએ ચોપડે અને કુલીયું બીજી પાવીમાં નાખે. પછી મોબેદ આવ નામેલું પાણીનું કાહરણુ લાવીને તેના ધોએલા બીજા પહેડવાના કપડાં ઉપર જરા કતરો નાખીને તે કાહારણું તેની આગળ મુકે. પછી તે પોતાના હાથે કાહારણુ લઇને પોતાનું તન ધોય અને નાહે. પછી કપડાં પહેડીને કુસતી બાંધ ઉપર મુકીને ખોરશેદની સનમુખ મોહું કરી ઉભો રહીને બાજ મુકે. નેમસચા યા આરમતેસઇજાચા [ગાર] (૩) [પઢે] યથા અહુવેરીયો (૨) યસનેમચ [જાવત] આફ્રીનામે સરોશહે અશીઅહે તખમેહતનુ માથરહે દરેસીદરોશ આહુરીઅહ અશેમવોહુ (૧) અહમાયરેસચ, હજંઘરેમ, જસમે કરબામુજદ અશેમવોહુ (૧) પઢીને. હોરમજદ ખોદાય પઢી તે કુસતી કરે પછી પતેત કરે. એજ રીતે બીજે અને ત્રીજે નવસો નાહે પણ બીજે નવસોએ આવતાં પાણીના (૨) વાસણ લીયે અને ત્રીજે નવસોએ આવતાં પાણીના (૩) વાસણ લીયે. એ પ્રમાણે નવસો નાહાવાની કીયા કરે. જે બરશનુમનો ધણી મોબેદ પંથ તાએની ખુબ યા મીનોનાવરની મોટી ખુબ કરવા ચાહે અથવા હરેક યજદ અમેસાસપંદોની યા અશો રવાનની નઇ યતે યજશને યા વંદીદાદ કરવા ચાહે તો તે ધણી પાકી પવીત્રાઇના તન તથા પાકીજેહ કપડાં તનમાં રાખયા સાથે તથા પાક મનસની સાથે દરેમેહેરમાં આવી પાઢીઆવ કુસતી કરે અને જો તે મોબેદને વડી ખુબ તઇયાર હોય તો તે તઇયાર ખુબે ઇજશને તથા વંદીદાદ કરે અને જો તે દીને ખુબ તઇયાર નહી હોય તો પ્રથમ ખુબ કરીને પછી યજશને કરે.

---